વિક્રેતુકામા કિલ ગોપકન્યા મુરારિપાદાર્પિતચિત્તવૃત્તિ ।
દધ્યાદિકં મોહવશાદવોચદ ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૨

જેની ચિત્તવૃત્તિ મુરારિના ચરણ કમલમાં ચોટેલી છે એવી કોઈક ગોપકન્યા દૂધ દહીં વેચવાની ઇચ્છાથી ઘરમાંથી નીકળી, એનું મન તો મુરારિની પાસે હતું તેથી પ્રેમવશ ભાન ભૂલી જવાથી 'દહીં લો દહીં' એને બદલે જોરથી 'ગોવિંદ ! દામોદર માધવ ' આદિ પોકારવા લાગી

ગૃહે ગૃહે ગોપવધૂ કદમ્બાઃ સર્વે મિલિત્વા સમવાપ્ય યોગમ્ ।
પુણ્યાનિ નામાનિ પઠંન્તિ નિત્યં ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૩

વ્રજના પ્રત્યેક ઘરમાં ગોપિજનો નવરાશ મેળવીને ટોળાબંધ અન્યોઅન્ય મળીને એ મનમોહન માધવના 'ગોવિન્દ દામોદર, માધવ' એવા પવિત્ર નામોનો જાપ કર્યો કરે છે

સુખંશયાના નિલયેનિજેઽપિ નામાનિ વિષ્ણો પ્રવદન્તિ મર્ત્યા ।
તેનિશ્ચિંત તન્મયતાં વ્રજન્તિ ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૪

પોતાના ઘરમાં જ અને તે પણ સુખે શય્યા પર સુતેલાજ લોકો 'હે ગોવિન્દ ! હે દામોદર ! હે માધવ !' એવા વિષ્ણુ ભગવાનના પવિત્ર નામોનું નિરંતર સ્મરણ કર્યો કરે છે, તે લોકો નિઃસંશય ભગવાનની તન્મયતાને પ્રાપ્ત થઈ જાય છે

જિહ્વે સદૈવં ભજ સુન્દરાણિ નામાનિ કૃષ્ણસ્ય મનોહરાણિ ।
સમસ્તભક્તાર્તિ વિનાશનાનિ ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૫

હે જીભ ! તું સર્વદાજ શ્રીકૃષ્ણચન્દ્રના 'ગોવિન્દ ! દામોદર માધવ !' એ મનોહર મંજુલ નામોને, કે જે ભક્તોના સંકટોની નિવૃત્તિ કરનારા છે, તેમને ભજતી રહે

સુખાવસાને ઇદમેવ સારં દુઃખાવસાને ઇદમેવ જ્ઞેયમ ।
દેહાવસાને ઇદમેવ જાપ્યં ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૬

સુખની સીમામાં એ જ સાર છે, દુઃખના અંતમાં એ જ જાણવાયોગ્ય છે અને શરીરના અંતકાળે પણ એ જ મંત્ર જપવા યોગ્ય છે તે શું ? એ જ કે 'હે ગોવિન્દ ! હે દામોદર ' હે માધવ !'

શ્રીકૃષ્ણ રાધાવર ગોકુલેશ ગોપાલ ગોવર્ધન નાથ વિષ્ણો ।
જીહ્વે પિબસ્વામૃતમેતદેવ ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૭

હે જીભ ! તું શ્રીકૃષ્ણ ! રાધારમણ ! વ્રજરાજ ! ગોપાલ ! ગોવર્ધન ! વિષ્ણો ! ગોવિન્દ ! દામોદર ! માધવ ! એ નામામૃતનું નિરંતર પાન કરતી રહે.

જીહ્વે રસજ્ઞે મધુરપ્રિયાત્વં સત્યં હિતત્વાં પરમ વદામિ ।
આવર્ણયેથા મધુરાક્ષરાણિ ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૮

રસોઇને ચાખનારી જીભ ! તને મીઠી વસ્તુ ઘણીજ પ્યારી લાગે છે એટલા માટે હુ તારા હિતની એ ઘણીજ સુંદર અને સાચી વાત કહું છુ : તું નિરન્તર 'હે ગોવિન્દ ! દામોદર ! હે માધવ !' એ મધુર મંજુલ નામોની આવૃત્તિ કર્યા કર.

ત્વામેવ યાચે મમદેહિ જીહ્વે સમાગતે દણ્ડધરે કૃતાન્તે ।
વક્તવ્યમેવં મધુરં સુભક્ત્યા ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૯

હે જીભ ! હું તારી પાસે એક ભિક્ષા માગું છું તે તુંજ મને આપ. તે એજ કે જ્યારે દંડપાણી યમરાજ આ શરીરના અંત માટે આવે ત્યારે ઘણાજ પ્રેમથી ગદ્દગદ્દ સ્વરે 'હે ગોવિન્દ ! હે દામોદર ! હે માધવ !' એ મધુર નામોનુ ઉચ્ચારણ કરજે

ગોવિન્દ માધવ સ્તોત્ર પ્રેમથી પાઠ જે કરે
દામોદર દયાદાને શાહેજે ગોલોક સંચરે.



# વૈષ્ણવ ધર્મના મહાન ઉપદેશક અને ઉધ્ધારક

# —: પ્રાતઃસ્મરણીય શ્રી રામચંદ્ર ડોંગરે મહારાજ :—

સનાતન હિંદુ ધર્મની અને જ્ઞાનની જ્યોત જલતી રાખનાર આધુનિક યુગના મહાન સંત, મહાન પ્રભુભક્ત, ભારતીય સંસ્કૃતિના મહાન ઉપદેશક, મહાન ભાગવત્ કથાકાર, કર્મ ભકિત અને વૈરાગ્યના મહાન સંદેશવાહક, પરમ પુજ્ય શ્રી રામચંદ્ર ડોંગરે મહારાજનો જન્મ ૧૯૮૨ના ફાલ્ગુન સુદ ૩ ને સોમવાર તા ૧૫-૨-૧૯૨૬ના શુભ દિને ઈંદોરમાં, વડોદરાના એક દક્ષિણિ સંસ્કારી ધર્મનિષ્ઠ બ્રાહ્મણ કુટુંબમાં થયો છે

એમના પૂજ્ય પિતાશ્રી કેશવ ગણેશ ડોંગરે શાસ્ત્રજ્ઞ છે. એમના પૂજ્ય માતૃશ્રી કમલાદેવી રામભકત છે. એમના ભાઈ શ્રી પ્રભાકરભાઇ વેદશાસ્ત્રના વિદ્વાન છે.

એમને બાળપણમાંથીજ જ્ઞાન, કર્મ, ભકિત અને વૈરાગ્યના સુસંસ્કારો સાંપડયા, જે ઉમર વધતાં અભ્યાસથી અને અનુભવથી એમણે વિકસાવ્યા આજે જ્ઞાન, કર્મ ભકિત અને વૈરાગ્યના મહાન ઉપાસક, પ્રવકતા અને પ્રચારક તરીકે ભારતભરમાં અને ભારતની બહાર જ્યાં જ્યાં વૈષ્ણવો વિદ્યમાન છે ત્યાં ત્યાં એમના નામનો મહિમા છે.

લગભગ ૫૦ વર્ષની વયે શ્રી રામચંદ્ર ડોંગરે મહારાજે પરમાત્માની કોઈ અગમ્ય પ્રેરણાથી ક્ષેત્ર સન્યાસ લઈ પોતાનું સમગ્ર જીવન શ્રીમદ્ ભાગવતૂને પવિત્ર ચરણે અર્પણ કરી દીધું છે.

શ્રીમદ્ ભાગવતની કથામૃતનું, પરમ પુજ્ય શ્રી રામચંદ્ર ડોંગરે મહારાજના સ્વમુખેથી શ્રવણ કરવું એ એક અપૂર્વ લ્હાવો છે. એમની દિવ્ય અમૃતમય વાણીનો સ્ત્રોત એના વહેણમાં શ્રોતાઓને તાણી જાય છે અને પાવન કરે છે

સાદી, સરળ, સચોટ, માર્મિક અને ભાવવાહી ભાષામાં શ્રીમદ્ ભાગવત્ કથાના પ્રસંગોનું વર્ણન જ્યારે શ્રી ડોંગરે મહારાજ કરે છે ત્યારે તે પ્રસંગોના શબ્દચિત્રો તાદૃશ શ્રોતાઓના માનસપટ ઉપર અંકિત થાય છે. એની ભાવના ચિરસ્મરણીય બની જાય છે. શ્રી ડોંગરે મહારાજની ભાગવતના પ્રસંગો સાથેની તાદાત્મ્યતા, એકરસતા, એમની વાણીને અલૌકિક બનાવે છે. શ્રીકૃષ્ણને જ્યારે એ "મારો લાલો" કહીને સંબોધે છે ત્યારે એમનું હૃદય ભાવ વિહ્વળ બની જાય છે અને એમની આંખોમાંથી પ્રેમાશ્રુઓ વહેવા માંડે છે. એમની કથા કહેવાની શૈલી અતિશય ભાવવાહી અને ચિત્તાકર્ષક છે. જ્ઞાન, કર્મ, ભકિત અને વૈરાગ્યના સુયોગ સુમેળથી એમના બહુમુખી વ્યકિતત્વનું આપણને દર્શન થાય છે પૂ. ડોંગરે મહારાજ વિષે સ્વામી ચિન્મયાનંદજી કહે છે કે અહર્નિશ ઇશ્વરનાં અનંત ગુણગાન ગાય છે તે સૌથી વધુ પૂજનીય છે.

મર્યાદા પુરુષોત્તમ શ્રીરામ અને નિષ્કામ ભકિતના પ્રણેતા શ્રીકૃષ્ણ ભગવાનની મર્યાદા અને નિષ્કામ ભકિતના તાણાવાણાથી જેમનું જીવન, ઓતપ્રોત છે. તેવા સનાતન વૈષ્ણવ ધર્મના મહાન ઉપદેશક અને ઉધ્ધારક પરમ પૂજ્ય શ્રી રામચંદ્ર ડોંગરે મહારાજને આપણે સપ્રેમ વંદન કરીએ છીએ.

卐

श्री सद्गुरवे नमः

# સંસ્કૃતિ દર્શન ગ્રંથ

પરમ પૂજ્ય શ્રી ડોંગરે મહારાજના
ચરણ કમળમાં
સાદર અર્પણ



ગ્રામ : 'ન્યાય'  ફોન : ૨૪૫૬૦ અને ૨૪૨૬૦


ગુજરાત રાજ્ય રાહત સમિતિ

ઠે. બહુમાળી સામે, લાલ દરવાજા
અમદાવાદ-૩૮૦૦૦૧


તા. ૨૪-૧-'૭૬

# પૂ. રવિશંકર દાદાનાં આશીર્વચન

.....સ્વર્ગસ્થ શ્રી છગનબાપા અતિથિગૃહનું ઉદ્ઘાટન પૂ. શ્રી ડોંગરે મહારાજના શુભ હસ્તે યોજાયું છે તે જાણી તેઓ ઘણા રાજી થયા છે. પૂ. દાદા જણાવે છે કે શ્રી લક્ષ્મીનારાયણ મંદિર સોસાયટી અને શ્રી કલકત્તા ગુજરાતી વૈષ્ણવ સમાજ અતિથિગૃહ બનાવી એક પ્રકારનું ઉત્તમ કાર્ય કરી રહેલ છે. અનેક પ્રવાસીઓને આશીર્વાદરૂપ બનશે. ઈશ્વર આ કાર્યને ખૂબ સફળતા આપે એવી તેઓ પ્રાર્થના કરે છે

—પ્રભુદાસ બાલુભાઈ પટવારી



# આજની ઘડી રળીયામણી રે

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत ॥



શ્રી ગણેશાય નમઃ

## શ્રી છગનબાપા અતિથિગૃહનું ઉદ્ઘાટન

સમય : સંવત ૨૦૩૨ના મહાસુદ ૧ ને
રવિવાર તા. ૧-૨-૭૬ : સવારે ૧૦-૩૦ કલાકે

પ્રાતઃસ્મરણીય પરમ પૂજ્ય શ્રી રામચંદ્ર ડોંગરે મહારાજના વરદ હસ્તે

પ્રમુખ : શ્રી ગીરધારીલાલ મહેતા

અતિથિવિશેષ : શ્રી રસિકલાલ કૃપાશંકર વોરા (ધનબાદ)
શ્રી નગીનદાસ ભગવાનદાસ પરીખ (જમશેદપુર)

ॐ

ॐकारं विन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥

## —: માંગલિક પ્રસંગો :—



# શ્રી અષ્ટોત્તરશત્ શ્રીમદ્ ભાગવત્ જ્ઞાનયજ્ઞ

પ્રારંભ : સંવત ૨૦૩૨ ના મહ સુદ ૨ ને સોમવાર તા. ૨-૨-૭૬
પુર્ણાહુતિ સંવત ૨૦૩૨ના મહાસુદ ૧૨ ને ગુરૂવાર તા. ૧૨ ૨-૭૬
ભાગવત કથા : પ્રતિદિન સવારે ૯ થી ૧૨; બપોરે ૩ થી ૬
સ્થળ : ૪/૧, ચક્રબેરીયા લેઈન ( નોર્થ ) ભવાનીપુર, કલકત્તા-૨૦
મુખ્ય યજમાન : શ્રી નંદલાલ કોઠારી
પોથી યાત્રા : શ્રી નંદલાલ કે. કોઠારીનાં ૨/૧, એલ્ગીન રોડ ભવાનીપુર નાં નિવાસસ્થાનેથી સવારે ૭॥ કલાકે પ્રસ્થાન

વ્યાસપીઠ પર : પ્રાતઃસ્મરણીય પરમ પુજ્ય શ્રી રામચંદ્ર ડોંગરે મહારાજ



# શ્રી લક્ષ્મીનારાયણ મંદિરનો દ્વિતીય પાટોત્સવ

સમય : સંવત ૨૦૩૨ના મહાસુદ ૫ ગુરુવાર તા. ૫ ૨-૭૬ સવારે ૮ કલાકે
અભિષેકવિધિ : શ્રી મોહનભાઇ એ. જોશી
આચાર્ય : વેદમૂર્તિ શ્રી શંકરલાલ શાસ્ત્રી

M/s SOORAJMULL BAIJNATH
138 B. R. B. Basu Road



# અનુક્રમ મંજરી



ॐ नमो भगवते वासुदेवाय

# પ્રમુખ સ્થાનેથી

કલકત્તાના વૈષ્ણવોમાં ધાર્મિક ભાવના વધે એ આશયથી શ્રી કલકત્તા ગુજરાતી વૈષ્ણવ સમાજ અને શ્રી લક્ષ્મીનારાયણ મંદિર સોસાયટીએ કરેલા પ્રયાસોના ફળસ્વરૂપ શ્રી લક્ષ્મીનારાયણ મંદિરનું નિર્માણ કરવામાં આવેલ છે. આપણા સદભાગ્યે સં. ૨૦૩૨નાં વસંત પંચમીનાં શુભ દિને આ પુનિત મંદિરમાં શ્રી લક્ષ્મીનારાયણ દેવની મનોહર અલૌકિક મૂર્તિપ્રતિષ્ઠા પ. પૂ. શ્રી ડોંગરે મહારાજના સાનિધ્યમાં શ્રી ગીરધારીલાલ મહેતાના વરદ્હસ્તે થઇ અને આમ આપણું સ્વપ્ન સિદ્ધ થયું.

કલકત્તામાં આવતા યાત્રાળુઓ તથા પ્રવાસીઓને ઉતરવા માટે કોઈ સારી સગવડ ન હોવાને કારણે સ્વ. પૂ. શ્રી છગનબાપાની મહેચ્છા એક અદ્યતન સુસજ્જ અતિથિગૃહ થાય તેવી હતી. તે મુજબ આ ભવ્ય અતિથિગૃહ અસ્તિત્વમાં આવ્યું છે. શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની કૃપાથી પ. પૂ. શ્રી ડોંગરે મહારાજના શુભ હસ્તે પૂ. શ્રી છગનબાપા અતિથિગૃહનું ઉદઘાટન થઈ રહ્યું છે એ આપણું સદ્ભાગ્ય છે. અતિથિઓની સગવડતા સચવાઈ રહે તે માટે જરૂરી પ્રબંધ કરવામાં આવ્યો છે. મંદિરનાં પ્રાંગણમાં આ અતિથિગૃહ ઉતરનાર ભાવિકજનો માટે યાત્રાધામ સમુ બની રહેશે.

શ્રી લક્ષ્મીનારાયણ મંદિર તેમજ શ્રી છગનબાપા અતિથિગૃહનું સંચાલન ટ્રસ્ટી મંડળ તેમજ કાર્યવાહક સમિતિના સભ્યોની દક્ષતાથી અને આપ સૌના સહકારથી નિયમિત રૂપે સરળતાથી ચાલી રહ્યું છે.

ફરીથી એકવાર આપણે પ. પૂ. શ્રી રામચંદ્ર ડોંગરે મહારાજનાં શ્રી મુખેથી શ્રીમદ્ ભાગવત કથાનું જ્ઞાનામૃત ઝીલવા ભાગ્યશાળી બન્યા છીએ. પૂર્વાંચલના વૈષ્ણવજનો માટે આ અપૂર્વ લ્હાવો છે.

પૂ. શ્રી છગનબાપા, શ્રી એ. વી. જોષી અને શ્રી ઉમેદભાઈ પટેલ જેવા આ સંસ્થાનાં અગ્રણી પાયાના કાર્યકરો જેમણે પોતાની અનન્ય સેવાનો આ સંસ્થાને ફાળો આપ્યો છે તેઓ આજે આપણી વચ્ચે નથી. આ પ્રસંગે તેમને નમસ્કાર કરી આપણું ઋણ અદા કરીએ છીએ.

આપણી આ ભવ્ય ઈમારતનું સર્જનકાર્ય ઇ.સ. ૧૯૬૭માં આરંભાયું, તે ચાલુ વર્ષમાં ઈશ્વર કૃપાએ પુરૂં થયે. ઉદારદિલ વૈષ્ણવો તરફથી આ શુભ કાર્ય માટે આર્થિક મદદ અને સહકાર અમને સાંપડતા રહ્યા છે. અને અમને વિશ્વાસ છે કે ભવિષ્યમાં પણ એ પ્રચુર માત્રામાં મળતા રહેશે.

મંદિરનો દ્વિતીય પાટોત્સવનો માંગલિક પ્રસંગ વસંત પંચમીનાં શુભ દિને ઉજવાય છે. આ અવસરે અષ્ટોત્તરશત શ્રીમદ્ ભાગવત જ્ઞાનયજ્ઞનું આયોજન તથા શ્રી છગનબાપા અતિથિગૃહ ઉદઘાટનનું સદભાગ્ય પ્રાપ્ત થાય છે તે આપણે માટે ગૌરવ અને આનંદનો વિષય છે.

---

આ શુભ પ્રસંગે નિમિત્તે અમે એક 'સંસ્કૃતિ દર્શન ગ્રંથ' પ્રસિદ્ધ કરવાનું વિચાર્યું. અને તે માટે સંપાદન સમિતિ રચવામાં આવી. આ સમિતિ દ્વારા સમયની મર્યાદામાં એ ગ્રંથ તૈયાર કરવામાં આવ્યો છે. આ ગ્રંથની લેખમાળાનું વાંચન આપ સૌને જ્ઞાનપ્રદ અને રુચિકર નીવડશે એવી અમને ખાત્રી છે.

આ ગ્રંથ માટે લેખો આપનાર વિદ્વાનોના, અવારનવાર આપણને પ્રવચનોનો લાભ આપનાર સંતોના તથા જાહેર ખબર આપનાર અને મેળવી આપનાર સૌ ભાઈઓના ઋણનો અમે સ્વીકાર કરીએ છીએ.

શ્રી લક્ષ્મીનારાયણની મૂર્તિઓના વાઘાઓ વૈષ્ણવો તરફથી અમને મળતા રહ્યા છે. તેમજ ભગવાનને ધરાવવામાં આવતા દૈનિક રાજભોગની ૩૬૫ તિથિઓમાંથી ધર્મનિષ્ઠ ભાઈબ્હેનો તરફથી લગભગ ૩૦૦ તિથિઓ નોંધાઈ ગઈ છે. આ સૌ ભાઈબ્હેનોનો, ધર્મ કાર્યમાં સક્રિય મદદ કરવા માટે આભાર. આ ઉપરાંત ઉપર જણાવેલ મહોત્સવોની ઉજવણીને સફળ બનાવવા માટે જુદી જુદી સમિતિના સભ્યોએ કરેલ નિષ્ઠાપૂર્વક કાર્ય માટે તેમજ અન્ય ભાઈબ્હેનોએ ઉઠાવેલી જહેમત બદલ અમે સૌ ભાઈબ્હેનોનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. વૈષ્ણવ સમાજના પીઢસ્તંભ સમા શ્રી ગીરધારીલાલ મહેતા, ઇજનેર શ્રી મોહનલાલ મિસ્ત્રી તેમજ પ્રસંગે પ્રસંગે કિમતી સલાહ સુચનો આપનાર સર્વ ભાઈઓનો પણ આ પ્રસંગે અમે આભાર વ્યક્ત ન કરીએ તો કૃતઘ્ની ગણાઈએ. અંતમાં, અમે સમગ્ર વૈષ્ણવ જનતાનો અમારા દરેક કાર્યમાં સાથ અને સહકાર આપવા બદલ આભાર માનીએ છીએ.

આપના ભવદીય:

રતનશી જે. રાજા
પ્રમુખ
શ્રી કલકત્તા વૈષ્ણવ સમાજ

છોટાલાલ ડી. ઠક્કર
પ્રમુખ
શ્રી લક્ષ્મીનારાયણ મંદિર સોસાયટી

૪૨ શરત બોઝ રોડ
કલકત્તા-૨૦

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामया ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःख भाग् भवेत् ॥

卐

GANESH TALKIE HOUSE
373, Upper Chitpur Road,
CALCUTTA-700007.

# સંપાદકીય

સંવત ૨૦૩૦ ના વસંત પંચમીના શુભ દિને પ. પૂ. શ્રી રામચંદ્ર ડોંગરે મહારાજનાં સાનિધ્યમાં શ્રી ગીરધારીલાલ મહેતાના વરદ્ હસ્તે શ્રી લક્ષ્મીનારાયણ દેવ મંદિરમાં મૂર્તિ પ્રતિષ્ઠા કરવામાં આવી તે શુભ પ્રસંગને અનુરૂપ સુંદર સ્મૃતિગ્રંથ શ્રી લક્ષ્મીનારાયણ મંદિર સોસાયટી અને શ્રી કલકત્તા વૈષ્ણવ સમાજ તરફથી પ્રસિધ્ધ કરવામાં આવ્યો જેને ખૂબ સારો આવકાર મળ્યો.

આથી પ્રોત્સાહિત થઈને બે વર્ષ બાદ પૂ. શ્રી ડોંગરે મહારાજનાં શ્રીમુખેથી પ્રેરણાત્મક દિવ્યવાણી દ્વારા સાકારીત ચતુર્થ શ્રીમદ્ ભાગવત જ્ઞાનયજ્ઞનું આયોજન, પૂ. શ્રી છગનબાપા અતિથિગૃહનું ઉદ્ઘાટન અને દ્વિતીય પાટોત્સવ—આમ ત્રણ ઉત્સવોની ઉજવણી પ્રસંગે લગભગ ૩૦૦ પાના જેટલું સાદું, સરળ, રુચિકર અને રસપ્રદ ભાવવાહી વાંચન પુરૂ પાડતો ગ્રંથ પ્રગટ કરવા અમે હિંમત કરી.

શ્રી લક્ષ્મીનારાયણ મંદિર આપણા ધર્મ અને સંસ્કૃતિની જીવંત જ્વલંત જ્યોતિ છે. એ અખંડ જ્યોતિના જ્યોતિર્ધરો જેવા આપણાં સંતો, સતીઓ, ઉપવાસવ્રતો, તહેવારો, ઉત્સવો, ગુંજન કરતી ગીતા વગેરે સંસ્કૃતિ દર્શનનાં મઘમઘતાં કેટલાક આધ્યાત્મિક રંગબેરંગી, પુષ્પોનો નાજુક ગુચ્છ પ્રભુચરણમાં સમર્પણ કરવા અમને અંતરપ્રેરણા જાગી. પરિણામરૂપ સમગ્ર આયોજનને અનુરૂપ એવાં લખાણો, ચિત્રો વગેરે સામગ્રી એકઠી કરવાનાં કામમાં અમે લાગી ગયા.

અમારી પાસે સમય માત્ર અઢી ત્રણ માસનો હતો અને કામ વિરાટ હતું. અલગ અલગ આધ્યાત્મિક વિષયો તથા પ્રસંગો નક્કી કરી, લખાણ તૈયાર કરી, મળેલી સામગ્રીને સંકલીત કરી મઠારી, મુમુક્ષુ ધર્મપ્રેમી વાચકોને રુચિકર બને તે હેતુને લક્ષ્યમાં લઈ આ ગ્રંથને નીચે મુજબ વિવિધ ૬ વિભાગોમાં વૈષ્ણવ જનતા સમક્ષ રજુ કરવાનું સદ્ભાગ્ય અમને સાંપડ્યું છે.

પ્રથમ વિભાગ : ભારતના મહાન સંતો, ભક્તો અને અવતારી પુરૂષોના જીવનની ઝરમર પીરસતા લેખો.

બીજો વિભાગ : ૨૬ એકાદશી વ્રતોના માહાત્મ્ય સમજાવતા લેખો.

ત્રીજો વિભાગ : રામાયણનાં કેટલાક મહાન સ્ત્રી પાત્રોનાં જીવનવૃત્તાંતો.

ચોથો વિભાગ : આપણા કેટલાક વાર્ષિક તહેવારો અને ઉત્સવો આપતા લેખોનો સંગ્રહ.

પાંચમો વિભાગ : હિંદુ ધર્મના મહાન ગ્રંથ ગીતાના એક એક અધ્યાયમાંથી એક એક શ્લોક ચૂંટી તેનું નિરૂપણ કરતું ભાવમય વાંચન.

છઠ્ઠો વિભાગ : બોધ કથાઓ તથા કેટલાક ચિંતનીય પ્રકીર્ણ લેખો.

---

પ્રાતઃ સ્મરણીય પૂ. ડોંગરે મહારાજની જીવન-ઝાંખી ઉપરાંત વૈષ્ણવ સમાજના બે અગ્રણીઓ અને વિભુતિઓ પૂ. શ્રી છગનબાપા અને શ્રી જોષીજી જેમણે પોતાના કિંમતી સમયનો ભોગ આપી તન મન અને ધનથી શ્રી લક્ષ્મીનારાયણ મંદિર અને અતિથિગૃહના નિર્માણમાં અમૂલ્ય ફાળો આપ્યો છે તેમને આપણી ભાવભીની શ્રધ્ધાંજલિ અર્પવા માટે એમની જીવન ઝરમરને પ્રગટ કરી છે, જે સૌ વાચકોને પ્રેરણાદાયી નીવડશે તેવું અમારૂં માનવું છે.

તદુપરાંત મંદિરના દરેક ઉત્સવો પ્રસંગે હિંદી ભાષી ભાઈ બ્હેનો વિપુલ પ્રમાણમાં ભાવથી હાજર રહી પ્રસંગની શોભા વધારે છે તેમની ભાવપુષ્ટિ અર્થે હિંદીભાષામાં આધ્યાત્મિક સાહિત્ય મૂકવા અમોએ નિર્ણય લીધો. પરિણામે હિંદી વિભાગને પ્રાણમય બનાવવા અમોએ 'પરમાત્મા' (૫+૨+૪॥+૮+૪॥=૨૪)ના ચોવીશ અવતારો રજુ કર્યા છે. વાચકોના આધ્યાત્મિક વિચારો પુષ્ટ બને એવો, સાત્વિક અને તેજસ્વી દૈવી વિચારધારાનો 'સંસ્કૃતિ દર્શન ગ્રંથ' તૈયાર કરવા માટે અમારા બુધ્ધિ શક્તિ કેટલી ? એટલે આ ગ્રંથમાં જે કંઈ રજુ થઈ શક્યું છે તે શ્રી લક્ષ્મીનારાયણ દેવના અનુગ્રહથી શક્ય બન્યું છે. ગ્રંથ માટે લેખો આપનાર વિદ્વાનોનો અમે આ તકે હાર્દિક આભાર માનીએ છીએ.

અમારા પ્રયાસમાં ક્યાંક ત્રુટીઓ અને ઊણપો રહી જવા પામી હશે, તો તે અમારી છે. વાચકોને તેને દરગુજર કરવા અમારી વિનંતિ છે. વાંચકને હૃદયમાં—જીવનમાં કંઈ સ્પર્શી જાય તો તે પ્રભુની પ્રસાદી માની ગ્રહણ કરે.

માનવ મેરામણ વૈષ્ણવ સમાજના આધ્યાત્મિક રંગે રંગાએલા ભાઈ બ્હેનોના કરકમલમાં આ નાનો પુષ્પ—ગુચ્છ મૂકતાં અમે હર્ષ અને આનંદ અનુભવીએ છીએ. આશા છે કે એની થોડીક પણ સુવાસ આપ સૌના મન-જીવન પ્રફુલ્લિત—ચેતનવંત કરશે.

આપના ભવદીય :
રમણલાલ બી. શાહ
મુળચંદ છ. પારેખ
હર્ષદરાય ન. પાઠક
પી. પી. રેવાવાળા

સંપાદકો
સંસ્કૃતિ દર્શન ગ્રંથ

यदक्षर पदभ्रष्टं मात्राहीनं यद्भवेत्
तत्सर्वं क्षम्यतां देव। प्रसीद परमेश्वर ॥

ROSHANLAL BHATIA
160, Jamunalal Bajaj Street,
CALCUTTA-700007.

卐 श्री कृष्णः शरणं मम। 卐

## —: વન્દના :—

સદ્ભાગ્યે બે વર્ષ પહેલાં શ્રી શ્રી લક્ષ્મીનારાયણ દેવની પ્રાણ પ્રતિષ્ઠા આપણે આંગણે થઈ ત્યારથી મંદિરમાં અનેક આધ્યાત્મિક અને ધાર્મિક પ્રવૃત્તિઓનો પ્રવાહ વહી રહ્યો છે. પ્રવાહનાં પૂર સમા ત્રણ ઉત્સવો—શ્રીમદ્ ભાગવત અષ્ટોત્તરશત જ્ઞાનયજ્ઞ, પૂ. શ્રી છગનબાપા અતિથિગૃહનું ઉદ્ઘાટન તથા મંદિરનો દ્વિતીય પાટોત્સવ—ઉજવવા જેમણે પ્રેરણા સંચાર કર્યો છે તેવા જગન્નિયંતા પરમકૃપાળુ પરમેશ્વર શ્રી લક્ષ્મીનારાયણ દેવના ચરણ કમળમાં અમારાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ પાઠવીએ છીએ.

આ અવસરે જેમણે આપણા આમંત્રણને માન આપી, કલકત્તા પધારી, પોતાની અમૃતવાણી દ્વારા શ્રીમદ્ ભાગવત જ્ઞાનયજ્ઞનું રસપાન કરાવી, આપણાં કાર્યની સફળતા માટે આશીર્વાદ આપ્યા તેવા તિર્થસ્વરૂપ પૂ. શ્રી ડોંગરેજી મહારાજને હાર્દિક વંદન કરી અમારૂં તેમના પ્રત્યેનું ઋણ વ્યક્ત કરીએ છીએ.

## અમે આભારી છીએ :—

મુ. શ્રી ગીરધારીલાલ મહેતાના—જેમણે પ્રારંભથી આપણા કાર્યમાં રસ લઈને પ્રસંગોચિત માર્ગદર્શન આપ્યું તે બદલ તથા આમંત્રણને માન આપી સ્વ. શ્રી છગનબાપા અતિથિગૃહનું ઉદઘાટન કરવા બદલ.

શ્રી નંદલાલભાઈ કોઠારી, શ્રી રસિકલાલ વોરા તથા શ્રી નગીનદાસ પરીખના—આપણા આમંત્રણને માન આપીને અનુક્રમે મુખ્ય યજમાન તથા અતિથિ વિશેષ થવાની સ્વીકૃતિ આપવા બદલ.

શ્રી બચુભાઈ ગગલાણીના—જેમણે પરમ પૂજ્ય ડોંગરે મહારાજના સતત સંપર્કમાં રહી આપણે આંગણે ભાગવત જ્ઞાનયજ્ઞ માટેની તિથિઓ નક્કી કરી આપવા બદલ, મહારાજશ્રીને પોતાના નિવાસસ્થાનમાં ઉતારો આપવાની વ્યવસ્થા કરવા બદલ, તથા નગર નિવાસ દરમ્યાનની દરેક સેવા ઉપાડી લેવા બદલ.

'કલ્યાણ'ના ટ્રસ્ટી મંડળ તથા સંપાદક પરમ સંત શ્રી રામસુખદાસજી મહારાજના—જેઓ જન-કલ્યાણ અર્થે પોતાની સર્વ શક્તિઓ ખર્ચી રહ્યા છે તેમના, હિંદી વિભાગમાં 'અભિમાન' ઉપર મનનીય લેખ આપવા બદલ.

અન્ય વિદ્વાન લેખકોના—'સંસ્કૃતિ દર્શન ગ્રંથ' માટે અનુરૂપ ચિંતનીય લેખો આપવા બદલ

લેખક શ્રી હરીભાઈ કોઠારી તથા પ્રકાશક શ્રી સદ્વિચાર ટ્રસ્ટ મંડળના—જેમના 'સંસ્કૃતિ પૂજન' માંથી તહેવારો અને ઉત્સવો ટુંકાવીને આપણે લીધા છે તે બદલ.

શ્રી મોહનલાલ મિસ્ત્રી ( કોઠારી એસોસીએટસ )ના—શ્રી લક્ષ્મીનારાયણ મંદિર, પ્રવચન ખંડ, સામાજીક પ્રસંગો માટે વાડી અને અતિથિગૃહના કલ્પનાસભર કલાત્મક આયોજન બદલ અને આ ઈમારતનાં બાંધકામમાં આરંભથી અંત સુધી અવિરત પરિશ્રમ લઈ નિઃશુલ્ક સેવા આપવા બદલ.

શ્રી એસ. આર. ભાલોટીયાના—'સંસ્કૃતિ દર્શન ગ્રંથ' માટે હિંદી વિભાગનું સંકલન કરાવી આપવા બદલ.

સોલીસીટર શ્રી બી. એન. બગડિયાના—સંસ્થાની જમીનના દસ્તાવેજો નિઃશુલ્ક કરી આપવા બદલ.

શ્રી ભવાનીપુર ગુજરાતી સ્ત્રી મંડળ, સહાયકારી ડીસ્પેન્સરી ટ્રસ્ટના—નં. ૪, ચક્રબેરીયા લેનનું વિશાળ પ્રાંગણ શ્રીમદ્ ભાગવત જ્ઞાનયજ્ઞાર્થે આપવા બદલ.

સંતો અને વિદ્વાનોના—અવારનવાર અત્રે પધારી વૈષ્ણવ જનતાને તેમનાં પ્રવચનોનો લાભ આપવા બદલ.

શ્રી રામકૃષ્ણ સત્સંગ મંડળના સંચાલક શ્રી નારણભાઈ ઓધીવા તથા શ્રી હરીપ્રસાદભાઈ વ્યાસના—દર શનિવારે મંદિરમાં આધ્યાત્મિક પ્રવચનો આપવા બદલ.

શ્રી વિઠ્ઠલદાસ શાહના—મંદિરમાં નિયમિત રીતે આધ્યાત્મિક બોધ કથાઓ—સુવાક્યો લખી આપવા બદલ.

દાતા ભાઈ બ્હેનોના—શ્રીમદ્ ભાગવત જ્ઞાનયજ્ઞ પ્રસંગે તથા સ્વ. શ્રી છગનબાપા અતિથિગૃહ માટે ઉદાર હાથે કરેલાં દાનો બદલ તથા 'સંસ્કૃતિ દર્શન ગ્રંથ'માં પોતાની જાહેરાત આપીને એના પ્રકાશનમાં મદદ કરવા બદલ.

સર્વે સ્વયંસેવક ભાઈ બ્હેનોના—સંપૂર્ણ સેવાભાવ અને સહકારથી સુંદર વ્યવસ્થા જાળવવા બદલ.

શ્રી જાણુબ્હેન તથા શ્રી નવલભાઈ કાંગાના—'સંસ્કૃતિ દર્શન ગ્રંથ'નું ચીવટપૂર્વક, સમયસર, કલાત્મક મુદ્રણ કરી આપવા બદલ.

સર્વે વૈષ્ણવ ભાઈબ્હેનોના—જેમણે પ્રત્યક્ષ કે પરોક્ષ રૂપે અમારા કાર્યની સફળતામાં સહકાર આપ્યો છે તે બદલ.

આપના ભવદીય !

| | | |
|---|---|---|
| ચીમનલાલ શાસ્ત્રી<br>નટવરલાલ શાહ<br>શ્રી લક્ષ્મીનારાયણ મંદિર સોસાયટી | માનદ્ મંત્રીઓ | કૃષ્ણલાલ અડાલજા<br>પુરૂષોત્તમદાસ શાહ<br>શ્રી કલકત્તા ગુજરાતી વૈષ્ણવ સમાજ |

मंत्रहीनं क्रियाहीनं भक्तिहीनं सुरेश्वर;
यत्पूजितं मया देव परिपूर्णं तदस्तु मे ।

# શ્રી લક્ષ્મીનારાયણ મંદિર સોસાયટી



---

# મહોત્સવ સ્વાગત સમિતિ

મુખ્ય યજમાન :

શ્રી નંદલાલ કે. કોઠારી

પ્રમુખ :

(સ્વાગત સમિતિ)

શ્રી રતનશી જે. રાજા

ઉપ-પ્રમુખો :

શ્રી છોટાલાલ ડી. ઠક્કર
,, રમણલાલ બી. શાહ
,, ઈશ્વરલાલ સી. પાંચાલ
,, મોહનભાઈ જોશી

માનદ મંત્રીઓ :

શ્રી ચીમનલાલ જી. દાણી
,, કૃષ્ણલાલ જે અડાલજ
,, નટવરલાલ એચ. શાહ
,, પુરૂષોત્તમદાસ કે. શાહ

કોષાધ્યક્ષો :

શ્રી ગુલાબદાસ ડી. છાપીઆ
,, કિશોરભાઈ શાહ

સભ્યો

શ્રી રંગનાથજી બાંગડ
,, ગોપાલદાસ તુલસીદાસ
,, ઈશ્વરીપ્રસાદ ગોએનકા
,, કેશુભાઈ સંપટ
,, ગિરધરલાલ કોઠારી
,, રામનારાયણ ભોજનગરવાલા

શ્રી હર્ષદભાઈ વણીયા
, નવનીતભાઈ એમ. ત્રિવેદી
,, કેશવલાલ પી. ગોરસિયા
,, મંગળભાઈ ખીમજી હંસરાજ
,, રામચંદ્રભાઈ પંડ્યા
,, રામભાઈ પટેલ

M/s. D. DAYALBHAI & CO.
M/s. SHASHIKANT BHOGILAL & CO.
12/13, Amratalla Street,
CALCUTTA-700001

શ્રી હીરજીભાઈ સુંદરદાસ
,, રામકુમાર ભુવાલકા
,, ગોરધનદાસ જેરામભાઈ
,, ભગવતીપ્રસાદ ખેતાન
,, જમનાદાસ માનસાતા
,, રમણીકલાલ વાઘાણી
,, નગીનભાઈ બી. પરીખ
,, રસિકલાલ વોરા
,, ઉમેદરાય વોરા
,, હીરજીભાઈ રાજડા
,, ભક્તિદાસ પી. દોશી
,, મણીભાઈ પટેલ
,, અમૃતલાલ કે. સાયાણી
,, છોટાલાલ એન. ઝવેરી
,, જયંતિલાલ જે. દોશી
,, મુળચંદ છ. પારેખ
,, હર્ષદરાય ન. પાઠક
,, મુળજીભાઈ શ્રોફ
,, શંભુભાઈ શાહ
,, રમણીકભાઈ વળીયા
,, જુગલભાઈ મહેશ્વરી
,, નરોત્તમભાઈ પારેખ
,, ન્યાલચંદભાઈ પારેખ
,, પ્રાણજીવન એન. પોપટ
,, હિંમતલાલ કંપાણી
,, રતિલાલ મજીઠીયા
,, કરસનદાસ ખીમજી પોપટ
,, જયંતિલાલ મદનજી મેઘરાજ
,, યશવંતભાઈ ભટ્ટ
,, એ. વી. પરીખ
,, બાલુભાઈ રાજા
,, નટવરલાલ મોદી

શ્રી વ્રજલાલ હરખજી રાજા
,, વ્રજલાલ ભવાનભાઈ રાજા
,, જગદીશભાઈ પાઠક
,, કાંતિલાલ એસ. મહેતા
,, રતિલાલ છગનલાલ પારેખ
,, પ્રાણજીવન અજમેરા
,, દ્વારકાદાસ રાણા
,, શાંતિલાલ સી. શાહ
,, કાંતિભાઈ અજમેરા
,, વિષ્ણુપ્રસાદ રાવલ
,, માણેકલાલ મોદી
,, બચુભાઈ ગગલાણી
,, કૃષ્ણલાલ આર. ઝવેરી
,, વાસુદેવભાઈ શુક્લ
,, દ્વારકાદાસ મણીલાલ શાહ
,, હરીભાઈ દવે
,, હરદેવભાઈ નાણાવટી
,, ભાઈચંદભાઈ શાહ
,, રવિન્દ્રભાઈ વાઘાણી
,, ભાનુભાઈ નાણેચા
,, જનુભાઈ ચાગલાણી
,, પી. પી. રેવાવાલા
,, નલિનભાઈ પટેલ
,, પ્રવીણભાઈ શાહ
,, હસમુખભાઈ મહેતા
,, કરમશીભાઈ પટેલ
,, બાબુભાઈ દાણી
,, હરકિસનભાઈ મહેતા
,, નારણભાઈ ઓધીવા
,, રણછોડદાસ આશર
,, દિલિપ પંડ્યા
,, ઉમેદભાઈ ઝવેરચંદ મહેતા

---

M/s. PRAVIN AGENCIES
16, Indra Roy Road,
CALCUTTA-700025.
Phone : 47-6907

શ્રી અનુપચંદ એન. જીવાણી
,, નગીનદાસ શાહ
,, ચંદુભાઈ પટેલ
,, મનુભાઈ પમાણી
,, નારાયણચંદ્ર પંચાલ
,, મોહિતભાઈ મહેતા
,, કાકુભાઈ રૂપારેલિયા
,, જયશંકર ભટ્ટ
,, ગિરધરલાલ બુદ્ધદેવ
,, રમેશચંદ્ર એચ. શાહ
,, નવનીતભાઈ શાહ
,, જયુભાઈ ચાગલાણી
,, વીનુભાઈ પટેલ
,, વજુભાઈ જસાણી
,, વામનભાઈ ઠાકર
શ્રીમતી કમલાબેન શાહ
,, મણીબેન ખટાઉ શેઠીઆ
,, હીરાબેન કોઠારી
,, શાંતાબેન પટેલ
,, રૂક્મણીબ્હેન દોશી
,, ઉર્વશીબેન ધુપેલિયા
,, રમાબેન દવે
,, પદ્માબેન પરીખ
,, હંસાબેન દાણી

શ્રીમતી હીરાબેન છોટાઈ
,, દમયંતિબેન અડાલજા
,, તારાબેન માધવાણી
,, શાંતાબ્હેન પી. સોનપાલ
,, પુષ્પાબ્હેન સી. સોનપાલ
,, શાંતાબ્હેન વી. દત્તાણી
,, નર્મદાબ્હેન વાધાણી
શ્રી નીરંજન મોદી
,, ચીમનભાઈ અજમેરા
,, દલપતભાઈ અજમેરા
,, ભરતભાઈ એસ. શેઠીઆ
,, બાબુભાઈ દોશી (કટક)
,, સુભાષભાઈ ઉમેદભાઈ પટેલ
,, ચીમનભાઈ પી. પટેલ
,, પુરૂષોત્તમભાઈ સોનપાલ
,, કુમનદાસ જે. શાહ
,, જુગલકિશોર મહેશ્વરી
,, વૃજલાલ દત્તાણી
,, છોટાલાલ વ્યાસ
,, હરીભાઈ શાહ
,, શ્યામજીભાઈ ટાંક
,, હરગોવિંદભાઈ દવે
,, અડેશરા



M/s. KALYANJI MAVJI & CO.
14, Netaji Subhas Road,
CALCUTTA-700001

# વિવિધ સમિતિઓ

## મંડપ સમિતિ

પ્રબંધક
શ્રી રતનશી જે. રાજા

સભ્યો :

શ્રી ચીમનલાલ જી. દાણી
,, બચુભાઈ ગગલાણી
,, કાંતિલાલ સાકરલાલ મહેતા

શ્રી છોટુભાઈ ઝવેરી
,, પાનુભાઈ અજમેરા
,, ચંદુભાઈ પટેલ

## નગરયાત્રા સમિતિ

પ્રબંધકો
શ્રી ચીમનલાલ જી. દાણી
,, નટવરલાલ એચ શાહ
,, રવિન્દ્ર વાઘાણી

સભ્યો

શ્રી નવિનભાઈ શાહ
,, મનુભાઈ પમાણી
,, હસમુખભાઈ મહેતા
,, નારણભાઈ ઓધિયા
, નારણભાઈ પંચાલ

શ્રી ઉમેદભાઈ મહેતા
,, અમૃતલાલ સાવાણી
,, મોહિતભાઈ મહેતા
,, રામચંદ્રભાઈ પંડ્યા
,, દિલીપ જે પંડ્યા
,, હરદેવભાઈ નાણાવટી

# પ્રચાર–સમિતિ

પ્રમુખ :

શ્રી ચીમનલાલ જી. દાણી

પ્રબંધક :

શ્રી જયંતિલાલ જે. દોશી

સભ્યો :

શ્રી રતનશીભાઈ રાજા
,, નંદલાલભાઈ કોઠારી
,, છોટાલાલ ડી. ઠક્કર
,, રમણલાલ બી. શાહ
,, ગુલાબદાસ ડી. છાપીઆ
,, બચુભાઈ ગગલાણી
,, ઈશ્વરલાલ સી. પાંચાલ
,, જનુભાઈ ચાગલાણી
,, રવિન્દ્ર વાઘાણી
,, ભાનુભાઈ સંપટ
,, મણીભાઈ પટેલ
,, હર્ષદભાઈ વળીયા
,, નિરંજન મોદી
,, રમેશચંદ્ર એચ. શાહ
,, ચીમનલાલ અજમેરા
,, જયંતિલાલ રાજા
,, કૃષ્ણલાલ અડાલજા
,, મુળચંદ છ. પારેખ
,, હર્ષદરાય ન. પાઠક
,, ભાનુભાઈ નાગ્રેચા
,, વિઠ્ઠલદાસ નાનચંદ શાહ
,, જયંતિલાલ મહેતા
,, પાનુભાઈ અજમેરા
,, રણછોડદાસ આર. આશર



## ફળાહાર, ફૂલહાર અને બ્રહ્મભોજન સમિતિ

પ્રબંધકો :

શ્રી ગુલાબદાસ છાપીઆ
શ્રીમતી ઉર્વશીબ્હેન ધુપેલિયા
શ્રી બચુભાઈ ગગલાણી
શ્રીમતી હીરાબહેન છોટાઈ

સભ્યો :

શ્રી કિશોરભાઈ શાહ
„ વિષ્ણુપ્રસાદ રાવલ
„ રવિન્દ્ર વાધાણી
„ મુળજીભાઈ ભાટિયા
„ કાકુભાઈ રૂપારેલિયા
„ જનુભાઈ ચાગલાણી
„ ભાનુભાઈ નાગ્રેચા
„ જયશંકર ભટ્ટ
„ નવનીતભાઈ શાહ
„ ગિરધરલાલ બુદ્ધદેવ
શ્રી હરકીસનદાસ મહેતા
„ મફતલાલ શાહ
„ વસંતભાઈ કોટેચા
„ રમેશચંદ્ર એચ. શાહ
શ્રીમતી કમળાબેન શાહ
„ રૂક્મણીબેન દોશી
„ પદ્માબહેન પરીખ
„ રમાબેન દવે

## કાર્યાલય અને આરતી સમિતિ

પ્રબંધક :

શ્રી કૃષ્ણલાલ અગ્રવાલ
„ પુરૂષોત્તમદાસ શાહ

સભ્યો :

શ્રી ચીમનલાલ જી. દાણી
„ નટવરલાલ શાહ
„ હરકિસનદાસ મહેતા
„ નવનીતભાઈ શાહ
„ વિષ્ણુપ્રસાદ રાવલ
„ કિશોરભાઈ શાહ

## વાહન-વ્યવહાર સમિતિ

પ્રબંધક :

શ્રી હરદેવભાઈ નાણાવટી

સભ્યો :

શ્રી ગિરધરલાલ બુદ્ધદેવ
„ જયુભાઈ ચાગલાણી
„ વસંતભાઈ કોટેચા
„ જયશંકર ભટ્ટ
„ વીનુભાઈ પટેલ
„ વજુભાઈ જસાણી
„ રમેશચંદ્ર એચ. શાહ
„ મફતલાલ શાહ

---

# સંસ્કૃતિ-દર્શન ગ્રંથ સમિતિ

સંપાદકો :

શ્રી રમણલાલ બી. શાહ
,, મુળચંદ છ. પારેખ
,, હર્ષદરાય એન. પાઠક
,, પી. પી. રેવાવાલા

સભ્યો :

શ્રી જયંતિલાલ જે. દોશી
,, વિઠ્ઠલદાસ નાનચંદ શાહ
,, જયંતિલાલ એ. મહેતા
,, ભાનુભાઈ નાણેચા

પ્રકાશકો :

શ્રી કલકત્તા ગુજરાતી વૈષ્ણવ સમાજ
શ્રી લક્ષ્મીનારાયણ મંદિર સોસાયટી
૪૨, શરત્ બોઝ રોડ
કલકત્તા-૨૦

મુદ્રક

નવરોઝ પ્રિન્ટીંગ વર્કસ
૨૭/૩૦ ઈઝરા સ્ટ્રીટ
કલકત્તા-૧

G. K. KHEMKA CHARITY TRUST
"Nicco House", Hare Street,
CALCUTTA-700001

## સ્વયંસેવક સમિતિ

પ્રબંધકો :

શ્રી નટવરલાલ એચ. શાહ
શ્રીમતી હંસાબહેન દાણી
શ્રી કૃષ્ણલાલ અડાલજા
શ્રીમતી દમયંતિ બહેન અડાલજ

સભ્યો :

શ્રી પાનુભાઈ અજમેરા
,, મૂળજીભાઈ ભાટિયા
,, રમેશચંદ્ર એચ શાહ
,, નારણભાઈ પંચાલ
,, રસિકલાલ શાહ
,, જયશંકર કે. ભટ્ટ
,, ભરત મહેતા
,, જયંતિલાલ આર. શાહ
,, મફતલાલ એન. શાહ
,, દિલીપકુમાર શાહ
,, મહેશભાઈ રાજા
,, હસમુખભાઈ મહેતા
,, કમલેશ એન. શાહ
,, દીપક બાબુલાલ શાહ
,, અરવિંદકુમાર એમ. શાહ
,, જયંતિભાઈ રાજા
,, કિશોરભાઈ શાહ
,, મનજલાલ ભવાનભાઈ રાજા
,, વ્રજલાલ એચ. રાજા
,, રામચંદ્રભાઈ પંડયા
શ્રીમતી દમયંતિબેન અડાલજા
,, હીરાબેન કોઠારી
,, કપિલાબેન શાહ
,, મૃદુલા કિશોરભાઈ શાહ

શ્રીમતી પદ્માબેન દેસાઈ
,, દમયંતિબેન નરસિંહદા
,, ભદ્રા બહેન શુકલ
,, ચંદુબેન નંદલાલ
,, ચંદ્રિકાબેન રાવલ
,, ઈન્દુબેન શાહ
,, શાંતાબેન પટેલ
,, વિણાબહેન મહેતા
,, શશીકળાબહેન લાલાજી
,, તારાબહેન વેદ
,, શારદાબહેન મીરાણી
,, પુષ્પાબહેન મહેતા
,, શારદાબહેન બુવારીયા
,, શાંતાબહેન કોટક
,, લીલાબહેન શેઠ
,, રંજનબહેન ગાંધી
,, મણીબહેન કાપડીયા
,, જયાબહેન પટેલ
,, ઉર્મીલાબહેન શાહ
,, વર્ષાબહેન અમલાણી
,, વીજુબહેન દોશી
,, જસવંતીબહેન ઓઝા
,, ચંપાબહેન ત્રીવેદી

સાધુચરિત સ્વ. શ્રી છગનલાલ કરમશી પારેખ (પૂ. છગનબાપા)



અતિથિગૃહનાં પ્રેરણાદાતા

# મહામાનવ આજીવન લોકસેવક
# સ્વ. પૂ. શ્રી છગનબાપા
## (છગનલાલ કરમશી પારેખ)

**સ્વ.** પૂ. છગનબાપા માનવેન્દ્ર, પુરૂષોત્તમ અને સાથે સાથે પરમ વૈષ્ણવ સંત પુણ્યાત્મા હતા, એની પ્રતીતિ આપણને એમનાં સત્યનિષ્ઠ, સતત કર્મશીલ જીવન અને કવનમાંથી થાય છે. ગીતાની ભાષામાં કહીએ તો તેઓ "યોગયુક્ત, વિશુદ્ધાત્મા વિજીતાત્મા" અને જીતેન્દ્રિય હતા અને એટલેજ પ્રાણી માત્રના આત્માને પોતાના આત્માસમાન ગણીને સંસારમાં રહી કર્મ કરવા છતાં તેઓ હંમેશા નિર્લેપ રહ્યા હતા.

આવા મહામાનવ શ્રી છગનલાલ કરમશી પારેખનો જન્મ રાજકોટમાં સંવત ૧૯૫૦ એટલે ઈ. સ. ૧૮૯૪ નાં જુનની તા. ૨૭મીએ લોહાણા જ્ઞાતિમાં થયો હતો. મૂળ ગોંડલના વતની એમનાં પિતા શ્રી કરમશીભાઈ ગોંડલથી રાજકોટમાં આવી વસ્યા હતા. પિતા અને માતા જમનાબાઈ જેટલા સાદા હતા એટલાજ સંસ્કારી હતા. માતા પિતાના સંસ્કારબળે તેમની હરોળના બાળકો જ્યારે શેરીઓમાં રખડતા ને મોઈ દાંડિયે રમતા હતા ત્યારે ૧૧ વર્ષની વયના શ્રી છગનભાઈ તેમના ઘરની નજદીક આવેલા નકલંગજીનાં મંદિરમાં નરસિંહ મહેતાનું ગીત 'મારી હુંડી સ્વીકારો મહારાજ રે' એવી મીઠી હલકથી ગાતા કે વાતાવરણ ગુંજી ઉઠતું ને ભક્તિનો રસ રેલાવતું, શ્રી છગનભાઈએ માત્ર વ્યવહારિક જીવન વિકાસની કોરી કેળવણી લીધી નહોતી; એમણે તો એ કેળવણી દ્વારા અંતરનાં ઉંડાણમાં ધર્મ અને સેવાના બીજ રોપ્યા હતા.

તેઓ પોતાનું ભાગ્ય અજમાવવા સત્તરવર્ષની વયે–૧૯૧૨-માં રાજકોટ છોડી ઝરીઆ ગયાને ત્યાં રૂસ્તમજી અરદેશર મુકાદમને ત્યાં માત્ર પચીશ રૂપિયાના પગારથી નોકરીમાં જોડાયા. તેમને જે કામ સોંપવામાં આવતું તે ચીવટ, પ્રમાણિકતા અને સત્યનિષ્ઠા થી તેઓ પાર પાડતા. છ વર્ષ બાદ સ્વતંત્ર વ્યાપાર કરવાની ઈચ્છા હોવાથી તેમણે નોકરી છોડવાનો પોતાનો નિર્ણય પારસી શેઠને જણાવ્યો. તેમણે ઘણી આનાકાની કરી પણ આખરે અરદેશર શેઠ અને તેમનાં પત્ની શિરીનબહેને શ્રી છગનભાઈને ફુલહાર પહેરાવી ભારે હૈયે વિદાય આપી.

ઈ. સ. ૧૯૨૧માં શ્રી છગનભાઈએ તેમના જ્યેષ્ઠ પુત્ર રતિલાલને નામે ભાગીદારીમાં કોલસાનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. તેમાં સારી સફળતા મળી પછી તેઓએ અમદાવાદ ખાતે શાખા ખોલી કોલસા ઉપરાંત મોટર સ્પેર પાર્ટસ, મોટર રિપેરીંગ કારખાનું, પેટ્રોલની એજન્સી, પ્રોવીઝન વગેરે અન્ય વ્યવસાયમાં ઝંપલાવ્યુ. આઠ વર્ષને અંતે તેમને સમજાયું કે વ્યાપારમાં સારો એવો નફો થવો જોઈતો હતો તેને

---

બદલે ભાગીદારોની બેવફાઈને કારણે મોટી નુકસાની થઇ હતી. પણ તેઓ હિંમત હાર્યા નહી. પોતાની પાસે જે કંઇ હતું તે સઘળું વેચીને પોતાનું દેવું પાઈએ પાઈ ચૂકવી આપ્યું.

વ્યાપારી પ્રતિષ્ઠાને કારણે છગનભાઈને સેંટ્રલ બેંકમાંથી મોટી રકમની ઓવરડ્રાફટની સગવડ સાંપડી હતી. તકલીફમાં હોવાં છતા ઓવરડ્રાફટની લાલચમાં ન પડવા તેમણે બેંકના મેનેજરને સામેથી કહીને ક્રેડીટની સગવડતા રદ કરાવી ત્યારેજ તેઓ જંપ્યા.

છગનભાઈને ધંધામા મોટી ખોટ ગઈ છે તેવી ખબર પડતાં જ કે. વોરા એન્ડ કું. વાળા શેઠ શ્રી હરિશંકર ભાઈએ તેમને બોલાવ્યા અને પોતાને ત્યાં નોકરીમાં જોડાઈ જવા સુચન કર્યું પણ છગનભાઈએ નોકરી ન કરવાનો પોતાનો દૃઢ નિશ્ચય જણાવતાં શેઠે કમિશનના ધોરણથી કામ કરવા તેમને વિનંતિ કરી. પહેલા માસનું કમિશન માત્ર રૂા. ૨૯ થયું પરંતુ ઈશ્વર ઉપર અટલ શ્રદ્ધા હોવાથી છગનભાઈ નોકરી ન કરવાના પોતાના નિશ્ચયને વળગી રહ્યા.. ધીમે ધીમે વ્યાપારમાં સફળતા મળી અને છગનભાઈ વ્યાપારમાં ઉત્તરોત્તર આશ્ચર્યકારક પ્રગતિ સાધતા ગયા.

પરિસ્થિતિએ પલટો લીધા પછી એક નહિ પણ બે ત્રણ મોટર ગાડીઓ રાખી શકે એવી આર્થિક સ્થિતિ થઈ છતાં છગનભાઈ ભૌતિક વૈભવથી અલિપ્તજ રહ્યા.

ધંધાની સાથે સાથે શ્રી છગનભાઈની સેવા પ્રવૃતિ ચાલુ હતી. એ સેવાધર્મના ફળસ્વરૂપે ઝરીઆમાં ગુજરાતી શાળા તેમજ સત્યનારાયણ મંદિર અસ્તિત્વમાં આવ્યાં. સામાજિક અને શૈક્ષણિક સંસ્થાઓમાં પોતાની સેવાઓ આપવા ઉપરાંત તેઓ કૌટુંબિક ઝઘડાઓ પણ પતાવતા. વ્યાપારિક મત ભેદોમાં વચ્ચે પડી લવાદ તરીકે કુનેહપૂર્વક ઉભય પક્ષને સંતોષ થાય એવી પતાવટ પણ કરતા.

નાની વયમાં છગનભાઈને પાના રમવાનો અને સિનેમા—નાટકો જોવાનો શોખ હતો પણ એક દિવસ આવા આનંદ પ્રમોદ જીવનમાં ન જોઈએ એવો તેમણે નિર્ણય લીધો અને તેનું દૃઢપણે અંતસુધી પાલન કર્યું.

મોટા પુત્ર રતિલાલની તબિયત ઝરીઆમાં સારી ન રહેતી હોવાને કારણે છગનભાઈ ૧૯૪૩માં કલકત્તા આવીને રહ્યા. અહીં પણ ધંધાની સાથે સાથે સામાજિક અને ધાર્મિક પ્રવૃત્તિઓમાં તેઓ તન, મન અને ધનથી ફાળો આપતા હતા. કલકત્તામાં લક્ષ્મીનારાયણ મેટરનીટી હોમ અને હોસ્પીટલનું નિર્માણ થયું તે પણ તેમનાજ અવિરત પ્રયાસોને આભારી છે. તેમની સેવા પ્રવૃત્તિને પરિણામે લાખોનાં દાનો ભેગા થયા અને ધી ભવાનીપુર એજ્યુકેશન સોસાયટી, શ્રી વૈષ્ણવ સમાજ, શ્રી કલકતા લક્ષ્મીનારાયણ મંદિર સોસાયટી, શ્રી લોહાણા મહાજનવાડી વગેરે સંસ્થાઓ અસ્તિત્વમાં આવી અને વિકસિત બની.

૧૯૪૬નાં કલકત્તાના કોમી રમખાણોમાં છગનભાઈએ ભયગ્રસ્ત વિસ્તારમાંથી પોતાના જનના

જોખમે કેટલાયે ગુજરાતી કુટુંબોને સલામત સ્થળોએ ખસેડયા અને ગુજરાતી ભાઈઓનું સંગઠન શ્રી હેમરાજ બેટાઈના નેતૃત્વહેઠળ તાલીમ શાળા શરૂ કરીને કર્યું.

૧૯૪૭માં જીનિવા ખાતે બોલાવવામાં આવેલી કોલસા ઉદ્યોગની આંતરરાષ્ટ્રિય પરિષદમાં છગનભાઈ હિંદુસ્તાનનાં પ્રતિનિધિ તરીકે નિમાયા. જીનીવા જતાં કરાંચીમાં તેમનું અનેરૂં સ્વાગત થયું. જીનિવા પછી યુરોપનો પ્રવાસ કર્યો. ત્યાંની પ્રગતિ જોઇ અને વિશાળ દૃષ્ટિ લઇને તેઓ સ્વદેશ પાછા ફર્યા.

૧૯૩૯માં પોતાની મિત્રમંડળી સમક્ષ છગનભાઈએ જાહેર કર્યું હતું કે "૧૯૪૯નાં જુન માસમાં હું ધંધો છોડી નિવૃત્ત થઈશ." આ પ્રતિજ્ઞાનો અમલ તેમણે ૧૯૪૮નાં ડિસેમ્બર માસમાં વાનપ્રસ્થાશ્રમ અપનાવી છ માસ વહેલો કર્યો.

૧૯૪૯માં છગનભાઈએ ધંધામાંથી સંપૂર્ણ નિવૃત્તિ લીધી ત્યારે તેઓ સાત કોલસાની ખાણોમાં ભાગીદાર અને ૨૧ જેટલી કંપનીઓમાં ડાયરેક્ટર હતા. તેમની આવક ધમધોકાર હતી પણ ધંધાકીય જીવન અને ગૃહસ્થાશ્રમી કૌટુંબિક જીવનનો મોહ સાપ કાંચળી ઉતારી ફગાવી દે એમ ઉતારી દઈ તેઓએ વૈરાગ્ય અપનાવી વૈષ્ણવ વૃત્તિનાં દર્શન કરાવ્યાં. તેમનાં અંગેઅંગમાં, પ્રત્યેક કાર્યમાં ને હલનચલનમાં રામનું નામ આત્મતત્વની પેઠે વણાઈ ગયું હતું.

નરસિંહ મહેતાની વાણી :—

મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેનાં મનમાં રે
રામ નામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેનાં તનમાં રે...

તેમણે ચરિતાર્થ કરી બતાવી.

સાથે સાથે આ અસામાન્ય પુરૂષે અન્ન અને નિમક સુધ્ધાંનો ત્યાગ કર્યો. માત્ર બાફેલા શાકભાજી, મગફળી છાશ અને દુધ તેઓ લેતા. વાનપ્રસ્થ ધર્મ અપનાવ્યા પછી છગનભાઈએ સૌથી પ્રથમ તેમનાં ધર્મપત્નિ શ્રી મણિબહેન સાથે આખાયે ભારતની તીર્થયાત્રા કરી ભારત દર્શન કર્યું.

માનવેન્દ્રમાંથી પુરૂષોત્તમ બનવા માટે તેમણે હરદ્વાર નજીક કાલી કમલીવાળાની એક ગુફામાં ૨૧ દિવસ કાષ્ટ મૌનમાં ગાળી સતત રામનામનાં જપ કરી, ચિત્તની સ્વસ્થતા પ્રાપ્ત કરી લીધી. હવે તેઓ ઠક્કરબાપાના હરિજન આશ્રમમાં ગયા. ત્યાં ઠક્કરબાપાની સુચનાથી શ્રી ધર્મદેવ શાસ્ત્રી સાથે હિમાલયનાં પછાત પ્રદેશમાં પગપાળા પ્રવાસ કરી, ગામડાઓમાં હરિજન શાળાઓ અને કન્યા શાળાઓ સ્થાપી. ઠક્કર બાપાના પગલે પગલે લોકસેવક બન્યા. તેમણે પરિસ્થિતિનો અભ્યાસ કરી ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને સરદાર વલ્લભભાઈ પટેલની મદદ દ્વારા, ભુખે વલખા મારતા સેંકડો લોકોને અનાજ પહોંચાડયું. શ્રી છગનભાઈ પૂર્ણ

કર્મયોગમાં માનતા હતા. ભગવાન બુધ્ધની જેમ—

न त्वहं कामये राज्यं, ना स्वर्गं ना पुनर्भवम्।
कामये दुःखतप्तानाम् प्राणीनाम आर्तनाशनम्।।

—તેમને રાજ્યની, સ્વર્ગની કે પુનર્જન્મની કામના નહોતી પણ એમને તો દુખીઓના દુઃખો દુર કરવાં હતાને પ્રાણીમાત્રની સેવા કરવી હતી.

છગનભાઈની સેવાના પરિણામરૂપ ઠક્કરબાપાના સુચનથી શ્રી હૃદયનાથ કુંઝરૂએ ગ્રેજ્યુએટ ને જ સભ્ય બનાવવાના નિયમ વિરૂધ્ધ જઈ અપવાદરૂપે તેમને સર્વન્ટસ્ ઓફ ઇન્ડીયા સોસાયટીના માનદ સભ્ય બનાવ્યા. આમ ભારત વ્યાપી આ સર્વોચ્ચ સંસ્થાનું દુર્લભ ગણાતું માન શ્રી છગનભાઈને મળ્યું.

આસામમાં થયેલા ભયંકર ભૂકંપનાં સમાચાર મળતાં શ્રી છગનભાઈ તરતજ હિમાલયપ્રદેશમાંથી આસામ પહોંચી ગયા. ઘરબાર વગરનાં બનેલાં હજારો લોકોને દશ મહીના ત્યાં રહી રાહત આપી. તેમના આ સેવા કાર્યથી ત્યાંના ગવર્નર શ્રી જયરામદાસ દોલતરામ અત્યંત પ્રભાવિત થયા.

શ્રાવણ માસ છગનભાઈ હરદ્વારમાં ગાળવાનું પસંદ કરતા. ત્યાં તેઓ પાંચ કલાક રામનામનાં જપ કરતા. રામાયણ ભાગવત વાંચતા અને રાતના સમૂહ ભજન—કીર્તન કરતા મા ગંગાની ગોદમાં બેસી તપ—અનુષ્ઠાન—માત્ર ગંગાજળ લઈને ૨૧ દિવસના ઉપવાસ કરતા હતા.

૧૯૫૦માં છગનભાઈએ જોયું કે હરદ્વારમાં ગુજરાતીઓને ઉતરવાની બરાબર સગવડતા નહોતી. સાકરમા અને તેમના પતિ શ્રી કરસનદાસ જોશી તે વખતે સિદ્ધાશ્રમની રખેવાળી કરતાં હતાં. સાકરમાએ પ્રસ્તાવ મૂક્યો કે હરદ્વારમાં એકાદ આધુનિક સગવડવાળી ધર્મશાળા થાય તો પોતે જીવશે ત્યાં સુધી ધર્મશાળાનું સુકાન સંભાળશે. છગનભાઈએ હરદ્વારમાં આધુનિક ઢબની ધર્મશાળા બનાવવાનું બીડું ઝડપ્યું અને 'ગુજરાત ભવન' માત્ર દશજ માસમાં આ પરિશ્રમી પુરુષે તૈયાર કરાવ્યું. શ્રી ગુજરાત ભવન હવે 'છગનબાપા સ્મારક ભવન' બન્યું છે.

ઈ. સ. ૧૯૫૨ના ડીસેમ્બરમાં મુંબઈમાં શ્રી લોહાણા મહાપરિષદનું આયોજન થયું ત્યારે શ્રી છગન ભાઈએ પરિષદનું સુકાન સંભાળી લીધું. આ પરિષદમાં શ્રી છગનલાલ કે. પારેખ છગનભાઈ મટી સૌના પૂ. બાપા બન્યા. નાણાંનો ધોધ વહ્યો અને પરિષદનાં પરિણામરૂપ રાજકોટમાં મહિલા વિકાસ ગૃહ સ્થપાયું.

૧૯૫૪ નવેમ્બરમાં બાપા પ્રતિનિધિમંડળ લઈ આફ્રિકા ગયા. બાપા જ્યાં ગયા ત્યાં ખૂબ આદર પામ્યા. પૂ. છગનબાપા સાડા દશ લાખ શીલીંગનો ફાળો કરી દશ માસ પછી મુંબઈ પાછા ફર્યા. 'દાનેશ્વરીના દ્રવ્યનો સદુપયોગ કરવો એ મારો ધંધો છે' એમ બાપા કહેતા.

૧૯૫૬ મા બાપાના પ્રયાસોથી અંજારમાં એક હોસ્પિટલ પણ થઈ. તેજ વર્ષમાં રાજકોટમાં ફરીથી લોહાણા જ્ઞાતિની પરિષદ થઈ. બાપાના પરિશ્રમને પરિણામે લોહાણા જ્ઞાતિની પ્રગતિની યોજનાઓ માટે રૂ. પાંચ લાખનો ફાળો એકઠો થયો.

મહાપરિષદનાં કાર્યમાંથી હજી પરવાર્યા ન હોતા ત્યાં અંજારમાં ભૂકંપના સમાચાર મળતાં પૂ. છગનબાપા અંજાર દોડી ગયા. અને ત્યાંના કાર્યકરો સાથે રાહત કાર્યમાં ગુંથાઈ ગયા અને એકનિષ્ઠાથી સેવાઓ કરી લોકોના મન જીતી લીધા.

પૂ. છગનબાપાએ કચ્છમાં કાયમનું પાણીનું કારમું સંકટ જોયું. પાણી માટે વલખા મારતી બહેનોને જોઈ બાપાનું હૃદય દ્રવી ઉઠયું. તેમણે આગેવાનોની સલાહ લઈ કચ્છના (૩૫૨) ગામો માટે રૂ. ૨॥ કરોડની પાણીની યોજના તૈયાર કરી. એ પછી તેઓ ગુજરાતના મુખ્ય પ્રધાન શ્રી બળવંતરાય મહેતાને મળ્યા ને તેમને પોતાની યોજના સમજાવી. આ પ્રયાસના પરિણામ રૂપ રૂ ૫૫ લાખની યોજના સરકારે મંજુર કરતાં કચ્છનાં દોઢસો ગામોને ટ્યુબવેલની સગવડ મળીને કચ્છ વોટર વર્કસ અસ્તિત્વમાં આવ્યું.

૧૯૬૦ થી પૂ. બાપાએ કલકત્તાને પોતાનું સ્થાયી નિવાસ બનાવ્યુ છતાં જે સેવાનો ભેખ તેમણે લીધો હતો એ સેવાધર્મ ચાલુ જ રહ્યો.

ઉલટા માર્ગે વળેલા અને સમાજથી દૂર રહેવા માગે એવા અઠંગોને પણ તેમણે મીણના પૂતળા જેવા નરમ સાચા માનવી બનાવ્યાના અનેક દાખલા તેમનાં જીવનમાં બન્યા છે. સેવા ધર્મ સમજાવતાં તેઓ હંમેશા કહેતા 'સેવા તો ઘસારો માગે'! એ પ્રમાણે સાચે જ સેવા કરતા તેઓ ઘસારો વેઠી લેતા. ફંડફાળા કરવા જતાં તેઓ પોતાથી પહેલ કરીને પછી જ બીજાને આગ્રહ કરતા અને આવીજ પૈસાના સંગ્રહમાં ન માનતા બાપા ઘણીવાર હસતા હસતા કહેતા પૈસા હશે ત્યાં સુધી આપીશ પછી પાટિયું મારી દઈશ—"પૈસા ખૂટયા સેવા બંધ!" કેવી ભવ્ય નિખાલસતા!

ઈ. સ. ૧૯૫૯માં લોહાણા મહાપરિષદ દ્વારા વિદ્યાર્થીઓને કાયમ માટે સહાયક થવાની યોજનાઓ એમણે અમલમાં મૂકાવી. એજ વર્ષમાં તેમની પ્રેરણાથી મુંબઈમાં 'મહિલા ગૃહ ઉદ્યોગ લિજ્જત પાપડ' સંસ્થાની સ્થાપના કરવામાં આવી. પૂ. બાપાએ આ સંસ્થાને પોતાના આશિર્વાદ આપ્યા અને બહેનોની પોતાની સહિયારી માલિકીનાં ધોરણે સ્થપાયેલી આ સંસ્થાને પાયાનું માર્ગદર્શન આપ્યું.

પૂ. બાપાએ માત્ર બંગાળ બિહારજ નહી, આસામ ગુજરાત સૌરાષ્ટ્ર મુંબઈ ઉપરાંત કચ્છનાં લોકોનાં દુઃખ ફેડવા ભગીરથ પ્રયાસો કર્યા. એ પ્રયાસનાં પરિણામે અનેક સેવા સંસ્થાઓ સ્થપાઈ. ધર્મશાળાઓ. મંદિરો, ટ્રસ્ટો, હોસ્પિટલો, શાળાઓ ને મહિલા સંસ્થાઓ સ્થપાઈ ને સુવિકસિત બની છતાં ક્યાંયે એ પુરુષ પુરુષોત્તમે પોતાનું નામ આગળ ન કર્યું. દરવર્ષે પૂ. છગનબાપાને ભાગીદારીમાંથી જે કંઈ મળતું તે તેઓ

---

સેવા કાર્યમાં ખર્ચી નાખતા આ નિયમ જીવ્યા ત્યાં સુધી તેઓએ જાળવી રાખ્યો

પૂ. છગનબાપાની સેવા પ્રવૃતિમાં તેમના પત્ની શ્રી મણિબેનનો અને તેમના બન્ને પુત્રો શ્રી રતિલાલભાઇ અને શ્રી મુળચંદભાઇનો ફાળો પણ નાનો સુનો નહોતો. શ્રી મણિબહેન બાપાના સેવા ધર્મના મૂક સાથી અને પ્રેરણા મૂર્તિ બની રહ્યા અને એજ પ્રમાણે એમના બન્ને પુત્રો શ્રી રતિલાલભાઇ અને શ્રી મુળચંદભાઇએ બાપાના પ્રત્યેક કામમાં સંપૂર્ણ સહકાર આપ્યો આમ પૂ બાપા પોતાના જીવનમાં સેવા ધર્મના માર્ગે જે કંઇ કરી શકયા એમાં તેમના કુટુંબીજનોનો હિસ્સો ઓછો ન હતો,

આવા મહામાનવ પૂ બાપાએ ૧૯૬૬માં સર્વ સાંસારીક સામાજિક સેવા પ્રવૃતિઓમાંથી ૧૯૬૬ની આખરે નિવૃત થવાનો સંકલ્પ કર્યો આ દરમ્યાન તેમની સેવાની પ્રવૃત્તિ ચાલુ હતી હવે બાપા દરરોજનાં સાત કલાક રામનામ લેતા હતા

૧૯૬૭ના સપ્ટેમ્બર માસમાં શ્રાવણ માસના ઉપવાસ કરી રહેલા બાપા ઉપર હૃદય રોગનો હુમલો થયો વિલેપારલે ખાતે બંધાયેલ માતુશ્રી કાનબાઇ લાલબાઈ, મોતીબાઈ કન્યાશાળા અને બાલિકાગૃહનો તા ૨૧-૧૦-૬૭ ના રોજ મુંબઈમાં ભવ્ય ઉદઘાટન સમારંભ થયો ત્યારે પૂ. બાપા માંદા માંદા પણ આ સમારંભમાં હાજર થયા અને સંસ્થાને પોતાના આશીર્વાદ આપ્યા

ત્યારબાદ પૂ બાપાએ કચ્છના વતની ને ગુજરાતના મહેસુલ પ્રધાન શ્રી પ્રેમજીભાઈ ઠક્કર પર ૧૮ પાનાનો પત્ર લખી કોટેશ્વર અને નારાયણ સરોવરની સ્થિતિ વર્ણવી તાકીદે જીર્ણોદ્ધારના આ કાર્ય હાથ ધરવા વિનંતિ કરી પરિણામે ગુજરાત સરકાર તરતજ સતર્ક બની અને તેણે માહિતી ખાતાના પ્રધાનને કોટેશ્વર મહાદેવ અને નારાયણ સરોવરની જાત તપાસ કરી તે અંગે યોગ્ય કરવા નિર્ણય લીધો

પૂ બાપાએ તેમના સંકલ્પ પ્રમાણે તા ૨૭મી જુને (૧૯૬૮) વાનપ્રસ્થાશ્રમ પછીનો સંન્યાસાશ્રમ અપનાવી અધ્યાત્મ જીવનમાં પ્રવેશ કર્યો તેમના જીવનનો એ ૭૫મો વર્ષદિન હતો. એમના હૈયામાં હર્ષ ન હતો, વિષાદ ન હતો આ રીતે પાંચેક માસ વીતી ગયા

નવેમ્બરની ૨૪ તારીખે તેમના મોટા પુત્ર શ્રી રતીલાલભાઈના પુત્ર ચિ વસંતકુમાર અને નાના પુત્ર શ્રી મુળચંદભાઇના પુત્રી ચિ જયશ્રીના લગ્ન લેવાયા મહેમાનોની આગતા સ્વાગતામાં ગુંથાઇ ગયેલા બાપાએ આ પ્રસંગે પોતાને આંગણે આવેલા દરેકે દરેક મહેમાનને સ્ટેશન સુધી જાતે જઈને વિદાય આપી

આ લગ્નોત્સવ દરમ્યાન એવુ નક્કી કરવામાં આવ્યું હતુ કે બાપા શ્રી દેવકરણભાઇ તન્ના સાથે દક્ષિણનાં પ્રવાસમાં જોડાય પણ વિધિએ કંઇ બીજુ જ ધાર્યું હતું તા ૭મી ડિસેમ્બરે પૂ બાપાની તબિયત બગડતાં તેમનો દક્ષિણનો પ્રવાસ મોકુફ રખાયો તા ૧૩મી ડિસેમ્બર બપોરના બાપાને લક્ષ્મીના રાયણ હોસ્પિટલ માં ખસેડયા બાપા બેશુદ્ધ બન્યા તેમની મગજની નસ તુટી જતા બ્રેઈનનું હેમરેજ થયું હતુ. આ સ્થિતિમાં શનિવાર તા ૧૪-૧૨-૬૮ના રોજ જે હોસ્પિટલના નિર્માણમાં તેમનો અગત્યનો ફાળો હતો તેમાંજ રાત્રે ૮-૪૫ કલાકે બાપાનું પ્રાણપંખેરૂ ઊડી ગયું મહાન અવતારી પુરૂષોની પેઠે પોતાનાં સર્વ કાર્યો પુરાં કરી, બાજી સંકેલી લઇ તેમણે આ નશ્વર દેહનો ત્યાગ કર્યા સમાજે એક મહામાનવ ગુમાવ્યાનું ઊંડું દુઃખ અનુભવ્યુ

આવા પૂ છગનબાપાને આપણા કોટિ કોટિ વંદન |. 

---

# ઉદ્યોગપતિ અને દાનવીર
# સ્વ. શ્રી ઉમેદભાઇ ખુશાલભાઇ પટેલ



સ્વભાવે શાંત, પ્રેમાળ, આનંદી, સેવાભાવી અને જોતાંજ માન ઉપજાવે તેવા પ્રતિભાશાળી સજ્જન શ્રી ઉમેદભાઈનો જન્મ સુણાવ ગુજરાતમા–ઈ. સ. ૧૯૦૯માં થયો હતો. મેટ્રીક સુધી અભ્યાસ કર્યા બાદ તેઓએ કુટુંબના તમાકુના વ્યાપારમાં ઝંપલાવ્યું. સ્વબળે તેઓ આગળ વધ્યા અને ચાના ધંધામાં, ઉમેદભાઈ એન્ડ કો. ના નામે કામ કરી, ચોતરફ જુદી જુદી શાખાઓ સ્થાપી તેઓએ વ્યાપારમા સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી.

તેઓએ કમાણી કરી તે પ્રમાણે વાપરી પણ જાણ્યુ હતું. ઠેકઠેકાણે વિવિધ કાર્યોમા તેઓએ સારાં દાન કર્યાં હતાં.

વ્યાપારી સેવા ઉપરાંત સમાજીક, ધાર્મિક અને શૈક્ષણિક સેવાનાં ક્ષેત્રે ઉમેદભાઈ મોખરે રહ્યા હતા. ૧૯૬૭થી શ્રી પાટીદાર સમાજ કલકત્તાના પ્રમુખ તરીકેની તેમની કામગીરી અજોડ હતી. શ્રી ભવાનીપુર એજ્યુકેશન સોસાયટી, શ્રી વૈષ્ણવ સમાજ તથા શ્રી લક્ષ્મીનારાયણ મંદિરના ટ્રસ્ટી તરીકે તેમણે ઘણી ઉમદા સેવા આપી હતી.

દિકરાઓ શક્તિશાળી અને વ્યાપાર સંભાળતા થયા એટલે નિવૃત્ત થઈ ઉમેદભાઈ રાંચીમાં રહેવા લાગ્યા. ત્યાં બેઠા બેઠા પણ તેઓ કલકત્તા સમાજની વિવિધ પ્રવૃત્તિઓમાં રસ લઈ માર્ગદર્શન આપતા હતા

રાંચીમાંજ ૧૩મી ઓગસ્ટ ૧૯૭૫ના દિવસે ૬૬ વર્ષની વયે ઉમેદભાઈએ પરલોકગમન કર્યું. તેઓ ધન્ય જીવન જીવી ગયા અને તેમણે કરેલા સુકૃત્યોનો પરિમલ હંમેશ માટે પાછળ મૂકતા ગયા.



---

# સૌજન્યમૂર્તિ અને ધર્માનુરાગી
# સ્વ. શ્રી એ. વી. જોશી

**તા.** ૨૬–૧૦–૭૫ ના મુંબઈમાં શ્રી આસનદાસ વાલજી જોશીના દુઃખદ અવસાનના સમાચાર જ્યારે કલકત્તામાં મળ્યા ત્યારે અહીંની ગુર્જર પ્રજાએ ઘણોજ શોક અને ગ્લાની અનુભવેલ. તેમના અચાનક અવસાનથી તેમના આપ્તજનો, સ્નેહિઓ અને પરિચયમાં આવનાર દરેક વ્યકિતએ અનુભવ્યું કે ગૃહસ્થ હોવા છતાં જેણે સન્યસ્ત સ્વીકારેલ અને પરોપકારને પોતાનુ ધ્યેય બનાવેલ તેવા એક વિરલ આત્માનું વિસર્જન થયું.

શ્રી આસનદાસ વાલજી જોશીનો જન્મ તા. ૬ સપ્ટેમ્બર ૧૯૦૭ ના રોજ કરાંચી (સિંધ)માં એક અકિંચન અને ધર્મનિષ્ઠ પુષ્કર્ણા બ્રાહ્મણ પરિવારમાં થએલ. પ્રારબ્ધ કર્મ અનુસાર તેમણે પોતાના માતા અને પિતા બન્નેની શીળી છાયા માત્ર ત્રણ વર્ષની નાની ઉંમરે ગુમાવી. જયેષ્ઠ બંધુ અને વડિલ કાકાના આશ્રયમાં રહીને તેઓ જ્ઞાન અને સંસ્કારના પ્રથમ પાઠ શીખ્યા. યોગ્ય ભણતર મેળવીને તેઓ કરાંચીની એક મોટી માતબર લોખંડની કંપની મેસર્સ મુરલીમલ સંતરામમા જોડાયા. કંપનીએ તેમની કાર્યપદ્ધતિ અને નિષ્ઠાની કદર કરી તેમને ૧૯૩૯ માં તેમની કલકત્તાની ઑફીસમા મેનેજર તરીકે નિયુકત કર્યા. ત્યારથી તેઓ કલકત્તા નીવાસી બન્યા અને અહીં સ્થાયી થયા. તેમણે લોખંડના વ્યાપારનો બહોળો અનુભવ મેળવ્યો. તેમનાં શેઠીઆઓ તેમજ સ્નેહિજનોના સહકાર તેમજ આશીર્વાદ મેળવીને ૧૯૪૩મા પોતાની સ્વતંત્ર પેઢીની સ્થાપના કરી જે આજે મેસર્સ એ. વી. જોશી એન્ડ સન્સના નામથી કલકત્તામાં લોખંડ બજારમાં પ્રતિષ્ઠિત પેઢીઓમાંની એક ગણાય છે. વ્યવસ્થા અને આયોજનશકિત એમની જીવનસફળતાની ચાવીરૂપ હતાં. શુભનિષ્ઠા અને પ્રમાણિકપણે ધંધો ચલાવવાથી તેમને લોખંડ ઉદ્યોગમા સારી નામના મેળવી અને વેપારમા પ્રભુકૃપાથી ખૂબજ પ્રગતિ કરી અને તેના ફળસ્વરૂપે ૧૯૫૮માં તેમણે એક સ્ટીલ રોલીંગ મીલ ખરીદી લીધી, જે આજે 'સ્ટીલ રોલીંગ મીલ્સ ઑફ બેંગાલ'ને નામે પ્રખ્યાત અને માતબર કંપનીઓમાંની એક ગણાય છે. પ્રભુની કૃપાથી તેમના ધંધાનો વિકાસ વણથભ્યોજ રહ્યો. તેમણે એ. વી જે વાયર્સ પ્રા. લી. અને વિજય ઇન્ડસ્ટ્રીઝ નામે તારના ઉદ્યોગ સાથે સંકળાએલ ઉદ્યોગની સ્થાપના કરી. તેમણે સ્થાપેલા બધા સાહસો આજ પણ બહુજ સારી રીતે તેમણે દર્શાવેલ માર્ગે, સુંદર પ્રગતિ કરી રહેલ છે. તેમનું માર્ગદર્શન ફળદાયી ગણાતું કારણ કે તે દૂરઅંદેશી હતા. પ્રભુમા અખૂટ શ્રદ્ધા હતી, સમયને ઓળખવાની તેમનામા અગાધ શકિત હતી અને સ્વીકાર કરેલાં સિદ્ધાંતોમા તેઓ અવિચળ રહેતા. કોઈ પણ સંજોગોમા તેઓ ચલિત થતા નહીં તેવું તેમનું મકકમ મનોબળ હતું. એક વસ્તુમાં તે અટલ હતા કે વેપારમાં અનીતિ કોઇ પણ સંજોગોમા કરવી નહીં અને માલની કવૉલીટી તદ્દન સારી હોવી જોઇએ. આ તેમના સિધ્ધાંતને લીધે ઉધ્યોગ ક્ષેત્રે તેમણે ખૂબજ

કર્મવીર શ્રી આસનદાસ વી. જોશી (જોશીજી)



શ્રી લક્ષ્મીનારાયણ દેવ મંદિર નિર્માણનાં સ્થંભ

સારી નામના મેળવી, અને દેશ, વિદેશોમાં મોટો ચાહક વર્ગ મેળવ્યો.

ધંધાકીય ક્ષેત્રે તેમનો સૂર્ય તપતો હતો અને ઉન્નતિ થતી હતી તેજ અરસામાં તેમણે અચાનક મનાં ધર્મપત્નિનો સાથ ૧૯૫૨માં ગુમાવ્યો. આ આઘાત તેમને માટે અસહ્ય હતો. ખાસ કરીને તેમના પુત્રો અને પુત્રી હજુ ભણતાં હતાં, જવાબદારી બહુજ મોટી હતી અને વહાણ મધદરીએ હતું તે વખતે આ ઘા તેમને લાગ્યો. વડિલોએ પુર્નલગ્ન કરવા ઘણુંજ દબાણ કર્યું પણ તેઓ મક્કમ રહ્યા અને પોતાની બધી શકિત બાળકોની પ્રગતિ અને ઉન્નતિ પાછળ જ લગાવી, પોતાના બાળકોને સારામાં સારી તાલીમ આપી અને તેમનામાં ઉચ્ચ ધાર્મિક સંસ્કારોનું સીંચન કર્યું. તેમના પુત્રોએ પણ એ જ રસ્તે ચાલી ઇશ્વરકૃપાથી બાપ જેવીજ સુકિર્તી પ્રાપ્ત કરેલ છે.

ધર્મપત્નિનો સાથ ગુમાવ્યા બાદ તેમણે ધીરે ધીરે ધંધામાંથી નિવૃત્તિ લીધી અને જીવનનું લક્ષ્ય આ સર્વોત્તમ મનુષ્ય દેહ મળ્યો તેથી ઇશ્વર પ્રાપ્તિનું બનાવ્યું. બ્રાહ્મણ પરિવારમાં જન્મ મળ્યો હતો તેથી તેમને ધાર્મિક સંસ્કાર અને સદ્દવિચારો વારસામાં જ મળ્યા હતા. હવે જોશીજી વધારે સમય સતૂસંગમાં જ ગાળવા લાગ્યા. વર્ષમાં બે/ત્રણ વખત તેઓ રૂષીકેશમાં પુણ્ય સલીલા ગંગાજીને સામે પાર સ્વર્ગાશ્રમમાં "પરમાર્થ નીકેતન" જતાં અને ત્યાં મહાત્માઓના પ્રવચનો અને સતૂસંગમાં જ સમય ગાળતા. 'પરમાર્થ નીકેતન'માં પોતાનો બ્લોક બનાવ્યો અને કાયમ આ દેવભુમિમાં જ નિવાસ કરવાની તેઓ ઇચ્છા સેવતા હતા. કૌટુંબીક મોહ ઓછો કર્યો અને જળકમળવતૂ જીવન બનાવ્યું. છેલ્લા ઘણા વર્ષો તેમણે આ પવિત્રભૂમિમાં જ ગાળ્યા. આ સમયમાં તેમણે કઠીન ઉપાસના અને ઉગ્ર તપ કર્યું. ઘણી વખત તેઓ ત્રણ ત્રણ મહીના માત્ર મૌન વૃત્ત પાળતા અને સવારના ચાર વાગે ઉઠીને રાત્રે ૯ વાગ્યા સુધી સાધુ સંતોના સતૂસંગ, દૈનિક પ્રાર્થના અને સતૂસંગમાં જ સમય ગાળતા.

ઈશ્વર કૃપાથી છેલ્લાં ઘણાં વર્ષોથી જોશીજી પુજ્ય શાસ્ત્રી શ્રી રામચંદ્ર ડોંગરેજી મહારાજના સંસર્ગમાં હતા અને શાસ્ત્રીજીનો પણ તેમના ઉપર ઘણો સ્નેહ હતો. તેમના પરિચયમાં આવ્યા બાદ શાસ્ત્રીજીની ઘણી શ્રીમદ્દ ભાગવતૂ સપ્તાહ વાણી સાંભળી પ્રવચનો સાંભળ્યા અને તેમનો પ્રેમ સંપાદન કર્યો. પછી તેમણે વ્રજ ભૂમિની લીલી પરિક્રમા પણ શાસ્ત્રીજી સાથે કરી અને જ્યાં પણ શાસ્ત્રીજીની કથા હોય ત્યાં તેમની અમૃતમયી વાણીનો લાભ લેવા તેઓ હંમેશાં તત્પર રહેતા, અને આવા આયોજનોમાં હંમેશા મોખરે રહેતા.

ધાર્મિક જીવન ગાળવાને કારણે તેમના વિચારો, ચિંતન અને રહેણીકરણીમાં અદ્દભુત પરિવર્તન આવ્યું. પોતાની દૈનિક જરૂરિયાતો ધીરે ધીરે તેઓ ઓછી કરતા ગયા. શેષ જીવનમાં કોઈ પણ પાર્થીવ વસ્તુ માટે તેમને મોહ ન હતો.

તેમણે છેવટે એક વર્ષનું "મૌન" ચાલુ કર્યું, પણ તેમના સ્નેહિઓનાં અતીઆગ્રહને વશ થઈ અને પરમાર્થનીકેતનના સાધુસંતોની વિનંતીને માન આપી તેમની નાદુરસ્ત તબિયતને અંગે આ કઠીન તપસ્યા તેઓ પુરી ન કરી શકયા, પણ ભગવાનનો અપરોક્ષ સાક્ષાત્કાર કરવાની ભાવના તેમની કથળેલી તબિયત હોવા

છતાં પણ તેઓ રોકી શકયા નહીં. પોતાની નાદુરસ્ત તબિયત છતાં તેઓ ૧૭ થી ૧૯ ઓકટોબરે મુંબઈમાં પુ. શાસ્ત્રીજીને મળવા. અને ૨૦મી ઓકટોબરે તેઓ પુ. શાસ્ત્રીજીના પિતાશ્રીના દર્શન કરવા વડોદરા ગયા અને ત્યાં તેમને લકવાનો હુમલો થયો. બાદમાં તેમને મુંબઈ લઈ જવામાં આવ્યા અને મુંબઈમાં તેમની ઉત્તમ સારવાર તા. ૨૬ ઓકટોબર સુધી કરવામાં આવી. તબિયતમાં સુધારો જણાવા લાગ્યો અને તેમના ચારેય પુત્રો તેમની પાસે હાજર હતા પણ ઈશ્વરની ગતીનો કોઈ પાર પામી શક્યું નથી. તબીયતમાં સુધારો જણાતો હતો પણ જોશીજીના આત્માને લાગ્યું કે તેમનું કામ આ દુનિયામાં હવે સમાપ્ત થયું છે અને તેથી તેમણે સતત પ્રભુનામ, જપ અને ઈશ્વરસ્મરણમાં મનને જોડી દીધું અને સમાધિ-મૃત્યુ પામ્યા.

શ્રી જોશીજીનું ભાગવતીય જીવન બોધરૂપ બની ગયું. તેમનું આદર્શ જીવન, આચરણ, નમ્રતા, નિખાલસતા, સાલસતા અને સમદૃષ્ટિ, તેમજ નિરાભીમાની જીવન અને દરેકને ઉપયોગી થવાની ભાવનાથી પ્રેરણા મેળવીને જોશી પરિવારનો પણ એજ રસ્તે ચાલવાનો નિયમ બની ગયો.

જીવનની નાની પાયરીથી ઉચ્ચતાના શિખરો હાંસલ કર્યાં છતાં, છેવટ સુધી જોશીજી નમ્ર રહયા અને જીવન તદ્દન સાદું અને નિરાડંબરી ગાળ્યું. તેઓ નાનાથી મોટા સર્વે પ્રત્યે સમદૃષ્ટિ અને સમભાવ રાખતા. તેમનું કુટુંબ વિશાળ હોવા છતાં પોતાના પ્રત્યેક્ષ જીવન અને કર્તવ્યથી દાખલો બેસાડી, સૌને સંપ અને સ્નેહના એક સૂત્રે બાંધી, કુટુંબના સભ્યોનો સંપૂર્ણ સાથ સહકાર દરેક કાર્યમાં મેળવી શકયા.

તેમના સ્વહસ્તે અપાએલ લાખોના દાન અને તન. મન, ધનથી કરેલ સાધુઓની સેવા, જનતાના લાભાર્થે યોજેલા પ્રવચનો અને યજ્ઞો, ભાગવત સપ્તાહ ઈત્યાદિ દરેક યજ્ઞ કાર્યમાં તેઓ કુટુંબીજનોનો સહકાર મેળવી શકયાં. તેમના કુટુંબમાં "ચાચાજી" તરીકેના પ્રિય નામથી બધા તેમને સંબોધતાં હતાં. તેઓ સર્વેની ચાહના મેળવી શકયા હતા. ધાર્મિક કાર્યમાં તેઓ બહુજ ઉત્સાહી રહેતા અને સાથે સાથે સામાજીક સેવા તેમજ ઉચ્ચ કેળવણી માટે પણ તેઓ એટલાજ આગ્રહી હતા. તેમણે હોસ્પીટલો, જાહેર સંસ્થાઓ તેમજ શાળાઓને પણ પોતાથી બનતી તન, મન, ધનની સહાય કરેલ છે. એવા પણ દાખલા વ્યક્તિગત બન્યા છે કે તેમણે જમણા હાથે કરેલું દાન ડાબા હાથને પણ ખબર ન પડે. જેમ પારસમણીના સ્પર્શથી લોખંડ પણ સોનું બને તેમ તેમણે પોતાનું જીવન એવું શુધ્ધ બનાવ્યુ કે તેમના પરિચયમાં આવનાર ઘણાનાં જીવનમાં ઉર્દ્વગામી પરિવર્તન આવેલ છે. આવા ઉચ્ચ આત્માએ મોક્ષને માર્ગે પ્રમાણ કરવાથી તેમના કુટુંબીજનો તથા સમાજને મોટી ખોટ પડેલ છે.



# સંસ્કૃતિ-દર્શન-ગ્રંથ

## પુષ્પમાળા

પાનું

## ૧ સંત—ચરિત્ર

# ૨ એકાદશી માહાત્મ્ય

## ૩ રામાયણનાં કેટલાંક મહાન સ્ત્રી પાત્રો



## ૪ ઉત્સવ-દર્શન

## ૫ ગીતા—ચૂંટેલા પુષ્પો



## ૬ સુબોધ કથાઓ તથા કેટલાક ચિંતનીય લેખો



## ૭ હિંદી વિભાગ



ॐ

श्री परमात्मने नमः

# સંત ચરિત્ર



ઈશ્વરીય ગુણોની પ્રત્યક્ષ પ્રતીતિ કરવી હોય તો આપણે સંતો-ભક્તો, મહાપુરુષોના જીવનમાં ડોકિયું કરવું જોઈએ.

અસત્યને માર્ગેથી સત્ય તરફ લઈ જનાર, અજ્ઞાનરૂપી અંધકારમાંથી જ્ઞાનરૂપી તેજમાં લઈ જનાર, ધર્મમર્યાદાના સેતુ સમા તારણહાર સંતો છે. પરમાત્માના અસ્તિત્વનો સંતો સતત પુરાવો છે.

માનવ જીવનનો ઉત્કર્ષ અને આત્મા—પરમાત્માની એકતા સાધવામાં, જ્ઞાનદીપ પ્રગટાવનાર સંતો-ભક્તોનું પ્રદાન શ્રેષ્ઠ કક્ષાનું સર્વદા અને સર્વત્ર રહ્યું છે અને રહેશે

જેમનું માર્ગદર્શન સમાજને જીવનની ચાવી સમાન હોય છે એવા કેટલાક મહાન સંતો—ભક્તોના જીવન ચરિત્રની ઝાંખી કરી આપણે પુનિત બનીએ !



॥ हरि : ॐ ॥ तत्सत्परमात्मनेनमः



# —: કવિ જયદેવ :—

શ્રીકૃષ્ણ ભગવાનના પરમ ભક્ત અને સંત મહાત્મા જયદેવનો જન્મ ૧૨મી સદીમાં બંગાળની પવિત્ર ભૂમિના 'બીરભૂમ' જીલ્લાના, 'કેંદુલી' ગામમાં થયો હતો. એમની જન્મ તિથિ કે તારીખ ઉપલબ્ધ નથી. એમના પિતાજીનું નામ ભોજદેવ હતું અને માતાજીનું નામ રામાદેવી હતું, એમણે પદ્માવતી સાથે લગ્ન કરી ગૃહસ્થાશ્રમમાં પગલાં માંડયા હતાં. નાનપણથીજ એમને શ્રીકૃષ્ણ પરમાત્માની ભકિતનો રંગ લાગ્યો હતો. એમણે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો હતો. સરસ્વતી દેવીએ એમની જીભ ઉપર જાણે વાસ કર્યો હતો. શ્રીકૃષ્ણ લીલાના ગુણગાનના અને ભકિતના અદ્ભૂત મુકતકો અને કાવ્યોની સંસ્કૃત ભાષામાં રચના કરી. તે સમયે બંગાળમાં લક્ષ્મણસેન રાજા રાજ્ય કરતા હતા. જયદેવની કાવ્ય રચનાઓથી તે ઘણા પ્રભાવિત થયા હતા. જયદેવને એમણે સારો આવકાર આપ્યો હતો અને એમના કાવ્યોની પ્રશંસા કરી હતી. શ્રીકૃષ્ણ અને રાધાના અનન્ય, અમર પ્રેમને એમના સંસ્કૃત ભાષામાં રચેલા મહાન કાવ્ય "ગીત ગોવિંદ"માં એમણે રમ્ય અને રસમય શૈલીમાં વ્યકત કર્યો. આ મહાકાવ્યની કીર્તિ સર્વત્ર પ્રસરી. કાવ્યની છંદબદ્ધતા, રાધા અને કૃષ્ણનો રસિક, શૃંગારમય વાર્તાલાપ, અદ્ભૂત શબ્દચિત્રો, અલૌકિક પ્રકૃતિ વર્ણનો વાચકના મનને મંત્રમુગ્ધ કરી દે છે. કાવ્યનો લય અને લાવણ્ય વાચકને અદ્ભૂત રસનું પાન કરાવે છે, ભાવવિભોર બનાવી દે છે. પરમાત્માનો સાક્ષાત્કાર કરાવે છે, હૃદયમાં શ્રીકૃષ્ણ અને રાધા પ્રત્યે અનેરો થનગનાટ ઉત્પન્ન કરે છે. શ્રીકૃષ્ણની અલૌકિક લીલાના દર્શન કરાવે છે. કાવ્યની મૃદુતા વાચકના મન ઉપર જાદુઈ અસર કરે છે અને કાવ્યની તાલબદ્ધતા સાથે એ નાચવા લાગે છે. સંસ્કૃત સાહિત્યમાં "ગીત ગોવિંદ"નું સ્થાન હંમેશા મોખરાનું રહયું છે.

જયદેવ આજે એક મહાન કવિ તરીકે ઓળખાય છે પરંતુ તેઓ એક મોટા સુધારક હતા. સમાજ સુધારક તરીકે એમણે જાતિભેદને વખોડયો હતો. આમ બંગાળમાં સમાજ સુધારણાના તેઓ પ્રણેતા હતા. "ગીત ગોવિંદ" કાવ્યને ખ્રિસ્તી ધર્મના "બાઈબલ"ના સોલોમનના "ધી સોંગ ઓફ સોંગ્સ" સાથે કેટલાક વિવેચકો સરખાવે છે અને આમ એની મહત્તાને સ્વીકારે છે. 'ગીત ગોવિંદ'નું સંપૂર્ણ ભાષાંતર સર વિલિયમ જોન્સે અંગ્રેજી ભાષામાં કર્યું અને 'એશિયાટિક સોસાયટી'ના એક પુસ્તકમાં એ પ્રગટ કરવામાં આવ્યું. શ્રી એડવિન આરનોલ્ડે પણ એની કેટલીક કડીઓનું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું હતું. 'ગીત ગોવિંદ'ની ખાસ ખૂબી એની સરળતા, સચોટતા અને રસિકતા છે. શ્રીકૃષ્ણ વિષ્ણુ ભગવાનના જ અવતાર હતા અને

અજ્ઞાનતામાં, અંધકારમાં, માયાજાળમાં ફસાયેલા લોકોને ભક્તિમાર્ગે વાળવા અને તેમનો ઉધ્ધાર કરવા એમણે પોતાની લીલાના માધ્યમ વડે રાધાજીને કેંદ્રમાં રાખી સદાચાર આચરવાના પ્રેરણા પિયુષ પાયા. જેવા મહાન ભકતે ભગવાનનો સંદેશ પોતાના 'ગીત ગોવિંદ' કાવ્યદ્વારા જનતાને પહોંચાડ્યો. પ્રેમ ઈશ્વર છે અને ઈશ્વર એજ પ્રેમ છે એની પ્રતીતિ કરાવી. એમણે જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય જીવનમાં સં કર્યાં. મન, વાણી અને કર્મથી તેનું આચરણ કર્યું. સામાન્ય જનતાને માટે આદર્શરૂપ બની બોધપાઠ આપ્યો, તેમજ સમાજનું ઉત્થાન કર્યું. પ્રભુભક્તમાં કેવી અદ્ભુત શક્તિ રહેલી છે તેનો બો અનુભવ કરાવ્યો. શ્રીકૃષ્ણ ગોવાળિયો પોતાની બંસીના મધુર નાદે ગોપીને, રાધાને ઘેલી કરી પ્રેમ વિહ્વળ છે તેમ પોતાના ભકતને વિહ્વળ બનાવે છે અને એનું રક્ષણ કરે છે. પ્રભુને એનો ભક્ત સૌથી વધુ પ્યાં હોય છે, જે એને શરણે આવે છે તેનો બેડોપાર એજ કરે છે.

કવિ અને ભક્ત જયદેવે ત્યાગ અને ભક્તિથી પોતાના જીવનને આદર્શ બનાવ્યું અને સંસાર સાગર તરી ગયા. પોતાનો બેડો પાર કર્યો. એટલેજ તો લગભગ ૮૦૦ વર્ષ બાદ પણ એમનું નામ લોકજીવ્હા પર છે. બીરભૂમમાં જ એમનો દેહવિલય થયો હતો. 'ગીત ગોવિંદ' ની રચના સમે એક ચમત્કાર થયો હતો. કવિ જયદેવ સ્નાનાર્થે ગયા હતાં ત્યારે ભગવાન શ્રી જગન્નાથે જયદેવના રૂપમાં આવી કાવ્ય લખવાનું ચાલુ રાખ્યું. પદ્માવતીએ માન્યુ કે પોતાના પતિજ કાવ્ય લખવામાં મશગુલ છે એમણે ભોજન તૈયાર કર્યું. રસોડામાંથી બહાર આવ્યાં તો સામેથી પોતાના પતિ જયદેવને ગંગામાં સ્નાન કરી પાછા આવતા જોયા. પદ્માવતી વિસ્મય પામ્યા. કવિ આંગણામાં આવ્યા અને પત્નીના મુખ ઉપર વિસ્મયતાનો ભાવ જોતાં એમને આશ્ચર્ય થયું. કવિને જીજ્ઞાસા થઈ. પતિને આસન આપી બેસાડયા અને અથથી ઇતિ સુધી જે કંઈ બન્યુ તે કથા કહી સંભળાવી. ભક્ત જયદેવને સમજતા વાર ન લાગી કે સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ શ્રી જગન્નાથ પોતેજ એમનું કાર્ય કરી ગયા. પદ્માવતીને ધન્યવાદ આપ્યો. પોતે પણ ધન્ય થઈ ગયા અને ભાવવિભોર બની ગયા. પતિપત્ની બન્નેએ ઓરડામાં જઈ જોયું તો ત્યાં કોઈ હતું નહિ. પ્રભુ તો કવિ જયદેવના આગમન સમયેજ અંતર્ધ્યાન થઈ ગયા હતા. પતિ-પત્ની બંને હરિભજનમાં તલ્લીન થઈ ગયા. પ્રભુનો અનન્ય પ્રેમ સંપાદન કરી કૃતાર્થ થયા.



# —: શ્રી રામાનંદાચાર્ય :—

શ્રી રામાનંદાચાર્યનો જન્મ સં. ૧૩૫૬ની મહાવદ સાતમના રોજ પ્રયાગના એક કાન્યકુબ્જ બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. તેમના પિતાનું નામ પુણ્યસદન અને માતાનું નામ સુશીલાદેવી હતું. 'ભક્તમાળ'ના ટીકાકારના મતે તેમનું પૂર્વાશ્રમનું નામ રામદત્ત હતું. 'વૈષ્ણવ ધર્મરત્નાકર'માં રામભારતી નામનો ઉલ્લેખ છે; પણ સંપ્રદાયના પંડિતો આ નામ સ્વીકારતા નથી.

કાશીમાં રામાનુજ સંપ્રદાયના રાઘવાનંદજી પાસે તેમને વિદ્યોપાસના માટે મોકલવામાં આવ્યા હતા. શાસ્ત્રાર્થોમાં તેમની તેજસ્વિતા જોઈ રાઘવાનંદજી ખૂબ આનંદ પામતા. અધ્યયનકાળ પૂરો થતાં ગુરુજીએ ગૃહસ્થાશ્રમ સ્વીકારવા જણાવ્યું; પણ રામાનંદજી એ બંધનમાં પડવા ઈચ્છતા ન હતા. આખરે, તેમણે પોતાનાં માતપિતાને સમજાવી પોતાની ઈચ્છા પ્રમાણે સંન્યસ્તજીવન સ્વીકાર્યું.

સંન્યાસની દીક્ષા લીધા બાદ તેમણે યોગ, જપ, તપ અને અધ્યયન કર્યા. આ સમયે તેમને અનેકની સાથે શાસ્ત્રાર્થમાં ઊતરવું પડતું. તેમાં તેમણે દેખાડેલી બુદ્ધિ પ્રતિભાથી પ્રભાવિત થઈ ગુરુ રાઘવાનંદજીએ તેમને આચાર્ય પદે બેસાડ્યા, ને આમ તેઓ રામાનંદમાંથી રામાનંદાચાર્ય બન્યા.

રામાનંદાચાર્ય બન્યા પછી તેમણે દેશની યાત્રા શરૂ કરી. આ યાત્રા દરમિયાન તેમને દેશની અને સમાજની સ્થિતિનો સારો એવો પરિચય મળ્યો. પ્રજાનું ચેતન હણાઈ ગયું હતું, સ્ત્રી વર્ગનું અપમાન થઈ રહ્યું હતું, ધર્મ છૂતઅછૂત અને આભડછેટની તોતિંગ દીવાલો વચ્ચે કારાવાસ વેઠી રહ્યો હતો. આ પરિસ્થિતિનો તેમણે નવોજ ઉકેલ વિચાર્યો અને ધર્મના પ્રવાહને તેમણે નીચેથી ઉપર ચડાવવાનો પ્રયત્ન કર્યો. ખાવા–પીવાની બાબતમાં રામાનુજી આચારમાંથી બહાર નીકળી તેમણે છેક ચંડાળના ઘર સુધી પોતાનો હૃદયપ્રેમ વિસ્તાર્યો. તેઓ જ્યારે યાત્રાએથી પાછા આવ્યા ત્યારે તેમના એ ઉદાર વલણનો અન્ય શિષ્યોએ વિરોધ કરી તેનું પ્રાયશ્ચિત કરાવવા માટે રાઘવાનંદજીને આગ્રહ કર્યો. રામાનંદજીએ પ્રાયશ્ચિતનો વિરોધ કરી ગુરુજીને સમજાવ્યું : 'જનતાનો ઉદ્ધાર કરવો હોય તો તેને રામનામના એક સૂત્રમાં એકતાન કરી દેવી જોઈએ. એવી એકતા વગર અત્યારની સ્થિતિનો સામનો કરી શકાશે નહિ.' ગુરુ રાઘવાનંદજી આ વાત સમજી શકયા; પરંતુ સંપ્રદાયના બીજા સભ્યોને માઠું લગાડવાનું તેમને યોગ્ય ન લાગ્યું અને તેથી તેમણે રામાનંદજીને જુદી ગાદી સ્થાપવાનું કહ્યું.

આમ, રામાનુજ સંપ્રદાયમાંથી રામાનંદી સંપ્રદાય અલગ રીતે સ્થપાયો બન્ને સંપ્રદાયો વિશિષ્ટાદ્વૈત દર્શનને માને છે. બન્નેમાં મુખ્ય તફાવત એ છે કે, રામાનુજ સંપ્રદાયમાં લક્ષ્મી–નારાયણ ઈષ્ટ દેવ છે અને રામાનંદ સંપ્રદાયમાં ઈષ્ટ દેવ તરીકે સીતા–રામનો મહિમા ગવાય છે. રામાનુજ સંપ્રદાયમાં શૌચાશૌચની ભારે તકેદારી રખાય છે, ત્યારે રામાનંદજીના સંપ્રદાયમાં જાત–પાતિથી પર કેવળ ભક્તિનો જ મહિમા છે.

આમ રામાનંદાચાર્યે પોતાના સંપ્રદાયમાં જ્ઞાતિ–જાતિના ભેદ ભાવ રાખ્યા નહોતા. વણકર કબીર, ખેડૂતધનો, વાળંદ સેનો, ક્ષત્રિય પીપો અને ચમાર રાઈદાસને પોતાના પંથમાં સ્વીકારી ભારતના ધર્મકાર્યમાં

ધ્રુવ તારક તરીકે પ્રસ્થાપિત કર્યા. તેમના આ શિષ્યોએ લોકભાષામાં ભક્તિનો પ્રવાહ વહાવી આજની પ્રાંતિક ભાષાઓના ઘડતરમાં ઘણો મોટો ફાળો આપ્યો છે.

સાધુદીક્ષાની માગણી કરનારના અંતરની તાલાવેલી તેઓ પહેલાં માપી લેતા. ગાગરોન ગઢના રાજવી પીપાજીએ રામાનંદજી પાસે રાજત્યાગનો સંકલ્પ કરી સાધુજીવન જીવવાની દીક્ષા માગી. રામાનંદજીએ કસોટી કરવા ખાતર કહ્યું, 'એમ નહિ, પેલા કૂવામાં પડો' પીપાજી તો ગુરુઆજ્ઞાને માથે ચડાવી કૂવામાં ખાબકવા તૈયાર થઈ ગયા. રામાનંદજીએ તેમનો હાથ પકડી લીધો. અને પાસે બેસાડી મંત્રોપદેશ આપ્યો: 'પીપાજી, તું પાછો તારા રાજ્યમાં જા! ભગવાનની ભક્તિ કરતો રહેજે. એક વર્ષ પછી હું ત્યાં આવીશ.' અને એક વર્ષ પછી રામાનંદજીએ પીપાજીને સર્વત્યાગનો આદેશ આપ્યો. પીપાજીએ તેમનાં પટરાણી પદ્માવતીને ઘણાં સમજાવ્યાં; પણ તેણેય વૈરાગ્યમાંજ પોતાનું સૌભાગ્ય જોયું. આથી તેઓ બન્નેએ સાથે જ ગૃહત્યાગ સ્વીકાર્યો: અને રામાનંદજીના શિષ્ય મંડળ સાથે યાત્રામાં જોડાયાં.

રામાનંદજીનો ભક્તિમાર્ગ સમુદ્ર જેવો સૌ કોઇને સમાવનારો હતો. આથી પીપાજી પછી બીજા અનેક શિષ્યો રામાનંદજી પાસે આવ્યા. તેમાં સુરસુરાનંદજી, સુખાનંદજી, નરહરિયાનંદજી, યોગાનંદજી, ભાવાનંદજી અને ગાલવાનંદજીનો સમાવેશ થાય છે.

પોતાની શિષ્યમંડળી સાથે સ્વામીજી દ્વારકાની યાત્રાએ જઈ રહ્યા હતા ત્યારે માર્ગમાં તેમણે ગિરનાર પર્વત ઉપર મુકામ કરેલો. ત્યાં રામાનંદજીના પગલાં આજે પણ પૂજાય છે. આ યાત્રામાં તેઓ હતાશ થઈ ગયેલી પ્રજામાં ઉપદેશ દ્વારા શ્રદ્ધા પ્રેરી તેને ચેતનવંતી બનાવવાનું કાર્ય કરી રહ્યા હતા. મુસ્લિમોએ તોડીફોડી નાખેલ પ્રભાસપાટણનું સોમનાથ મહાદેવનું મંદિર જોઈ તેમને અપાર દુઃખ ઊપજ્યું: 'હિન્દુઓ હોવા છતાં મંદિરની આ દશા થઈ ?' હિન્દુઓની આટલી બધી નિર્બળતા જોઈ તેમણે વિચાર્યું કે, બ્રહ્મચર્ય, શરીરબળ, અનન્યભક્તિ અને એકતા વિના ભારતના ગૌરવની, ધર્મની પ્રજાની અને સતીઓના શીલની સુરક્ષા અશક્ય છે.

આથી તેમણે એક વિરક્ત દળની યોજના ઘડી કાઢી અને એ દળે ધર્મને માટે પ્રાણની ન્યોછાવરી સ્વીકારી હતી. આ આચાર્યમાં દેશદાઝની કેવી ઉત્કટ ભાવના ભરી હતી તેનાં દર્શન અહીં વિરક્ત દળની યોજનામાં થયા વગર રહેશે નહિ.

દ્વારકાની યાત્રા પૂરી કરી સ્વામીજી આબુ ગયા અને ત્યાં રઘુનાથજીનું મંદિર સ્થાપ્યું. એ પછી પ્રજા કલ્યાણનો ઉપદેશ આપતા આપતા તેઓ ઉજ્જૈન ગયા. અયોધ્યા અને પ્રયાગનો પ્રવાસ કરી તેઓ કાશી ખાતે પાછા ફર્યા. અને ત્યાં ભારતીય પ્રજામાં શ્રદ્ધા પ્રગટાવવા અને આત્મગૌરવ વિકસાવવા માટેના ચિંતનમાં પડી ગયા.

સાધુસંતોના પવિત્ર કાર્યોમાં વિક્ષેપ નાખનારી આસુરી વૃત્તિ દરેક કાળે અને દરેક સ્થળે ઉદ્‌ભવતી જ હોય છે. રામાનંદજીને પણ એવી કસોટીમાંથી પસાર થવું પડયું હતું. એકવાર સ્વામીજીની ધ્યાનસ્થ સ્થિતિમાં કનિષ્ઠ નામનો એક માયાવાદી આવ્યો અને તેમને ધ્યાનભંગ કરવા તેમના પર માંસ તથા લોહી જેવા

પવિત્ર દ્રવ્યો કે કવા લાગ્યો, પણ તેમાં તે ન ફાવ્યો—સ્વામીજી તો સ્થિરચિત્તજ રહ્યા. એ માયાવી કાર્તિક વામીના સંપ્રદાયનો હતો, પણ સ્વામીજીનો પ્રભાવ જોઈ તેનું અભિમાન ગળી ગયું અને 'રામનામ' નો મંત્ર પવા લાગ્યો. સ્વામીજીએ તેને પ્રેમપૂર્વક પોતાના પંથમાં સ્વીકાર્યો અને ગુરુમંત્ર આપ્યો : 'બેટા! સજ્જનોનું દી અપમાન કરવું નહિ. કદી ગર્વ કરવો નહિ. ગર્વ કરવાથી આલોક અને પરલોક બન્ને બગડે છે, માટે લ્યાણના ચાહનારે ક્યારેય ગર્વ કરવો નહિ.'

બીજા એક પ્રસંગે મહાસેન નામનો એક પંડિત મોટી શિષ્યસેના સાથે શાસ્ત્રાર્થે આવી રહ્યો હતો. ણે શાસ્ત્રાર્થોમાં અનેક ઠેકાણે વિજય મેળવ્યા હતા. એ વિજયોન્મત પંડિતને પાંચ ગંગાઘાટ પર પીપાજીનો મેટો થઈ ગયો. અને તેમની સાથે અભિમાનયુક્ત વાતો કરવા લાગ્યો; પરંતુ ખૂબીની વાત તો એ છે કે પીપાજીએ જ તેનું અભિમાન ગાળી નાખ્યું. આથી તે રામાનંદજીને શરણે ગયો. સ્વામીજીના મનમાં જે થામણ ચાલી રહી હતી, તે આ પંડિત પાસે તેમણે વ્યક્ત કરી : 'ભાઈ, વૈદિક ધર્મ આજે વિસરાઇ રહ્યો છે, ખો દેશ યવનોના બળાત્કારનો મૂંગે મોએ ભોગ બની રહ્યો છે. અને આપણી માતૃભૂમિ પરતંત્રતાના ખરડામાં ભીંસાઈ રહી છે. એવે વખતે હિંદુઓ અંદર અંદર ઝઘડીને શત્રુઓના હાથમાં રમી રહ્યા છે. આથી હે ભાઈ! આપણે હવે વિતંડાવાદ છોડી સમસ્ત પ્રજાની એકતા સ્થાપવાના કાર્યમાં લાગી જવું જોઈએ: અને તોજ આપણે આ દેશને આવી સ્થિતિમાંથી ઉગારી શકીશું'.

આવા બીજા પ્રસંગો ઉપરાંત તેમના યોગ પ્રભાવને લગતા બનાવો પણ નોંધાયા છે. તેમાંથી તેમના મનુષ્ય પ્રેમની વાચા આપતા એક પ્રસંગનો અહીં ઉલ્લેખ કરવો વાજબી લેખાશે.

દિલ્હીના બાદશાહે સ્વામીજી પાસે ખેપિયાઓ મોકલી પોતાને ત્રાસદાયક થઈ પડેલા એક વ્યાધિનો ઇલાજ કરવા વિનંતી કરી. સ્વામીજીએ દિલ્હી જવાની ના પાડી ને ખેપિયાઓને કહ્યું : 'જાઓ, તમારા બાદશાહનો વ્યાધિ મટી ગયો છે.' અને સાચેજ ખેપિયાઓએ દિલ્હી જઈ તપાસ કરી તો બાદશાહનો વ્યાધિ મટી ગયો હતો. આ બનાવને ચમત્કાર ગણીએ, યોગનો પ્રભાવ ગણીએ કે બીજું ગમે તે ગણીએ; પણ તેમાં એક મહામાનવની મહાનતાના દર્શન અચૂક થાય છે કે આર્ય સંસ્કૃતિની રક્ષા કાજે યવનો સામે હિન્દુ જનતાને જગાડનાર એ આચાર્ય એક યવન બાદશાહ પ્રત્યે કેવો કરુણાભાવ દાખવી શકે છે.। આમ, તેઓ દીનબંધુ હતા અને સારાયે વિશ્વને રામમય જોવાની દ્રષ્ટિ એમણે કેળવી હતી.

આ બનાવ પછી સ્વામીજીના આશ્રમે લોકોની ભીડ જામવા લાગી. આથી તેમને થયું કે, જો આ ભીડમાં ખૂંપી જવાશે તો મુખ્ય કામ અધુરું રહેશે એટલે તેઓ પાછા યાત્રાએ ઊપડી ગયા.

આ યાત્રામાં પણ તેમને કેટલાક પંડિતો સાથે વાદવિવાદમાં ઊતરવું પડ્યું. તેમાં મહારાષ્ટ્રમાં એક સિધ્ધસેન ગણી નામના જૈન સાધુનો ભેટો થયો, જે પાછળથી ભાવાનંદ નામ ધારણ કરી, વૈષ્ણવધર્મનો સ્વીકાર કરી ભગવત્સેવા કરવા લાગ્યા. આવી જ રીતે, મૈસૂરમાં એક માયાવાદી પંડિતે સ્વામીજીના પ્રપત્તિમાર્ગનો વિરોધ કર્યો; એને પણ સ્વામીજીએ વૈદિક આધારો આપી વૈષ્ણવ કર્યો, જે પછીથી સુરેશ્વરાય નામે પ્રસિદ્ધ થયા.

સ્વામીજીની જાણમાં આવ્યું કે અયોધ્યામાં હિન્દુઓ ઉપર જુલમ વરસી રહ્યો છે. મ્લેચ્છો તલવાર ધારે હિન્દુઓને ધર્મભ્રષ્ટ કરે છે. યવનોએ એવી યોજના કરી છે કે જે કોઇ એની અસરમાં આવી જાય છે એકાએક મુસલમાન બની જાય છે. આ સાંભળી ગુરુજીએ પોતાના શિષ્યોને અયોધ્યા રવાના કર્યા અને આદે આપ્યો કે, 'રામનામ લઈ યવનોની રમત તોડી પાડો; અને જેઓ મુસલમાન બની ચૂકયા હોય તેમને પાછ હિન્દુ થવું હોય તો ફરી આર્ય સંસ્કાર આપો.'

શિષ્યોએ અયોધ્યામાં રામ મંત્રનું રટણ કરી એક 'વૈષ્ણવયંત્ર' સ્થાપ્યું અને યવનોની કરામતને ભોગ બનેલાઓને પાછા હિન્દુ મતમાં ખેંચવામાં આવ્યા; પરંતુ અહીં મુશ્કેલી એ ઉભી થઈ કે, તેમને પાછ હિન્દુ ધર્મમાં લેવાને હિન્દુભાઈઓ તૈયાર નહોતા. આથી સ્વામીજી જાતે અયોધ્યા પહોંચી ગયા અને હિન્દુઓં કહયું : 'જે સમાજમાં અથવા જાતિમાં માત્ર કોઈને બહાર કાઢવાનીજ શકિત છે, તે સમાજ અથવા જાતિ લાંિ સમય પોતાની હયાતિ ટકાવી શકે નહિ. જે કેવળ ઊલટી જ કરી શકે છે અને 'કોઈ વસ્તુને ટકાવી શકતે નથી, તેનું આયુષ્ય ગણતરીના દિવસોમાંજ સમાપ્ત થાય છે. આ વાત વ્યકિતની જેમ સમાજને ય લાગુ પ. છે.' સ્વામીજીની આ સચોટ વાણી બધાના હૃદયમાં ઊતરી ગઈ અને તોય કેટલાક હિન્દુઓની શરૂઆતમાં થોડ઼ આનાકાની પછી યવન થઈ ગયેલા હિન્દુઓને પુનઃ હિન્દુત્વ આપવામાં તેઓ સફળ થયા. એટલું જ નહિ પરંતુ વર્ષો પહેલા આવી વટાળ પ્રવૃત્તિનો ભોગ થઈ ગયેલા હિન્દુઓને પણ પાછા હિન્દુધર્મમાં આણ્યા. આ હિન્દુઓએ પોતાની સંયોગી નામની નવી જાતિ રચી.

રામનામના મંત્ર તેજ વડે વિલાતી જતી, આર્ય સંસ્કૃતિની જ્યોતને નવપ્રકાશ આપનાર આ કલ્યાણ માર્ગી આચાર્યની વિશેષતા એ હતી કે, મહાત્માઓ તેમને ભગવદ્ભાવે જોતા, જૈનો તીર્થંકર રૂપે જોતા, શાંકરભકતો શિવ સ્વરૂપે જોતા અને સમસ્ત લોક સમુદાય ગુરુભાવે તેમનું ગૌરવ કરતો

આવા એ સર્વતોભદ્ર પુરુષે પોતાના આખરી દિવસોમાં જુદા જુદા શિષ્યોને ભારતવર્ષના જુદા જુદા સ્થળો માટે નિયુકત કર્યા અને તેમને પ્રજાની એકતા સ્થાપી સંસ્કૃતિની રક્ષા માટે ભકિત અને પ્રપત્તિમાર્ગની સોંપણી કરી. તેઓ સંવત ૧૪૬૭ના વૈશાખ સુદ ત્રીજના દિવસે સ્વર્ગધામ સીધાવ્યા.



# —: કબીર સંત :—

સાર્વભૌમિક બંધુતા, માનવસમાજની સેવા અને પ્રેમનો સાચો ઉપદેશ આપનાર, સ્વયંજ્ઞાની અને સ્વયંસિદ્ધ કબીરનું જેઠ સુદ પુનમ અને સોમવાર સંવત ૧૪૫૫માં કાશીમાં પશ્ચિમ તરફ લહરતારા નામનું તળાવ છે ત્યાં પ્રાકટ્ય થયું. તેઓ તળાવમાં કમળના પત્ર ઉપર સ્વયં પ્રકટ થયા હતા. નીરૂ જુલાહા પોતાની સ્ત્રી નીમા સાથે નીરૂટીલ્હા પોતાને ઘેર આવતો હતો ત્યારે આ તળાવમાં પાણી પીવા જતાં નીમાએ એ બાળકને જોયું. પતિને બોલાવ્યો અને બાળકને પોતાને ઘેર લઇ ગયા. ત્યાં એ મોટા થયા. એમણે 'ગુરુવિના જ્ઞાન નહિં' એ માન્યતા અનુસાર વૈષ્ણવ સંપ્રદાયના સમસ્ત ભરતખંડમાં મહાન સંત પુરૂષ સ્વામી રામાનંદજીને પોતાના ગુરુ કરવાનું નકકી કર્યું. રુઢિચુસ્ત વૈષ્ણ સ્વામી રામાનંદજી એમને શિષ્ય તરીકે સ્વીકારે તે અસંભવ હતું. એટલે એક દિવસ ગંગા ઘાટના એક પગથિયા પર નાના બાળકનું સ્વરૂપ લઇ કબીર સૂતા. મળસ્કે સ્વામી રામાનંદ સ્નાન કરવા માટે જતા હતા ત્યારે એમની પાવડીની ઠેસ બાળકને વાગી. બાળકે રડવા માંડ્યું. સ્વામીજીએ કહયું, 'બચ્ચા, રામ રામ કહો.' બાળક શાંત થયું. સ્વામી રામાનંદ પછી ગંગામાં સ્નાન કરવા ગયા. આમ રામનામનો મંત્ર કબીરને સ્વામી રામનંદે આપ્યો એટલે એમના ગુરુ સ્વામી રામાનંદજી છે એમ સર્વ લોકોને વિદિત કર્યું. સ્વામીજીને જ્યારે આ વાતની જાણ કરવામાં આવી ત્યારે એમને આશ્ચર્ય થયું. કબીરને એમણે શિષ્ય બનાવ્યા નથી એમ કહી કબીરને પોતાના મઠમાં આવવા આમંત્રણ આપ્યું. કબીર આવ્યા. સાત પડદા પાછળ ઉભા રાખ્યા. સ્વામીજી ભગવાનની મૂર્તિની પૂજા કરતા હતા. એમણે મૂર્તિને શિરે મુગટ પહેરાવી દીધો. પણ ફુલની માળા પહેરાવવાની રહી ગઇ. શી રીતે એ માળા પહેરાવવી તેની સ્વામીજીના મનમાં ગડમથલ થવા લાગી, એટલે કબીરે કહયું કે ગુરુજી માળાની ગાંઠ છોડી નાંખો અને હાર પહેરાવી ફરી ગાંઠ વાળી દો. સ્વામીજીને કબીરની આ વાણી સાંભળી આશ્ચર્ય થયું. તરત સમજી ગયા કે કબીર સિધ્ધ પુરૂષ છે. છ પડદા ઉઠાવી લેવામાં આવ્યા. સ્વામીજીએ પૂછ્યું કે 'કયારે મેં તમને રામનામનો ગુરુમંત્ર આપ્યો ?' કબીરે ગંગાઘાટ પર બનેલી ઘટના કહી. ફરી પાછું બાળકનું રૂપ ધારણ કરી સ્વામીજીના ખોળામાં સૂતા. સ્વામીજીએ હાથ પકડી ઉઠાડયા પછી પાછા કબીર પોતાના મૂળ સ્વરૂપમાં સ્વામીજી સામે હાથ જોડી ઊભા રહયા. સ્વામીજીએ પછી એમને પોતાના શિષ્ય તરીકે સ્વીકાર્યા. સ્વામીજી જયાં જયાં ફરતા ત્યાં કબીરને સાથે લઇ જતા અને સત્ય ધર્મનો પ્રચાર કરતા.

કબીર બાળ બ્રહ્મચારી હતા. અને હંમેશા એમ માનતા કે 'સંતોને નામ, જાતિ અને સંપ્રદાય હોતા નથી.' લોઈ એક બ્રહ્મચારિણી હતી અને કબીરની એ શિષ્યા હતી. કબીરને કોઇ સ્ત્રી કે પુત્ર નહોતાં. ગંગા નદીમાં તણાઈને આવેલા મૃત દેહને સજીવન કરવા માટે શહેનશાહ સિકંદરે કબીરને જણાવ્યું. કબીરે કહયું: 'ઊઠ, બેટા' એટલે એ મૃતદેહ સજીવન થયો અને બાળક કબીર સામે ઉભો રહયો. સિકંદરે કહયું: 'કમાલ છે' એટલે એનું નામ કમાલ પડયું. કમાલ કબીરનો શિષ્ય બન્યો. રાજગુરુ શેખતકીની પુત્રી મૃત્યુ પામી હતી. તેને કબરમાંથી સજીવન કરી બહાર લાવવા માટે તેણે કબીરને વિનંતી કરી. કબીર કબર પાસે ગયા. તેમની દૃષ્ટિ કબર પર પડતાં જ તે છોકરી કબરમાંથી બહાર નીકળી. તે છોકરી કમાલીના નામથી ઓળખાવા લાગી અને તે કબીરની શિષ્યા બની.

---

કબીરના સમયમાં કાશીના પંડિતો અને મુલ્લાંઓ પોતાના સ્વાર્થ માટે અઘોર કૃત્ય કરતા અ કરાવતા. હિંસા કરતા અને કરાવતા. આવા સમાજમાં હિંદુ અને મુસલમાન વચ્ચે વૈમનસ્ય પેદા થાય સ્વાભાવિક હતું. ચારે તરફ અંધકારનું સામ્રાજ્ય હતું. મનુષ્ય જ્યાં સુધી સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ નહિ કેળવે ત્યાં સુધી તે ઉન્નતિ સાધી શકે નહિ એમ વિચારી સંત કબીરે પ્રથમ અહિંસાનો ઉપદેશ આપ માંડયો. એમની વાણી સાદી, સરળ અને આકર્ષક હતી. હિંદુ અને મુસલમાન લોકો એમની વાણી અમૃત પ્રવાહ ઝીલવા માટે મોટી સંખ્યામાં એકઠા થતા. કાશીના પંડિતો અને મુલ્લાંઓ જેઓ પાખં અને ઘમંડી હતા તેઓ સંત કબીરની ઈર્ષા કરતા, અને કોઇ પણ હિસાબે એમનું કાટલું કાઢવા ઇચ્છતા હત એટલામાં સિકંદર લોદી બનારસ આવ્યો એના શરીરે બળતરાનો રોગ હતો. રાજગુરુ શેખતકી અને અ મુલ્લાં તેમજ પંડિતોએ શહેનશાહને સંત કબીર પાસે જવા કહ્યું. શહેનશાહ એમની પાસે આવ્યા. એમ શરીર પર કબીરે માત્ર દૃષ્ટિ કરી અને જવલનનો રોગ મટી ગયો. શહેનશાહ ખુશ થયો. પણ પેલા પાખં પંડિતો અને મુલ્લાંઓને વધુ દ્વેષ થયો. શહેનશાહના કાન ભંભેર્યા આખરે સિકંદરે કબીરને તલવાર મારી નાંખવાની આજ્ઞા કરી. મારાએ તલવાર ચલાવી. ગરદનમાંથી પસાર થઇ ગઈ. પણ કબીર તો જ્ય ઊભા હતા ત્યાં જેમને તેમ ઉભા હતા. કબીરને મારી નાંખવાના આવા બાવન પ્રયત્નો કરવામાં આવ્યા. અ બાવન પ્રયત્નોને બાવન કસનીના કહેવામાં આવે છે. કબીર અણનમ રહયા અંતે સિકંદરે અને શેખતકીએ કબીરં પગે પડી માફી માંગી. સંત કબીરે એમની અમૃત વાણીમાં લોકોને અહિંસા ધર્મ તથા મનુષ્યમાત્રની એકતાને આદેશ આપ્યો. એમના ઉપદેશથી પ્રભાવિત થઇ હિંદુ તેમજ મુસલમાન રાજાઓ પંડિતો અને મુલ્લાંઓ એમના એકનિષ્ઠ ભક્ત બન્યા. હિંદુઓમાં કાશી નરેશ વીરસિંહ વાઘેલો, રેવાનરેશ શ્રી વિશ્વનાથ સિંહજી, પદ્મનાભ, સર્વાજિત પંડિત, જ્ઞાનીજી, તત્વા, જીવા, રાણી ઈંદ્રમતી વગેરે અનેક શિષ્યો હતા મુસલમાનોમાં શેખતકી, મીરતકી, જહાંગસ્ત બગદાદી, ગોરખપુરના નવાબ વીજળીખાં પઠાણ વગેરે એમના સેવકો બન્યા.

સંત કબીરે હિંદુસ્તાનના ચારે ખૂણામાં તેમજ બલ્ખ, બુખારા જેવા દેશોમાં ફરીને સત્યધર્મનો પ્રચાર કર્યો હતો. સંત કબીર ફરતા ફરતા એક વાર ભરૂચની બાજુમાં નર્મદા કિનારે શુક્લતીર્થ નામના ગામમાં આવ્યા ત્યાં તત્વા અને જીવા નામના બે સસ્કારી અને શાસ્ત્રવિદ ભાઈઓ રહેતા હતા. તેમણે એવું વ્રત લીધું હતું કે જે સંતપુરુષના ચરણામૃતથી વડની સુકી ડાળી લીલી થશે તે અમારા ગુરુ થશે. પછી સંત કબીર ત્યાં આવ્યા. બન્ને ભાઈઓએ વિનયથી એમના પગ ધોયા અને એ ચરણજળ સુકી ડાળી પર છાંટયું. સુકી ડાળી લીલી થઈ અને પોતાનો વિસ્તાર વધારવા લાગી આ વૃક્ષ તેજ આજનો મહાન 'કબીરવડ'. તત્વા અને જીવા કબીરના શિષ્ય બન્યા. ગુરૂ નાનક પણ સંત કબીરને મળ્યા હતા બન્ને વચ્ચે સત્સંગ થયો. ગુરુ નાનક અંતે સંત કબીરના શિષ્ય બન્યા હતા. મહાત્મા ધર્મદાસજી મધ્યપ્રાંતના બાંધોગઢ ગામના અતિ ધનવાન વણિક હતા. વૈષ્ણવ સંપ્રદાયના ચુસ્ત અનુયાયી હતા. યમુના કિનારે એમની મુલાકાત સંત કબીર સાથે થઈ. સંત કબીરના ઉપદેશથી સં. ૧૫૨૮માં ધર્મદાસજી એમના શિષ્ય બન્યા. શ્રી સુરતગોપાળ સાહેબ, શ્રી જગજીવનદાસજી અને શ્રી ભગવાનદાસજી જેઓ મહાન સત્સંગી હતા અને વૈષ્ણવો હતા તેઓ પણ સંત કબીરના શિષ્ય બન્યા. તેમણે સંત કબીરના ઉપદેશોના પ્રચાર અર્થે ગાદીઓ સ્થાપી. ધર્મદાસજીની ગાદી હાલમાં બિલાસપુર જિલ્લામાં ખરસિયા ગામમાં છે. સુરતગોપાળજી સાહેબની ગાદી

કાશીમાં જ્યાં સંત કબીરનું નિવાસ સ્થાન હતું ત્યાં છે. જગજીવનદાસજી સાહેબની ગાદી વિદુપુરમાં છે. ભગવાનદાસજી સાહેબે ધનૌતી–બિહાર જીલ્લામાં ગાદી સ્થાપી. પંડિત સર્વાજિત પણ સંત કબીર પાસે શાસ્ત્રાર્થ કરવાના ઈરાદાથી, માતાના કહેવાથી, આવ્યા. સંત કબીરે કહ્યું કે તમારા જયપત્રમાં લખો કે 'કબીરજી હાર્યા અને સર્વાજિત જીત્યા' સર્વાજિતે તે પ્રમાણે લખ્યું. માતા પાસે ગયા. જયપત્ર બતાવ્યો. તેમાં લખેલું હતું 'કબીરજી જીત્યા અને સર્વાજિત હાર્યા.' લખવામાં ભુલ થઇ એમ માની ફરી કબીર સાહેબ પાસે આવ્યા. ફરી પાછું એમજ લખ્યું અને એમજ બન્યું. પંડિત સર્વાજિતનો ગર્વ ગળી ગયો. સંત કબીરના પગમાં પડયા અને એમના શિષ્ય બન્યા.

ભરતખંડના ખુણે ખુણે પોતાનો માનવતાનો ઉપદેશ પહોંચાડયા બાદ કબીરસાહેબે ગોરખપુર જિલ્લાની પાસે બસ્તી જિલ્લામાં મગહર ગામમાં અંતરધ્યાન થવાનો નિશ્ચય કર્યો અને પોતે મગહરમાં પધાર્યા. અસંખ્ય લોકો અહિં પણ એમના દર્શનાર્થે આવતા. ગોરખપંથી નાથ સાધુઓ પણ એમના દર્શનાર્થે આવતા. એકવાર ગોરખનાથે દુકાળથી પીડાતા લોકોને પાણી મળે તે માટે નદી વહેવડાવવા માટે વિનંતી કરી. કબીર સાહેબે ગોરખનાથને કહ્યું કે તમે પણ સિદ્ધપુરુષ છો તો તમેજ પાણી લાવો. ગોરખનાથે જમણો પગ પૃથ્વીપર પછાડયો. ત્યાં ખાડો પડયો. તેમાંથી પાણી નીકળવા લાગ્યું. તેનો કુંડ થયો. કુંડનું પાણી બધા માનવો, પશુ પંખીઓ વગેરેની તૃષા છિપાવી શકે નહિ માટે વધુ પાણી લાવો એમ ગોરખનાથને કહ્યું. ગોરખનાથે કહ્યું કે એ એમની શકિતની બહાર છે. એટલે કબીરજીએ કુંડમાંથી પોતાને હાથે એક લીટી દોરી. તેમાંથી પાણી વહેવા માંડયું. તે નદી બની. આજે પણ આમી નદી તરીકે એ મોજૂદ છે.

સંત ૧૫૭૫ના માગસર સુદ ૧૧ને રોજ પ્રાત: કાળે કબીર સાહેબ પોતાના સત્સંગના સ્થાન ઉપર એક ચાદર ઓઢી સૂઈ ગયા અને પોતાના નિજસ્વરૂપમાં લીન થઈ ગયા. એમના હિંદુ અને મુસલમાન અનુયાયીઓ એમના મૃત શરીરને બાળવું કે દાટવું એ વિષય પર વિવાદ કરવા લાગ્યા. કબીર સાહેબે પ્રકટ થઇ કહ્યું: 'તમે ચાદર ઉઠાવીને જુઓ તો ખરા કે એની નીચે શું છે?' શિષ્યોએ ચાદર ઉપાડી તો ત્યાં ફૂલોનો ઢગલો જોયો. હિંદુઓ અને મુસલમાનોએ અડધાં અડધાં ફૂલો વહેંચી અને તેના દર્શનાર્થે જુદાજુદા સ્થાનો બનાવ્યા.

કબીર સાહેબ એક સાચા અદ્વિતીય ધર્મગુરુ હતા. હિંદુ અને મુસ્લિમ એકતાના વિધાયક હતા. તેઓ ક્રાંતિકારી યુગપુરુષ હતા. માનવ પોતાનું વ્યકિતત્વ સ્વતંત્ર રીતે કેળવી શકે એવા સમાજનું એમણે નિર્માણ કર્યું. અંધવિશ્વાસ, જડપૂજા, ઊંચ નીચનો ભેદ, વ્યર્થ બાહ્યાચારો અને હિંસકવૃત્તિની જડ ઉખેડી સમાજનું નવ સર્જન કર્યું.

કબીર સાહેબની સ્વયંવાણી તરીકે બીજક, સાખીગ્રંથ અને શબ્દાવલી એ ત્રણ મુખ્ય ગ્રંથો છે. બીજક ગ્રંથ કબીર સાહેબે સ્વહસ્તે લખેલો છે. સાખી ગ્રંથ અને શબ્દાવલી એમના શિષ્યોએ સંગ્રહીત કરેલા છે બીજક ગ્રંથ હિંદી ભાષાનું ઉપનિષદ મનાય છે. એમાં કબીર સાહેબનો ઉપદેશ તાદશરૂપે જનતા સમક્ષ રજૂ કરવામાં આવ્યો છે. તત્વજ્ઞાનના સાહિત્યનો તે એક શિરોમણી ગ્રંથ છે.

---

કબીર સાહેબ નિવૃત્તિમાર્ગના પરમ પ્રધાન અધિકારી આચાર્ય છે. તેમણે અહિંસાની અપૂર્વ શક્તિનો જગતને વાસ્તવિક પરિચય કરાવ્યો. એમની નીચેની સાખી જુઓ :—

"જો તોકું કાંટા બોવે, તાકો બો તૂં ફૂલ
તુઝકો ફૂલકા ફૂલ હૈ, વા કો હૈ તિરશૂલ."

અર્થાત પ્રેમથી તું દુશ્મનના હૃદયને જીત, હિંસાથી નહિ.

વિશ્વબંધુત્વની ભાવના કબીર સાહેબે જનતામાં જાગૃત કરી. શુદ્ધ વિચાર પવિત્ર રહેણી અને રાગદ્વેષથી રહિત અહિંસાવાદી મનુષ્યને તેમણે હરિજન કહયો. તેમણે કૃત્રિમ જાતિભેદની ભાવનાને જડમૂળથી ઉખેડી નાખી. તેમણે સ્ત્રીઓને પતિવ્રતા ધર્મ પાળવાનો આદેશ આપ્યો છે. જડપૂજામાં માનનારા અંધ શ્રદ્ધાળુઓને સચેત કરવા માટે એમણે કહયું "હે જીવ ! તારો ઈશ્વર તારાથી ભિન્ન નથી. સ્વર્ગમાં, વૈકુંઠમાં, કૈલાસમાં, આકાશમાં નથી, તે તો તારી પાસે છે, તારા હૃદયમાં વર્તમાન છે. તેને તું ઓળખ." તેમણે જનતાને માનવ-ધર્મનું વાસ્તવિક રહસ્ય સમજાવ્યું. પોતાના વિચારો બળજબરીથી જનતા ઉપર ઠસાવ્યા નહિ. તેમણે કહ્યું :—

"જબ લગ દેખે ન અપની નયના; તબલગ ન માનો ગુરુકી બેના."

નાભાજી, ધર્મદાસજી, દાદુ સાહેબ અને ગરીબદાસજી એમના મુખ્ય અનુયાયીઓ હતા. તેમણે પોતાના પદોમાં કબીર સાહેબનો મહિમા ખૂબ વિગતથી વર્ણવ્યો છે.

સંત કબીર પરમાત્માની નિર્ગુણ ભક્તિમાં માનતા હતા. અને જનતાને એનો બોધ આપતા હતા. એમના નીચેના પદમાં આ ભાવના વ્યક્ત થાય છે :—

"કરતા કે કુછ રૂપ ન દેખા, કરતા કે કુછ વરન ન દેખા,
તાકે જાત ગોત કુછ નાહીં, મહિમા બરનિ જાય મો પાહી.
રૂપ અરૂપ નહીં તેહિ નાઉ, વર્ન અવર્ન નહીં તેહિ ઠાઉં,
કહે કબીર વિચારી કે, જાકે મર્ન ન ભાવ,
નિરાકાર ઓ નિર્ગુના, હે પૂરત સબ ઠાવ."

સંત કબીર બહારના બધા આડંબરોના વિરોધી હતા. જે નીચેની સાખી ઉપરથી જણાય છે :—

મૂંડ મૂંડાએ હરિ મિલે, સબકોઈ લેઈ મુંડાય,
બાર-બાર કે મૂંડ તેં, ભેડ ન વૈકુંઠ જાય"

જનતાના દુઃખ જોઈને કબીરસાહેબનું હૃદય કેવું દ્રવી ઉઠતું તે નીચેની પંક્તિઓ ઉપરથી જણાય છે:

"બાટ-બાટ સબ કોઈ દુખિયા, કયા ગિરહી બૈરાગી
સૂકાચાર્ય દુઃખ હી કે કારન, સભી માયા ભાગી"

અને

"ચલતી ચક્કી દેખિ કે, દિયા કબીરા રોય,
દુઈ પટ ભિતર આઇ કે, સાબિત ગયા ન કોય."

સંત કબીર એમ માનતા હતા કે ગુરુ વડેજ ગોવિંદની પ્રાપ્તિ થાય, તેઓ ગુરુને વધુ મહત્ત્વ આપતા. નીચેની પંક્તિઓ જુઓ:—

"બન્દ કરિ દ્રષ્ટિ કો ફેરિ અંદર કરૈ, ઘટકા પાટ ગુરુદેવ ખોલે,
કહત કબીર તૂ દેખ સંસારમેં, ગુરુદેવ સમાન કોઈ નાહિ તોલ."

સંત કબીર જનતાના કવિ હતા. એમનું નીચેનું પદ જુઓ:—

ઘૂંઘટકા પટ ખોલ રે, તોકો પીયા મિલેંગે
ઘટ ઘટમેં વોહિ સાંઈ રમતા, કટુક વચન મત બોલ રે.
ધન જોબન કા ગર્વ ન કીજે, જુઠા પચરંગ ચોલ રે,
સુન્ન મહલમેં દિયા ન બાર લે, આસા સે મત ડોલ રે.
જોગ જુગત સે રંગ મહલમેં, પિય પાયે અનમોલ રે,
કહે કબીર આનંદ ભયો હે બાજત અનહદ ઢોલ રે.

સંત કબીરે માનવને બોધ આપ્યો કે ઇશ્વરને બીજે શોધવાની જરૂર નથી; એ તો તારા પોતામાંજ બિરાજમાન છે. તું એની ખોજ તારા પોતાના આત્મામાંજ કર. એમનું નીચેનું પદ તપાસવાથી આની પ્રતીતિ થાય છે :—

"મોકો કહાં ઢુંઢે બન્દે, મૈં તો તેરે પાસ મેં.
ના મેં બકરી, ના મેં ભેડી, ના મૈં છુરી ગંડારુ મેં.
નહીં ખાલમેં, નહિ પોંછમેં, ના કદીના પાસ મેં
ના મૈં દેવલ, ના મૈં મસજિદ, ના કાબે કૈલાસ મેં
ના તો કૌનો ક્રિયા કર્મમેં નહીં જોગ બૈરાગ મેં
ખોજી હોય તુરત ત મિલિ હોં પલભરકી તલાસ મેં
મેં તો રહીં સહર કે બાહર મેરી પુરી આવાસ મેં
કહે કબીર સુનો ભાઇ સાધો! સબ સાંસો કી સાંસમેં"

સંત કબીરની સનાતન માનવધર્મની ભાવના કેટલી સુંદર રીતે નીચેની સાખીમાં થાય છે।

હમ વાસી ઉસ દેશ કે, જહાં જાત બરન કુલ નાહિં,
શબ્દ મિલાવા હો રહા, દેહ મિલાવા નાહિં.
હદ ચલે સો માનવા, બેહદ ચલે સો સાધ;
હદ બેહદ દોનું તજે, તાકા મતા અગાધ.

卐

# —: આદિ કવિ, ભકત અને સંત નરસિંહ મહેતા :—




ગુજરાતના મહાન જ્યોતિર્ધર, આદિ કવિ, ભકત અને સંત નરસિંહ મહેતાનો જન્મ જૂનાગઢમાં, તળાજા ગામમાં વડનગરા નાગર બ્રાહ્મણ કુટુંબમાં આશરે ઈ. સ. ૧૪૧૬માં થયો હતો. એમના પિતા દામોદર મહેતાના નામથી ઓળખાતા હતા. કોઈ એમને કૃષ્ણદાસ મહેતા કહેતા અને કોઈ વચ્છ મહેતા પણ કહેતા. એમની માતાનું નામ લક્ષ્મી ગૌરી હતું; કોઈ એમને દયાકુંવરના નામે ઓળખતા. એમના કાકાનું નામ પર્વતદાસ મહેતા હતું. બંસીધર પર્વતદાસના પુત્ર હતા. બંસીધર નરસિંહ મહેતાના મોટા પિત્રાઈ ભાઈ હતા. બંસીધરની પત્નીનું નામ ઝવેર મેતી હતું. નરસિંહ મહેતાના એ ભાભી હતાં. નરસિંહ મહેતા સંતકબીરના સમકાલીન હતા.

નરસિંહ મહેતાના માતા–પિતાનું અવસાન નાનપણમાં જ થયું હતું એટલે મોટાભાઈ બંસીધર સાથે એ રહેતા હતા. ઝવેર મેતીનો સ્વભાવ ખૂબજ આકરો હતો હતો. તેઓ વાતવાતમાં ગુસ્સે થઈ જતાં. કટાક્ષભરી ભાષામાં ગમે તેમ, નહિ બોલવા જેવા બોલ બોલી નાખતાં. મહેણાં ટોણાં મારતાં અને છણકા કરતાં. એના પતિ બંસીધર શાંત અને સહૃદયી હતા. તે એમને સમજાવતા અને શાંત પાડતા.

નરસિંહ મહેતાનું મન નાનપણથીજ પ્રભુભકિત તરફ વળેલું હતું. સંસાર પ્રત્યે ઉદાસીનતા હતી. પ્રભુભકિતમાં લીન નરસિંહ મહેતા આજીવિકાના કાર્યોમાં દુર્લક્ષ રહેતા. ઈશ્વરમાંજ અટલ શ્રધ્ધા ધરાવતા. એમને ધનનો મોહ ન હતો. ધનથી પ્રમાદ ઉત્પન્ન થાય એટલે તે કમાવાનો એમને મોહ ન હતો. આથી ઝવેર ભાભીના આકરા શબ્દપ્રહારો, મહેણાંઓ એમને સાંભળવા પડતા.

સમાજની રૂઢિ અનુસાર સત્તર વર્ષની યુવાન વય થતાં નરસિંહ મહેતાનું લગ્ન માણેકબાઈ સાથે થયું. ખૂબજ સંસ્કારી એમની એ પત્ની હતી. પોતાનું દાંપત્ય જીવન શાંત અને સુખી રાખવા માટે એ હંમેશા પ્રયત્નશીલ રહેતી. ઝવેર મેતીના કડવા બોલોને એ અવગણતી નહિ. આ પતિપરાયણ સ્ત્રીએ બે બાળકોને જન્મ આપ્યો. એક પુત્ર અને એક પુત્રી. પુત્રનું નામ શામળદાસ હતું અને પુત્રીનું નામ કુંવરબાઈ હતું. નરસિંહ મહેતા આમ ગૃહસ્થી બન્યા છતાં ભજન–કીર્તનમાં પોતાનો સમય વ્યતીત કરતા અને ખાસ કંઈ કમાતા નહિ. એકવાર ઝવેર મેતી એમના પર ખૂબ ગુસ્સે થયાં અને આકરા શબ્દોમાં એમની ઝાટકણી કાઢી. નરસિંહ મહેતાથી ભાભીના મહેણાં સહન ન થયાં અને પોતાના પરિવારને લઈ એમણે ભાઈનું ઘર છોડયું ને નાની એક ઝુંપડીમાં પોતાનો સહવાસ કર્યો. હવે એ પ્રભુ ભકિતમાં વધુ લીન બન્યા. ઘરસંસારનો ભાર ઈશ્વર પર છોડી દીધો. એમણે ભગવાન શિવની આરાધના કરી. શિવે પ્રસન્ન થઈ એમને પ્રત્યક્ષ દર્શન દીધું અને વરદાન માગવા કહયું. નરસિંહ મહેતાએ પોતાના ઈષ્ટ દેવ શ્રીકૃષ્ણ પરમાત્માની વૈકુંઠમાં રાસલીલાનું દર્શન કરાવવાની ભગવાન શિવને પ્રાર્થના કરી. એટલે શિવજી એમને વૈકુંઠમાં લઈ ગયા અને ત્યાં શ્રીકૃષ્ણની રાસલીલાના પ્રત્યક્ષ દર્શન કરાવ્યાં. નરસિંહ મહેતા એ દિવ્ય દૃશ્ય જોઈ ભાવવિભોર બની ગયા અને હાથમાં પકડેલી મશાલથી હાથ જલતો હતો તેનું પણ ભાન રહયું નહિ. નરસિંહ મહેતા શ્રીકૃષ્ણની પ્રેમલક્ષણા ભકિતના રંગથી રંગાઈ ગયા.

પોતાના હૃદયની ભકિતની ભાવનાને વ્યકત કરવા એમણે કાવ્ય રચના કરવા માંડી. એમણે કૃષ્ણની બાળલીલા અને રાસલીલાના રમ્ય પદોની રચના કરી. એમની ભાષામાં માધુર્ય છે અને વાણીમાં હૃદયના તીવ્ર સંવેદનો છે. એમના પદોમાં ભકિતની તીવ્રતા છે અને અનુભવની સચ્ચાઈ પણ છે. ઈશ્વરનું કીર્તન કરતાં એ ઈશ્વરમય બની જાય છે. એટલે જ એમના પદો અને પ્રભાતિયાંઓ ગુજરાતી જનતામાં આજે પણ ઘણાં લોકપ્રિય છે.

નરસિંહ મહેતા ખરા વૈષ્ણવજન હતા. એમનું કાવ્ય :—

"વૈષ્ણવજન તો તેને રે કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે, તોય મન અભિમાન ન આણે રે..."

આ કાવ્ય મહાત્મા ગાંધીજીએ પોતાની પ્રાર્થના સભામાં ગાઇ અને ગવડાવીને ભારતભરમાં પ્રસિદ્ધ બનાવ્યું. નરસિંહ મહેતાનું આ કાવ્ય આપણો એક અમર વારસો છે. માનવપ્રેમી નરસિંહનું આ કાવ્યમાં આપણને દર્શન થાય છે.

એમણે રચેલા પદોના બે ભાગ છે. એક પ્રેમલક્ષણા ભક્તિને રજૂ કરતાં પદો અને બીજો જ્ઞાન વૈરાગ્યને રજૂ કરતાં વેદાંતની છાપવાળાં પદો. એમના પદોમાં ઊર્મિ કાવ્યોનાં ઘણાં તત્ત્વો માલમ પડે છે. પ્રેમભક્તિના પદોમાં માનવ હૃદયના સુકુમાર ભાવો નિરૂપવામાં આવ્યા છે. જ્ઞાન વૈરાગ્યનાં પદોમાં સૃષ્ટિ અને ઈશ્વર, આત્મા અને પરમાત્મા વિષેના એમના વેદાંતી વિચારોનું દર્શન થાય છે. એમના કાવ્યોમાં માધુર્ય છે, અનુભૂતિ છે અને હૃદયના તીવ્ર સંવેદનો, આરઝુ છે. ચિત્રાત્મક ઉપમાઓના ઉપયોગથી એમના કાવ્યો વધુ આકર્ષક બને છે. એમની વાણીમાં આર્દ્રતા છે, સરળતા છે, સચ્ચાઈ છે, જ્ઞાન અને ભક્તિનો સુભગ સુમેળ આપણે નરસિંહ મહેતામાં જોઈ શકીએ છીએ.

ભક્ત નરસિંહને નિરંજન, નિરાકાર શ્રીકૃષ્ણ પરમાત્માની સર્વવ્યાપકતામાં દૃઢ વિશ્વાસ અને શ્રધ્ધા હતાં. એમણે "અખિલ બ્રહ્માંડમાં" આ ભાવ વ્યક્ત કર્યો છે જે નીચેની પંક્તિઓથી સમજાશે :—

"અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શુન્યમાં શબ્દ થઇ વેદ વાસે...
પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફૂલી રહયો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે ..

શ્રી કૃષ્ણ ભગવાનની બાળલીલા અને રાસલીલાના પદોની મોહકતા અનેરી છે. પદોની છંદબદ્ધતા અને શૃંગારરસ તે વાચનારને કેવા તરબોળ કરે છે!

પ્રભાતીયાં તો નરસિંહ મહેતાના જ :—

"જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કોણ જાશે;
ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડો રે ગોવાળીઓ કોણ થાશે".....

અને

"જળ કમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળ હત્યા લાગશે.".....

અને

"સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડિયાં,
ટાળ્યાં તે કોઇના નવ ટળે, રઘુનાથના જડિયાં".....

અને

"પઢો રે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે,
પાસે બાંધી રૂડું પાંજરૂં, મુખે રામ જપાવે"

નરસિંહ મહેતા ઉપદેશક પણ હતા. એમની નીચેની પંક્તિઓ જુઓ :—

"રાત રહે જ્યાહરે પાછલી ખટઘડી, સાધુ પુરુષને સૂઈ ન રહેવું,
નિદ્રાને પરહરી સમરવા શ્રીહરિ, એક તું એક તું એમ કહેવું"......

અને

"સમરને શ્રીહરિ મેલ મમતા પરી, જોને વિચાર મૂળ તારું;
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો, વગર સમજે કહે મારું મારું...."

અને

"નારાયણનું નામ જે લેતાં વારે તેને તજીએ રે,
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજીએ રે"......

એમના પ્રેમ લક્ષણા ભક્તિના પદોની મોહકતા, આકર્ષણ અલૌકિક છે. જુઓ :

"હરિ ભક્તિ વિના જે જન જીવે, તેનો જાએ અફળ અવતાર રે"......

અને

"જેને ઘરે હરિજન હરિજશ ગાય, તે તો નિત્ય ગંગામાં નહાય,
અડસઠ તીરથ ગુરુને આંગણે, દૂર ગયે શું થાય"......

અને

"વહાલો પ્રેમને વશ થાય રાજી રે, એમાં શું કરે પંડિત ને કાજી રે
કરમાબાઈનો આરોગ્યો ખીચડો ને વિદુરની ખાધી ભાજી રે"

અને

"રામસભામાં અમે રમવાને ગ્યાતાં,
પસલી ભરીને રસ પીધો, હરિનો રસ પૂરણ પાયો."......

અને

"ભોળીરે ભરવાડણ હરિને વેચવાને ચાલી રે,
ગિરિવર ધારીને ઉપાડી મટુકીમાં ઘાલી રે.
શેરીએ શેરીએ સાદ પાડે, કોઈને લેવા મુરારિ રે,
નાથ અનાથનો વેચે, ચૌટા વચ્ચે આહિર નારી રે".....

હવે આપણે નરસિંહ મહેતાના ગૃહસ્થી જીવનમાં ડોકિયું કરીએ. ભાઈ–ભાભીથી જુદા રહ્યા પછી ભગવાનની કૃપાથી ગમે તેમ ઘરસંસાર ચાલતો હતો. બરીબી તો હતીજ. હવે કુંવરબાઈ મોટી થઈ. એનું લગ્ન રંગધર મહેતાના પુત્ર વસંતરાય સાથે થયું. સાસરે વળાવવાનો સમય આવ્યો. કરિયાવર કરવાનો હતો. ઘરમાં કંઈજ ન હતું. ભકત નરસિંહ મહેતાએ શ્રી કૃષ્ણ ભગવાન પર બધી ચિંતા છોડી. પત્નીને કહયું "મારો વહાલો બધું કરશે." પ્રભુનું સ્મરણ કર્યું. દામોદર કુંડમાં મહેતાજી નાહવા માટે જતા હતા ત્યારે એક ઢેડ ભકત મળ્યો. એણે નરસિંહ મહેતાને એના ઘર આગળ ઢેડવાડામાં જઈ ભજન કરવા વિનવ્યા. નરસિંહ મહેતાએ ઢેડને કહયું: 'જમીન લીંપી પવિત્ર બનાવજો' તેઓ રાત્રે ઢેડવાડામાં ભજન કરવા ગયા. કૃષ્ણમૂર્તિ પાસે જઈ પોતાની કરતાલ ખખડાવી નાચવા લાગ્યા. પ્રભુને સહાય કરવા વિનંતી કરવા લાગ્યા.

"દેવના દેવ તુંજને પડી દીન પ્રતિ પાળવા, કંથ કમળા રહો સંત સામા".........

..........................

"વિશ્વપાલક એવું બિરદ પોતે વહે એમ કહે સમર્થ વેદવાણી,
નરસૈયા રંકને ઝંખના ભજનની, આપ અલબેલડા અધમ જાણી."

પછી કહેવાય છે કે શ્રીકૃષ્ણ અને લક્ષ્મીજીએ પોતે આવી કરિયાવર આપ્યો અને ગોર સાથે કુંવરબાઈને સાસરે વળાવી.

નાગરોએ નરસિંહ મેહતાને ઢેડને ત્યાં જઈ ભજન કરવા માટે ન્યાત બહાર મૂકયા. આ પછી પણ એક ચમત્કાર થયો. નાગરની ન્યાત જમવા બેઠી. દરેક નાગરની બાજુમાં ઢેડ બેઠેલો માલમ પડયો. ઈશ્વરલીલાની નાગરોને પ્રતીતિ થઈ. નરસિંહ મહેતાની માફી માંગી ન્યાતમાં તેડી લાવ્યા. હવે ત્યાં કોઈ ઢેડ દેખાતો ન હતો. નાગરની ન્યાત શાંતિથી જમી.

મદન મહેતા, વડનગરના દિવાન હતા. તેમની પુત્રી જુઠીબાઈ. તેનું લગ્ન કરવા વરની શોધમાં એમણે દિક્ષિતને મોકલ્યા. નાગર ન્યાતના ઘણા છોકરાઓ જોયા પછી નરસિંહ મહેતાને ત્યાં આવ્યા ને શામળશાને જોઈ વર તરીકે એની પસંદગી કરી. સારંગધર નરસિંહ મહેતાનો કટ્ટો દુશ્મન હતો. પોતાના પુત્રને છોડી શામળશા સાથે જુઠીબાઈનું લગ્ન થાય તે તેને ગમ્યું નહિ. મદન મહેતાને નરસિંહ મહેતાની અત્યંત ગરીબ હાલત વિષે પત્ર લખ્યો. મદન મહેતા આ સંબંધ ફોક કરવાની યુકિત વિચારવા લાગ્યા. તેઓએ અયોગ્ય માંગણી કરતો પત્ર લખીને નરસિંહ મહેતાને પહોંચાડયો. કરતાળ વગાડી પેલો પત્ર

ભગવાનના હસ્તકમળમાં સોંપ્યો. માણેકબાઈ લગ્નની તૈયારી કેવી રીતે કરવી તે વિચારવા લાગ્યાં. ઘરમાં કંઈ હતું નહિ એટલે મહેતાજી આગળ બળાપો કરવા લાગ્યાં. નરસિંહે કહયું: 'ચિંતા ન કર. મારો વહાલો બધું કરશે. ઈશ્વરનું ભજન કરો :—

"જે ગમે જગત ગુરૂદેવ જગદીશને તે તણો ખરખરો ફોક કરવો ?
આપણો ચિંતવ્યો અર્થ કાંઇ નવ સરે ઉદરે એક ઉદ્વેગ ધરવો.
.................................................................
બેઉ કર જોડી કરી નરસૈયો એમ કહે જન્મ પ્રતિજન્મ હરિનેજ યાચું."

અને પછી મુકરર દિવસે ચમત્કાર થયો. ભગવાન શ્રી કૃષ્ણ, લક્ષ્મીજી, સત્યભામા, રૂક્મણી, રાધીકા અને યાદવો સહિત મદન મહેતાના પત્રમાં લખ્યા મુજબ અસંખ્ય વસ્ત્રો, આભુષણો, ઘોડાઓ અને હાથીઓ તેમજ પાલખીઓ લઈ જૂનાગઢ આવ્યા. જાન નીકળી. વડનગર આવી. મદન મહેતા આભા બની ગયા. ભગવાનની લીલા અજબ હતી. લગ્નની તૈયારીઓ થઈ. લગ્ન થઈ રહયા પછી નરસિંહ મહેતાએ એમણે આપેલા વચન મુજબ દિક્ષિતને ભગવાનના દર્શન કરાવ્યાં. કન્યા લઇ જાન જૂનાગઢ આવી. પરંતુ શામળશા અને જુઠીબાઈનું લગ્ન જીવન લાંબું ન ચાલ્યું. થોડા મહિના બાદ શામળશાનું અવસાન થયું.

પછી પિતાજી દામોદર મહેતાનું શ્રાધ્ધ આવ્યું. બંસીધર નોતરૂં દેવા આવ્યો. પણ કડવાં વેણ કહી ચાલ્યો ગયો. નરસિંહ મહેતા અને માણિકબાઇએ પિતાનું શ્રાધ્ધ કરવાનું નક્કી કર્યું. ઘરમાં તો કંઈ હતુંજ નહિ! માણિકબાઈએ પોતાની પાંચ વાલની સોનાની વાળી આપી, તે વેચી નરસિંહ મહેતાને બધો સામાન લાવવા મોકલ્યા. મહેતા ઘી સિવાય બધું લાવ્યા. પાંચ માણસ જમે એટલી રસોઇનું સાધન થયું. પણ ભકતરાજે આખી નાગરન્યાતને આમંત્રણ આપ્યું. એક વૈષ્ણવની દુકાને ઘી માગ્યું. તેણે કહયું: 'તમે ભજન ગાઓ તો ઘી આપું.' ભકતરાજે ભજન ગાયું :—

"વૈષ્ણવ જન તો તેને રે કહીએ જે પીડ પરાઇ જાણે રે"

અને ભકિતમાં ઓતપ્રોત થઇ ગયા. સમય વહેવા લાગ્યો. ભગવાનને ભકતની ચિંતા થઈ. નરસિંહરૂપે આવી પોતાની અકળ લીલાથી શ્રાધ્ધનું કાર્ય પતાવ્યું. નાગર ન્યાતને અલૌકિક ભોજન કરાવ્યું. નરસિંહ મહેતા કીર્તન કરી ઘી લઇ ઘેર આવ્યા. માણેકબાઇને આશ્ચર્ય થયું. બધું પતી ગયું અને હવે ઘી લઈને કયાંથી આવ્યા! મહેતાને સમજતાં વાર ન લાગી કે "મારે વહાલે લાજ રાખી."

થોડો સમય વિત્યા બાદ માણેકબાઈ માંદા પડયાં અને અંતે વૈકુંઠમાં સિધાવ્યાં. પત્ની મૃત્યુ પામી. ભકતરાજે ગાયું :

"ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ."

---

પણ ઉત્તરક્રિયા કરવાનો સમય આવ્યો. એટલામાં ચાર તીર્થયાત્રીઓ જૂનાગઢમાં આવ્યા. એમને હુંડી લખાવવી હતી. નાગરોમાંથી કોઈ હુંડી લખવા તૈયાર ન થયો પણ નરસિંહ મહેતાની મશ્કરી કરવાના ઈરાદાથી પેલા યાત્રીઓને એમને ત્યાં મોકલ્યા. મહેતાજીએ પૈસા લીધા અને શામળશાહ ગિરધારી પર હુંડી લખી આપી. એ પૈસામાંથી માણેકબાઈની ઉત્તરક્રિયા થઈ અને સાધુ સંતોની સેવા થઈ. નાગરો મહેતાજીની ઈજ્જત જશે એમ કહી ફુલાતા હતા. પણ એમણે કરતાલ વગાડી ભગવાનને પોકાર કર્યો :—

"મારી હુંડી સ્વીકારો મહારાજ રે, શામળા ગિરધારી,
મારી હુંડી શામળિયાને હાથ રે, શામળા ગિરધારી."

દ્વારિકામાં યાત્રીઓ પહોંચ્યા પછી શેઠ શામળશાહ ગિરધારીની તપાસ કરી. પ્રભુ તો ભકતની લાજ રાખવા માટે ત્યાં પહોંચી ગયા હતા. યાત્રીઓની હુંડી સ્વીકારી એમને નાણાં આપી દીધા. ભકત વત્સલ ભગવાને પોતાના ભકતની લાજ રાખી.

હવે કુંવરબાઈના મામેરાનો પ્રસંગ જોઈએ. કુંવરબાઈના સીમંત અંગે આમંત્રણનો પત્ર શ્રી રંગધર મહેતાએ નરસિંહ મહેતાને લખ્યો અને કુંવરબાઈને મળી એ પત્ર નરસિંહ મહેતાને પહોંચાડવા માટે પોતાના ગોરને સૂચના આપી. કુંવરબાઈએ પિતાને પત્ર લખ્યો અને ટાણું સાચવવા જણાવ્યું. મામેરૂ લઈને જવાની મહેતાએ તૈયારી કરી. ભાંગીતૂટી વહેલ, ઝાંઝ, પખાજ, મંજિરા, ગોપીચંદન, તુલસીની માળા, છાપા, તીલક ને પ્રભુની મૂર્તિ લઈ આવી પહોંચ્યા. શ્રી રંગધર મહેતા મળવા આવ્યા. મહેતાનાં સાધુસંતો વગેરેને જોઇ હસવા લાગ્યા. કુંવરબાઈ પિતાને મળવા આવી. 'જે કંઈ જોઈતું' હોય તે લખાવી લાવો. ઈશ્વર બધું આપશે' એમ કહી પુત્રીને સાસુજી પાસે મોકલી. સાસુએ અગણિત માંગણીઓ લખાવી :—

"લખો પાંચશેર કંકુ જોઈએ, શ્રીફળ લખો શતસાત વહુજી,
વીસ મણ વાંકડીઆ ફોફળ, મળશે મોટી ન્યાત વહુજી.
..........................................................
સોળસેં લખો શેલાં સાળુ, વળી પાનને શો આંક વહુજી
આશરા પડતું અમે લખાવિયું, બાપ તમારો રાંક વહુજી."

અને જમાઈ માટે એક હજાર સોના મહોરો અને સોનાની સાંકળી લખાવી. પછી નણંદે વ્યંગમાં બે પાણા લખાવ્યા કુંવરબાઈ તો હેબતાઈ જ ગઈ હતી. પિતાએ શાંત પાડીને કહયું "મારો વહાલો તારૂં મામેરૂં કરશે."

વેવાણે મહેતાજીને જમતા પહેલાં સ્નાન કરવા માટે અતિગરમ પાણી આપ્યું. મહેતાજીએ એ જોઈ ટાઢું પાણી માંગ્યું. કુંવારબાઈની નણંદે મહેણું માર્યું, "મહેતાજી તમારે ત્યાં તો માગ્યા મેઘ વરસે છે ને

અમારી પાસે પાણી શું માગતા હશો ?" ભકતરાજે કરતાલ હાથમાં લીધી અને મલ્હાર ગાયો. વાદળાં ચઢી આવ્યાં અને મૂશળધાર વરસાદ વરસ્યો. લોકો ત્રાસી ગયા. ભકતને પગે પડયા. કરતાલ નીચે મૂકી. વરસાદ બંધ થયો. મહેતા સ્નાન કરી ઉભા થયા. જમ્યા. પોતાને ઉતારે આવ્યા. કુંવરબાઈ આંસુ પાડતી પિતાને પાછા જવા કહેતી હતી. આખી નાગર ન્યાત એમની ઠેકડી કરતી હતી. મહેતાએ પ્રભુને યાદ કર્યા. ચિઠ્ઠીમાં લખાવ્યા મુજબની બધી વસ્તુઓ લઈ ભગવાન શ્રીકૃષ્ણ અને લક્ષ્મીજી વગેરે પધાર્યા. મોસાળું પૂર્યું. બધી વસ્તુઓ લખ્યા મુજબ હતી. પણ પાણાને સ્થાને નણંદ માટે બે સોનાની ઈંટો હતી. કુંવરબાઈને પછી વળાવી. વહેલમાં બેસી જવા લાગ્યા ત્યાં નણંદીએ મહેણું માર્યું કે "મારી દિકરીને કોઈએ યાદ ન કરી." નરસિંહ મહેતાએ ફરી શ્રીકૃષ્ણને પોકાર્યા. એને માટે પણ કિંમતી કાંચળી અંતરિક્ષમાંથી પડી. મહેતાએ તે કુંવરબાઈની નણંદને આપી. પછી પોતાને ઘેર આવ્યા. કુંવરબાઈને પુત્ર અવતર્યો. થોડા સમય બાદ કુંવરબાઈનો પતિ મૃત્યુ પામ્યો. વિધવા પુત્રવધૂ અને વિધવા પુત્રી ભકતરાજ સાથે રહી પ્રભુ ભજન કરતાં. દુઃખના દિવસો વીતતા હતા, પણ અંત નહોતો આવ્યો.

સારંગધર સંત નરસિંહનો દુશ્મન હતો. એણે કુવાદે જે હલકી જાતની સ્ત્રી હતી તેને મહેતાના ભજનમાં સાધ્વીનો વેશ ધારણ કરી ભાગ લેવા માટે મોકલી. ભજન પૂરું થયા બાદ કુવાદેએ કહ્યું, "ભકતરાજ, મારી એક ઈચ્છા પૂરી કરો. મને ઋતુદાન આપો." ભકતરાજ શાંત રહ્યા. શિખામણ આપી :—

"હરિ હરિ રટણ કર કઠણ કળિ કાળમાં દામ બેસે નહિ કામ સરશે

ભકત આધીન શ્યામ સુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે."

કુવાદેની આંખો ખૂલી ગઈ. સંતના ચરણમાં પડી માફી માગી. અને એની શિષ્યા બનીને રહી. હવે સારંગધરે બીજી યુકિત કરી. નરસિંહ ભકતની મામી ભજન વખતે પાણી પાઈ જતી. એના પતિ અનંતરાયને ભંભેર્યો. અનંતરાયે એની પત્ની મહેતાને ભજન સમયે પાણી પાવા જાય છે એ વાતની ખાતરી કરી, બીજે દિવસે એને કોટડીમાં પૂરી તાળું માર્યું. પછી મહેતાના ભજનમાં આવી ખૂણામાં સંતાઈ ઉભા રહ્યા. એટલામાં શ્રી પ્રભુ મામીના વેશમાં આવી મહેતાને પાણી પાઈ ચાલી ગયા. અનંતરાય દોડતા ઘેર આવ્યા. જોયું તો એમની પત્ની કોટડીમાંજ હતી અને બહાર તાળું હતું. દુષ્ટ સારંગધરને સર્પ ડંશ થયો. લોકોએ કહયું ભકત નરસિંહ પાસે લઇ જાઓ એ સારું કરશે. એમની પાસે લાવ્યા. કરતાળ વગાડી પ્રભુને વિનંતી કરી કે સારંગધરને સારો કરો. સારંગધર પર ભગવાનનું નામ લઈ પાણી છાંટયું. સારંગધર બેઠો થયો; પોતાને ઘેર ચાલ્યો ગયો.

એકવાર લક્ષ્મીજીને ભકતરાજ નરસિંહની કસોટી કરવાનું મન થયું. ભગવાન સાથે એમને ઘેર પધાર્યા. કન્યાદાન માટે સાઠ રૂપિયાની માગણી કરી. નરસિંહ મહેતાએ ધરણીધર મહેતાને ત્યાં કેદારો રાગ ગીરવે મૂકી રૂપિયા લીધા અને બ્રાહ્મણવેશે આવેલા શ્રીકૃષ્ણ અને લક્ષ્મીજીને આપ્યા.

હજી સંતની કસોટી બાકી હતી. સારંગધરે રાજા માંડલિકને ભંભેર્યો. નરસિંહ જુઠો, પ્રપંચી, જાદુગર અને અજ્ઞાન લોકોને ભરમાવે છે એમ કહી ઉશ્કેર્યો, રાજાએ નરસિંહ મહેતાને દરબારમાં પકડી મંગાવ્યા. રાજપંડિતોએ શાસ્ત્રાર્થ કરવા જણાવ્યું. સંત નરસિંહ મહેતાએ કહ્યું:—

"જ્યાં સુધી આત્મા તત્વ ચિન્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
મનુષ દેહ તાહરો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ જૂઠી.
શું થયું સ્નાન સેવા ને પૂજા થકી શું થયું ઘેર રહી દાન કીધે?
શું થયું જટા ભસ્મ લેપન કરે શું થયું લાલ લોચન કીધે
શું થયું તપને તીરથ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે?
..........................................................................
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા.............................."
આમ પંડિતો અને સંન્યાસીઓને ચૂપ કરી દીધા.

માંડલિકે એમની બીજી કસોટી કરવાનો નિર્ણય કર્યો. ભગવાનના ગળામાં ફૂલનો હાર પહેરાવ્યો ને કહ્યુ: 'એ હાર ભગવાન તમારા ગળામાં પહેરાવે તો માનું કે તમે ખરા સંત છો, નહિતો મોતને ઘાટ ઉતારવામાં આવશો.' ભકતરાજે ભગવાનને પોકાર્યા:—

હાર મધુસૂદના આજ વહાલો થયો, રાખી હૃદયમાં થયો સાંસો.
હાર માંહે હીરા હશે શામળા, લોભી લક્ષ્મીવરાને વિમાસો.

પણ કેદાર રાગ ગવાય નહિ ત્યાં સુધી ભગવાન ભકતને હારમાળા પહેરાવે નહિ. પ્રભુએ ધરણીધર મહેતાને ત્યાં પધારી કેદારો રાગનું ગિરવીખત પૈસાભરી મેળવ્યું. નરસિંહ મહેતાના ખોળામાં એ પત્ર આવ્યો. હવે કેદારો રાગ એમણે ગયો. પ્રભુ પ્રસન્ન થયા. મંદિરના બારણાં આપોઆપ ખૂલ્યાં અને ભગવાને ભકતના ગળામાં હારમાળા પહેરાવી. માંડલિક ભકતને પગે પડયો.

ભકતરાજે પ્રભુને એમના ધામમાં બોલાવવાની વિનંતી કરી. "પાંચ વર્ષ પછી બોલાવીશ" એમ કહી પ્રભુ અંતર્ધાન થઇ ગયા. આ પાંચ વર્ષ દરમિયાન એમણે ભકિત માર્ગના કાવ્યો, પદો વગેરેની રચનાઓ કરી.

આશરે ઈ. સ. ૧૪૮૦માં એમનો દેહવિલય થયો.

નરસિંહ મહેતા ક્રાંતિકારી સંત હતા. જે જમાનામાં છૂત અછૂત આભડછેટની પ્રથાનું જોર વિશેષ હતું તે સમયે એમણે હરિજન વાસમાં જઇ કીર્તન કર્યું અને પોતે અસ્પૃશ્યતામાં માને

છે તે લોકોને બતાવ્યું. તેમણે કહયું, "પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર સમદષ્ટિને સર્વસમાન" એમના સિદ્ધાંતોમાં એ પોતે મક્કમ હતા, નીડર હતા.

"કર્મ ધર્મની વાત છે જેટલી તે મુજને નવ ભાવે રે" એ એમનું ક્રાંતિકારી પદ છે. પોતાના આવા સિદ્ધાંતોથી ગુજરાતી સમાજને જડમૂળથી હચમચાવી મૂકયો.

"ઘણાં ઘરનો જે હોય પરોણો તેનું મન સ્થિર ન હોય રે" એમ માનનાર મહેતા એકજ ઈશ્વરમાં માનતા હતા. એ સંસ્કારી કવિ હતા અને એમનું ધર્મજ્ઞાન ઊંડું હતું.

એમની કાવ્યશૈલી ચિત્તાકર્ષક છે. ભાષા સાદી અને સરળ છે. જ્ઞાનના પદોમાં એ ગંભીર સંસ્કૃતમય અને પ્રૌઢ છે.

નરસિંહ મહેતાની કાવ્યવાણીએ ગુજરાતી ભાષાને સ્વત્વ અને ગૌરવ આપ્યું. એમના ભકિત, શૃંગાર તથા જ્ઞાનના પદો દ્વારા ગુજરાતી કવિતાને પહેલીવાર શિષ્ટ સ્વરૂપ મળ્યું. એમનું અદ્દભુત કલ્પનાબળ, એમનું અજબ ભાષાપ્રભુત્વ, એમની વાણીની રસભરી છટા, એમની સ્વાભાવિક રસિકતા, એમની સુક્ષ્મ નિરીક્ષણ શકિત, એમનું ચિત્ર કૌશલ તેમજ એમના પદોમાંનું રાગ વૈવિધ્ય એમની કવિતાઓનાં વિશિષ્ટ લક્ષણો છે. એમના ભકિતશૃંગાર વિષયક કાવ્યોમાંની મૃદુતા અને જ્ઞાન વિષયક કાવ્યોમાંની ભવ્યતા એમના કવિત્વનું ખમીર દાખવે છે. એમણે શરૂ કરેલા કવિતાના ચીલે ગુજરાતી કવિતાએ આગળ પ્રયાણ કર્યું અને એમના અનુગામીઓના એ માર્ગદર્શક બન્યા. એટલે એ ગુજરાતી કવિતાના આદિ કવિ બન્યા અને એમનાથી ગુજરાતી કવિતાનો નવયુગ શરૂ થયો ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં મધ્યકાલીન ગુજરાતી કવિતાના અગ્રણી તરીકે આ ભકતશિરોમણીનું ગૌરવવંતુ નામ હંમેશા પ્રેમાદરથી ઉલ્લેખાશે.

વસંતના પદ, હિંડોળાના પદ, સુરત સંગ્રામ, ચાતુરી ષોડશી, ચાતુરી છત્રીસી, નાગદમન, દાનલીલા, માનલીલા, ગોવિંદ ગમન વગેરે એમની જાણીતી રચનાઓ છે.



## —: મીરાંબાઇ :—




ભક્ત શિરોમણી રજપૂત રમણી મીરાંબાઇનું નામ ભારત વર્ષમાં સર્વત્ર સુપ્રસિદ્ધ છે એનું નામ સાંભળતાંજ આપણી દૃષ્ટિ સમક્ષ જેના એક હાથમાં તંબૂરા અને બીજા હાથમાં મંજીરા અને જેનાં નયનો શ્રી કૃષ્ણ ભગવાનના ધ્યાનમાં તલ્લીન છે એવી એક મહાન સાધ્વી સ્ત્રીનું અનુપમ ચિત્ર ખડું થાય છે

જેના પ્રેમપુનિત ભક્તિપદોના ગાન વડે અગણિત નર નારીઓ ભક્તિરસના પવિત્ર પ્રવાહમાં તણાયાં એવી ભગવદ્ પ્રેમની જીવતી-જાગતી મૂર્તિ મીરાંબાઈનો જન્મ મારવાડના કુડકી નામે ગામડામાં

આશરે વિ. સં ૧૫૫૮ ( ઇ. સ. ૧૫૦૨ )માં થયો. એના પિતાનું નામ રતનસિંહજી રાઠોડ હતું. એના દાદાનું નામ રાવ દુદાજી હતું. કુટુંબમાં માત્ર આ એક પુત્રી હતી. એટલે ખૂબ લાડ કોડથી એ ઉછરી હતી. રાવ દુદાજીની એ ખૂબ પ્યારી હતી. પાણી માગતાં એને દૂધ મળતું હતું.

દાદા પરમ વૈષ્ણવ ભકત હતા. નિત્ય સમયસર શ્રી ચતુર્ભુજ ભગવાનની પૂજા આરતી થતાં. ભજનકીર્તન થતાં. તેની અસર મીરાંના કુમળા મગજ પર પડી અને મીરાંની ચિત્તવૃત્તિ નાનપણથીજ ભગવાન પ્રત્યે ઝુકી. આમ મીરાંને કૃષ્ણ ભકિતના સંસ્કારો તો ગળથૂથીમાંથીજ મળ્યા.

મીરાં લગભગ પાંચેક વર્ષની હશે ત્યારે એક રસિક ઘટના બની. એક સુંદર વરઘોડો એના ઘરના ઝરુખા આગળથી પસાર થતો હતો. સુશોભિત વસ્ત્રોમાં સજ્જ થયેલો વરરાજા રૂઆબથી ઘોડા પર બેસી પસાર થતો જોયો. મીરાંને ખૂબ આનંદ થયો. પૂજામાં તલ્લિન મા પાસે દોડી ગઈ અને પૂછ્યું કે "મા, મારો વર કયાં છે ?" મા એ રમુજમાં શ્રીકૃષ્ણની મૂર્તિ બતાવી કહ્યું કે "આ ગિરધર ગોપાળ તારો વર" બસ તે દિવસથી મીરાંએ ગિરધર ગોપાળને પોતાનો વર માન્યો. એના મધુર કંઠથી એ ભગવાનનું ભજનકીર્તન, ગાવા લાગી.

એક વાર એક સાધુ દાદુજીના દરબારમાં શ્રીકૃષ્ણની સુંદર મૂર્તિ લઈ પધાર્યા. મીરાંએ સાધુને પૂછ્યું "તમારી પાસે આ કોની મૂર્તિ છે ?" સાધુએ જવાબ આપ્યો, 'એ ગિરધર ગોપાળ છે.' મીરાંએ 'એ મૂર્તિ મને આપી દો' એવી હઠ પકડી. સાધુએ ના પાડી. મીરાંએ અન્ન લેવાનું બંધ કર્યું. ત્રણ દિવસના ઉપવાસ થયા. પિત્રાઈભાઈ જયમલ રાઠોડ સાધુની પાછળ ગયા. મીરાંને મૂર્તિ આપી દેવા વિનવ્યા. કહે છે કે ભગવાને પણ સાધુને સ્વપ્નમાં કહયું "મારી મૂર્તિ મીરાંને સોંપી દો." પછી સાધુ ફરકી આવ્યા અને પેલી મૂર્તિ મીરાંને સોંપી. ગિરધરલાલજીની મૂર્તિ મળતાં મીરાં ખુશ થઇ ગઇ. આ વખતે એની ઉંમર આશરે ૧૦ વર્ષની હતી. મીરાં રોજ શુદ્ધ ભાવથી અને શ્રદ્ધાથી મૂર્તિની પૂજા–આરતી કરતં અને ભજન ગાતી. કોઇ અકળ્ય પ્રેરણાથી એના મુખમાંથી ભકિતના જે શબ્દો સ્ફૂરે તે શબ્દોમાં પ્રભુના ગુણગાન ગાતી. ગિરધરગોપાળ પ્રત્યેના પ્રેમનો પ્રવાહ વહેતો અને સાંભળનારાઓ પણ પ્રેમની ઊર્મિ અનુભવતા. પ્રભુભકિતમાં મસ્ત મીરાં હવે પંદર વર્ષની થઇ.

કુંટુંબીજનોને મીરાંની આવી ઘેલછા સતાવવા લાગી. તેમણે મીરાંનું લગ્ન કરવાનું નકકી કર્યું. વિ. સં. ૧૫૭૩માં એના લગ્ન ચિતોડના રાણા સંગના પાટવીકુંવર ભોજરાજ સાથે થયાં. પણ મીરાંએ ગિરધરલાલજીની મૂર્તિ મંડપમાં પહેલેથી પધરાવી હતી. મંગળફેરા ફરતી વખતે એ તો એમજ સમજતી હતી કે ભગવાન સાથેજ એનું લગ્ન થઈ રહયું છે. આમ કરવા માટે માએ મીરાંને ઠપકો આપ્યો. સખીઓએ પણ મશ્કરી કરી ત્યારે મીરાંએ કહયું કે :—

"ઐસે બરકો કે બરું જો જન્મે ઔર મર જાય;
બર બરિયે ગોપાળજી મ્હારો ચૂડલો અમર હો જાય."

---

સાસરે વિદાય થતી વેળા મીરાંના મુખ ઉપર ઉદાસીનતા જોઈ માએ પૂછ્યું, "બેટા, ઉદાસ કેમ દેખાય છે? તારે શુ જોઈએ છે?" મીરાંએ જવાબ આપ્યો, "મા, મારે મારા ગિરધરલાલજી જોઈએ છે" માએ મીરાંની માંગ સ્વીકારી, એને ગિરધરલાલજી સુપ્રત કર્યા

નવવધુ બની મીરાં ચિતોડ આવી. રૂપ–ગુણવતી વહુને જોઈ સૌ કોઈ રાજી થયાં પણ સાસરામાં શિવપૂજા થતી હતી. કુળાચાર પ્રમાણે પૂજાની તૈયારી થઈ મીરાંએ સાસુજીને કહ્યુ "શ્રી કૃષ્ણ સિવાય બીજા કોઈને મારૂ મસ્તક નમશે નહિ." સાસુએ ઠપકો આપ્યો પણ મીરાં અડગ રહી પછી સૌભાગ્ય માટે ગૌરી પૂજન કરવાની પણ ના પાડી સાસુજી અને નણંદ ઉદાબાઈએ સમજાવી પણ એણે કહ્યું,

"ના મ્હૈં પૂજા ગૌરજ્યાજી ના પૂજા અનદેવ,
મ્હૈં પૂજા રણછોડજી સાસુ થૈ કાંઈ જાણો ભેવ."

અને ઉમેર્યું" કે "મારૂ સૌભાગ્ય તો અચળજ છે' આનો અર્થ એ નથી કે મીરાં પોતાના કુળવાન અને ગુણવાન પતિ ભોજરાજને અવગણતી હતી પતિને ખુશ રાખવા સર્વ પ્રયત્ન કરતી મીરાંનો શ્રી કૃષ્ણમાં અચલ પ્રેમ અને ભક્તિ જોઈ ભોજરાજે મીરાંને જુદુ રણછોડરાયનું મંદિર બંધાવી આપ્યું મીરાંના ભક્તિ પદો સાંભળી એ પોતે ખૂબ ખુશ થતા પણ નણંદ ઉદાબાઈ મીરાંની આ રીતભાતથી રોષે ભરાઈ એણે મીરાંની નિંદા કરવા માંડી ભાઈના કાનમાં મીરાં વિરુદ્ધ ઝેર રેડવા માંડયું એક દિવસ ભાઈને કહ્યુ કે મીરાં એના કોઈ પ્રિયતમ સાથે રોજ રાત્રે પ્રેમાલાપ કરે છે તમારે ખાત્રી કરવી હોય તો તમે મધ્ય રાત્રે મંદિરમાં જજો અને સાંભળજો સિસોદિયા કુળની લાજ જવા બેઠી છે ભોજરાજ હવે ઉશ્કેરાયો રાત્રે મંદિરના બારણે કાન માંડયા મીરાં પોતાના પ્રિયતમ કૃષ્ણ કનૈયાની મૂર્તિ સાથે વાત કરતી હતી તે એણે સાંભળી. ભોજરાજ દ્વાર ખોલી મંદિરમાં આવ્યા ભાવપ્રેમમાં મગ્ન મીરાંને મૂર્તિની સામે બેઠેલી જોઈ રોષમાં પ્રશ્ન કર્યા, "તુ કોની સાથે વાત કરતી હતી?" મીરાંએ મૂર્તિ બતાવી ભાવાવશ બની મીરાં મૂર્છિત થઈ ગઈ. ભોજરાજ ત્યાંથી ચાલ્યા ગયા ઉદાબાઈ અને દાસીઓ આ દૃશ્ય નિહાળી વિહ્વળ બની ગઈ અને મીરાં પ્રત્યે હવે ભક્તિભાવથી જોવા લાગી

મીરાંનો આવો પ્રેમલક્ષણા ભક્તિનો કાર્યક્રમ ચાલુજ રહ્યો સાધુ સંતોની સેવા, ભજન–કીર્તન અને નૃત્યમાં એ નિમગ્ન રહેવા લાગી લોકનિંદાથી એ ડરી નહિ એણે ગાયું

'મેરે તો ગિરધર ગોપાલ, દુસરો ન કોઈ,
માતા છોડે, પિતા છોડે, છોડે સગા સોઈ,
સાધુ સંગ બૈઠ બૈઠ, લોક લાજ ખોઈ"

રોજની આ પરિસ્થિતિ જોઈ ભોજરાજે મીરાં પાસે બીજુ લગ્ન કરવાની સંમતિ માંગી મીરાં આ પ્રસ્તાવથી ખુશ થઈ એણે પોતાની અનુમતિ આપી ભોજરાજે બીજુ લગ્ન કર્યું. હવે મીરાં પોતાનો વધુ

સમય ભજનકીર્તનમાં વીતાવવા લાગી. મીરાં પ્રભુના ગુણ ગાતી, નાચતી અને પ્રેમ સમાધિમાં પડી રહેતી. કૃષ્ણપ્રેમ સિવાય બીજી કોઈ વાત એ કરતી નહિ. લોકોએ માન્યું મીરાં બીમાર પડી છે. વૈદ્યોને બોલાવ્યા પણ મીરાંનું દુઃખ એ સ્વયં જ જાણતી હતી. વૈદ્યો શું પારખવાના હતા? એણે ગાયું કે:—

"હે રી મૈં તો રામદીવાની, મેરો દરદ ન જાણે કોય,
સૂળી ઉપર સેજ હમારી, કિસ બિધ સોણા હોય?
ગગન–મંડલપે સેજ પિયાકી, કિસ બિધ મિલણા હોય?
ઘાયલ કી ગતિ ઘાયલ જાને, દુજો ન જાણે કોય."

પ્રેમદિવાનીના દર્દની દવા વૈદ્યો પાસે ન હતી. વિરહથી વ્યાકુળ બનેલી મીરાંને પોતાના સર્વસ્વ ગિરધર ગોપાળને મળવાની ઉત્કંઠા છે, લાલસા છે, પ્રેમ એજ પરમાત્માનું સાક્ષાત સ્વરૂપ છે. મીરાંએ એ મૂલ્ય દઈને ભગવાનને ખરીદયો છે. એ કહે છે:

"ગોવિંદ લીન્યો મોલ, માઈ મૈં ગોવિંદ લીન્યો મોલ,
કોઈ કહે સસ્તો, કોઈ કહે મહંગો, લીન્યો તરાજૂ તોલ."

એણે તો પ્રભુને પોતાની સાચી દાસી બનાવવાજ પ્રાર્થના કરી,

"ભક્તિ માર્ગ દાસીકો દિખાઓ,
મીરાં કે પ્રભુ સાચી દાસી બનાઓ."

આમ લગભગ ૧૦ વર્ષ વીત્યાં ત્યાં એક કરુણ બનાવ બન્યો. મીરાંના પતિ ભોજરાજનું અવસાન થયું વિ. સં. ૧૫૮૩ માં. વૈધવ્યના દુઃખથી મીરાં વ્યાકુળ ન બની. એનો ભગવદ્પ્રેમ અગાધ હતો.

હવે મેવાડની ગાદી પર રાણા વિક્રમાદિત્ય આવ્યો. તે મનસ્વી, આપખુદ અને અભિમાની હતો. મીરાં સાધુસંતોના સહવાસમાં રહે, તેમની સાથે ભજનકીર્તન કરે, નાચ-ગાન કરે તે એને ખૂંચતું હતું. એ એમ માનતો હતો કે મીરાંનો આવી વર્તણૂકથી રાજકુળની મર્યાદાનો ભંગ થાય છે. મીરાંને ઘણી સમજાવવામાં આવી પણ ભગવદ્ પ્રેમમાંથી એ ચલિત થાય એમ નથી એમ માનીને વિક્રમાદિત્યે એને મોતને ઘાટ ઉતારવાની યોજના કરી. એણે મીરાંને વિષનો કટોરો મોકલ્યો અને કહેવડાવ્યું કે એ પરમાત્મા શ્રીકૃષ્ણનું ચરણામૃત છે. ભક્ત આધીન ભગવાન શ્રીકૃષ્ણનું નામ દઇ મીરાં ઝેરનો કટોરો પી ગઇ. ઝેર અમૃત બની ગયું. ભગવદ્પ્રેમઘેલી મીરાં પગે ઘુંઘરું બાંધી નાચવા લાગી. જ્યારે આ વાતની વિક્રમાદિત્યને જાણ થઈ ત્યારે એ આશ્ચર્ય ચકિત થઈ ગયો. ભાવોન્મત્ત બનેલી મીરાંએ ગાયું:

---

"દરસ બિન દૂખન લાગે નૈન,
જબસે તુમ બિછુરે મેરે પ્રભુજી,
કબહું ન પાયો ચૈન,

અને

"આલી રી મેરે નૈનન બાન પડી,
ચિત્ત ચઢી મેરે માધુરી મૂરત,
ઉર બિચ આન અડી"

-- --

"મીરાં ગિરિધર હાથ બિકાની,
લોક કહેં બિગડી"

પણ વિક્રમાદિત્યને ચેન પડતું નહતું મીરાંનો કાંઈ એ દૂર કરવા ઇચ્છતો હતો મંદિરમાં રાત્રે કોઈની સાથે વાર્તાલાપ કરતી મીરાંને એણે સાંભળી અને ક્રોધથી દ્વાર ખોલ્યુ મીરાંને પૂછયુ, "તમારી સાથે બીજું કોણ હતુ ?" મીરાંએ જવાબ આપ્યો, "મારા ગિરધરલાલજી" રાણાએ ખૂબ તપાસ કરી પણ બીજું કોઈ હતુ નહિ એ લજ્જિત થયો મીરાંએ ગાયું!

"રાણાજી ! મૈં સાંવરે રંગ રાચી.
સજ સિણગાર પદ બાંધ ઘુઘરૂ,
લોક લાજ તજિ નાચી."

એક દિવસ એક ઢોંગી સાધુ મીરાં પાસે આવ્યો મીરાં સાથે દેહસંગની માગણી કરી અયોગ્ય માગણીથી મીરાં ડરી નહિ ભજન મંડળી જામી હતી ત્યાં પલંગ મૂકાવ્યો પેલા ઢોંગી સાધુને કહ્યું કે આ પલંગમાં પધારો ! પણ ઘણાં સાધુસંતો વચ્ચે એ દુષ્કૃત્ય શી રીતે કરી શકે ? એ છોભિલો પડયો એની ભૂલ એ સમજ્યો મીરાંને પગે પડયો માફી માંગી મુક્તિનો માર્ગ બતાવવા આજીજી કરી મીરાંએ પ્રભુભક્તિનો ઉપદેશ આપી એને સાચો સાધુ બનાવ્યો

વિક્રમાદિત્ય મીરાંને ગમે તે રીતે મારી નાંખવા ઈચ્છતો હતો એક કરંડિયામાં નાગ પુરાવ્યો અને તે મીરાં પાસે મોકલી કહેવડાવ્યું કે એમાં શાલિગ્રામ છે મીરાંએ કરંડયો લીધો, તે ખોલ્યો તો તેમાં શાલિગ્રામની મૂર્તિજ હતી આવા ચમત્કારો પાછળનુ રહસ્ય મીરાંના અપૂર્વ ભક્તિભાવમાંજ રહેલું છે.

રાણાની રોજની સતામણીથી મીરાં તંગ આવી ગઈ પછી ભક્તરાજ ગોસ્વામી તુલસીદાસજીને પત્ર લખ્યો કે આવા કપરા સંજોગોમાં એણે શું કરવુ જોઈએ ? સંત તુલસીદાસે 'સર્વનો ત્યાગ કરી ઇશ્વર ભજન કરવુ તેમાંજ સાચુ કલ્યાણ છે' એવી સલાહ આપી.

---

મીરાંએ ચિતોડનો ત્યાગ કરવાનો નિર્ણય કર્યો અને વૃંદાવનને રસ્તે ચાલી નીકળ્યાં. એ વૃંદાવનમાં આવી. ત્યાંનું પ્રકૃતિનું દર્શન કરતાં એના અંતઃકરણને અનેરો આનંદ થયો. હવે એને કોઇની રોકટોક ન હતી. એ પરમાત્માની ભક્તિમાં ઓતપ્રોત બની ગઈ. ભક્ત વત્સલ ભગવાનનો એને પ્રત્યક્ષ સાક્ષાત્કાર થયો. સર્વ સ્થળે, સર્વ વસ્તુઓમાં, સર્વે પ્રાણીઓમાં મીરાં ભગવાન શ્રીકૃષ્ણના દર્શન કરતી.

એક વાર મીરાં ચૈતન્ય મહાપ્રભુના શિષ્ય ગોસ્વામીજીના દર્શન કરવા ગઇ. સ્વામીજીને જાણ કરવામાં આવી. સ્વામીજીએ જવાબ આપ્યો, "હું કોઇ સ્ત્રીને મળતો નથી." મીરાંએ જવાબમાં કહેવડાવ્યું, "હું તો આજ લગી એમજ માનતી હતી કે પુરુષ તો એક માત્ર શ્રીકૃષ્ણ જ છે અને અન્ય જીવાત્માઓ તો ગોપી છે." ગોસ્વામીજી મીરાંના જવાબનું રહસ્ય કળી ગયા. તરત દોડતા, ખુલ્લે પગે, બહાર આવ્યા અને મીરાંને મળ્યા.

મીરાંએ મેવાડ છોડયા બાદ ચિતોડ પર ઘણાં સંકટો આવ્યાં. ગુજરાતના સુલતાન બહાદુરશાહે ચિતોડ પર ચઢાઇ કરી, રજપૂતોને હરાવ્યા. ચિતોડ પર મુસલમાનોની આણ વર્તવા લાગી. લોકો ત્રાસી ગયાં. મેવાડમાંથી મીરાંના પગલાં ગયાં એટલેજ આવી આપત્તિ આવી એમ લોકો માનવા લાગ્યાં. રાણાને પોતાના કર્મોનો પશ્ચાતાપ થયો. સાધુવેષે વૃંદાવન આવ્યો. મીરાંને પગે પડયો. ભીક્ષાની માંગણી કરી. મીરાંએ પૂછ્યું, "આપ એક ભિક્ષુક બાઈ પાસે કેવી ભિક્ષાની આશા રાખો છો?" એણે મીરાંને કહ્યું "તમારા વિના મને કોઇ ભિક્ષા આપી શકે એમ નથી." મીરાંએ સંમતિ સૂચક હા કહી એટલે પોતાનો સાધુવેશ હઠાવી નાંખ્યો અને પોતાના અસલ સ્વરૂપમાં મીરાં સામે ઉભો રહયો. રાણાજીને ઓળખતાં મીરાંને વાર ન લાગી. રાણાજીએ મેવાડ પર વીતેલી વિટંબણાઓનું બયાન કર્યું. બહાદુરશાહની ચઢાઇ, યુદ્ધ, પોતાની હાર, પ્રજા પર ત્રાસ, બાબરની મદદથી પાછી મેવાડની ગાદી મળી વગેરે. અને મીરાંને નમ્રભાવે મેવાડ પાછા આવવા માટે આજીજી કરી. રાણાજી અને લોકોના કહેવાથી મીરાંએ છ માસ સુધી ચિતોડમાં રહેવાનું કબૂલ્યું અને છ માસ વૃંદાવનમાં રહેવાનું નકકી કર્યું.

મીરાંના ભક્તિપદો મોગલ સમ્રાટ અકબરશાહે સાંભળ્યા હતાં. એક વાર તાનસેન સાથે સાધુવેશમાં મીરાંના ભજન સાંભળવા માટે ચિતોડ આવ્યા. મંદિરમાં પ્રભુના દર્શન કર્યાં. ભજનકીર્તનનો આરંભ થયો. મીરાં ભાવવિભોર બની કૃષ્ણની મૂર્તિ સામે નાચવા લાગ્યાં. મૂર્છિત થઇ ગયાં. મૂર્છા વળતાં ઉઠયાં. અકબરશાહ એમને પગે પડયો અને પોતાની એક ભેટ સ્વીકારવા પ્રાર્થના કરી. 'શ્રીકૃષ્ણ ભગવાને સ્વપ્નમાં આવી એ ભેટ આપને આપવા માટે કહ્યું છે.' એમ ખાત્રી આપી એટલે મીરાંએ તે સ્વીકારવાની હા પાડી. તે ભેટ એક રત્નહાર હતો. બાદશાહ અકબર હાર મૂકી તાનસેન સાથે ચાલતો થયો. બીજે દિવસે રાણાને આ વાતની જાણ થઇ. એક મુસલમાન મીરાંના પગનો સ્પર્શ કરી જીવતો ચાલ્યો જાય તેમાં સિસોદિયા કુળની મર્યાદા અલોપ થતી લાગી. મીરાં તો પ્રભુભજનમાં મસ્ત રહેતી હતી. રાણાજી નારાજ થયા છે એ જાણીને મીરાંએ ચિતોડ છોડયું અને મેડતા પોતાના પિત્રાઇ ભાઇ જયમલજીને ત્યાં ગઇ. ત્યાં પણ કુળ મર્યાદાનો પ્રશ્ન ઉભો થયો. એટલે અંતે મીરા દ્વારકા ગઈ.

---

દ્વારકામાં મીરાં શ્રી રણછોડરાયના મંદિરમાં હરિકીર્તન કરવા લાગી.

"મેરો મન હરલીનો રાજા રણછોડ, રાજા રણછોડ, પ્યારા રંગીલો રણછોડ.
કેશવ માધવ શ્રી પુરુષોત્તમ, કુબેર કલ્યાણકી જોડ.
શંખ ચક્ર ગદા પદ્મ વિરાજે, મુખ મોરલી ઘનઘોર.
મોર મુકુટ શિર છત્ર વિરાજે, કુંડળકી છબી ઓર."

ચિતોડ પર પાછાં વિપત્તિનાં વાદળ ઘેરાયાં. તેડું આવ્યું—પાછી ચિતોડ ચાલો. પણ મીરાં તો દ્વારકામાં રણછોડરાયના પ્રેમમાં લીન હતાં એના શરણમાં આવ્યાં હતાં. ચિતોડ પાછા જવાની ના પાડી. દ્વારિકાધીશના સાન્નિધ્યમાંજ એ રહી.

વિ. સં. ૧૬૩૦ના એક શુભ દિને અણે બંસીનો મધુર સાદ સાંભળ્યો. પ્રભુ હવે એને બોલાવે છે એમ એને લાગ્યું. દ્વારકાધીશના મંદિરમાં મીરાં દિવ્ય લાગતી હતી. એ સમાધિસ્થ થઈ. સમાધિ વળતાં મીરાં લગભગ ૭૩ વર્ષની વયે પ્રભુ સામે નાચવા લાગી ગિરધરલાલજીની મૂર્તિનું મુખ ખુલ્યું મીરાં તેમાં દાખલ થઈ. જ્યોતમાં જ્યોત મળી ગઈ. ભગવાનમાં એ સમાઈ ગઈ. મુક્તિ પામી એના ભૌતિક દેહનો વિલય થયો છે પણ એનો અક્ષરદેહ હજુ અમર છે.

સ્ત્રી કવિઓમાં મીરાંબાઈનું સ્થાન પ્રથમ છે એના કાવ્યો સુંદર, સરસ અને સુશીલતાયુક્ત ભક્તિરસપ્રધાન છે. એની ભાષા મધુર, સાદી, સચોટ અને લાગણીપ્રધાન છે. એના પદોમાં મારવાડી, હિંદી અને ગુજરાતી એ ત્રણે ભાષાનું મિશ્રણ જણાય છે. હજારક જેટલાં પદોની એણે રચના કરી છે, એમ માનવામાં આવે છે.

દ્વારકામાં રચેલાં નીચેના પદમાં પ્રભુમિલનની લગણી માલમ પડે છે.

"પ્યારે દરસન દીજયો આય, તુમ બિન રહયો ન જાય.
જળ બિન કમળ, ચંદ બિન રજની, એસે તુમ દેખ્યા બિન સજની.'
.. ........ ....... ....... ......
..................................................
"ક્યું તરસાવો અંતરજામી, આવ મિલો કિરપા કર સ્વામી
મીરાં દાસી જનમ જનમકી, પડી તુમહારી પાય."

નરસિંહ મહેતાની માફક મીરાં પણ પ્રથમ ભક્ત છે અને પછી કવિ છે એનાં પદોમાં પ્રેમની ઉત્કંઠા છે. ઝંખના છે, અનુભૂતિ છે એના પ્રેમનું પાત્ર શ્રીકૃષ્ણ છે એટલે એના પદોમાં દિવ્યતાની ઝાંખી થાય છે. એનાં પદો સાદા અને ટૂંકા છે. ભાષા સરળ પણ વેગવતી છે

---

મીરાં પ્રેમના મિલન કરતાં વિરહની વેદનાના ગીતો વધારે પ્રમાણમાં ગાય છે. મિલનના આનંદ કરતાં વિરહની વેદનાનું દુઃખ એને વધારે સતાવે છે. એના કાવ્યોમાં નૈસર્ગિક ચારુતા આવે છે અને ભાવકને તે માધુર્યનું રસપાન પાઈ આર્દ્ર બનાવે છે. એના દરેક પદમાં સ્ત્રી હૃદયની કોમળતા અને મધુરતા છે. નરસિંહ મહેતાના જેવું તત્ત્વજ્ઞાન એમાં નથી પણ ભગવાન માટે ઝંખતા ભકત હૃદયનું અગાધ દર્દ એમાં છે.

પ્રભુના વિરહથી વ્યાકુળ બનેલી મીરાંએ પોતાના મનનાં અગમ્ય ભાવોને અને દિલના દર્દને, તલસાટને અલૌકિક રીતે એના પદોમાં વ્યકત કર્યાં છે. નમૂના રૂપે એના પદોમાંથી કેટલાક અવતરણો જુઓ:

"કયાં ગયો રે પેલો મોરલીવાળો, અમારા ઘૂંઘટ ખોલી રે;
કયાં ગયો રે પેલો વાંસળીવાળો, અમને રંગમાં રોળી રે."

..........................................................

"તુમારે કારણ સબ સુખ છોડયા, અબ મોહિ કયું તરસાવો હો.
બિરહ બિથા લાગી ઉર અંતર, સો તુમ આય બુઝાવો હો."

"જોગી મત જા ! મત જા ! મત જા !
પાઉં પડું મૈં તેરી,
પ્રેમ ભકિતકો પેડો હિ ન્યારો;
હમકો ગેલ બતાજા."

મીરાંના ઊર્મિ ગીતોનું માધુર્ય, આકર્ષણ અનેરાં છે. લયની સરળ ગતિનું જાદુ અદ્ભૂત છે આજે પણ ગરવી ગુજરાતણો અને અન્ય ભકતજનો આ ગીતોનો રસાસ્વાદ કરે છે અને કરાવે છે. નીચેના કેટલાક નમુનાઓ જુઓ :—

મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા;
મુખડાની માયા લાગી રે,
મુખડું મેં જોયું તારું સર્વ જગ થયું ખારું;
મન મારું રહ્યું ન્યારું રે."

..........................................

"બોલમા બોલમા બોલમા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલમા."

..........................................

"રામ રમકડું જડિયું રે, રાણાજી, મને રામરમકડું જડિયું."

..........................................

"પાયોજી મૈંને રામ રતન ધન પાયો."

..........................................

"પ્રેમની પ્રેમની પ્રેમની રે મને લાગી કટારી પ્રેમની રે"

..........................................

"વાગે છે રે વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે
તેનો શબ્દ ગગનમાં ગાજે રે."

............

"ઝેર તો પીધાં છે જાણી જાણી
મેવાડા રાણા, નથી રે પીધાં એ અજાણી રે!"

........ ....

'રામ છે રામ છે રામ છે રે
મારા હૃદયમાં વા'લો રામ છે"

. ... .........

"પગ ઘુંઘરુ બાંધ મીરાં નાચી રે"

............

"ચલ મન ગંગા જમના તીર"

.. ...... ...

જૂનું તો થયું રે, દેવળ જૂનું તો થયું
મારો હંસલો નાનો ને, દેવળ જૂનું તો થયું

મીરાંએ એના પદોમાં બતાવ્યું છે કે આ ભવસાગર તરી જવા માટે ભક્તિ જેવું એકે સુગમ સાધન નથી ઈશ્વરમાં પરમ પ્રેમ એજ ભક્તિ એ શીખવે છે પ્રેમ એજ પ્રભુ છે એની પ્રતીતિ કરાવે છે ભક્તિ દ્વારાજ પ્રભુ મેળવાય છે. મીરાંને પ્રભુ સિવાય અન્ય કોઈ વાત કરી નથી. એટલે જ એનું સ્થાન સૂરદાસ તથા કબીર જેવા સંતના વર્ગમાં છે સદ્‌ગુરુ વિના ભક્તિ ઉદ્‌ભવે નહિ અને ભગવાનનો સાક્ષાત્કાર થાય નહિ. ભક્તને ભગવાન સમક્ષ પહોંચાડનાર ગુરુ જ છે ને તે જ તેને શાંતિધામમાં દાખલ કરે છે. મીરાંના ગુરુ હતા રૈદાસ. મીરાંને મોક્ષ માર્ગ એમણે બતાવ્યો આ ગુરુ જતાં મીરાંના મનને આઘાત થયો:—

'છોડ મત જાજ્યોજી મહારાજ
મૈં અબલ, બલ નહિ ગુસાંઈ થે હો મેરા સિરતાજ

...............

"નહી મૈં પીહર સાસરે રે, નહી પિયાજી રે પાસ,
મીરાંને ગોબિંદ મિલિયા રે, ગુરુ મિલિયા રૈદાસ

મીરાંના પદોમાંથી મુખ્ય ઉપદેશ "લૌકિક દુઃખથી કદી હારી ન જવું" એ નીતરે છે. અને આત્મ વિસ્મૃત બનવું હોય તો પોતાની જાત અને સર્વસ્વ પ્રભુના ચરણ કમળમાં અર્પણ કરી દેવું જોઈએ એમ મીરાં કહે છે નીચેના પદમાં આ બોધ આપણને દેખાય છે

"રામ નામ રસ પીજૈ મનુઆ રામ નામ રસ પીજૈ.
તજ કુસંગ સતસંગ બૈઠ નિત હરિ ચરચા સુની લીજૈ.
કામ ક્રોધ મદ મોહ લોભકુ, બહા ચિત્તસે દીજૈ
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, તાહિકે રંગમાં ભીંજૈ"

મીરાંનો આત્મા એના પદોમાં જીવંત છે એટલેજ મીરાં, મધ્યકાલીન ભારતની, જગતને એક અમુલખ ભેટ છે. ગુજરાત એનું સર્વકાળ ઋણી રહેશે



---

## —: ભકત સૂરદાસ :—




બિલ્વમંગલ અથવા ભકત સૂરદાસનો જન્મ સં. ૧૫૪૦ની આસપાસ સારસ્વત બ્રાહ્મણ જ્ઞાતિમાં રુનકતા–રેણુકા ક્ષેત્રમાં થયો હતો. એમનું મૂળ નામ મદન મોહન હતું. એમના પિતાનું નામ રામદાસ હતું. એમની માતાના નામનો ઉલ્લેખ અલભ્ય છે.

સામાન્ય જનતામાં, ખાસ કરીને વૈષ્ણવ જનતામાં, ખૂબ પ્રચલિત કથા અનુસાર મદનમોહન યુવાવસ્થામાં વેશ્યાલંપટ બન્યો હતો. એ વેશ્યાનું નામ ચિંતામણી હતું. ચિંતામણી અતિ રૂપવાન સ્ત્રી હતી.

એના દેહની મોહકતા અને લાવણ્ય અનેરાં હતાં. મદનમોહન એના પર પ્રેમાસક્ત બન્યો. મોહાંધ બનેલા મદનમોહનને બીજું કંઈ સૂઝતું ન હતું. એ ચિંતામણીના સાન્નિધ્યમાં રહી એના સૌંદર્યનું રસપાન કરવામાં મસ્ત રહેતો. ચિંતામણીને પણ એના પ્રત્યે પ્રેમ હતો. બંને એક બીજાના મોહપાશમાં પડી અલૌકિક આનંદ અનુભવતાં હતાં. ચિંતામણી સિવાય મદનમોહનને જરાપણ ચેન પડતું નહિ. એના ક્ષણિક વિરહનો અગ્નિ એને જલાવી દેતો. એનું દુઃખ એનાથી સહન થતું નહિ. વિરહની એક પળ એને એક યુગ જેટલી લાગતી.

એકવાર મદનમોહનને ઘેર એના પિતાનું શ્રાદ્ધ હતું. આ પ્રસંગને લીધે ચિંતામણીને ત્યાં જવાનું એને મોડું થતું હતું એટલે એ ચિંતા અનુભવતો હતો. એનું મન વિહ્વળ બન્યું હતું. ચોમાસાની ઋતુ હતી. આકાશમાં વાદળો ઘેરાયાં હતાં. મેઘ ગર્જના થતી હતી. ધોધમાર વરસાદ વરસતો હતો. બધે અંધકાર છવાઈ ગયો હતો. ચિંતામણીને મળવાની તાલાવેલી મદનમોહનને લાગી હતી. શ્રાદ્ધનો પ્રસંગ પૂરો થયો એટલે એણે ચિંતામણીને ઘેર જવાની તૈયારી કરી. મોહાંધ બનેલા મદનમોહનને આસપાસની દુનિયાનું ભાન ન હતું. રસ્તામાં મોટી નદી ઓળંગવાની હતી, તેમાં મૂશળધાર વરસાદ અને અંધારી રાત. પણ પ્રેમિકાને મળવા આતુર બનેલા પ્રેમીને કશાની પરવા ન હતી. એ નદી કિનારે આવ્યો. નદી કિનારે એક શબ પડેલું હતું. તેને હોડી માની તેના પર બેસી નદી પાર કરી. પછી ચિંતામણીના ઘર આગળ આવ્યો. અર્ધરાત્રિ વ્યતીત થઈ ગઈ હતી. ઘરના દરવાજાઓ બંધ હતા. એટલે એ ઘરની પાછળના ભાગમાં ગયો. ત્યાંથી બારી ઉપર ચઢી ઘરમાં જવાનું નક્કી કર્યું. એ બારી આગળ આવ્યો. ત્યાં બારી પર લટકતા એક ફણીધર સર્પને એની પ્રિયતમાએ પ્રેમથી લટકાવેલું દોરડું માનીને તે પકડી એ બારી ઉપર ચઢી ગયો અને ત્યાંથી પછી ચિંતામણીના ઓરડામાં આવ્યો.

ચિંતામણી જાગી ગઈ. એણે મદનમોહનને પોતાની સામે ઉભેલો જોયો. એ આશ્ચર્યચકિત થઈ ગઈ. આવી મેઘલી ભયાનક રાતે શી રીતે એ એના ઓરડા સુધી આવ્યો તે એને સમજાયું નહિ. એણે મદનમોહનને પૂછ્યું, "આટલી મોડી રાતે, આટલા વરસાદમાં અને આટલા ભયાનક અંધકારમાં તમે નદી શી રીતે પાર કરી?" એટલે એણે જવાબ આપ્યો કે "નદી કિનારે એક હોડી પડેલી હતી તેમાં બેસીને મેં નદી પાર કરી." પછી ચિંતામણીએ પૂછ્યું, "એ તો જાણે ઠીક, પણ તમે બારી વાટે ઘરમાં કેવી રીતે આવ્યા?" એટલે એણે જવાબ આપ્યો: "પ્રિયતમા, તું અણજાણ શા માટે બને છે? તેં પોતે તો મારે માટે બારીએથી દોરડું લટકાવ્યું હતું. એ દોરડા પર ચઢી હું ઘરમાં દાખલ થયો અને તારા ઓરડામાં આવ્યો" ચિંતામણી આ સાંભળી આશ્ચર્ય મુગ્ધ બની. એને પોતાના પ્રેમીની મૂર્ખતા ઉપર હસવું આવ્યું કારણ કે એણે બારીએથી કોઈ દોરડું લટકાવ્યું નહોતું એટલે એ મદનમોહનને લઈ બારી આગળ આવી. દીવાના પ્રકાશમાં જોયું તો એ દોરડું ન હતું પણ મોટો સાપ હતો. મદનમોહને સાપ જોયો એ પણ વિસ્મય પામ્યો. પછી ચિંતામણીએ નદીકિનારે જઈને હોડીને બદલે મરેલું શબ પણ બતાવ્યું. એટલે એ વધુ વિસ્મય પામ્યો.

ચિંતામણીએ મદનમોહનના આવા મૂર્ખતાપૂર્ણ સાહસ માટે મીઠો ઠપકો આપતાં કહ્યું:

"મદનમોહન ! મારું આ શરીર તો માત્ર હાડકા અને માંસનું બનેલું છે. આ રૂપ, આ યૌવન તો ક્ષણિક છે. જીવન પણ ક્ષણભંગુર છે. તમે જો એટલીજ નિષ્ઠાથી પરમ શક્તિમાન અને પરમકૃપાળુ પરમાત્માની ભક્તિ કરી હોત તો તમે મોક્ષપદના અધિકારી બન્યા હોત."

કોઈ મહાન સંતની માર્મિક વાણી હોય અને એનો જે પ્રભાવ પડે તેવો પ્રભાવ ચિંતામણીની વાણીનો પડયો. મદનમોહનની આંખ ખુલી ગઈ. એને આત્મામાં પ્રકાશ લાધ્યો. એનો મોહપાશ ઉતરી ગયો. એનો કામ નષ્ટ થયો. જીવનની ક્ષણભંગુરતા એ સમજી ગયો. સંસાર અસાર છે. પ્રભુભક્તિજ સંસાર સાગર તરવાનો ખરો માર્ગ છે, ઈશ્વર પ્રાપ્તિનું સાધન છે એની એને પ્રતીતિ થઈ. ચિંતામણીને એણે પોતાના ગુરુ તરીકે માની પ્રણામ કર્યા અને ત્યાંથી એ ચાલી નીકળ્યો.

જંગલમાં એણે ભટકવા માંડયું. શ્રીકૃષ્ણ પરમાત્માની ભક્તિમાં પોતાનું મન પરોવ્યું. ભીક્ષા માગી પોતાનો નિર્વાહ કરવા લાગ્યો. ભીક્ષામાં જે કંઈ મળે તેનાથી સંતોષ માની પ્રભુની કૃપા સમજવા લાગ્યો. એકવાર એક શાહુકારની હવેલી પર ભીક્ષા માગવા માટે આવ્યો. શાહુકારની યુવાન અને લાવણ્યમયી પત્નીના આકર્ષક રૂપને જોઇ એનામાં ફરી કામ જાગૃત થયો. કામાસકત થયેલો મદનમોહન પેલી સ્રીને તાકી રહયો. એ પોતાનું ભાન ભુલી એના સૌંદર્યનું રસપાન કરવા લાગ્યો. પેલી સ્રી ભીક્ષાપાત્રમાં ભીક્ષા નાખવા આવી પરંતુ એનું ધ્યાન ભીક્ષા તરફ ન હતું. એનું ધ્યાન તો સ્રીના સૌંદર્યમાંજ ચોંટયું હતું એટલે તે સ્રીએ કહયું: "મહારાજ ! તમારે માટે હું ભીક્ષા લાવી છું અને હું અહિં ઉભી છું. તમે ભીક્ષા સ્વીકારો. મારા પતિદેવ મારી રાહ જુએ છે. તેમને હજી મારે ભોજન પીરસવાનું બાકી છે." મદનમોહન ભાનમાં આવ્યો. ભટકેલા મન ઉપર એણે ફરી કાબૂ મેળવ્યો. પશ્ચાતાપની આગે એના આત્માને ફરી જાગૃત કર્યો. એણે વિચાર્યું, 'આ એક સામાન્ય સ્રી પોતાના પતિને કેટલી વફાદાર છે ? કેટલી એ પતિપરાયણ છે ? જયારે હું પોતે કેટલો અધમ છું ! મેં મારું સર્વસ્વ શ્રી કૃષ્ણના ચરણે ધરી દીધું હોવા છતાં મને અધમ બુધ્ધિ કેમ સૂઝી ? મારી આંખોને વિષય વાસનાની તૃપ્તિજ ન થઈ ? આ આંખોને કારણે જ મારા મનમાં વિષયવાસના ફરી જાગૃત થઈ, એટલે આ આંખોજ ન જોઈએ. એ નેત્રોનું હવે શું કામ છે ?' એમ વિચારી મદનમોહને પેલી સ્રીને કહયું, "બહેન, મને ભિક્ષામાં અન્ન નથી જોઇતું, માત્ર બે સોયા જોઈએ છે, તે તમે મને આપો."

પેલી નિખાલસ સ્રી ઘર આંગણે આવેલા ભિક્ષુકની ઇચ્છાનુસાર ઘરમાં જઈ બે સોયા લઇ આવી. તે મદનમોહનના હાથમાં આપ્યા. મદનમોહને એ બંન્ને સોયા પોતાની આંખોમાં ઘોંચી દીધા. એમને માટે બહારની દુનિયા અંધકારમય બની ગઈ. આ કરુણ દ્રશ્ય નિહાળનારાઓને અરેરાટી થઇ. હવે એ મદનમોહન રહયો ન હતો. એ મરીને 'સુરદાસ' બન્યો.

એણે પોતાનું સર્વસ્વ પ્રભુ ચરણે ધરી દીધું—પ્રભુભક્તિમાં અને એના ગુણગાન ગાવામાં સ્થળ કે સમયનું ભાન રહેતું ન હતું. ભૌતિક ચક્ષુઓ વડે એ કંઇ જોઇ શકતા ન હતા પરંતુ એમના દિવ્યચક્ષુઓ વડે

એ બધું નિહાળતા હતા. જ્ઞાનનો પ્રકાશ એમના વ્યક્તિત્વને ઉજ્જવળ બનાવી રહ્યો હતો. એમની જીભ ઉપર જાણે સાક્ષાત સરસ્વતી માતા વિરાજમાન થયાં અને એમણે પ્રભુભક્તિના પદોની રચના કરવા માંડી. શ્રીકૃષ્ણના ગુણગાન એ કાવ્યોમાં કરવા લાગ્યા. એમણે ગાયું :—

કોઈ મેરે કામ ન આયો,
શ્રીહરિ બિના કોઈ મેરે કામ ન આયો;
આ જૂઠી માયાકે લીને,
રતનસો જન્મ ગુમાયો..........

વળી બીજા પદમાં કહે છે :—

મો સમ કૌન કુટિલ ખલ કામી?
જિન તનુ દિયો તાહિ બિસરાયો,
ઐસો નિમક હરામી.
ભર ભર ઉદર વિષય પ્રતિ ધાયો,
જૈસે સુકર ગામી;
હરિજન છોડી હરિ વિમુખનકી,
નિશદિન કરત ગુલામી.

બીજા એક પદમાં એમણે પ્રભુની સ્તુતિ કરી :
નાથ કૈસે ગજકો બંધ છુડાયો?
યહી અચરજ મોહે આયો!
ગજ ઔર ગ્રાહ લડત જલ ભીતર,
લડત લડત ગજ હાર્યો;
જલભર સૂંઢ રહી જલ ઉપર,
તબ હરિનામ પુકાર્યો..........

શ્રીકૃષ્ણ કનૈયાના ગુણગાન ગાતાં કવિ ભાવવિભોર બની જાય છે. એમનું ઘણું જ પ્રખ્યાત પદ જુઓ:—

મૈયા! મોરી મૈં નહિ માખન ખાયો;
ભોર ભયો ગૈયનકે પાછે,
મધુવન મોહિ પઠાયો;
ચાર પહર બંસીબટ ભટક્યોં,
સાંઝ પરે ઘર આયો..........

એકવાર ભટકતાં ભટકતાં તેઓ એક કૂવામાં પડી ગયા. છ દિવસ સુધી કૂવામાં એમણે શ્રીકૃષ્ણ નામનો જપ કર્યો. સાતમે દિવસે ભગવાન શ્રીકૃષ્ણે એમને કૂવામાંથી બહાર કાઢયા. ભગવાન પછી અંતર્ધાન થઇ ગયાં.

સૂરદાસજી હવે વિરહવ્યાકુળ બન્યા. ભગવાનનો વિરહ એમના મનને સતાવતો હતો. એમણે ભગવદ્ વિરહના પદો રચીને પોતાની હૃદયવ્યથા વ્યકત કરી. નીચેના પદો જુઓ !—

અઁખિયાં હરિદરસનકી ભૂખી;
અબ કયોં રહિત શ્યામ રંગ રાતી,
એ બાતેં સુનિ રૂખી...અને

............

અઁખિયાં હરિદરસનકી પ્યાસી;
દેખ્યો ચાહત કમલનૈનકો,
નિસદિન રહત ઉદાસી......

તેમનાં પદો લખવા માટે ભગવાન સ્વયં લેખકના રૂપમાં એમની પાછળ પાછળ ફરતા હતા એમ કહેવાય છે. એક દિવસ સૂરદાસજીએ વિચાર્યું કે એના પદો લખનાર જરૂર શ્રીકૃષ્ણ ભગવાન પોતેજ હોવા જોઇએ કારણ કે એમનાં મનમાં કાવ્યના જે ભાવો ઉઠતા હતા તે પેલા લેખક તેનું પદ લખી નાખતા અને એ બોલે તે પહેલાં એમને પદ યાદ કરાવી આપતા. એમને ખાત્રી થઈ કે આ કામ શ્રીકૃષ્ણ ભગવાન સિવાય બીજા કોઈનું હોઈ શકે જ નહિ. મનમાં આવો વિચાર આવ્યો હતો એટલે એક વાર સૂરદાસે પેલા લેખકનો હાથ પકડી લીધો. હાથ પકડતાં એમને લાગ્યું કે કોઈ નાના સાતેક વર્ષના બાળકનો એ હાથ હતો. પણ એ બીજું કંઇ કરી શકે તે પહેલાં ભગવાન એમનો હાથ છોડાવી અંતર્ધાન થઈ ગયા. સૂરદાસજીએ તે સમયે એક દુહો ગાયો :—

બાંહ છુડાયે જાત હો' નિર્બલ જાનિકે મોહિ;
હિરદૈ તે જબ જાહુગે મરદ વદોંગો તોહિ.

"હે પ્રભુ ! હું નિર્બલ છું એમ જાણીને મારો હાથ છોડાવીને તમે ચાલ્યા ગયા છો પરંતુ તમે મારૂં હૃદય ત્યજીને ચાલ્યા જાઓ તો હું તમને મર્દ કહું." સૂરદાસજીના હૃદયમાં ભગવાનની મૂર્તિ કોતરાઈ ગઇ હતી. ત્યાંથી એ ખસી શકે એમ ન હતી. ભકતની પ્રભુમાં કેવી તન્મયતા ! કેવો અટલ ભગવદ્ પ્રેમ !

સૂરદાસજી શ્રીકૃષ્ણની લીલાના પદોની રચના અવિરત કર્યે જ જતા હતા. એ પદોનું લય માધુર્ય

અનેરૂં છે. એ પદો આજે પણ ઉત્તર ભારતમાં ઘેર ઘેર ગવાય છે. વૈષ્ણવો એમના પદોનું રસપાન કરતાં થાકતા નથી.

સૂરદાસજીની કવિત્વ શક્તિ અને અનન્ય ભક્તિ ભાવથી, પ્રેરાઈને એમના અનેક શિષ્યો થયા. તેઓ એમની સાથે ફરતા. તેઓ એમને કવિઓમાં સૂર્ય સમાન માનતા. એમના કાવ્યોમાં આવતી ઉપમાઓ, અલંકારો, માધુર્ય, છંદબદ્ધતા અને ભક્તિભાવ વાચકોના મનને ભક્તિરસમાં તરબોળ બનાવી દે છે.

એમ કહેવાય છે કે સૂરદાસજીએ સવા લાખ પદોની રચના કરી હતી. પણ આજે લગભગ પાંચ હજાર જેટલાં પદો જ ઉપલબ્ધ છે.

શહેનશાહ અકબરને સૂરદાસજી ઉપર અત્યંત પ્રેમ અને માન હતાં બિરબલ પણ એમનાં પદો પર મુગ્ધ હતો.

૬૦ કડીનું બનેલું 'સૂરસાઠી' નામનું એમનું પદ વૈષ્ણ જનતામાં ખૂબ જાણીતુ છે એમાંની નીચેની ચાર પંક્તિઓ જુઓ.—

કૃષ્ણ સમર તન પાવન કીજે, જો લોં જગ–સ્વપ્નાસી જીજે:
જાગ જાગરે યહાં કો તેરો, માયા સ્વપ્ન કહત સબ મેરો.
કૃષ્ણ વિના તેહિ કૌન છુડાવે, કો કરુણામય બિરદ કહાવે:
કોટિકવાર માનુષ તન પાયો, હરિપથ છોડ અપથ કું ધાયો.

સુરદાસજીએ વ્રજના ગોપાળપુરના એક વણિક વેપારીનો ઉદ્ધાર કર્યો હતો તે વાત નોંધપાત્ર છે. આ વણિક પોતે એક મોટો વૈષ્ણવ છે એવો દંભ કરતો એ તો માત્ર લક્ષ્મી એકઠી કરવાના કામમાંજ રચ્યો પચ્યો રહેતો. જે કોઈ યાત્રાળુ શ્રીનાથજી ભગવાનના દર્શન કરીને આવે તેમની પાસેથી ભગવાનના સ્વરૂપ વગેરેનું વર્ણન જાણી લેતો અને પછી ભોળા લોકોને ભગવાનના રૂપનું વર્ણન કરી પોતાની તરફ આકર્ષતો લોકો એની દુકાનેથી માલ ખરીદત. એમ વણિક વેપારીએ લાખો રૂપિયા બનાવ્યા. એકવાર ભકત સૂરદાસ એની દુકાને આવી ચડયા વણિકે શ્રીનાથજી ભગવાનના રૂપ–શૃંગાર વગેરેની વાત ખૂબજ મીઠા અને ભાવભર્યા શબ્દોમાં કહેવા માંડી પણ સૂરદાસ સમજી ગયા કે એ વણિક માત્ર લોકોએ એને કહેલી વાતો જ કરે છે. આવી વાતો કહીને લોકોને એ ઠગે છે. એને જો ખરેખર ભગવાનના દર્શન કરાવવામાં આવે તો એનો ઉદ્ધાર થઈ જાય અને લોકો એના ઠગારા કૃત્યથી બચી જાય. સૂરદાસજીએ પછી વણિકને શ્રી નાથજીના મંદિરે ભગવાનના દર્શન કરવા માટે એમની સાથે જવા માટે આગ્રહ કર્યો. વાણિયાએ પોતાને ઘણુંજ કામ હોવાથી એમની સાથે

-જઇ શકે એમ નથી કહી વાત ટાળવાનો પ્રયાસ કર્યો એટલે સૂરદાસજીએ એક પદ ગાઈ સંભળાવ્યું ।

આજ કામ, કાલ કામ, પરસુ કામ કરનો।
પહેલે દિન બહુત કામ, કામસે ના ડરનો.
જાગત કામ સોવત કામ, કામ પીછે મરનો;
છોડ કામ સમર શ્યામ, સૂર કહે સો કરનો.

આ કાવ્યની વણિક ઉપર ધારી અસર થઇ. એણે શ્રીનાથજીના દર્શને જવા માટે તૈયારી બતાવી. શ્રીનાથજીના મંદિરમાં 'સૂરસાઠી" પદ સૂરદાસજીએ ગાયું. વણિકના મનનો મેલ ધોવાઇ ગયો. એનો દંભ અને અજ્ઞાન રૂપી અંધકાર નષ્ટ થયો. પ્રભુનો ભકત બન્યો. પોતાની ધનદોલત દાન-પુણ્ય અને સાધુસંતોની સેવામાં વાપરી તેનો સદુપયોગ કરવા લાગ્યો. આમ એનો ઉદ્ધાર થઈ ગયો અને જનતા છેતરાતી બચી.

અષ્ટછાપના કવિઓમાં સૂરદાસજીનું નામ અગ્રસ્થાને છે. એમને એક સાહિત્યકારે એમના યુગના વાલ્મિકી કહયા છે.

એમનાં પદોમાં ભકિતરસ, કરુણારસ, ભગવદ્ભાવ રસ, વિરહવેદના જોવામાં આવે છે. એમનાં પદો વ્રજભાષા અને મિશ્ર હિંદીભાષા તેમજ ગુજરાતી મિશ્રિત હિંદી ભાષામાં રચાયેલાં છે. સૂરસાગર, સૂરપચ્ચીસી, સુરસારાવલિ અને સૂરરામાયણ એમની અદ્ભુત રચનાઓ છે. આ મહાન ભકતકવિનું નામ એમના પદો દ્વારા અમર છે.

એમ માનવામાં આવે છે કે આ મહાન સંતનો દેહવિલય સં. ૧૬૨૪માં થયો.



# —: ગુરુ નાનક :—

શીખ ધર્મના સ્થાપનાર એના આદિ ગુરુ બાબા નાનકનો જન્મ લાહોર પાસે તલવંડી ગામમાં સં. ૧૫૨૬માં ક્ષત્રિય કુળમાં થયો હતો. એમના પિતાનું નામ કાલુચંદ્ર વેદી હતું અને માતાનું નામ તૃપ્તાજી હતું. નાનપણથીજ નાનક પોતાની વિશેષતાઓ બતાવતા. પદ્માસન વાળી બેસતા અને જાણે ધ્યાનમાં ડૂબી જતા. એમને મળતી ચીજો બીજા બાળકોને આપી દેતા. સાત વર્ષના નાનક શિક્ષક સાથે શાળામાં ધર્મનો વાર્તાલાપ કરતા. સત્યધર્મ અંતઃકરણમાંજ છે, કર્મકાંડોની જાળમાં નથી એમ તેઓ કહેતા. સંસ્કૃતનો અભ્યાસ પંડિત વ્રજનાથ શર્મા પાસે કરવા ગયા. ત્યાં પણ ગુરુજી સાથે જ્ઞાનવાર્તા કરતા. વેદને ભણવાથી કંઈ જ્ઞાન ન મળે, એનો અર્થ સમજીએ તોજ જ્ઞાન પ્રાપ્ત થાય, એમ કહી ગુરુનો અનન્ય પ્રેમ સંપાદન કર્યો. ફારસી ભાષાનો અભ્યાસ મૌલવી કુતબુદ્દીન પાસે કરવા ગયા. એમને પણ જ્ઞાનવાર્તાથી પોતાના કરી લીધા. સૈયદ હુસૈન પાસેથી પણ ફારસી ગ્રંથોનું જ્ઞાન મળવ્યું. આમ એમણે હિંદી, સંસ્કૃત અને ફારસી ભાષાઓનું શિક્ષણ મેળવ્યું.

નાનકને એકાંત વધુ પસંદ હતું. એમનું મન ધ્યાન અને ચિંતનમાં પરોવાયેલું રહેતું. જનોઈ પહેરવાના પ્રસંગે પણ એમણે પુરોહિતને તેનું રહસ્ય સમજાવતાં કહ્યું, "દયાનો કપાસ લેજો અને તેમાંથી સંતોષરૂપી સૂતર કાંતજો. પછી સત્ય અને તપની ગાંઠ વાળજો. જીવનને માટે આ જનોઇ છે. એ જનોઇ કદી તૂટતી નથી કે કદી મેલી થતી નથી કે કદી બળી જતી નથી. જેઓ આ જનોઈ પહેરે છે, તેઓ ધન્ય છે." પિતાને લાગ્યું કે નાનક ગાંડા જેવો છે, ભણી શકે એમ નથી એટલે ખેતરનું રખોપું કરવાનું કામ સોંપ્યું. પણ ખેતરમાં પક્ષીઓ દાણા ખાઈ જતા તે જોઈ એમને આનંદ થતો. પિતાએ એટલે એ કામ છોડાવી દીધું. પિતાએ એમને વીસ રૂપિયા આપી કોઈ સારો સોદો કરી કમાણી કરવા માટે કહ્યું. એ વીસ રૂપિયા એમણે સાધુસંતોને ખાવાનું પીવાનું આપવામાં વાપરી નાખ્યા પિતાને જાણ થઈ. તે ગુસ્સે થયા. નાનક ઘરના ખૂણામાં ભરાઈ 'સતનામ, સતનામ'નો જપ કરવા લાગ્યા. જીવન જીવવાનો એજ મુખ્ય મંત્ર છે એમ માને કહ્યું.

આવા વિચિત્ર વર્તનથી કંટાળી નાનકને સુલતાનપુરમાં એમની બહેન નાનકીને ત્યાં મોકલી આપ્યા. અહિં સં. ૧૫૪૧માં આવ્યા. ત્યાં પણ તેઓ સાધુસંતોનો સંગ અને જ્ઞાનવાર્તા કરતા. એમના બનેવી જયરામે દોલતખાન નવાબના મોદીખાનાના ભંડારી તરીકે નિમાવ્યા. નાનકે આ ભંડારોમાંથી સદાવ્રતો માંડ્યા અને સાધુસંતો વગેરેને છૂટે હાથે અનાજ આપવા લાગ્યા. નવાબ સાહેબને આ વાતની જાણ થઈ પણ નાનક 'ઓલિયો' છે એમ માનીને માફી આપી.

સં. ૧૫૪૫ના જેઠ માસમાં પખોગામના મૂલચંદની પુત્રી 'સુલખણી' સાથે એમનું લગ્ન કરવામાં આવ્યું. નાનક ગૃહસ્થી તરીકે સુલતાનપુરમાં રહ્યા. સં. ૧૫૫૧માં એમને ત્યાં પુત્ર અવતર્યો તેનું નામ

શ્રીચંદ્ર પાડ્યું. સં. ૧૫૫૬માં બીજો પુત્ર થયો, તેનું નામ લક્ષ્મીચંદ્ર પાડ્યું. મરદાના અને લાલુ એમના ખાસ સાથીઓ હતા. તેઓ સૌ ભગવાનનું ભજન કરતા. કોઠારના ભંડારીની નોકરીને એમણે તિલાંજલી આપી.

એક દિવસ નાનક નદીએ સ્નાન કરવા ગયા. ત્યાં એક સંત મહાત્માનો સમાગમ થયો. ત્રણ દિવસ સુધી એમને જ્ઞાનસુધાનું પાન કર્યું. સંસાર પરથી મોહ ઉઠી ગયો. સ્મશાનમાં બેસી સમાધિ લગાવી. બહેન, બનેવીએ ઘેર પાછા ફરવા સમજાવ્યા. પણ જેના રોમેરોમમાં વૈરાગ્ય વ્યાપ્યો હતો તે કંઇ ઘેર જાય? એમણે ફકીરનો વેશ ધારણ કર્યો. એમણે પહેલો ઉદ્‌ગાર કાઢ્યો, "કોઇ હિંદુ નથી કે કોઈ મુસલમાન નથી. વિશ્વમાત્રમાં જે સત્ય છે તે એક ૐ છે. તેનો જપ કરો. સત્ય એજ પરમેશ્વર છે. એના દરબારમાં હિંદુ કે મુસલમાનનો ભેદ નથી. સૌ સમાન છે. એની આરાધનાથીજ માનવ જીવન સાર્થક થાય છે."

નવાબે આની પ્રતીતિ કરાવવા માટે નાનકને પોતાની સાથે મસ્જિદમાં જઈ નમાજ પઢવા માટે સૂચવ્યું. નાનક નવાબ સાથે મસ્જિદમાં ગયા. નવાબે વાંકા વળી નમાજ પઢી. કાજી સાહેબે પણ તેજ પ્રમાણે કર્યું. પણ નાનકે ઊભા ઊભાજ પ્રભુની પ્રાર્થના કરી. નવાબ અને કાજીએ રોષથી આમ કરવાનું કારણ પૂછ્યું. નાનકે જવાબ આપ્યો કે જે બંદગીનો ડોળ કરતા હોય તેમની સાથે હું પ્રાર્થનામાં ભળી શકું નહિ. નવાબને કહ્યું કે નમાજ પઢતી વખતે તમે કંદહારમાં ઘોડા ખરીદવાના વિચાર કરતા હતાં અને કાજીને કહ્યું કે તમે તમારી વિયાયેલી ઘોડીના અને એના વછેરુના વિચાર કરતા હતા. પછી કાજી નાનક સાથે શાસ્ત્રાર્થમાં ઉતર્યો. સત્ય એજ પરમાત્મા છે અને પ્રેમભક્તિથી ઇશ્વર પ્રાપ્તિ થાય છે તે નાનકે સમજાવ્યું. કાજી અને નવાબ નાનકને નમ્યા.

હવે લગભગ ૨૫ વર્ષની વયે નાનક લોકગુરુ થયા. એમની અમૃતવાણી સાંભળવા માટે અસંખ્ય હિંદુઓ અને મુસલમાનો આવવા લાગ્યા. નાનકે આ પછી ગૃહત્યાગ કર્યો. પત્નીને માથે હાથ મૂકી કહ્યું, 'તને ભગવાનને સોંપું છું.' પત્ની અને બહેનબનેવીએ પણ એમને જવાની રજા આપી.

નાનકની દેવ યાત્રાનો આરંભ થયો સં. ૧૫૫૬ માં. પ્રથમ લાહોર ગયા. ત્યાં સિંકદર લોદીના ગુરુ સૈયદ અહમદ સાથે જ્ઞાન ચર્ચા કરી પોતાના શિષ્ય બનાવ્યા. એમનાબાદમાં આવ્યા ત્યાં લાલુ સુતારને ત્યાં ભોજન લીધું અને એને પોતાનો શિષ્ય બનાવ્યો. મરદાના અને લાલુ સાથે રસ્તે ચાલતાં શેખ સજ્જન લુટારુ સાથે તેમનો સમાગમ થયો. શેખ સજ્જને એક હિંદુ દેવળ બાંધ્યું હતું અને એક મસ્જિદ બાંધી પણ જે કોઇ યાત્રાળુઓ ત્યાં દર્શનાર્થે આવતાં તેમને લૂંટી લેતો, અને મારી નાંખતો. શેખ સજ્જનને જોઇ નાનકે ઉદ્‌ગારો કાઢ્યા કે 'જિંદગી તો ચાર દિનનું ચાંદરણું છે અને મૃત્યુ સમયે સાથે કંઇજ આવતું નથી તો લુચ્ચાઇ અને જૂઠને માર્ગે જવાથી શું ફાયદો?' શેખ સજ્જન આનું રહસ્ય સમજી ગયો. નાનકને પગે પડ્યો. લૂંટનો ધંધો નહિ કરવાનો સંકલ્પ કર્યો. સાદુ જીવન જીવવાનો અને પ્રભુ ભજન કરવાનો ઉપદેશ આપી નાનક આગળ વધ્યા.

---

તે પછી નાનક સિયાલકોટમાં આવ્યા. આખું શહેર જૂઠું છે એમ માનીને તેનો નાશ કરવા તૈયાર થયેલા હમજાગૌસ ફકીર સાથે એમનો ભેટો થયો. આવું ઘોર કૃત્ય નહિ કરવું જોઈએ એ સમજાવવા માટે મરદાનાને એક પૈસાનું સત્ય અને એક પૈસાનું જૂઠ લઈ આવવા માટે કહ્યું. શહેરમાં બધે ભટકયા પછી મરદાનાના બંને પૈસા મૂળચંદ્ર નામના ભક્તે લઈ લીધા અને એક કાગળ પર લખી આપ્યું કે 'મરવું સત્ય છે અને જીવવું જૂઠ છે.' મૂળચંદ્રને બોલાવી ગુરુ નાનકે બોધ આપ્યો કે 'આ વાત જાણવા છતાં તું શા માટે મોહમાયામાં ફસાઈને પડયો છે?' મૂળચંદ્રે સંસારની કાંચળી ઉતારી નાખી અને તે ગુરુ નાનકનો શિષ્ય બન્યો. ત્યાંથી પછી તલવંડીમાં હાકેમ રાય બુલરને ત્યાં આવ્યા. મરણ પથારી પર પડેલા હાકેમને કહ્યું 'મૃત્યુ એ તો નવજીવનનું દ્વાર છે. આત્મા કદી મરતો નથી' આવું આશ્વાસન આપ્યા બાદ ગુરુ 'નાનક' હરદ્વાર ગયા. ત્યાં દંભી પંડયાઓને ખૂલ્લા પાડયા. નદીનું પાણી અંજલી રૂપે કોઈ પિતૃને સ્વર્ગમાં પહોંચતું નથી જેમ એક ખોબો ભરીને પાણી લેવાથી તે કાંઈ ખેતરને પહોંચતું નથી, આમ ગુરુ નાનકે જડ કર્મકાંડમાં સત્યવિચારનું આત્મતેજ જગાવ્યું.

દિલ્હીના શહેનશાહ સિકંદર લોદીએ નાનકને જેલમાં નાખ્યા. ઘણા ફકીરોને એણે જેલમાં નાખ્યા હતા. જેલમાં ચકકી ફેરવવાની ના પાડી નાનકદેવ બેસી રહ્યા. સિંકદર આવ્યો. એણે દિવ્ય તેજ જોયું. એણે માફી માંગી. પ્રાણીમાત્ર પરમાત્માનું રૂપ છે એમ સમજીને પોતાનો વ્યવહાર કરવો એવો ઉપદેશ આપી નાનક સં. ૧૫૬૩માં અલીગઢ, મથુરા, વૃંદાવન, આગ્રા, કાનપુર, લખનૌ અને અયોધ્યા થઈને કાશીમાં આવ્યા. અહિ પણ 'જાતિભેદમાં માની સંઘર્ષ ઉભો કરવો એ ખોટું છે. ખરી વાત તો એજ છે કે કોઈ હિંદુ નથી, કોઈ મુસલમાન નથી, સર્વેમાં એકજ ઈશ્વર બિરાજે છે' એવો ઉપદેશ આપ્યો. જગન્નાથમાં પણ એમણે બ્રાહ્મણોને સમજાવ્યું: 'પિતૃનું શ્રાધ્ધ કરતી વખતે દીવો સળગાવવા કરતાં શરીર રૂપી દીવાને ઈશ્વરના નામથી પ્રકટાવો એટલે સર્વત્ર પ્રકાશનું તેજ રેલાશે.

પછી નાનક સં. ૧૫૬૪ માં મુંગેર, ભાગલપુર, સાહેબગંજ અને રાજમહેલ થઈ માલદેવ આવ્યા. ત્યાંથી મુર્શિદાબાદ, બરદ્વાન, હુગલી, કૃષ્ણનગર, શાહજાદપુર, શિરાજપુર અને ઢાકામાં આવ્યા. અહિં જંત્રમંત્ર કરનારાઓને 'સત્યનામ' નો મંત્ર આપ્યો. અને નૂરશાહ નામની દુરાચારિણી સ્ત્રીને 'સત્યનામ' નો મંત્ર આપી ઉધ્ધાર કર્યો અને મરદાનાને એની કેદમાંથી છોડાવ્યો. ત્યાંથી પછી કામરૂપ, ગૌરીપુર, અજમેરીગંજ, સિલહટ, મણિપુર, લોશાઈ, કલકત્તા, બાલેશ્વર, મેદિનીપુર અને કટક વગેરે શહેરોમાં ફર્યા અને લોકોને પ્રભુનું સ્તવન કરવાનો બોધ આપ્યો. સં. ૧૫૬૬ ના ચૈત્ર માસમાં તેઓ જગન્નાથપુરીમાં આવ્યા. લોકોને એમણે બોધ આપ્યો કે 'જીવન કૃતાર્થ કરવાનો એકજ ઉપાય છે અને તે પરમાત્માનું નામઃસ્મરણ' ત્યાંથી સુહાગપુર, કોહકટક, જબલપુર, ચંદેરી, ઝાંસી, ગ્વાલિયર, રેવાડી, કરોલી, કરનાળ અને કુરુક્ષેત્રમાં આવ્યા અને ત્યાંથી પોતાની બહેન નાનકીને મળવા માટે સુલતાનપુર ગયા. એમણે દરેક સ્થળે 'સત્યનામ'નો મંત્ર આપ્યો અને સૃષ્ટિની સેવા કરવી એજ સર્જનહારની સેવા છે એવો ઉપદેશ આપ્યો.

સં. ૧૫૬૭ના વૈશાખ માસથી એમણે બીજી પરકમ્મા આદરી. તેઓ કસુર, બિકાનેર, જેસલમીર,

જોધપુર, અજમેર, પુષ્કરજી, આબુ, પાટણ, ઈડર, અહમદનગર, ડુંગરપુર, વાંસવાડા અને અર્વડામાં આવ્યા ત્યાં નામદેવ સાથે જ્ઞાનસમાગમ કર્યો. ત્યાંથી ગોવળકોંડા, હૈદ્રાબાદ, તાંજોર, ત્રિચિનાપલ્લી, નેગાપટ્ટમ અને સેતુબંધ રામેશ્વર આવ્યા. ત્યાંથી સિંહલદ્વિપમાં આવ્યા. ત્યાંના રાજા શિવભવે અને રાણીએ ગુરુનાનકનું અભિવાદન કર્યું. પછી મલબાર થઈ શૃંગેરી મઠના શંકરાચાર્યની સાથે જ્ઞાનચર્ચા કરી. ત્યાથી કોચીન, કાલીકટ, ગોવા, નાશક, ભરૂચ, વડોદરા, અમદાવાદ, ભાવનગર, પાલીતાણા, જુનાગઢ, વેરાવળ, પ્રભાસપાટણ, પોરબંદર, દ્વારકા, અંજાર, મુલતાન, તલબા અને તલવંડી આવ્યા. તલવંડીમ. માતાપિતાના દર્શન કરી, સં. ૧૫૬૨માં સુલતાનપુરમાં પોતાની નાનકી બહેનને મળ્યા. ત્યાંથી લાહોર ગયા. સં. ૧૫૬૯માં કરતારપુર વસાવવામાં આવ્યું. નાનકે પોતાના પત્ની પુત્રોને પખોગામથી બોલાવીને ત્યાં રાખ્યાં. ગુરુ નાનકે જ્યાં ગયા ત્યાં સત્યનામ જપવાનો લોકોને ઉપદેશ આપ્યો.

એમની ત્રીજી પરકમ્મા સં. ૧૫૭૦માં શરૂ થઈ. નૂરપુર, કાંગડા થઈ જ્વાળા દેવી પર્વત આગળ આવ્યા. ત્યાંથી રાવલસર, વિલાસપુર, કહલૂર થઈ કીર્તિપુરમાં આવ્યા. લોકોના ખોટા ભ્રમોને દૂર કર્યા અને સત્યનું સ્થાપન કર્યું. ફકીર બુઢ્ઢનશાહ સાથે જ્ઞાનચર્ચા કરી. પછી ગઢવાલ, બદરીનારાયણ, રાણીખેત અલમોડા, નેનિતાલમાં ફર્યા. કાનફટા યોગીઓ સાથે ઉપાસના સિદ્ધિ વિષે જ્ઞાન ચર્ચા કરી. સં. ૧૫૭૧માં નેપાળમાં પશુપતિનાથ મહાદેવના દર્શન કર્યા. સિક્કિમમાં ફર્યા અને મિથિલા નગરી, સીતાપુર થઈ સુલતાનપુર આવ્યા અને સં. ૧૫૭૩માં માગસર માસમાં કરતારપુરમાં નિવાસ કર્યો. જ્યાં જ્યાં ગયા ત્યાં જનતાને 'સત્યનામ'નો મંત્ર આપ્યો. કરતારપુર ગુરુનાનકની ધર્મપીઠ થઈ ગયું. જે કંઈ દાન દક્ષિણા આવતાં તે ગુરુ નાનક ગરીબોમાં વહેંચી દેતા.

એક વાર એમના શિષ્ય મરદાનાને કાબાના દર્શન કરવાની ઇચ્છા થઈ. એટલે ગુરુ નાનક વાલુને લઈને સં ૧૫૭૫માં મક્કા શરીફમાં આવ્યા. નાનકદેવ થાકેલા હતા એટલે મસ્જિદમાં સૂતા. ઊંઘમાં પોતાના પગ કાબા તરફ થઈ ગયા. મુજાવરે એમને ધમકાવ્યા અને કહ્યું, "ખુદાના ઘર તરફ પગ રાખીને કેમ સૂતો છે?" નાનકદેવે નમ્રતાથી કહ્યું, "ભાઈ! તું જ બતાવ, ખુદાનું ઘર કઈ બાજુ નથી? એટલે હું મારા પગ તે તરફ રાખું" દરેકને ઈશ્વર સર્વત્ર હોય છે એ સત્ય તરતજ સમજાયું. પછી રુકમદ્દીન મુફ્તી સાથે જ્ઞાન ચર્ચા થઈ. નાનકે કહ્યું "હું તો ખુદાનો નાચીજ બંદો છું. સર્વ વસ્તુમાં ખુદાને નિહાળું છું. સત્ય જ સનાતન વસ્તુ છે. ખરી ખુદાઈ તો નિષ્કામભાવે સમર્પણ કરવું તે છે." મુફ્તી ખૂબ પ્રસન્ન થયા. મસ્જિદના વડા મુજાવર સાથે જ્ઞાનચર્ચા કરતાં નાનકદેવે કહ્યું. "તમે આત્મસંયમ કરો અને ખુદા તમારા અંતરમાં જ મળશે. પવિત્રતા, દિલની સચ્ચાઈ, અહંતાનો ત્યાગ, સર્વ તરફ સમાન દૃષ્ટિ અને અલ્લાનું દમબદમ સ્મરણ એજ ખુદાને તખ્તે પહોંચવાનો માર્ગ છે." વડા મુજાવર ખૂબ પ્રસન્ન થયા. નાનકદેવ મક્કાથી મદીના ગયા અને ત્યાંથી બગદાદમાં આવ્યા. ત્યાં બગદાદના ખલીફાને બોધ આપી જુલમના માર્ગેથી વાર્યો. "કયામતને દિવસે કોઈ કંઈ સાથે લઈ જતું નથી" એમ કહી લોકો ઉપર જુલમ નહિ કરવા સમજાવ્યું. પછી નાનકદેવ તહેરાન, કાબુલ, જલાલાબાદ, પેશાવર થઈ કાશ્મીરમાં

આવ્યા. રસ્તામાં બોખારામાં એનો શિષ્ય અને સાથી મરદાના મૃત્યુ પામ્યા. પછી મરદાનાનો પુત્ર શાહજાદો નાનકદેવની સેવામાં રહયો. બાબરે હિંદ પર ચઢાઈ કરી હતી તે દરમિયાનમાં નાનકને એના સૈનિકો પકડી બાબર સામે લઈ ગયા. બાબરે નાનકની સાધુતા પીછાણી એમને છોડી મૂકયા. નાનકે બાબરને કહયું, ખુદાની એવી જ ઈચ્છા છે કે, તું દિલ્હીના સિંહાસન પર બેસ અને પ્રજામાં શાંતિ ફેલાવ.'

અહિં નાનક દેવની ચોથી પરકમ્મા પૂરી થઈ.

સં. ૧૫૭૯માં ગુરુનાનક કરતારપુરમાં સ્થાયી નિવાસ કરી રહયા. એમણે ગૃહસ્થ જીવન શરૂ કર્યું. એમનાં માતાપિતા, પત્ની અને પુત્રો એમની સાથે રહેતાં. ખેતીવાડી કરીને જે કંઈ મળે તેમાંથી પોતાનો જીવન નિર્વાહ કરતા. તેઓ હંમેશા કહેતા, "એક પ્રભુ જ નિરાકાર, સત્ય અને સનાતન છે. સત્ય પ્રભુ છે. એનું જ કાર્ય સત્ય છે. પ્રભુજ સર્વવ્યાપી છે, એક ને અદ્વિતીય છે. પ્રભુની સાચી પૂજા તો અસત્યમાંથી સત્યને સમજી લેવામાં છે. માનવનું હૃદય જ પ્રભુનું સાચું મંદિર છે. એ હૃદયને પ્રભુના પ્રેમથી ભરી દેવાથી પ્રભુનો સાક્ષાત્કાર થશે. આમ કરવાથી મૃત્યુ પર જીત મેળવી શકશો. જે ભગવાનની સેવામાં ડૂબે છે, તેને ભગવાનની કૃપા જ મળે છે."

ગુરુ નાનક વર્ણભેદમાં માનતા ન હતા, તેઓ કહેતાં; "વર્ણ તો કર્મને અનુસાર છે. જેના જેવા કર્મ તેવી તેની જાત છે. અહંકારને દૂર કરી પ્રભુની ભકિત કરો".

ગુરુ નાનકની જે દિનચર્યા હતી તેજ આજે ધાર્મિક શીખો સાચવી રહયા છે. આને 'શીખસંગત' કહેવામાં આવે છે. સૂર્યોદય પહેલાં ઊઠવું, 'જપજી' અને 'આસાદીવાર' ના પાઠ કરવા, આરતિનો પાઠ કરવો અને પછી નાસ્તો કરવો. સાંજે 'સોદર' નો સંધ્યાપાઠ કરી ભજન ગાવાં અને સાથે ભોજન કરવું. અંતે 'સોહિલા' નો પાઠ કરવો. આવી એ દિનચર્યા હતી.

ગુરુ નાનકે કહયું, "નામસ્મરણ કરવાની સાથે બીજા ચાર માર્ગ છે. પહેલો સત્સંગ, બીજો સત્ય, ત્રીજો સંતોષ અને ચોથો ઈંદ્રિયસંયમ" આમાંના કોઈ પણ માર્ગ દ્વારા માણસ ઈશ્વરને ઓળખી શકે છે. પછી ભલે એ માણસ સન્યાસી હોય કે ગૃહસ્થ હોય. નાનકદેવે લોકોને લોક ભાષામાંજ ઉપદેશ આપ્યો. એમનો "જપજી" પંજાબી ભાષામાં લખાયેલો ધર્મગ્રંથ છે. એમણે પોતાની ઉપાસનામાં સંગીતને પણ યોગ્ય સ્થાન આપ્યું. તે સમયની જડતાને દૂર કરી લોકોમાં નવું ચૈતન્ય રેડ્યું અને સત્યને આવરણ મુક્ત કર્યું.

એમણે પોતાના ઉત્તરાધિકારી તરીકે લહના જે એનો એકનિષ્ઠ શિષ્ય હતો તેની પસંદગી કરી. એમની આકરામાં આકરી કસોટીમાંથી માત્ર લહનાજ પાર ઉતર્યો એટલે એને ગુરુપદે સ્થાપ્યો અને એનું નામ અંગદ રાખ્યું.

હવે ગુરુ નાનકને મહાપ્રયાણનો સમય આવી લાગ્યો છે એની જાણ થઈ. એમણે પોતાના શિષ્યોને

કહ્યું, "હવે મારૂં મહાપ્રયાણ થાય છે. સત્ય એજ શ્રેષ્ઠ ધર્મ છે. તમે તેનું પાલન કરજો. પંથો અને પાખંડોમાં ફસાતા નહિ. જ્ઞાન જ મુક્તિનો માર્ગ છે. પ્રભુનું નામ જપજો. તે નામ જ તારક ને ઉદ્ધારક છે. એજ સત્ય છે, પ્રભાવવંતુ છે, અનુપમ છે અને પરમપવિત્ર છે અને તે ગુરુ વિના મળી શકતું નથી. એ ઘૂંટી રાખજો ૐ સત શ્રી અકાલ! ૐ સત શ્રી અકાલ!"

પછી ગુરુ નાનક ૬૯ વર્ષ ૧૦ માસ ૧૦ દિવસનું આયુષ્ય ભોગવી સમાધિનિષ્ઠ થયા, સં. ૧૫૯૫માં.

ગુરુનાનકનો આવો અંતિમ સંદેશ હતો. એમણે લોકોમાં બલિદાનની અને એકતાની ભાવના પ્રકટાવી. એમણે હિંદુ અને મુસલમાનમાં કદી ભેદ ગણ્યો નહિ. હિંદુઓને તેમની રીતે અને મુસલમાનોને તેમની રીતે ઇશ્વરની પ્રાર્થના કરવા સમજાવ્યું. ઈશ્વર સર્વત્ર છે અને કણેકણમાં વ્યાપક છે એટલે એની ભક્તિથી એનો સાક્ષાત્કાર કરવાનો દરેકને બોધ આપ્યો. આથીજ ગુરુ નાનકને હિંદુઓ ફકીર (સંત) માને છે અને મુસલમાનો એમને પીર માને છે.



# —: શ્રીરામકૃષ્ણ પરમહંસ :—




ભારતખંડમાં પ્રવર્તતા વિવિધ સંપ્રદાયોની એકતા અને સત્યતા સિદ્ધ કરીને પોતાની સમન્વય કરવાની અદ્ભૂત શકિત વડે બુધ્ધિના તીક્ષ્ણ વૈભવયુકત અને ઉચ્ચ ભાવનાયુકત સાર્વભૌમિક ધર્મનું દર્શન કરાવનાર મહાપુરુષ શ્રી રામકૃષ્ણ પરમહંસનો જન્મ સં. ૧૮૯૨ના ફાગણ સુદ ને બુધવાર તા. ૧૭-૨-૧૮૩૬ને દિવસે બંગાળના કામારપુકુર ગ્રામમાં એક સંસ્કારિ બ્રાહ્મણ કુટુંબમાં થયો. એમના પિતાનું નામ ખુદીરામ ચટ્ટોપાધ્યાય હતું, એમની માતાનું નામ ચંદ્રમણિ દેવી હતુ. બંને ધર્મનિષ્ઠ હતાં, દયાળુ હતાં અને પ્રભુભકત

હતાં. ભગવાન ગદાધરની કૃપાથી પુત્રનો જન્મ થયો હોવાથી એમણે એનું નામ ગદાધર પાડ્યું. ગદાધર ત્રણ પુત્રોમાં સૌથી નાનો પુત્ર હતો.

બાલ્યાવસ્થામાં ગદાધર રમતિયાળ હતા. એમની વાણી મીઠી હતી. શરીર પાતળું હતું. શ્રીકૃષ્ણ ભગવાનની લીલાની કથા સાંભળતાં તેઓ ભાવવિભોર બની જતા. ભજન એક વાર સાંભળવાથી એમને યાદ રહી જતું અને મધુરસ્વરે તે ગાતા. ભણવામાં ચિત્ત ચોંટતું નહિ. સાધુ-સંતોનો સમાગમ ગમતો-તેમના ઉપદેશની વાણી સાંભળવી ગમતી. તેઓ કહેતા, 'જે વિદ્યાવડે ઈશ્વર લાભ ન થાય તે કેળવણી શા કામની ?' તેમ છતાં મોટા ભાઈ રામકુમારની ચતુષ્પાઠી-સંસ્કૃત-શાળામાં અભ્યાસ કરવાના ઈરાદે કલકત્તામાં ઝામાપુકુરમાં આવ્યા. ત્યાં શાસ્ત્રાભ્યાસ કરવાની શરૂઆત કરી. પણ ભણવામાં એમનું ચિત્ત ચોંટ્યું નહિ. મોટાભાઈના ધાકને લીધે થોડું ભણતર સંપાદન કરી શકયા. પણ તીવ્ર બુદ્ધિ અને અલૌકિક સ્મરણ શકિતને પ્રભાવે વિદ્વાનોના મુખેથી જે કથાઓ વગેરે શ્રવણ કરતા તે તેમને યાદ રહી જતાં. રામાયણ, મહાભારત, પુરાણોમાંથી એમણે આ રીતે જ્ઞાન સંપાદન કર્યું હતું.

રાણી રાસમણિએ દક્ષિણેશ્વરમાં અતિ ભવ્ય કાલીમંદિર ઈ. સ. ૧૮૫૩માં બંધાવ્યું. તેમાં રામકુમારની મંદિરના પૂજારી તરીકે નિમણૂક કરવામાં આવી. ગદાધર પણ પોતાના મોટાભાઈ સાથે દક્ષિણેશ્વર આવ્યા. મૂર્તિપ્રતિષ્ઠા થઈ. મોટો ઉત્સવ થયો. મહાપ્રસાદ તૈયાર કરવામાં આવ્યો. દેવને અર્પણ કરેલી વસ્તુ નહિ ખવાય એમ માનીને ગદાધરે પ્રસાદ ન ખાધો. એજ દક્ષિણેશ્વરમાં એમણે અનેક સિદ્ધિઓ સંપાદન કરી. રામકુમારના મૃત્યુ પછી ગદાધર દક્ષિણેશ્વર મંદિરના પૂજારી નિમાયા.

ચોવીસ વર્ષની વયે ગદાધરનું લગ્ન શારદામણિ દેવી સાથે થયું. તે સમયે શારદામણિદેવીની ઉંમર માત્ર પાંચ વર્ષની જ હતી. લગ્ન પત્યા પછી ગદાધર દક્ષિણેશ્વરના મંદિરમાં કાલીમાતા અને રાધાકૃષ્ણની સેવા પૂજામાં નિમગ્ન થઈ ગયા.

એમની દેવપૂજામાં બાહ્યાડંબર ન હતો, અંતઃકરણની શ્રધ્ધા અને ભકિત હતી. એમની પૂજા અનેરા પ્રકારની હતી. એમને તો કાલીમાતાનું સાક્ષાત દર્શન કરવું હતું. ભાવાવશ થઈ બોલતા, 'હે માતા, મને દર્શન દે, મારા પર દયા કર." આમ પોતે આત્મપીડા અનુભવતા. જમીન પર માતાના ચરણ આગળ માથું નાખતા, જમીન પર આળોટતા, રૂદન કરતા. એમનું ચિત્ત, એમનો પ્રાણ આકુળ વ્યાકુળ બની જતો. આ રોજનો ક્રમ થઈ ગયો. એક દિવસ ગદાધરે વિચાર્યું કે 'માનાં દર્શન નહિ થાય તો આ જીંદગી શા કામની ?" અને પછી દીવાલ પર લટકાવેલી તલવાર પર એમની નજર પડી. તલવાર લેવા માટે હાથ ઉંચો કર્યો ત્યાં કરૂણામયી જગન્માતાએ તે અટકાવ્યો. કાલીમાતાના પ્રકટ દર્શન કરતાં જ એ જમીન પર પડી ગયા, બેભાન બની ગયા. ભાનમાં આવ્યા બાદ, માત્ર 'મા-મા' બોલીને રૂદન કરતા, કોઈ ખવડાવે તો ખાતા. આવી ઉન્મત અવસ્થા લગભગ છ માસ સુધી રહી. ત્યાર પછી એમણે સાધનાની શરૂઆત કરી.

કાલીમાનો પ્રથમ સાક્ષાત્કાર કર્યો એ પછી એ જોયેલા દર્શનની સત્યતા સંબંધમાં નિઃશંક થવા સાધના કરવા માંડી. મન પવિત્ર બનાવ્યું. અભિમાન કે અહંકારને નષ્ટ કર્યો. એમની માન્યતા હતી કે અભિમાન અથવા અહંકાર ઈશ્વર પ્રાપ્તિના માર્ગમાં કંટક અને આવરણ રૂપ છે; કારણ કે મનમાં જો અહંકાર સદા પરિપૂર્ણ રહે, તો એ સ્થાનમાં ઈશ્વરનો ભાવ કદી પ્રવેશ કરી શકતો નથી.

કાંચન અને કામિની એવી વસ્તુઓ છે કે તે માનવ મનમાં અહંકારની ભાવના ઉત્પન્ન કરે છે. આ બંને વસ્તુઓનો સંપૂર્ણ ત્યાગ કરવામાં આવે તો જ ઈશ્વર પ્રાપ્તિના માર્ગે વધી શકાય છે. ગદાધરને તો ઈશ્વર પ્રાપ્તિ કરવી હતી એટલે એમણે 'રૂપિયો' અને 'માટીનું ઢેફું' બન્ને જડ પદાર્થ નદીમાં ડૂબાવી દીધા. એમણે પૈસા ટકામાં જરા પણ આસક્તિ રાખી નહિ. કામિનીમાં મન આસક્ત થાય તો ઈશ્વર સ્તવનમાં બાધા આવે, સંતાન પ્રાપ્તિ માટે સ્ત્રી સાથે સહવાસ કરવામાં આવે તો પણ મન વિછિન્ન થઈ જાય. આવા વિચારથી એમણે કામિનીનો પણ ત્યાગ કર્યો. સ્ત્રી માત્ર માટે એમના હૃદયમાં માતૃભાવ હતો.

પોતાની યોગ સાધના માટે એમણે દક્ષિણેશ્વરમાં વડના એક ઝાડ નીચે પંચવટી બનાવી હતી. તેમાં અશોક, બીલી, વડ, પીપળો અને આમલીના વૃક્ષ રોપ્યાં હતાં. નાના છોડવાઓ હતા, લતાઓ હતી. આ સ્થાનમાં બેસી રાત્રે યોગ સાધનામાં પોતે પ્રવૃત્ત થતા. ઈશ્વર સ્તવન કરતાં અને ધ્યાનમગ્ન થતા. મન સતત જપમાં પરોવાયેલું રહેતું એટલે એમને ખાવાપીવાનું ધ્યાન રહેતું નહીં. આવી અવસ્થાને લીધે લોકો એમ માનવા લાગ્યા કે ગદાધર ઉન્માદી બની ગયા છે. એમના શુભચિંતકો એમને વૈદ્ય પાસે લઈ ગયા. વાયુનો રોગ માની વૈદ્યોએ દવા વગેરે આપ્યાં. પણ એમના પર કોઈ અસર ન થઈ. કોઈ વૈદ્યે કહ્યું કે એમના ઉન્માદનું કારણ એ છે કે એમને સ્ત્રી સહવાસની જરૂર છે. પણ પ્રત્યેક સ્ત્રીને મા ના રૂપમાં જોનાર ગદાધર સુંદર રમણીઓની મોહજાળમાં ફસાયા નહિ. એક વૈદ્યે કહ્યું કે એમની ઉન્માદી અવસ્થા એક યોગીના લક્ષણ છે. પણ એમની વાત કોઈએ કાને ન ધરી. પ્રભુને પામવાનો એમનો ઉન્માદ વધતો જ ગયો.

એક દિવસ એક સન્યાસીની ગંગાકિનારે ધ્યાનમાં બેઠેલી હતી તેને જોઈ ગદાધરે એને પોતાની પાસે બોલાવી લાવવા માટે પોતાના ભાણેજ હૃદયરામને મોકલ્યો. તે તેમને તેડી લાવ્યો. ગદાધર ભાવાવશ થયા અને 'મા-મા' કહીને પેલી સન્યાસીને સંબોધવા લાગ્યા. તે સન્યાસીની જે 'બ્રાહ્મણી' કે 'ભૈરવી' નામથી ઓળખાતી હતી તેમની સાથે આત્મા અને પરમાત્માના તત્ત્વજ્ઞાન અને ગૂઢ રહસ્યોની વાતો કરી દિવ્ય આનંદ અનુભવ્યો. પછી બ્રાહ્મણીએ લોકોને જણાવ્યું કે ગદાધરની અવસ્થા મહાભાવની છે, જે ભાવ ચૈતન્ય મહાપ્રભુમાં પ્રગટ્યો હતો. આ સન્યાસીની ઘણો વખત એમની સાથે રહી, યોગસાધનામાં એમને મદદ કરી અને વિવિધ ધર્મતત્ત્વોનું જ્ઞાન એમને આપ્યું. ત્યારબાદ "તોતાપુરી" નામે સન્યાસીએ ગદાધરને અદ્વૈત તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો તેમજ યોગ સિદ્ધિનું ઉચ્ચ શિક્ષણ આપ્યું હતું અને નિર્વિકલ્પ સમાધિનો અનુભવ કરાવ્યો હતો. માત્ર ત્રણ જ દિવસમાં નિર્વિકલ્પ સમાધિની સિદ્ધિ એમણે પ્રાપ્ત કરી હતી. સંત તોતાપુરીએ એમને સન્યાસ દીક્ષા આપી હતી અને એમનું નામ રામકૃષ્ણ રાખ્યું હતું. ગુરુ તોતાપુરી લગભગ ૧૧ માસ

શ્રી રામકૃષ્ણ પરમહંસના સાન્નિધ્યમાં રહ્યા હતા.

શ્રી રામકૃષ્ણ પરમહંસ એમના બ્રહ્મચર્યની પરીક્ષા અનેકવાર આપી ચૂકયા હતા છતાં એકવાર ફરી ખૂબજ આકરી કસોટીમાંથી એમને પસાર થવું પડયું. રાણી રાસમણિના જમાઈ મથુરબાબુ એમને લક્ષ્મીબાઈ નામની વારાંગનાને ત્યાં મછવા બજારમાં લઈ ગયા. ત્યાં દીવાનખાનામાં રૂપરૂપના અંબાર સમી કેટલીક યુવતીઓને નગ્નાવસ્થામાં રાખવામાં આવી હતી અને પરમહંસદેવને એમની મોહજાળમાં ફસાવવાની આશા કરી હતી. મથુરબાબુ એમને લક્ષ્મીબાઈને ત્યાં મૂકી ચાલ્યા ગયા હતા. શ્રીરામકૃષ્ણ પરમહંસને આ યોજના સમજતાં વાર ન લાગી. પેલી યુવતીઓને જોઈને "મા આનંદમયી", "મા આનંદમયી" કહેતા કહેતા સમાધિસ્થ થઈ ગયા. પેલી વારાંગનાઓ ભયભીત બની, એમની સેવા સુશ્રુષામાં લાગી. મથુરબાબુ પણ આ વાત જાણી લજ્જિત થયાં. સર્વેએ શ્રીરામકૃષ્ણ પરમહંસની માફી માંગી. સ્રી માત્રમાં સાક્ષાત જગદંબાના દર્શન કરનાર શ્રી રામકૃષ્ણ પરમહંસ આવી આકરી કસોટીમાંથી પાર થયા.

એકવાર શ્રી રામકૃષ્ણ પરમહંસને રામચંદ્રજી ભગવાનનો સાક્ષાત્કાર કરવાની ઉત્કંઠા થઈ. એમણે રામના પરમ ભકત હનુમાનજીનો ભાવ સાધ્યો અને રામચંદ્રની એકનિષ્ઠ ભકિત કરી. એવા ભાવની અવસ્થામાં એ "રઘુવીર" શબ્દનો મુખથી ઉચ્ચાર કરતા અને ભગવાન રામનો સાક્ષાત્કાર અનુભવતા. એક સન્યાસીએ એમને આપેલી રામચંદ્રજીની મૂર્તિ જેને એમણે 'રામલાલા' નામ આપ્યું હતું અને જેની પૂજા વગેરે એ કરતા હતાં તે આજે પણ દક્ષિણેશ્વર મંદિરમાં મોજુદ છે.

શ્રીકૃષ્ણ ભગવાનનો સાક્ષાત્કાર પામવા માટે એમણે સખાભાવની સાધના કરી હતી. આ ભાવની અવસ્થામાં શ્રીકૃષ્ણનું નામ જપતા જપતા નાચવા લાગતા. ત્યારબાદ સખી ભાવનો યોગ પણ તેમણે સાધ્યો હતો.

એકવાર મથુરબાબુએ લગભગ રૂા. ૧૫૦૦ની ગરમ શાલ શ્રી રામકૃષ્ણ પરમહંસને ઓઢાડી પરંતુ નિસ્પૃહી અને નિરાભિમાની પરમહંસદેવે એ શાલ માટીમાં ફગાવી દીધી અને થૂ થૂ કરી તેના પર થૂકવા લાગ્યા. મથુરબાબુ આ દ્રશ્ય જોઈ શરમિંદા બન્યા એમને ખાતરી થઈ કે શ્રી રામકૃષ્ણ પરમહંસ કોઈ પણ પ્રકારના ધનવૈભવમાં અનાસકત છે અને એનો ગર્વ એમની સામે કરવો તદ્દન વ્યર્થ છે.

હિંદુધર્મના અનેક જુદા જુદા સંપ્રદાયોની સાધનામાં એમને માલમ પડયું કે દરેક સંપ્રદાયનું ધ્યેય તો માત્ર ઈશ્વર પ્રાપ્તિનું છે પણ તેમણે અપનાવેલા માર્ગો જુદા છે. 'જેટલા મત તેટલા પંથ' એ સિદ્ધાંત એમણે તારવ્યો હતો. ધર્મોમાં કોઈ ભેદભાવ નથી એ એમનો ચોકકસ સિદ્ધાંત હતો. પછી મુસલમાન ધર્મની સાધના કરવાનો નિર્ણય એમણે કર્યો. આ ધર્મની દીક્ષા ગોવિંદ દાસે એમને આપી. માત્ર ત્રણદિવસમાં એ ધર્મના ભાવની સાધના થઈ. ત્રણ દિવસ સુધી કાલીમાતાના મંદિરમાં પ્રવેશ નહોતો કર્યો–મા નો પ્રસાદ પણ એમણે ચાખ્યો ન હતો. આ પછી એવો સિધ્ધાંત એમણે નિર્માણ કર્યો કે જે ઉદ્દેશથી હિંદુઓ પોતાની સાધના કરે છે તેજ હેતુથી મુસલમાનો કરે છે. પણ હજી માનસિક જીજ્ઞાસા પૂરી થઈ ન હતી. એક વાર એમણે

મેરીના ખોળામાં સૂતેલા બાળક ઇશુનું ચિત્ર યદુલાલ મલ્લિકના બગીચામાં જોયું ચિત્ર સામે જોતા હતાં તો ચિત્રમાંથી એક જયોતે એમના શરીરમાં પ્રવેશ કર્યો. એ સમાધિસ્થ થયા. આ ભાવ પણ ત્રણ દિવસ સુધી રહ્યો. એ સમય દરમિયાન એમણે કાલી, રામ કે કૃષ્ણનું નામ ઉચ્ચાર્યું ન હતું. બીજા ધર્મોની જેમ ખ્રિસ્તી ધર્મનું એકજ ધ્યેય છે ઈશ્વરપ્રાપ્તિનું. માત્ર સાધન જુદું છે. બૌધ્ધ ધર્મ, જૈનધર્મ, શીખધર્મ વિષે પણ એમણે તે ધર્મોના ઉપાસકો પાસેથી જ્ઞાન સંપાદન કર્યું હતું. સર્વ ધર્મ પ્રત્યે એમને સમભાવ હતો.

ત્યારબાદ મથુરબાબુ સાથે શ્રી રામકૃષ્ણ પરમહંસ તીર્થાટન કરવા નીકળ્યા હતા. તેઓ વૈદ્યનાથધામ ગયા અને ત્યાંથી કાશી આવ્યા. શ્રી કાશીવિશ્વનાથ ભગવાનના અને અન્નપૂર્ણા માતાના દર્શન કરી કૃતાર્થ થયા. ત્યાં તૈલંગસ્વામી સાથે સમાગમ થયો. પછી વૃંદાવન પધાર્યા. કૃષ્ણલીલાની આ પવિત્ર ભૂમિમાં શ્રી રામકૃષ્ણ પરમહંસ તાનમાં આવી ગયા હતા. ત્યાં યોગિની ગંગામાતાની મુલાકાત પણ એમણે લીધી હતી અને ખૂબ પ્રસન્ન થયા હતા બ્રહ્મસમાજની ઉપાસના પ્રણાલિનું નિરીક્ષણ કર્યા પછી કલકત્તામાં ચૈતન્ય સભામાં પધાર્યા હતા ત્યાં ભાવાવેશમાં આવી ગયા હતા અને ચૈતન્ય ભગવાનના આસન પર બેસી ગયા હતા. કેટલાક વૈષ્ણવોએ એમને તે માટે ધિક્કાર્યા હતા તો કેટલાકે એમનો ભાવ સમજી જે દૃશ્ય એમણે જોયું તેથી પોતે કૃતાર્થ થઈ ગયા એમ સમજ્યા હતા.

ઈ.સ. ૧૮૭૫માં બ્રહ્મસમાજના સ્થાપક કેશવચંદ્ર સેન સાથે એમનો મેળાપ થયો. બંનેએ ધાર્મિક અને તત્વજ્ઞાનની વાતો કરી આનંદ મેળવ્યો.

શ્રી રામકૃષ્ણ પરમહંસ જયાં જયાં ગયા ત્યાં એમના જીવંત ઉપદેશથી લોકોના હૃદયમાં ભગવાન સંબંધી વિશુદ્ધ જ્ઞાનનો સંચાર કર્યો જે કોઈ એમના સમાગમમાં આવ્યા, જે કોઈએ એમની અમૃતવાણી સાંભળી તે બધા ખૂબજ પ્રભાવિત થયા. એ નિષ્કામી સાધુ તો હતા જ પણ જ્ઞાનનો ભંડાર પણ હતા એની લોકોને ખાત્રી થઈ. ઘણા પ્રતિષ્ઠિત અને સુશિક્ષિત લોકો એમના સમાગમમાં આવીને પોતાના જીવનને સાર્થક થયેલું સમજતા હતા.

દેશપરદેશના અનેક મહાપુરુષો, પ્રખર વિદ્વાનો અને પંડિતો સાથે એમનો સમાગમ થયો હતો. પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, પંડિત શશધર, ડૉ. સર્જેન્દ્ર, ડૉ. સરકાર, ડૉ ભાદુડી, શ્રી બંકિમચંદ્ર ચેટરજી, મિ. વિલિયમ્સ, મિ. મિસિર, મિ માઈકલ મધુસુદન, કૃષ્ણદાસ પાલ, પંડિત દીનબંધુ, પંડિત શ્યામપદ, ડૉ રામનારાયણ, ડૉ દુર્ગાચરણ વગેરે મહાપુરુષો સાથે એમને પરિચય થયો હતો બ્રહ્મસમાજના ઉત્સવ પ્રસંગે શ્રી રામકૃષ્ણ પરમહંસ હરિકીર્તન કરતા અને નૃત્ય કરતા અને જનતાના હૃદયમાં પ્રેમભક્તિનો ભાવ ઉભરાઈ જતો.

પરમહંસદેવના શિષ્યોની સંખ્યા અગણિત છે. દુનિયાના ખૂણેખૂણામાં એમના અનુયાયીઓ છે જે એમના ઉપદેશને માની આચરણ કરે છે. એમના સમાગમ અને ઉપદેશ વચનોથી એક સમયે પક્કા નાસ્તિક

ગિરીશચંદ્રને એમણે આસ્તિક બનાવ્યા હતા અને અનેક યુવાનોને કુમાર્ગે જતાં બચાવી લીધા હતા. તેઓને સદાચારી બનાવ્યા હતા અને તેમના જીવનનું કલ્યાણ કર્યું હતું. પોતે અનેકોના ઉદ્ધારક હતા છતાં ગુરુપણાનું એમને અભિમાન ન હતું. "એક ઇશ્વર જ સર્વનો ગુરુ છે" એવી એમની દૃઢ માન્યતા હતી એટલે જો કોઈ એમને ગુરુ કહી સંબોધે તો તે એમને ગમતું ન હતું. તેઓ કહેતા "કોણ કોના ગુરુ ?"

એમના ભક્ત વર્ગમાં માત્ર પુરુષોજ હતા એવું નથી. એમાં સ્ત્રીઓ પણ હતી. એમના પત્ની શારદામણિ દેવી પણ દક્ષિણેશ્વરમાં એમની સેવા કરવા માટે આવ્યાં હતાં. એક દિવસ શ્રી રામકૃષ્ણ પરમહંસ ભાવમાં આવી ગયા ત્યારે શારદામણિદેવીએ એમની સમીપ આવી પૂછ્યું કે "હું કોણ છું ?" જવાબમાં એમણે આનંદમાં આવી કહ્યું કે "તું મારી આનંદમયી માતા છે. મને જન્મ આપનાર એજ છે, કાલીમાં વસે છે તે પણ એજ છે અને મારી સેવા કરે છે તે પણ એનું જ રૂપ છે." માતા શારદામણિ દેવીએ પોતાનું જીવન પરમહંસદેવની સેવામાં પૂરૂં કર્યું.

પોતાના શિષ્યોને ઉપદેશ આપતાં તેઓ કહેતા કે જ્યાં સુધી સ્ત્રી એ જગદંબાનું જ સ્વરૂપ છે એવો સાક્ષાત્કાર ન થાય અને જ્યાં સુધી હૃદયમાં પ્રભુ પ્રત્યે પ્રેમભક્તિ નહિ ઉદ્ભવે ત્યાં સુધી સ્ત્રી જાતથી દૂર રહેવું. તેઓ સર્વધર્મને સમાન માનતા હતા એટલે એમના ઓરડામાં હિંદુ દેવ-દેવીઓના ચિત્રો સાથે, ભગવાન બુદ્ધ અને ઇશુખ્રિસ્ત વગેરેની છબીઓ પણ રાખતા હતા

એમના પટ્ટ શિષ્ય સ્વામી વિવેકાનંદ હતા. એમનું મૂળનામ નરેંદ્રનાથ દત્ત હતું. પરમહંસ દેવે એમને દીક્ષા આપ્યા બાદ એમનું નામ વિવેકાનંદ પાડ્યું. આજે એ નામથી સમગ્ર વિશ્વમાં એ જાણીતા છે. પોતાના ગુરુનું કાર્ય ચાલતું રહે અને જીજ્ઞાસુઓના મનને શાંતિ અને તૃપ્તિ મળે તે માટે શ્રી રામકૃષ્ણ મિશનની સ્થાપના કરી જેની શાખાઓ દુનિયામાં ઘણાં અગત્યના સ્થાનોમાં છે અને 'બેલુર મઠ' શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવનું સમાધિ સ્થાન એક પવિત્ર યાત્રા સ્થળ મનાય છે.

શ્રી રામકૃષ્ણ પરમહંસે પોતાની માનવલીલા એકાવન વર્ષની વયે ૧૬મી ઓગસ્ટ ૧૮૮૬ને દિવસે સમાપ્ત કરી. ગળાની નળીમાં 'કેન્સર'નું દર્દ થયું હતું. ડોકટરો અને વૈદ્યોની ચિકિત્સા નાકામિયાબ નીવડી હતી અને અંતે જે વિરાટ પરમાત્માના અંશ હતા તેમાં વિલીન થઈ ગયા.

શ્રી રામકૃષ્ણ મિશનની સ્થાપના ઈ.સ. ૧૮૯૭માં થઈ. અને બેલુર મઠની સ્થાપના ઈ.સ. ૧૮૯૯મા કરવામાં આવી. ઈ.સ. ૧૯૦૧માં શ્રી રામકૃષ્ણ મિશન ટ્રસ્ટના હાથમાં મઠના મકાનો અને મિલ્કતોનો વહીવટ સોંપવામાં આવ્યો. આ સંસ્થાઓ શ્રી રામકૃષ્ણ પરમહંસના ધર્મ અને નીતિ સંબંધી વિચારધારાનો ફેલાવો કરે છે. તેના પ્રચાર માટે સંન્યાસીઓને દેશ અને પરદેશમાં મોકલે છે. તેમજ જનતાને સહાયરૂપ થાય એવા કાર્યોમાં આ સંસ્થા હંમેશા પ્રવૃત્ત રહે છે. સેવાના કાર્યો કરતાં રંગ ધર્મ કે જાતિનો ભેદભાવ રાખવામાં આવતો નથી. "સર્વે એક જ પાલક પિતાના સંતાનો છે", એમ ગણીનેજ સેવા કરવામાં આવે છે.

સ્વામી વિવેકાનંદે યોગ્યજ કહ્યું છે : "સર્વધર્મના ગર્ભમાં રહેલી સમાનતા–એકતાને પ્રકટ કરીને તેનો વિસ્તાર કરવો એજ મારા ગુરુનો ઉદ્દેશ હતો. એમનું સમગ્ર જીવન ઉપનિષદોના સમન્વયરૂપ હતું, એમના ઉપદેશ કરતાં એમનું જીવન વિશેષરૂપે ઉપનિષદોના મૂર્તિમાન ભાષ્ય તુલ્ય હતું, ઉપનિષદનું જ્ઞાન જ મનુષ્યરૂપ ધારણ કરીને પ્રકટ થયું હોય એવા એ મહાપુરુષ હતા."

આવા મહાપુરુષને આપણા સૌના કોટિ કોટિ વંદન હજો.



## —: સંત જ્ઞાનેશ્વર :—




શ્રી ભાગવત ધર્મના મહાન ઉપાસક, ઉપદેશક અને પ્રચારક અને જ્ઞાનેશ્વરી ગીતાના રચયિતા સંત જ્ઞાનેશ્વરનો જન્મ મરાઠી કુટુંબમાં આળંદીમાં ભાદરવા વદ ૮ સં. ૧૩૩૨ને રોજ થયો એમના પિતાનું નામ વિઠ્ઠલપંત હતું. એમની માતાનું નામ રૂક્મણી હતું. એમના મોટા ભાઈ નાથ સંપ્રદાયના નાથોમાંના એક નિવૃત્તિનાથ હતા. એમના નાનાભાઈનું નામ સોપાનદેવ હતું અને એમની નાની બહેનનું નામ મુક્તાબાઈ હતું.

---



શ્રી લક્ષ્મીનારાયણ મંદિર સોસાયટી
શ્રી કલકત્તા ગુજરાતી વૈષ્ણવ સમાજ

निगमकल्पतरोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम्
पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावका

# શ્રી લક્ષ્મીનારાયણો વિજયતેતરામ્ ॥

"પરમાત્મા શ્રી કૃષ્ણ ધર્મ માટે જગતમાં પધારે છે. ભારત દેશ ધર્મપ્રધાન દેશ છે. આધ્યાત્મિક અને આધિદૈવિક સંપત્તિમાં તે મહાન છે.

ભારત ત્યાગની પૂજા કરે છે, ભોગની નહિ. ભારત ધનને મહત્વ આપતો નથી, ધર્મને આપે છે. પહેલો ધર્મ અને છેલ્લો મોક્ષ. આ બન્નેની વચમાં અર્થ અને કામ છે. અર્થ અને કામ તો સાધારણ જીવ પણ કરે છે. ધનથી ભૌતિક સુખ મળે છે. તે કોઇ વખત પ્રમાદ ઉત્પન્ન કરે છે. તે માટે ધનને મર્યાદામાં રાખવાનું છે.

શ્રી લક્ષ્મીનારાયણ દેવને આ મંદિરમાં પધરાવ્યા છે તે ખરેખર આપણું સદ્ભાગ્ય જ છે. જીવ ધર્મને ભૂલે છે, પરમાત્માને ભૂલે છે, પરિણામે દુઃખી થાય છે. પરમાત્મા પધારે અને પરમાત્માની સેવા કરે તો જ જીવ કૃતાર્થ થાય છે.

મંદિરમાં નિયમિત દર્શન કરજો. પ્રભુના નામનો જાપ કરશો તો જ પાપ છૂટશે. અને પાપ છૂટશે તો જ જીવન માંગલ્યમય બનશે. પરમાત્મા સર્વને સુખી કરે!"

એમના પિતાજી સંન્યાસી થઈ ગયા હતા. પરંતુ ગુરુ રામાનંદની આજ્ઞાથી એમણે ફરીથી સંસારમાં પ્રવેશ કર્યો હતો. આથી રૂઢિચુસ્ત બ્રાહ્મણોમાં એમનો તિરસ્કાર થયો. તેઓએ એમનો બહિષ્કાર કર્યો. એમના બાળકોને યજ્ઞોપવીત આપવાની કોઈપણ બ્રાહ્મણે તૈયારી ન બતાવી. વિઠ્ઠલપંત ખૂબ દુઃખી થયા. પોતે પ્રાયશ્ચિત કરવાની તૈયારી બતાવી બ્રાહ્મણોએ એમને દેહાંતદંડની સજા ફરમાવી. એટલે ગંગા-યમુનાના સંગમમાં એક દિવસ વિઠ્ઠલપંત અને રૂક્મણીબાઈએ જળ સમાધિ લીધી. બાળકો તદ્દન નિરાધાર બની ગયાં. સગા સંબંધીઓએ એમનું જે કંઈ હતું તે પચાવી પાડયું.

નિવૃત્તિનાથ અને જ્ઞાનદેવ ભીક્ષા માંગી નાના ભાઈબહેનનું ભરણપોષણ કરતા હતા. જે કંઈ મળે તેમાં સંતોષ માનતા.

થોડા સમય બાદ, 'શું' કરવાથી જનોઈના અધિકારી બની શકે?" એમના એવા પ્રશ્નના જવાબમાં બ્રાહ્મણોએ કહ્યું કે "પૈઠણ વિદ્યાપીઠમાંથી શુદ્ધિપત્ર મેળવો તો તમને જનોઈ પહેરાવી શકાય."

ચારે ભાઈબહેનો પૈઠણ આવ્યાં. ત્યાં બ્રાહ્મણોને પ્રાર્થના કરી કે "સંન્યાસીના બાળકોને જનોઈ અપાય કે નહિ એ પ્રશ્નનું નિરાકરણ કરી અમને શુદ્ધિપત્ર આપો તો અમે જનોઈ ધારણ કરવા માટે અધિકારી બનીએ. માટે તમે બ્રાહ્મણોની સભા બોલાવો" પછી બ્રાહ્મણોની સભા બોલાવવામાં આવી. એમણે ચુકાદો આપ્યો કે "તમને જનોઈ આપી શકાય નહિ. જે સ્થિતિમાં છો તે જ સ્થિતિમાં રહો."

બધા બાળકો શાંત બેસી રહ્યા. એક બ્રાહ્મણે જ્ઞાનદેવને પૂછયું, "તમારૂં નામ શું છે?" એમણે જવાબ આપ્યો "જ્ઞાનદેવ" જ્ઞાનદેવનો વિનય જોઈ એ ખુશ થયો. એણે કહ્યું, "કેટલું સુંદર નામ છે!" પણ બીજા બ્રાહ્મણે ટહુકો કર્યો કે "પેલો પાડો છે તેનું નામ પણ જ્ઞાનદેવ છે."

જ્ઞાનદેવે શાંતિથી અને દૃઢતાથી કહ્યું "મારામાં અને એ પાડામાં કંઈ ભેદ નથી. અમારા બંનેમાં એકજ આત્મા છે. સર્વ દેહમાં એકજ આત્મા પ્રવર્તે છે." આ સાંભળી એક બ્રાહ્મણે કહ્યું, "હું આ પાડાને ફટકા મારૂં તો તારે શરીરે સોળ ઉઠે?" જ્ઞાનેશ્વરે હા કહી. એટલે પેલાએ પાડાને ત્રણ ફટકા લગાવ્યા. તેના સોળ જ્ઞાનેશ્વરના શરીર પર ઉઠયા.

એક ઘમંડી બ્રાહ્મણે કહ્યું, "એ તો બધું ઠીક છે. પણ તું આ પાડાના મુખેથી વેદોનો ઉચ્ચાર કરાવે તો તને ખરો માનું."

જ્ઞાનેશ્વર શાંતિથી પાડા પાસે ગયા. એના મસ્તકે હાથ ફેરવ્યો અને વેદની ચાર ઋચાઓ બોલવા આજ્ઞા કરી. આજ્ઞા થતાં પાડાએ વેદોની ચાર ઋચાનો પોતાના મુખેથી ઘોષ કર્યો. આ ચમત્કારથી એકઠા થયેલા સર્વે બ્રાહ્મણો વિસ્મય પામ્યા.

જ્ઞાનેશ્વરે પૈઠણના લોકોને પોતાનું તેજ બતાવી, પોતાના અવતારકાળનો પાયો પૈઠણમાં નાખ્યો અને વૈદિક ધર્મના એ મજબૂત કિલ્લા ઉપર ભક્તિ માર્ગનો ઝંડો ફરકાવ્યો.

બ્રાહ્મણોનું અભિમાન તૂટ્યું, પરંતુ ઘણાનો અહં હજુ નષ્ટ થયો ન હતો. તેઓ જ્ઞાનદેવની નિંદા કરતા હતા. જે બ્રાહ્મણને ત્યાં જ્ઞાનદેવ અને ભાઈ બહેનોએ આશ્રય લીધો હતો તેને ત્યાં શ્રાદ્ધનો પ્રસંગ આવ્યો. બ્રાહ્મણોએ એનો બહિષ્કાર કરવાનું નક્કી કર્યું. જ્ઞાનદેવ ડર્યા નહિ. એમણે બ્રાહ્મણને શ્રાદ્ધની રસોઈ કરવાની સલાહ આપી. રસોઈ તૈયાર થઈ. કોઈ બ્રાહ્મણ જમવા આવ્યો નહિ. જમવાના આસનો ગોઠવાયેલાં હતાં. બ્રાહ્મણ ચિંતિત બન્યા. જ્ઞાનદેવે ચોખા લઈ પોતાના યોગબળથી પિતૃઓને આહ્વાન કર્યું. ચમત્કાર થયો. બ્રાહ્મણના પિતૃઓ તેમજ અન્ય ગયાના બ્રાહ્મણોના પિતૃઓ આસનો ઉપર ગોઠવાયા. પેલા બ્રાહ્મણો આ દશ્ય જોઈ આશ્ચર્યચકિત થઈ ગયા. જ્ઞાનદેવ કોઈ મહાન યોગી અને સંત છે અને એમને જનોઈ આપવામાં કોઈ બાધ નથી એની ખાત્રી થઈ. એમણે શુદ્ધિપત્ર લખી આપ્યું. જ્યારે એ લોકો આળંદીમાં પાછા ફર્યાં ત્યારે પ્રથમ નિવૃત્તિનાથને જનોઈ આપવામાં આવી. જ્ઞાનદેવની ખ્યાતિ સર્વત્ર પ્રસરી.

સંત જ્ઞાનેશ્વર પોતાના શિષ્યવૃંદ સાથે ફરતા ફરતા કહાડમાં આવ્યા. ત્યાંના રાજા રામરાયને સીતાબાઈ નામે પત્ની હતી. તે સાધુચરિત હતી. સાધુ સંતોની સેવા કરવામાં અને તેમના ઉપદેશ સાંભળવા માટે એને આનંદ આવતો. રામરાયને સાધુસંતો પ્રત્યે અણગમો હતો. સીતાબાઈની ઈચ્છા જ્ઞાનેશ્વરને પોતાને ઘેર બોલાવી એમની સેવા કરવાની હતી. પણ રામરાયને એ ગમે નહિ એટલે એણે પોતાના છોકરાને હીરાની કણ પાણી સાથે ભેળવી ખવડાવી દીધી. બાળક મરણ પામ્યો. રામરાયને આ સમાચાર જાણી ઘણું દુઃખ થયું. સીતાબાઈએ કહ્યું કે સંત જ્ઞાનેશ્વર સિદ્ધ મહાત્મા છે એમને શરણે જઈએ અને આમંત્રણ આપી અહિં બોલાવી લાવીએ તો આપણા કુંવરને એ જીવનદાન આપી શકશે. પછી તેઓ સંત જ્ઞાનેશ્વર પાસે આવ્યા. પોતાને ઘેર પધારવા આમંત્રણ આપ્યું અને પુત્રની વાત કહી. સંત જ્ઞાનેશ્વર ને દયા આવી. રામરાયને ત્યાં આવ્યા. સીતાબાઈએ એમના ચરણકમળ ધોયાં અને એ ચરણામૃત પોતાના બાળકના મોમા મુકયા. અને ચમત્કાર થયો. બાળક બેઠો થયો. રામરાય અને સીતાબાઈ સંત જ્ઞાનેશ્વરના ચરણમાં પડયાં.

સાતપુડા પર્વત પર રહેલા હરપાલ ભીલનો ઉદ્ધાર કર્યો. તેને લૂંટફાટ કરતો બંધ કર્યો.

ઉજ્જૈનમાં વીરમંગલ નામના જ્યોતિષનો પણ એમણે ઉદ્ધાર કર્યો. વીરમંગલ એમના ચરણોમાં જ મૃત્યુ પામ્યો. સંત જ્ઞાનેશ્વરે એને ત્યાં સમાધી આપી અને તે સ્થાને શિવલિંગની સ્થાપના કરી.

સંત જ્ઞાનેશ્વર પ્રયાગ થઈ કાશી આવ્યા. ત્યાં સંત મુદ્દગલાચાર્ય યજ્ઞ કરતા હતા. ઘણાં મહંતો અને વિદ્વાનો યજ્ઞમાં પધાર્યા હતા. પ્રથમ કોની પુજા કરવી એ પ્રશ્ન ઉપસ્થિત થયો. એક હાથણની સૂંઢમાં પુષ્પમાળા મુકવામાં આવી. જેને એ પુષ્પમાળા પહેરાવે તેની પ્રથમ પુજા કરવી. હાથણીએ સંત જ્ઞાનેશ્વરના ગળામાં પુષ્પમાળા પહેરાવી. આ જોઈ ભાવથી એમનું પૂજન કરવામાં આવ્યું.

સંત જ્ઞાનેશ્વર પછી દિલ્હી ગયા અને ત્યાંથી અયોધ્યા, ગોકુળ, વૃંદાવન, દ્વારકા, ગિરનાર વગેરે સ્થળોએ યાત્રા કરી પંઢરપુર આવ્યા અને ત્યાંથી આળંદી આવ્યા.

---

તાપીનદીને કિનારે યોગવિદ્યામાં અતિ પારંગત ચાંગદેવ યોગી રહેતા હતા. તેમને જ્ઞાનદેવને મળવાની ઈચ્છા થઈ. પોતાની યોગ શકિતનો એમને ખૂબ ગર્વ હતો. ગમે તેવા હિંસક પ્રાણીને એ વશમાં રાખી શકતા. હવામાં ઉડવાની એમનામાં શકિત હતી. પાણીમાં પણ એ પ્રવેશી શકતા. એમને એવું અભિમાન હતું કે એમના જેવો સમર્થ આ જગતમાં બીજો કોઈ નથી.

જ્ઞાનદેવ ઉપર એમણે એક કોરો કાગળ એમના શિષ્ય સાથે પાઠવ્યો. શિષ્યે એ કોરો કાગળ જ્ઞાનદેવને આપ્યો. મુક્તાબાઈએ કાગળ જોઈ કહ્યું કે "તમારા ગુરુજી હજી પણ આ કોરા કાગળ જેવાજ રહ્યા છે. એમને જ્ઞાન થયું જણાતું નથી" જ્ઞાનદેવે કોરો કાગળ પેલા શિષ્યને પાછો આપ્યો અને સાથે બીજા કાગળ પર ઉપદેશ લખી આપ્યો. ૬૫ પાનાનો એ કાગળ "ચાંગદેવ પાસષ્ટી" નામે પ્રસિદ્ધ છે. શિષ્ય ચાંગદેવ પાસે આવ્યો. સઘળી હકીકત કહી સંભળાવી.

ચાંગદેવનો અહંકાર ભભૂકી ઉઠયો. એમણે વાઘ ઉપર પોતાના શિષ્યો સાથે સવારી કરી. સર્પની ચાબુક બનાવી. જ્ઞાનદેવને મળવા માટે નીકળ્યા. જ્ઞાનદેવને આની જાણ થઈ. જે ઓટલા ઉપર ભાઈ બહેન સાથે બેઠા હતા તેને ચાલવા આજ્ઞા કરી. ઓટલો ચાંગદેવ તરફ ચાલ્યો. ચાંગદેવ આ ચમત્કાર જોઈ આશ્ચર્ય પામ્યા. સર્પ ફેંકી દીધો. વાઘ ઉપરથી નીચે ઉતર્યા. જ્ઞાનદેવના પગમાં પડયા. એમનો અહંકાર તદ્દન ઓગળી ગયો. જ્ઞાનેશ્વરે એમને આત્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો.

હજીપણ આળંદીમાં એના દુશ્મનો હતા. તેમાં વિસોબા સૌથી વધુ દુષ્ટ હતો. જ્ઞાનદેવને 'માંડ' ખાવાનું મન થયું. માટીનું વાસણ હોય તો માંડ બને. મુકતાબાઈ કુંભારવાડે તે માટે ગઈ. વિસોબાએ કુંભારને ચડાવ્યો, વાસણ નહિ આપવા માટે કહ્યું, મુકતાબાઈ વાસણ વગર પાછી આવી. મુખ ઉપર ગ્લાની હતી. જ્ઞાનેશ્વરે મુકતાબાઈને ચિંતા નહિ કરવા માટે કહ્યું. પોતાના યોગબળથી અગ્નિનું આહ્વાન કર્યું. પોતાનો વાંસો રાતોચોળ કર્યો. તે ઉપર મુક્તાબાઈએ 'માંડ' તૈયાર કરી.

આ દૃશ્ય જોઈ વિસોબા વિસ્મિત થઈ ગયો. એની ભૂલ એ સમજ્યો. જ્ઞાનેશ્વરના પગમાં પડયો. માફી માગી. એમનો શિષ્ય બન્યો.

જ્ઞાનેશ્વરે ગીતા ધર્મનો લોકોને ઉપદેશ આપ્યો. એમણે માત્ર ૧૬ વર્ષની ઉંમરે શ્રીમદ્ ભાગવત્ગીતાની ટીકા મરાઠી ભાષામાં લખી. તે "ભાવાર્થદીપિકા"ના નામથી જાણીતી છે.

વૈદિક ધર્મનો ઉદ્ધાર અને ભાગવત ધર્મનો પ્રચાર એજ એમના જીવનનું ધ્યેય હતું. અને જ્યારે એમને લાગ્યું કે પોતાનું જીવનકાર્ય પુરૂં થયું છે ત્યારે એમણે જીવતા સમાધિ લેવાનો નિર્ણય કર્યો અને આ મહાન સંતે માગશર વદ ૧૩, સંવત ૧૩૫૩ને ગુરુવારે સમાધિ લીધી. આ સમયે ખુદ પાંડુરંગ અને રુક્મિણીદેવી તેમજ નામદેવ, ચાંગદેવ, નિવૃત્તિનાથ, મુકતાબાઈ અને અનેક મહાત્માઓ તે સમયે હાજર હતા. સમાધિ સ્થાને એમણે અંતિમ પ્રાર્થના કરી: 'હે પ્રભુ! તમે મને સુખી કર્યો છે. મને હમેશા તમારા ચરણકમળમાંજ રાખજો."

ફફ

# —: સંત એકનાથ :—




આ ણીમાત્રમાં પ્રભુને પ્રત્યક્ષ પિછાણનાર, જેને ત્યાં સાક્ષાત્ ભગવાને ચાકરી કરી, "એકનાથી ભાગવત" જેવા મહાન ગ્રંથના રચયિતા, મહાન દાર્શનિક મહાત્મા એકનાથનો જન્મ પૈઠણમાં ખૂબ સંસ્કારી, ધર્મ અને જાતિ પરાયણ, પવિત્ર ભક્ત બ્રાહ્મણ કુટુંબમાં સંવત ૧૫૯૦ શાકે ૧૪૫૫માં થયો. "પૈઠણ" દક્ષિણનું 'કાશી' જેવું મહાન વિદ્યાધામ મનાતું. એમના પિતાનું નામ સૂર્યનારાયણ હતું. તેઓ ખૂબ પ્રામાણિક, સદાચારી અને સંસ્કારી હતા. તેઓ પ્રભુભક્ત હતા. એકનાથની માતાનું નામ રુકિમણી હતું. તે પતિવ્રતા

નારી હતી. તેમનું આચરણ શુદ્ધ હતું. તે પણ પ્રભુ ભક્તિમાં લીન રહેતી. આમ એકનાથ માના ઉદરમાંથી જ ભક્તિ અને સદાચારના સંસ્કારો લઇ જન્મ્યા હતા.

એમના દાદાનું નામ ચક્રપાણી હતું. એમના પ્રપિતામહનું નામ ભાનુદાસ હતું. ભાનુદાસ મહાભક્ત હતા. બ્રાહ્મણ હોવા છતાં કાપડનો ધંધો કરતા હતા. ખૂબ જ પ્રામાણિકપણે પોતાનો વ્યવસાય કરતા.

એમના જન્મ બાદ થોડા દિવસમાં એક દુઃખદ બનાવ બન્યો. એમની માતા રુક્મિણીબાઈનું અવસાન થયું. પછી થોડા દિવસો બાદ એમના પિતાજી સૂર્યનારાયણનું પણ અવસાન થયું. આમ છેક નાનપણમાં જ એમણે માતા પિતા ગુમાવ્યા. એટલે દાદા-દાદીએ એમને ઉછેરવા માંડયા. એમના દાદા ચક્રપાણિ પ્યારમાં એમને 'એકયા' કહી બોલાવતા, એટલે એમનું નામ એકનાથ પડી ગયું.

નાનપણથી એકનાથનું મન ભક્તિ પ્રત્યે વળેલું હતું. તેઓ ખૂબ બુદ્ધિશાળી અને શ્રદ્ધાળુ હતા. હાથમાં કરતાલ લઇ ભજન ગાતા. પથ્થર પર ફૂલો ચઢાવી રામકૃષ્ણ હરિનો જપ કરી નાચવા લાગતા. બધા સાથે હળીમળીને રહેતા. મોટા સાથે વિનય અને વિવેકથી વર્તતા. બધાને ખાત્રી હતી એ મોટો થઈ ભાનુદાસની જેમ મોટો ભક્ત થશે અને એમની કીર્તિ વધારશે.

એકનાથને છ વર્ષની ઉંમરે જનોઈ આપવામાં આવી અને એમનો વિદ્યાભ્યાસ શરૂ થયો. એક પુરાણીબુવા પાસે એમણે શિક્ષણ લેવા માંડયું. એ શ્રુતવિધાની હતા. કોઈ વાત એકવાર સાંભળે તો એમને યાદ રહી જતી. સંસ્કૃતનો અભ્યાસ એમણે કર્યો. ગુરુ અને શિષ્યનો સંબંધ મમતા અને પ્રેમથી ભરપૂર હતો. ૧૨ વર્ષની ઉંમરે એમણે રામાયણ, મહાભારત અને પુરાણોનો અભ્યાસ પૂરો કર્યો. રોજ સાંજે ઘરમાં થતી પુરાણોની કથા એ ખૂબ રસથી અને પ્રેમપૂર્વક સાંભળતા. આમાંથી ઈશ્વર વિષે ખરૂં જ્ઞાન સંપાદન કરવાની લગની લાગી. પણ "ગુરુ વિના જ્ઞાન નહિ મળે" એમ વિચારી સદ્‌ગુરુની શોધમાં એમનો સમય વ્યતીત કરવા લાગ્યા. એવામાં કોઈએ દેવગઢમાં જનાર્દન સ્વામી પાસે ઈશ્વર સંબંધી જ્ઞાન મેળવવા માટે જવાનું કહ્યું. રાતોરાત ઘર છોડયું. દાદા દાદીની રજા પણ લીધી નહિ અને દેવગઢ પહોંચ્યા.

જનાર્દન સ્વામીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. સ્વામીએ આશીર્વાદ આપ્યા. એકનાથે 'ઈશ્વર સંબંધી જ્ઞાન આપની પાસે લેવા આવ્યો છું" એમ કહ્યું. સ્વામીજીને આનંદ થયો. એકનાથને શિષ્ય બનાવ્યો. એકનિષ્ઠાથી અહર્નિશ ગુરુની સેવા કરવા લાગ્યા. ગુરુના ચરણકમળ આગળ બેસી જે જ્ઞાન આપે તે ગ્રહણ કરવા લાગ્યા. ગુરુજી દત્તભગવાનના ઉપાસક હતા અને એમનો એમને સાક્ષાત્કાર થયો હતો. જનાર્દન સ્વામી કહેતા કે "દુનિયામાં રહીને ઈશ્વરને મેળવવા પ્રયત્ન કરવો જોઇએ." એકનાથ ગુરુભક્તિમાં એટલા બધા તલ્લીન બની ગયા હતા કે પોતાના દાદા-દાદીને છોડીને આવ્યાનું દુઃખ પણ તેઓ વિસરી ગયા.

એકવાર જનાર્દન સ્વામી સમાધિમાં બેઠા હતા. દેવગઢ પર હુમલો થયો. શત્રુઓને મારી હઠાવવાના

હતા. ગુરુજી લશ્કરની મધ્યમાં હોય તો લશ્કરને યુદ્ધ કરવાની પ્રેરણા મળે અને જીત મેળવી શકાય એમ માનીને કેટલાક સૈનિકો ત્યાં આવ્યા. ગુરુજીને સમાધિમાંથી જાગૃત નહિ કરી શકાય એમ વિચારીને એકનાથે ગુરુજીનો યુદ્ધનો પોશાક ધારણ કર્યો અને તલવાર બાંધી, ઘોડા ઉપર સવાર થઈ રણમેદાનમાં આવ્યા. સૈનિકોને માતૃભૂમિનું રક્ષણ કરવાનું જોમ ચડ્યું. દુશ્મનોને હંકારી કાઢ્યા. સર્વત્ર આનંદ થયો. પછી એકનાથે ઘેર આવી ગુરુની સેવામાં પોતાનું મન પરોવ્યું. પાછળથી જ્યારે ગુરુજીને આ વાતની જાણ થઈ ત્યારે એકનાથને એની બહાદુરી માટે શાબાશી આપી.

એકનાથની એકનિષ્ઠા અને બુદ્ધિચાતુર્ય જોઈ જનાર્દન સ્વામીએ એમને ઘરનો હિસાબ રાખવાનું કામ સોંપ્યું. એકવાર હિસાબ મળ્યો નહિ. એક પાઈની ભૂલ હતી. ભૂલ શોધતાં શોધતાં મળસ્કુ થવા આવ્યું. ભૂલ શોધી કાઢી. આનંદમાં આવી તાળી પાડી. ગુરુજી જાગી ગયા તાળી પાડવાનું કારણ પૂછ્યું. એકનાથે સર્વ હકીકત કહી સંભળાવી. જનાર્દન સ્વામીએ તેમને કહ્યું "નાથ, તું એક પાઈની ભૂલ શોધવા જેટલા ચિત્તથી કામ કરે છે, તેટલાજ એકાગ્રચિત્તથી ઈશ્વરની ભક્તિ કરે તો તને જરૂર ઈશ્વરના દર્શન થાય."

ગુરુજીના આવા પ્રેરણાવચક શબ્દો સાંભળી એકનાથે પ્રભુપ્રાપ્તિ માટે સુલભ પર્વત ઉપર જઈ તપશ્ચર્યા કરવા માંડી. ઝાડના ફળો ખાઈ પોતાના પેટનો ખાડો પૂરતા, યોગ અને સાધનાની સમાધિમાં એકાગ્ર હોવાથી બહારની દુનિયાથી વંચિત રહેતા. પોતાના શરીરનું પણ ભાન રહેતું નહિ. એક ખેડૂત એમને રોજ એક તાંબડી દૂધ પીવા માટે આપતો ને એમના દર્શન કરી કૃતાર્થ થતો. એક વાર એક નાગ એમના શરીર પર વીંટળાઈ વળ્યો. પણ એકનાથના શરીરના સ્પર્શથી એ શાંત થયો અને માથે ફેણ કાઢી ડોલવા લાગ્યો. પેલા ખેડુતે તાંબડી દૂધ મૂકી એકનાથને પ્રણામ કર્યા. સર્પને જોયો. સર્પ નીચે ઉતર્યો. એકનાથ જાગૃત થયા. સર્પને બોલાવી દૂધ પીવડાવ્યું. તપશ્ચર્યાથી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે દુર્ગુણો ઉપર વિજય મેળવ્યો અને શ્રીકૃષ્ણ ભગવાનના દર્શન કર્યાં.

તપશ્ચર્યા પૂરી કર્યા બાદ એકનાથ દેવગઢ પાછા ફર્યા. ગુરુજીને મળ્યા. સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. ગુરુજીએ આશીર્વાદ આપ્યા. અને સંતો અને મહાત્માઓનો સત્સંગ કરવા માટે તીર્થાટન કરવાની સૂચના આપી. તે અનુસાર એકનાથ તીર્થાટને નીકળ્યા. નાસિક-ત્ર્યંબક સુધી જનાર્દન સ્વામી એમની સાથે આવ્યા. પછી પોતે એકલા કાશી, પ્રયાગ, મથુરા, દ્વારકા વગેરે યાત્રાના સ્થળોએ ફરી, રામેશ્વર પ્રતિ પ્રયાણ આદર્યું. ઉનાળો હતો. ખૂબ ગરમી પડતી હતી. રેતાળ ધરતી ખૂબ તપ્ત હતી. તેઓએ દૂર એક ગધેડાને તરફડતું જોયું. નજીક ગયા. એમની પાસે ગંગાજળ હતું તે પીવડાવી દીધું. ગધેડાને શાંતિ થઈ. રામેશ્વરને ચઢાવવાનું ગંગાજળ ગધેડાને પીવડાવી તેના પ્રાણ બચાવ્યા. આત્માના અભેદમાં એમની દઢ માન્યતા હતી. ભગવાન રામેશ્વરને એ પૂજા પહોંચી ગઈ છે એમ એમના સાથીઓને કહ્યું.

એકનાથ તીર્થાટન કરતા હતા તે દરમ્યાન પૈઠણમાં એમના દાદા-દાદી ચિંતામાં અધમુઆ જેવાં

થઈ ગયાં હતાં. એક દિવસ પુરાણીબુવા એમને ઘેર મળવા માટે આવી પહોંચ્યા. દાદા–દાદીએ ચિંતાનું કારણ જણાવ્યું કે એકનાથ વગર કહયે કયાંક ચાલ્યો ગયો છે. પુરાણીબુવાએ એમને શોધી કાઢવાની ખાત્રી આપી. તેઓ જનાર્દન સ્વામી પાસે આવ્યા એકનાથ ઘરમાંથી દાદા–દાદીની રજા વગર આવ્યો છે વગેરે હકીકત જણાવી. એમણે સ્વામીજીને પ્રાર્થના કરી "મહારાજ! આપ જ એકનાથને લગ્ન કરવાની આજ્ઞા આપો. આપની આજ્ઞા તે કદી ઊથાપશે નહિ."

જનાર્દન સ્વામીને આવો આજ્ઞાપત્ર આપવો યોગ્ય લાગ્યું. તેમણે આજ્ઞાપત્ર લખી આપ્યો. તે દરમ્યાનમાં એકનાથ પૈઠણ પાછા ફર્યા હતા અને પિંપળેશ્વરના મંદિરમાં મુકામ કર્યો હતો. પુરાણીબુવા જ્યારે મંદિરે દર્શન કરવા આવ્યા ત્યારે એકનાથને ઓળખ્યા. દાદા ચક્રપાણિને લઈ ફરી મંદિરમાં આવ્યા. દાદા પોતાના પૌત્રને ભેટયા. પછી પુરાણીબુવાએ જનાર્દન સ્વામીનો પત્ર એકનાથને આપ્યો. ગુરુની 'સંસારમાં રહી ઈશ્વર મેળવવા માટે સાધના કરવાની આજ્ઞા' એકનાથે માથે ચડાવી. એમણે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. વિજાપુરના સંસ્કારી અને સમૃદ્ધ બ્રાહ્મણ કુટુંબમાં ઉછરેલી કન્યા "ગિરિજાબાઈ" સાથે એમનું લગ્ન ઘણી ધામધૂમથી કરવામાં આવ્યું. ગિરિજાબાઈ સંસ્કારી, પવિત્ર, પતિપરાયણ સ્ત્રી હતી.

એકનાથનો સંસાર સુખમય હતો. સદ્‌ગુણી, શીલવતી, કર્તવ્યપરાયણ, ધર્મનિષ્ઠ અને પ્રેમાળ પત્નીથી એમને ખુબજ સંતોષ હતો.

એમણે પોતાને ઘેર એક સદાવ્રત શરૂ કર્યું. કોઈપણ જાતિના ભેદભાવ વગર હરેક ગરીબને તેમાંથી અનાજનું દાન આપવામાં આવતું. અનેક માણસો રોજ એમના સદાવ્રતમાં જમતા. પોતે વ્યવહાર કુશળ હતા અને પત્ની પણ વ્યવહાર કુશળ હતી. સોનામાં સુગંધ મળી હતી. આમ સદાવ્રતનું કાર્ય સરળતાથી ચાલતું હતું અને સાથે સાથે પ્રભુ ભજનનું કાર્ય પણ સારી રીતે ચાલતું હતું. લોકોએ એકનાથને મહાત્મા અને સંત માન્યા અને એમના દર્શનથી કૃતાર્થ બન્યા.

ખરો સંત દયાનો સિંધુ છે. એ કદી ગુસ્સે થતો નથી. એકનાથના બારામાં એક વાત છે. એક અલમસ્ત મુસલમાન હતો. એકનાથ રોજ સવારે ગોદાવરી નદીએ સ્નાન કરવા જતા. નદીએ સ્નાન કરી પાછા ફરતી વખતે એક ધર્મશાળા આગળથી પસાર થવાનું હતું. તેમાં પેલો મુસલમાન રહે. એકનાથ ઉપર એ રોજ થૂંકે. ચાર–પાંચવાર થૂંકે. એ થૂંકે એટલે એકનાથ નદીએ ફરી સ્નાન કરવા જાય. એક દિવસ એ એકનાથ ઉપર ૧૦૮ વાર થૂંક્યો. એકનાથે ૧૦૮ વાર નદીમાં સ્નાન કર્યું પણ પેલા મુસલમાન ઉપર ગુસ્સે થયા નહિ. કેટલી સહનશીલતા અને કેટલી દયા! અંતે મુસલમાનને પોતાના કાર્યનો પસ્તાવો થયો. એકનાથના પગમાં પડયો, ક્ષમા માગી, એમના ઉપદેશ પ્રમાણે ચાલવા લાગ્યો.

એમની ઉદારતા અને સહનશીલતાનો એક બીજો દાખલો પણ છે. એકવાર ભજન સાંભળવાને બહાને ત્રણ ચોર એમના ઘરમાં ઘુસ્યા. ભજન કીર્તન થઈ ગયા બાદ બધા ચાલ્યા ગયા હતા. ચોરોએ બધા વાસણો

એકઠાં કર્યાં. કંઈ રહ્યુ હોય તો તે જોઈ લઈએ એમ વિચારી જે ઓરડીમાં સંત એકનાથ પ્રભુની પ્રાર્થના કરતા બેઠા હતા ત્યાં આવ્યા ત્યાં ઝગઝગાટ બળતા દીવાનો પ્રકાશ એમની આંખો પર પડતાં તેઓ આંધળા બની ગયા અને હાંફા મારવા લાગ્યા એક ચોરનો પગ વાસણો સાથે અથડાયો. એકનાથ જાગૃત થયા જોયું તો પેલા ચોરો હાંફાં મારતા હતા તેઓએ પોતે ચોર છે અને એમના દર્શનથી અંધ બની ગયા એ હકીકત એકનાથને કહી એકનાથને દયા આવી તેઓની આંખે હાથ ફેરવ્યો. તેઓ ફરી દેખતા થયા એકનાથે બધા વાસણ વગેરે જે કંઈ એમને લઈ જવું હોય તે લઈ જવા માટે કહ્યુ અને પોતાની વીંટી પણ કાઢી આપી ચોરો શરમિંદા બની ગયા સંતના પગે પડી માફી માગી અને ચોરી નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી

એમની સહિષ્ણુતાનો એક બીજો પણ રમુજી દાખલો છે એક ગરીબ બ્રાહ્મણને પોતાના પુત્રને જનોઈ આપવા માટે પૈસાની જરૂર હતી તે પૈઠણ આવ્યો એકનાથની નિંદા કરનાર એક બ્રાહ્મણ પાસે એ પ્રથમ ગયો તેણે કહ્યું 'હું તમને ૨૦૦ રૂપિયા આપું પણ એ શરતે કે તમારે કોઈ પણ રીતે એકનાથને ગુસ્સે કરવા ' બ્રાહ્મણ ગરજુ હતો એણે હા પાડી એકનાથને ત્યાં આવ્યો તેઓ મંદિરમાં સેવા કરતા હતા ત્યાં ગયો અને સીધો એમના ખોળામાં જ ગોઠવાઈ ગયા એકનાથ ગુસ્સે ન થયા. ભિક્ષુક બ્રાહ્મણનો આટલો અનહદ પ્રેમ દેખાડવા બદલ આભાર માન્યો ભોજન માટે આગ્રહ કરી ઘેર લઈ ગયા ભોજન તૈયાર થયું જમવા બેઠા એકનાથે બાજુમાં બેસાડયા ગિરિજાબાઈ પીરસતાં હતાં. ઘી આપવા માટે વાંકા વળ્યાં ત્યાર પેલો ભિક્ષુક બ્રાહ્મણ એમની પીઠ ઉપર ચઢી ગયો એકનાથે પત્નીને કહ્યું, "સંભાળજે! ભૂદેવ પડી ન જાય નહિ તો એમને ઈજા થશે" પત્નીએ જવાબ આપ્યો, 'સ્વામીનાથ, ચિંતા ન કરો બાળકને આવી રીતે પીઠ ઉપર બેસાડી ફેરવવાની મને ટેવ છે એને નહિ પડવા દઉં." પેલો બ્રાહ્મણ શરમિંદો થયો. એકનાથના પગમાં આળોટી પડયો અને ગિરિજાબાઈની માફી માગી પછી એણે આવુ દુષ્કૃત્ય શા માટે કર્યું તેની વીગત કહી દયાનીધિ એકનાથે બ્રાહ્મણને જનોઈ માટે જોઈતા પૈસા આપી વિદાય કર્યો.

નરસિંહ મહેતાની જેમ એકનાથ જાતિભેદ, છૂત અછૂતમાં માનતા ન હતા રાણ્યા નામનો એક હરિજન રાજ એમના ભજન-કીર્તનમાં આવતો. તે સદાચારી અને વિઠોબાનો એકનિષ્ઠ ભક્ત હતો એની પત્ની પણ સદગુણી અને વિઠોબાની ભક્ત હતી પતિપત્નીએ એકનાથને પોતાને ઘેર જમવા બોલાવવાનુ નકકી કર્યુ રાણ્યાએ એકનાથને પોતાને ઘેર ભોજન લેવા પધારવા વિનંતી કરી એકનાથે કબૂલ કર્યું. રાણ્યાની પત્નીએ રસોઈ તૈયાર કરી એકનાથ હરિજનને ત્યાં જમવા જવાના છે એ વાતે બ્રાહ્મણોમાં ખળભળાટ થયો નિંદાખોર અને દુષ્ટ બ્રાહ્મણો ટોળે વળી રસ્તામાં ઉભા એકનાથને તો કોઈનો ડર ન હતો એ તો રાણ્યાને ઘેર ગયા એની સાથે જમવા બેઠા નિરાંતે જમ્યા બાદ પોતાને ઘેર પાછા ફર્યા

હરિજન ઉદ્ધારનો બીજો પણ એક દાખલો છે એક હરિજન હતો તે ચોરી કરી પોતાનુ પેટ ભરતો એકવાર પકડાઈ ગયો જેલમાં પડયો ત્યાં માંદો પડયો મરવાની અણીપર આવ્યો ત્યારે જેલના અમલદારએ એને રસ્તામાં ફેંકી દીધો એકનાથનુ ભજન સાંભળી એ એકનાથ પાસે આવ્યો ને રડવા લાગ્યો. એકનાથે

ભજન વ'ભાવી રડવાનું કારણ પૂછયું. પેલાએ બધી હકીકત કહી. એકનાથને દયા આવી. એમણે એને જમાડયો. પોતાને ત્યાં રાખ્યો. દવાદારૂ કર્યા. સારો કર્યો. એકનાથ સમક્ષ તેણે પાણી મૂકયું કે "હવે હું કદી ચોરી કરીશ નહિ." આ હરિજન સદ્માર્ગે વળ્યો. એ આખી જીંદગી એકનાથને ત્યાંજ રહ્યો.

એકનાથની મહાનતા અને ઉદારતાનો એક બીજો પ્રસંગ છે. એકનાથને ત્યાં શ્રાદ્ધ હતું. સારૂં ભોજન તૈયાર થતું હતું. તેની વાસ રસ્તે જતા હરિજનને આવી. તેણે કહ્યું, "નસીબવાળાનેજ આવું સુંદર ભોજન મળે." એકનાથે એને પોતાની પાસે બોલાવ્યો. એના મિત્રો પણ એની સાથે હતા. એકનાથે કહ્યું, 'તમે અહિં થોભો' અને પછી ગિરિજાબાઈને કહ્યુ "શ્રાદ્ધની રસોઈ આ હરિજનોને જમાડો." સુશીલ અને સુજ્ઞ પત્નીએ કહ્યું, "ખાવાનું તો ઘણું વધારે છે માટે તમારાં સ્રીપુત્રોને પણ બોલાવી લાવો." પછી પેલા હરિજનો પોતાના સ્રી બાળકોને બોલાવી લાવ્યા અને ગિરિજાબાઇએ બધાને પેટ પૂરતું ખવડાવી સંતોષ્યા. હરિજનો એકનાથ અને ગિરિજાબાઈને આશીર્વાદ આપી વિદાય થયા પણ આમંત્રિત બ્રાહ્મણોએ હવે એમને ત્યાં જમવા બેસવાની ના પાડી જો કે એમને માટે ફરીથી તદ્દન નવી રસોઈ બનાવવામાં આવી હતી અને આંગણું લીંપીગુંપી પવિત્ર કરવામાં આવ્યું હતું તો પણ. એકનાથ નિરાશ ન થયા. પ્રભુની પ્રાર્થના કરી. પોતાના ત્રણ પૂર્વજો ભાનુદાસ, ચક્રપાણિ અને સૂર્યનારાયણ માટે ભાણાં તૈયાર કરાવ્યા. પછી એકનાથ અને ઘરના માણસો જમવા બેઠા. એવામાં એક ચમત્કાર થયો. ત્રણે પિતૃઓ પેલા ભાણાં આગળ જમવા બેઠા. પિતૃઓને જમાડયા. તેઓ સંતુષ્ટ થયા. એકનાથને આશીર્વાદ આપી અદશ્ય થયા. કેટલાક બ્રાહ્મણો એકનાથની ફજેતી જોવા માટે એકઠા થયા હતા. તેમણે જ્યારે આ દશ્ય જોયું ત્યારે એમના આશ્ચર્યનો પાર ન રહયો. એમને ખાતરી થઈ કે એકનાથ ખરેખર મહાન સંત છે. બીજાઓને તેમણે વાત કરી. બધા બ્રાહ્મણોએ એકનાથની માફી માગી, લોકો એકનાથને પૂજ્ય માનવા લાગ્યા.

ભકતવત્સલ ભગવાન પોતાના ભકતના કેવા કેવા કાર્યો કરે છે તેના અનેક દાખલાઓ છે. એકનાથના જીવનનો એક દાખલો છે. ભગવાન શ્રીકૃષ્ણે એક ગરીબ બ્રાહ્મણનું રૂપ લીધું અને એકનાથને ત્યાં આવ્યા. પોતાની ઓળખાણ આપી, 'લોકો મને કૃષ્ણ અથવા શ્રીખંડયો કહે છે. તમે મને તમારા ઘરમાં નોકર તરીકે રાખો. હું નાનું મોટુ કામ કરી મારો પેટગુજારો કરીશ. બીજાની મહેનતનું મને ખપતું નથી." એકનાથે એને પોતાના ઘરમાં રાખી લીધો. એને એ 'શ્રીખંડયો' કહી બોલાવતા. શ્રીખંડયો ઘરના દરેકે દરેક કામ કરતો. લગભગ બાર વર્ષ સુધી પ્રભુએ શ્રીખંડયા બની એકનાથને ત્યાં ચાકરી કરી. દ્વારકાના એક ભકત બ્રાહ્મણને પ્રભુએ સ્વપ્નામાં આવી કહયુંઃ "હું એકનાથને ત્યાં 'શ્રીખંડયો' બની રહયો છું. તું ત્યાં આવ. તને મારૂં દર્શન ત્યાં થશે."

સ્વપ્નની આવી વાત સાચી માની પેલો ભકત એકનાથને ત્યાં આવ્યો. રસ્તામાં કાવડમાં પાણી ભરીને આવતા 'શ્રીખંડયા' નો જ ભેટો થયો. તેને પૂછયું કે એકનાથનું ઘર કયાં છે મારે એને ત્યાં રહેતા શ્રીખંડયાને મળવું છે. શ્રીખંડયાએ એકનાથનું ઘર બતાવ્યું. પછી પોતે અંતર્ધાન થઇ ગયા. પેલો બ્રાહ્મણ

એકનાથને ત્યાં આવ્યો. એકનાથને કહ્યું, "તમારે ત્યાં શ્રી દ્વારિકાધિશ ભગવાન શ્રીકૃષ્ણ 'શ્રીખંડયો' બની ચાકરી કરે છે તો તમે મને તમારો શ્રીખંડયો બતાવો." એકનાથને આશ્ચર્ય થયું. શ્રીખંડયાને હાક મારી. શોધ કરી. કોઈ ત્યાં ન હતું! પેલા બ્રાહ્મણે સ્વપ્નની બધી વાત કહી: એકનાથ અને ગિરજાબાઈ તે સાંભળી ગદ્ગદ કંઠે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યાં. એમની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. પ્રભુ પાસે નોકરનું કામ કરાવવા બદલ પસ્તાવો કરવા લાગ્યાં.

એકનાથના સમયમાં મુસલમાનોનું જોર ઘણું હતું. બળજબરીથી લોકોને ઇસ્લામ ધર્મમાં વટલાવવામાં આવતા. હિંદુ ધર્મના પણ અનેક ફાંટાઓ પડવા લાગ્યા હતા. હિંદુ ધર્મનો ઉદ્ધાર કરવાનો એકનાથે નિશ્ચય કર્યો. એમણે સાદી, સરળ અને સચોટ ભાષામાં ભાગવત ધર્મનો પ્રચાર કરવા માંડયો. ભજન–કીર્તનથી લોકોને ઉપદેશ આપ્યો. આભડછેટની બદીને દૂર કરી હિંદુ સમાજમાં એકતા સ્થાપી.

"એકનાથી ભાગવત" એમનો ખૂબજ પ્રસિદ્ધ ગ્રંથ છે. એમની બીજી રચનાઓમાં "રુકિમણી સ્વયંવર" જેમાં શ્રીકૃષ્ણ ભગવાનના રુકિમણીદેવી સાથેના લગ્ન પ્રસંગનું આબેહૂબ વર્ણન છે તે, તેમજ 'ચિરંજીવ પદ' અને "ભાવાર્થરામાયણ" જેમાં રામકથા અને અધ્યાત્મ તત્ત્વ સમજાવવામાં આવ્યું છે તેનો સમાવેશ થાય છે.

શાકે ૧૫૨૧ (સંવત ૧૬૫૬)ના ચૈત્રવદી ૬ ને રોજ એકનાથે ગોદાવરી નદીના તીરે પોતાના શિષ્યો અને ભકત જનોને સંબોધીને કહ્યું કે "મારા ગયા પછી તમે મારૂં ભાગવતધર્મના પ્રચારનું કાર્ય ચાલુ રાખજો. લોકોની ટીકા કે નિંદાથી ડરતા નહિ. હંમેશા પ્રભુચરણમાં રહેજો." આમ કહીને પોતે મહા સમાધી લીધી.



## —: સંત તુકારામ :—




મરાઠી ભાષામાં 'અભંગો' ના મહાન રચયિતા, મહાન પ્રભુભક્ત, સંપૂર્ણ સિદ્ધપુરુષ, પ્રેમ, મમતા અને કરુણાની મૂર્તિ જેનામાં 'સત્યમ્, શિવમ્, સુન્દરમ્' ની ભાવનાઓ એકરૂપ બની ઝળહળી રહી અને જેણે ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો એવા તુકારામનો જન્મ પૂના જિલ્લામાં આવેલા દેહુ નામના ગામમાં આબરૂદાર વાણિક કુટુંબમાં થયો. પૈસેટકે સુખી કુટુંબ હતું. પોતાનું ઘર, ખેતી, ઢોર વગેરે હતાં.

તુકારામ લગભગ બારેક વર્ષના થયા ત્યારે એમના પિતાનું અવસાન થયું. એના મોટાભાઈ વૈરાગી

હતા. સંસારમાં એમને આસક્તિ ન હતી. તુકારામની પત્ની માંદગીના બિછાના પર રહેતી. એટલે એમણે બીજી પત્ની કરી હતી. એમને એક પુત્ર હતો. એમનું સંસારી જીવન સુખી હતું—સંતોષકારક હતું.

પરંતુ તુકારામના ભાગ્યમાં આ સંસારનું સુખ લાંબો સમય લખાયેલું ન હતું. એમની ઉંમર ૨૧ કે ૨૨ વર્ષની થઈ ત્યારે દુકાળ પડયો. અનાજ નહિ પાક્યું. કંઈ પણ આવક નહિ થઈ અને દેવાળું કાઢવું પડયું. લોકોમાં આબરૂ ગઈ. ઘરબાર, માલમિલ્કત બધું દેવામાં જતું રહ્યું. એમની આંખ સામે પુત્ર અને પત્ની 'અનાજ–અનાજ' કરતાં કાળનો કોળિયો થઈ ગયાં. માતા પણ મૃત્યુ પામી. યુવાન વયે જીવનમાં નિરાશા, દુઃખ અને તિરસ્કાર એમના ઉપર તૂટી પડયા. કોઈએ એમને મદદનો હાથ લંબાવ્યો નહિ. શું ખાવું, ક્યાં જવું અને કોને આધારે રહેવું વગેરે પ્રશ્નોએ એમના મનને વ્યાકુળ બનાવી દીધું. જીવનમાં નિરાશા અને અંધકાર વ્યાપી ગયાં. છતાં એમણે પોતાની ધીરજ અને શીલ છોડયાં નહિ. અતિશય વિકટ પરિસ્થિતિમાં હતા પણ અધમ માર્ગ અપનાવ્યો નહિ. પ્રભુ ભક્તિમાં પોતાનું મન વાળ્યું. એમણે ઈશ્વરને કહ્યું, "હે પ્રભો ! હું તારે શરણે છું." એણે અભંગમાં ગાયું :—

"संसारें झालों अतिदुःखें दुखी"
तुका म्हणे यांचा संग नव्हे भला। शोधीत विठ्ठला जाउ आतां॥

"સંસારનાં દુઃખોથી હું અત્યંત સંતપ્ત થયો છું. તુકારામ કહે છે કે એમનો સંગ સારો નથી; હવે હરિની શોધમાં પડું."

તુકારામના પારમાર્થિક જીવનનો આરંભ થયો. દરેક એકાદશીએ કીર્તન કરવા માંડયું. પ્રભુમાં દૃઢ વિશ્વાસ રાખ્યો. પોતાની સર્વ ચિંતાઓ પ્રભુપર છોડી દીધી. ધીમે ધીમે કવિત્વની સ્ફુરણા થઈ. તેમણે સંતોના ચરણોની સેવા કરી. ભક્તિ અને પ્રેમ એમની અમૃતવાણીમાંથી ગ્રહણ કર્યાં. ઈશ્વર અનાથનો નાથ છે, ઉદાર છે, દયાળુ છે, ભક્તની રક્ષા કરનાર છે એટલે એનાંજ ચરણોમાં ચિત્ત લગાડવાનો નિશ્ચય કર્યો. પ્રભુને પામવા માટે પ્રભુના નામનો જપ કરવા માંડયો અને પછી સાધક દશામાં પ્રવેશ કર્યો. પણ સદ્‌ગુરુ વિના ઈશ્વર પ્રાપ્તિની અનુકૂળતા મળતી નથી એટલે સદ્‌ગુરુની શોધ માટે કાર્યશીલ બન્યા એમને સદ્‌ગુરુની પ્રાપ્તિ થઈ. એ સદ્‌ગુરુ તે બીજા કોઈ નહિ પણ શ્રીકૃષ્ણ ચૈતન્ય મહાપ્રભુ. આમ એમને ખરા તારણહાર મળ્યા. તે દિવસ હતો માઘ સુદ ૧૦ શાકે ૧૫૪૧ને ગુરુવાર. સદ્‌ગુરુએ "રામકૃષ્ણહરિ" નામનો મંત્ર આપ્યો, તેમના કોમળ હાથનો સ્પર્શ કરીને. તુકારામે એના અભંગમાં કહ્યું :—

'सद्गुरुरायें कृपा मज केली'
'मंत्र दिला रामकृष्णहरि'

સદ્‌ગુરુએ મારા ઉપર કૃપા કરી, મને 'રામકૃષ્ણ હરિ' મંત્ર આપ્યો.

---

નામ વિના ઈશ્વર પ્રાપ્તિ માટે બીજું કોઈ સાધન નથી. नामाविण आणिक साधना नाहीं અંતિમ ગતિએ તેજ પહોંચાડશે અને ઈશ્વરનો સાક્ષાત્કાર એ જ કરાવી આપશે એવા દૃઢ વિશ્વાસથી તુકારામે નામસંકીર્તન આદર્યું. પોતાના મનમાંથી વિષયોને દૂર કર્યા. ઈશ્વર પ્રત્યેનો ભાવ વધવા લાગ્યો. ભાવ ત્યાં દેવ અને ભાવ ન હોય ત્યાં દેવ પણ ન હોય, भाव तेथें देव શ્રીમદ્ ભાગવતથી માંડી આજ સુધી ભગવાનના નામનો મહિમા અનેક સાધુસંતોએ ગાયો છે. તુકારામે પણ તે ગાયો. અને આત્મસાક્ષાત્કારની ઉચ્ચ ભૂમિકાએ પહોંચ્યા. "વિઠ્ઠલ–વિઠ્ઠલ"ની ઘોષણાથી, નામ સંકીર્તનથી પંઢરપુરને એમણે ગજાવ્યું. દરેક વૈષ્ણવને ભક્તિપ્રેમમાં ડુબાડી નામસ્મરણ કરતા કર્યા. નામસ્મરણ અમૃત છે, પતિતપાવન છે, કલ્યાણકમીનો ખજાનો છે, સારનો પણ સાર છે, ભાવસાગર તરવાનો તરાપો છે અને ગગન કરતાં મોટો છે એવો લોકોને ઉપદેશ આપ્યો. નામસ્મરણથી આત્મ સુખનું રહસ્ય માલમ પડે છે અને તપ કરવાની કે વનમાં જવાની જરૂરત રહેતી નથી. સંસારના દુઃખોમાંથી મુક્ત થવાય છે, અને કોઈ પણ કામના બાકી રહેતી નથી એમ સમજાવ્યું. તુકારામે નામ ચિંતનની સાથે સાથે કીર્તનનો આનંદ પણ મન ભરીને લૂંટ્યો. એણે ગાયું :–

भावे करितो कीर्तन। तरे तारि आणिक जन॥
भेटे नारायण। संदेह नाहीं म्हणे तुका॥

ભાવથી કીર્તન કરતાં કીર્તન કરનારો પોતે તરી જઈ સાંભળનારાઓને પણ તારે છે. બંનેને નારાયણની પ્રાપ્તિ થાય છે, એમાં કાંઈ જ શંકા નથી.

તુકારામે હરિકથાનું સામર્થ્ય પણ વર્ણવ્યું છે. કથાને એણે દેવ, ભક્ત અને નામનો ત્રિવેણી–સંગમ કહ્યો.

कथा त्रिवेणी संगम। देव भक्त आणि नाम॥

હરિનામનો મહિમા સમજાવતા એણે ગાયું :–

संसाराच्या नावें घालूनीयां शून्य। वाढता हा पुण्यधम केला॥
हरिभजनें हे धवळिलें जग। चुकविला लाग कळिकाळाचा॥
कोणाहि न लगे साधनाचा पांग। करणें केला त्याग देहबुद्धि॥
तुका म्हणे सुखसमाधि हरिकथा। नेणें भवव्यथा गाइल तो॥

તુકારામે સંસાર દુઃખ મટાડવા માટે સત્સંગ ગ્રહણ કર્યો અને તેનો પૂરો લાભ ઉઠાવ્યો. એ કહેતા કે સંતોએ તો દુકાન માંડેલી છે. આવતા જતા માણસોને તેઓ દાન આપે છે. તેઓ ઉદાર છે. તેમનો ખજાનો કદી ખૂટતો નથી. સંતોજ ગતનું કલ્યાણ કરવામાંજ હંમેશા તલ્લીન હોય છે. પાપીઓને પોતાની

અમૃતવાણીથી પવિત્ર કરે છે. સંતોની પૂંછ દયા છે. વિઠ્ઠલ જ તેમની સંપત્તિ છે. તેઓ ભકિત–પ્રેમ શીખવે છે, તુકારામે સત્સંગ કરવાનો નિશ્ચય કર્યો અને જ્યાં સંતનો સમાગમ થઈ શકે ત્યાં કર્યો.

त्यांचीया चरणां माझें दंडवत। ज्यांचे धनवित्त पांडुरंग॥

"વિઠ્ઠલજ જેમની સંપત્તિ છે, તેમના ચરણોને હું વંદન કરીશ." સંત સમાગમથી સંસારના દુઃખોથી ઉત્પન્ન થયેલું સંકટ નાશ પામ્યું.

તુકારામે ભગવાન પાસે માગ્યું :—

प्रपंच वीसरों। चित्त तुम्हें पायीं गुतों॥

"હે પાંડુરંગ ! સંસારમાંથી મારી આસકિત દૂર થઈને ચિત્ત તારા ચરણોમાં લીન થાય એવું કાંઈ કર."

તુકારામે પોતાનું મન વૈરાગ્યમાં પરોવ્યું હતું. તેઓ કહે છેઃ "વિષયોના ધ્યાનથી ઉત્પન્ન થયેલી વાસનાને, લાંબા સમયના વૈરાગ્યથી, વિવેકથી અને નામ સ્મરણથી નષ્ટ કરી શકાય છે. કામ, ક્રોધ, અહંકાર, લોભ, મોહ અને મત્સર વગેરે રાજસ અને તામસ વાસનાને શાંતિ, ક્ષમા, નમ્રતા વગેરે ભાવનાઓથી હણી શકાય છે."

તુકારામ નાના મોટાનો ભેદ ગણતા નહિ. એ સમદષ્ટા હતા. સર્વપ્રાણીઓમાં ઈશ્વરનાજ દર્શન કરતા. એમણે વાકવાજ અને આળસનો ત્યાગ કર્યો હતો. એમનું આત્મનિરીક્ષણ સૂક્ષ્મ હતું. બીજાની કદી પણ નિંદા કરતા નહિ. પોતાના દોષો માલમ પડે તો સુધારતા.

એમણે પોતાના અષ્ટભાવો પ્રભુને જ અર્પણ કર્યા. અને પ્રેમસુત્રની દોરી વડે પોતે હરિ સાથે બંધાઈ ગયા. મન, વાણી, કાયા બધું ઈશ્વરને સોંપ્યું અને જન્મ મરણના મૂળનોજ નાશ કર્યો. પ્રભુના પ્રતાપથી જ પાપપુણ્ય, ભેદભાવ અને અજ્ઞાનનો લોપ થયો. એમણે ગાયું:

दिला जीवभाव। तेव्हां सांडिला म्यां ठाय॥
आतां वर्ते तुम्ही सत्ता। येथें सफल अनंता॥

તને જીવભાવ સમર્પણ કર્યો ત્યારે જ મારું અહંત્વ નષ્ટ થઈ ગયું. હવે આ દેહ પર સર્વત્ર તારી જ સત્તા પ્રવર્તી રહી છે અને તેજ બધું કરે છે.

તુકારામ પ્રભુ પાસે દયાની આશા રાખે છે. પ્રભુને એ દયાનો સાગર કહે છે. પ્રભુની પૂંજી દયા છે. એનું અમૃત પોતાના પર છાંટવા માટે પ્રભુને વિનવે છે. નીચેના અભંગની બે લીટીઓ જુઓ :—

दयासिंधु तुम्हां मांडवळ दया। सिंचावे आतां या कृपापीयूषें॥
तुका म्हणे अहो पंढरीनिवासा। बहु जीव आसा लागलासे॥

પ્રભુને એ પ્રાર્થના કરે છે, "હે પંઢરીનાથ ! હવે દર્શન દઈ અભય આપ હું તો તારો દાસ છું. હું તારે શરણે આવ્યો છું. તું જ મારો આધાર છે."

તુકારામ સાચા સાધક હતા. ભક્તિ કરીને પોતાને શું મેળવવાનું છે એની તેમને સ્પષ્ટ કલ્પના હતી. પોતે આત્મનિરીક્ષક હતા. પ્રભુના દર્શનાર્થે જે કંઈ પ્રયત્ન કરવા જોઈએ તે કરતાજ હતા. નામસ્મરણ સત્સંગ વગેરે કરતાજ હતા. પોતાનો જીવભાવ ઈશ્વરને સમર્પણ કર્યો હતો. આટઆટલું કરવા છતાં પ્રભુ પ્રત્યક્ષ દર્શન આપતા નથી એટલે એને દુઃખ થાય છે, પ્રભુથી એ રિસાય છે. નિરાશાનું ઘોર અંધારૂં છાઈ છે, એ વિલાપ કરે છે અને કહે છે ;—

मार्मे लेखीं देव गेला। असो त्याला असेल॥
तुका म्हणे मामी मांडिली निरास। करितों जीवा नाश तुजसाठी॥

"ઈશ્વર જેને ખાતર હોય તેને તે મુબારક, મારી નજરે તે મરી ગયો છે; હવે હું આપઘાત કરીને તેનું પ્રાયશ્ચિત તેને માથે નાખીશ"

પ્રભુનું દર્શન કરવા માટે તુકારામનો જીવ તલસે છે. પ્રભુને એ કહે છે કે "તેં ગોવાળિયાને દર્શન આપ્યા, ઉદ્ધવ અને અક્રુરને દર્શન આપ્યા તેમ મને તારા દર્શન આપ, અને મારો ઉદ્ધાર કર. તારા દર્શનનું દાન જ સાચું છે તેથી તે મને આપ."

અને દયાભરી નજરે જોનારો રામ પોતાના ભક્તોની ઉપેક્ષા કરતો નથી એવો અનુભવ તુકારામને પણ થયો. પ્રભુનો સાક્ષાત્કાર થયો. એના દર્શનથી એમના પાપ, તાપ, દૈન્યોનો નાશ થયો અને એમને પરમાનંદ થયો. એ કૃતાર્થ થયા. એમના આધ્યાત્મિક જીવનમાં છવાયેલી ઘોર નિરાશા અદૃશ્ય થઈ અને સાક્ષાત્કારના સૂર્યનો એમના હૃદયમાં ઉદય થયો.

સિદ્ધાવસ્થાને પ્રાપ્ત કર્યા બાદ તુકારામે ગાયું :—

लवण मेळवितां जळें। काय उरलें निराळें॥
तैसा समरस झालों। तुजमाजीं हारपलों॥
तुका म्हणे होती। तुम्ही मामी एक ज्योति॥

"પાણીમાં મીઠું ઓગળતાં તેનાથી ભિન્ન તે કઈ રીતે રહી શકે? મતલબ કે તે ભિન્ન રહી શકે નહિ. તેવી રીતે હું તારામાં એકરસ બની લીન થઈ ગયો છું. તારી અને મારી મૂળની જ્યોત એકજ છે."

પરમેશ્વરનું ચતુર્ભુજ સ્વરૂપ જોઈને તુકારામને અત્યંત આનંદ થયો. એમનું દુઃખ દૂર થયું. મન ઈશ્વરના ચરણોમાં સ્થિર થયું. "अहं ब्रह्मास्मि।" એ ભાવની પ્રતીતિ થઈ. અને છેવટે "सर्वं खलु इदं ब्रह्म।" આ સઘળું બ્રહ્મ છે તેની અનુભૂતિ થઈ. એમણે કેવલાદ્વૈતની પદવી સંપાદન કરી.

ઈશ્વર દર્શન થતાં એણે ગાયું :—

रूपीं जडलें लोचन। पायीं स्थिरावलें मन॥
देहभाव हारपला। तुज पाहतां विठ्ठला॥
कळों नये सुखदुःख। तहान हारपली भूक॥
तुका म्हणे नव्हे परती तुमच्या दर्शनें मागुती॥

"હે વિઠ્ઠલ! તારાં દર્શન થવાથી તારા રૂપમાં મારી આંખો જડાઇ ગઈ. સુખ દુઃખ કળાતાં નથી. તારા દર્શનના આનંદથી દહેભાવ નષ્ટ થયો છે. ભૂખ-તરસ રહ્યાં નથી. તારાં દર્શન થયા પછી મન તને છોડીને ફરીથી સંસાર ભણી કે દેહબુદ્ધિ પ્રતિ વળતું જ નથી."

એણે કહયું, "મારા આનંદનો પ્રવાહ બ્રહ્માનંદ કરતાં પણ શ્રેષ્ઠ છે. પ્રભો! તારૂં શ્રીમુખ જોયું ને મારા જન્મ-જન્માંતરનાં દુઃખો નષ્ટ થયા અને મારૂં મન તારા ચરણોમાં સ્થિર થયું. વિષયો ભણી દોડનારી ઇંદ્રિયોની દુષ્ટ પ્રવૃત્તિઓ બંધ પડી છે. સર્વે વિષયો વિસારે પડયા છે."

આમ સંત તુકારામ દેવ થયા, બ્રહ્મ થયા અને જીવનમુકત બન્યા. સર્વવ્યાપક, અનંત બ્રહ્મ સાથે ઐકય પામીને તુકારામ પણ સર્વવ્યાપક અને અનંત થયા.

તુકારામે લોકોને તેમનું દુઃખ ઓછું કરવા માટે, ચિંતાઓનું નિવારણ કરવા માટે ભક્તિનો ઉપદેશ આપ્યો. નામસ્મરણ કીર્તનનો મહિમા લોકોને પોતાના અભંગોમાં સમજાવ્યો. પોતાના અનુભવનો રસ જગતને પાયો. ધર્મનું પાલન અને પાખંડનું ખંડન કરવા લોકોને કટિબદ્ધ કર્યા. તુકારામના અભંગો એટલે આધ્યાત્મિક ભાવગીતો. ઉર્મીપ્રધાન કાવ્યો.

ઈશ્વર પ્રાપ્તિના સાધનો વિષે ઉપદેશ આપતાં તુકારામે એના અભંગોના માધ્યમથી લોકોને સમજાવ્યા કે આ દેહ નાશવંત છે, આ જગત પણ નાશવંત છે, બધુ અનિત્ય અને અસાર છે. એમાંથી

શાશ્વત સુખ સાંપડતું નથી. માત્ર એક ઈશ્વરજ નિત્ય છે, અક્ષર છે, અખંડ છે અને એના શરણે જવાથી, એના ચરણોમાંજ શાશ્વત સુખ સાંપડે છે. આ નિત્યાનિત્યવિવેક માનવ મનમાં હમેશા જાગૃત રહેવો જોઈએ. આ પ્રથમ સાધન પ્રાપ્ત કરી લીધા પછી બીજું સાધન છે વૈરાગ્ય. મોહ દૂર કરવો. કોઈ પણ માયામાં મનને ફસાવા દેવું નહિ. ભકિતની આડે આવનાર દરેક વસ્તુનો ત્યાગ કરવો. મા બાપ, છોકરા છૈયાં, જમીન જેરૂ, પૈસોટકો અને માનપાન વગેરે. જેનાથી ઈશ્વરની પ્રાપ્તિ થાય તે પુણ્ય. માટે પુણ્યના કાર્યો કરવા એ રીતે આત્મકલ્યાણ સધાય અને અંતે મોક્ષ પ્રાપ્ત થાય.

ઈંદ્રિયો પર વિજય મેળવ્યા પછી કોઈ પણ વિષયવાસના રહેતી નથી અને ચિત્તશુધ્ધિ થાય છે. સંતોષ સાંપડે છે અને સંતોષમાંજ ખરૂં સુખ છે. નિંદા, દ્વેષ, અહંકાર, 'મારું તારું' વગેરે દુર્ગુણોને ત્યાગી મનની શુધ્ધિ અને પવિત્રતા કેળવવાથીજ ઈશ્વરનો સાક્ષાત્કાર થઈ શકે છે. અમૂલ્ય મનુષ્ય દેહ મળ્યો છે તો ઈશ્વર પ્રાપ્તિનો નિશ્ચય કરી હરિનું નામ સ્મરણ, ભકિત, સત્સંગ કરી ઈશ્વરમય બની જાઓ અને સચ્ચિદાનંદ પદવી પ્રાપ્ત કરી કૃતકૃત્ય અને ધન્ય થાઓ આવો ઉપદેશ તુકારામે સર્વ લોકોને આપ્યો. એમણે કહ્યું पोटा पुरतें काम। परी अवश्य तो राम॥ પેટ પૂરતા કામ પછી રામને જરૂર ભજવો. આ સૂત્ર કદી ભૂલાવું ન જોઈએ.

તુકારામ ભલે આજે આપણી વચ્ચે નથી પણ એના અભંગોમાં એ જીવે છે.



ભોગભૂમિ

સ્વર્ગ ભોગભૂમિ છે, ને ધરતી કર્મભૂમિ છે.
સ્વર્ગમાં પુણ્યનો નાશ થાય છે, જ્યારે ધરતી પર સદાચરણ સેવીને પુણ્ય પેદા કરી શકાય છે.
એ રીતે, સ્વર્ગ ભલે સુખ ભોગવવા માટેનું રૂડું સાધન હોય, પણ તે પુણ્યનું ભાણું ખલાસ કરી દેનારું હોઈ દુઃખદાયી છે.



સુખ-દુઃખ

સુખ ને દુખ સાથે જ રહે છે.
જે સુખ ભોગવે છે તેને દુઃખ પણ ભોગવવું પડે છે.
આજે ભલે દુઃખનો દાવાનળ સળગ્યો હોય, કાલે સુખની શીતળવર્ષા થવાની જ છે.

—પૂ. રંગરેજી મહારાજ

# —: શ્રી રમણ મહર્ષિ :—

આજે જગત જેને ભગવાન રમણ મહર્ષિ તરીકે ઓળખે છે તેમનું મૂળનામ 'વેંકટરામન' હતું. તેમનો જન્મ ૩૦મી ડિસેંબર, ૧૮૭૯માં રામનાડ જીલ્લામાં તીરુચુઝીમાં થયો. એમના પિતાજીનું નામ સુંદરમ્ આય્યર હતું. તેઓ વકીલાત કરતા હતા. 'વેંકટરામન' બીજા નંબરનો પુત્ર હતો. નાની ઉંમરમાં એમને કોઈ કોઈ વાર સમાધિ લાગી જતી. જોનારને લાગે કે એનું મગજ કાર્યશિથિલ થઈ ગયું છે. એ મૂંઢ જેવા બની બેસી રહેતા. ખરેખર તો એ પોતે એવી અવસ્થામાં પોતાના આત્મામાં આંતરદૃષ્ટિ નાંખતા હતા. પોતાના આત્માને ઓળખવા માટે પ્રયાસ કરતા હતા. કોઈ પણ વ્યકિત કે પુસ્તકના માર્ગદર્શન વિના તેઓ આંતરમુખ બનતા. અરુણાચલ–તીરુવન્નામલઈના ભગવાન અરુણાચલેશ્વરમાં એમને અપૂર્વ શ્રદ્ધા હતી અને ઊંડી ભકિત હતી.

નાનપણમાં એમણે પોતાના પિતા ખોયા. પિતાના અવસાન બાદ 'અરુણાચલ'ના દર્શન કરવાની એમની તીવ્રતા વધી. તેને માટે એ ખુબ વ્યાકુળ રહેવા લાગ્યા. એક દિવસ ઈ.સ. ૧૮૯૫માં જ્યારે એમની ઉંમર ૧૬ વર્ષની હતી ત્યારે એમના એક સગા મદુરાઈમાં આવ્યા ત્યારે અરુણાચલ જવાની પોતાની ઉત્કંઠા છે એમ કહ્યું. પણ અરુણાચલ ક્યાં છે તેની જાણ નથી. એટલે પેલા સગાએ કહ્યુ કે અરુણાચલ તે જ તીરુવન્નામલઈ છે. એમનો નિર્ણય થઇ ગયો. કોઇ પણ હિસાબે તીરુવન્નામલઈ જવુ અને ભગવાન અરુણાચલેશ્વરના દર્શન કરી કૃતાર્થ થવું.

તા ૨૯મી ઑગસ્ટ, ૧૮૯૬ને દિવસે એમણે પોતાના ભાઈની શાળાની ફીના પૈસામાંથી ત્રણ રૂપિયા લીધા અને તીરુવન્નામલઈની તીર્થયાત્રાએ એમણે પ્રયાણ કર્યું. એક ચિઠ્ઠી લખી ઘરમાં મૂકી હતી કે પોતે પરમ પિતાની ખોજમાં જઈ રહયા છે, એની કોઈએ તપાસ કરવી નહિ અને પૈસાનો વ્યર્થ વ્યય કરવો નહિ. ત્રણ રૂપિયામાં તીરુવન્નામલઇ તો જઈ શકાય નહિ. આગગાડીના ભાડા માટે એ રકમ ઓછી હતી એટલે પોતાના કાનની બુટ્ટીઓ એમણે રસ્તામાં વેચી નાખી અને તીરુવન્નામલઇ પહોંચ્યા. મંદિરમાં ભગવાનના દર્શન કરી આનંદ પામ્યા. જે કંઈ થોડા પૈસા બચ્યા હતા તે પ્રભુને ભેટ ધરી દીધા.

મંદિરમાં પ્રાર્થના કરતાં કહ્યું, "હે પ્રભુ, હે પિતા, તમારી આજ્ઞાથીજ હું તમારી સામે ઉપસ્થિત થયો છું."

એમણે સંન્યાસીનો વેષ ધારણ કર્યો હતો. માત્ર એક કૌપીન પહેર્યું હતું. આ યુવાનને જોઈ લોકોએ કુતુહલ અનુભવ્યું. પોતે મૌનવ્રત પાળતા. કંઇ બોલે નહિ એટલે છોકરાઓએ એમની મશ્કરી કરવા માંડી, છોકરાઓનું તોફાન વધ્યું. આ પીડામાંથી બચવા માટે પાતાળલિંગમ્ નામના અંધારા અને ભયાનક

---

ભોંયરામા આશ્રય લીધો. અહિ એમણે ઉગ્ર તપશ્ચર્યા કરી. એમને શરીરનું બિલકુલ પણ ભાન ન હતું. અનેક જીવજંતુઓએ એમના શરીરને ફોલી ખાધું હતું. તેમાંથી લોહી અને પરું નીકળતાં હતાં. પરંતુ એની કોઈ પીડા એમને ન હતી. એમણે ઈશ્વરનો સાક્ષાત્કાર અનુભવ્યો હતો. આવી સ્થિતિમા ભોંયરાની બહાર આવ્યા અને લોકોએ એમને જોયા ત્યારે એમનું દિલ દ્રવી ગયું. બધા એમની તપશ્ચર્યાથી પ્રભાવિત થયા અને એમને આદરની લાગણીથી જોવા લાગ્યા. કેટલાક ભાવિક ભકતજનો અને સાધુઓએ એમની સેવા કરવા માંડી. પોતે જયાં જતા ત્યાં એમના સેવકો એમની સંભાળ લેતા. પછી એક આશ્રમ સ્થાપ્યો અને એમાં રહેવા લાગ્યા. અસંખ્ય લોકો આ મહાન સંતના દર્શન કરવા માટે ત્યાં આવવા લાગ્યા.

શ્રી રમણ મહર્ષિને પશુ પંખીઓ ઉપર પણ ખૂબ વહાલ હતું. ગાય, ખિસકોલી, વાંદરા, મોર વગેરે પશુપક્ષીઓને જોઇ એમનું મન આનંદિત બનતું; ખિસકોલીને મગફળીના દાણા પોતે ખવડાવતા.

એ તદ્દન ઓછા બોલા હતા. કોઈ પણ પ્રશ્નનો જવાબ ટૂંકમાંજ આપતા. એ તદ્દન નિર્લોભી, નિખાલસ, નિરાભિમાની મહાત્મા હતા. પોતે તદ્દન સાદાઈથી રહેતા. તેઓ બાહ્યાડંબરમાં માનતા ન હતા. પોતાના આત્માનું નિરીક્ષણ કરવામાં એમનો વધુ સમય વ્યતીત થતો.

એક વાર એક ભકતે પૂછયું. "સ્વામીજી, આપ જુદે જુદે સ્થળે ફરો છો તો ત્યાં ઉપદેશ આપવા માટે સભાઓ કેમ ભરતા નથી?" "મહર્ષિએ જવાબ આપ્યો, "ભાઈ, સભામંચ પર ચઢીને આડંબરી શૈલીમાં ઉપદેશ આપવાનું મને પસંદ નથી. ઉપદેશનો અર્થ તો એ છે કે સાદાઈથી જ્ઞાનનો સંસર્ગ સાધવો."

મહર્ષિમા સમદૃષ્ટિ હતી. એકવાર જ્ઞાનચર્ચામાં બેઠા હતા. ત્યાં બારીમાંથી તડકો એમના શરીર પર પડતો હતો. ઓરડામાં પણ સૂર્યકિરણો પડતાં હતાં. સ્વામીજીના શરીર પર તડકો પડે છે એ જોઈને એક ભકતે બારીનો પડદો નીચો કર્યો. મહર્ષિએ ભાઇને કહયું કે "અહિં બેઠેલા સર્વે લોકોમાં અને મારી વચ્ચે કોઇ ભેદ નથી. હું સ્વામીજી છું એમ સમજીને તમે બારીનો પડદો નાંખ્યો એ રીતે તમે મને બધાથી જુદો પાડયો. તમે પક્ષપાત કર્યો. હું પણ તમારામાંનાંજ એક છું." એક ભકતને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપતાં એમણે કહયું "વાસનાનો ત્યાગ મનુષ્યને દેવ બનાવે છે ને વાસનાની ઇચ્છા દેવને મનુષ્ય બનાવે છે. સંયમ એ દેવનું લક્ષણ છે, વાસના મનુષ્યનું! આસકિતથી વાસના જાગૃત થાય છે અને તેમાંથી લોભ પેદા થાય છે. એને લીધે મનુષ્યનું પતન થાય છે."

મહર્ષિ ખૂબ સહિષ્ણુ અને ક્ષમાશીલ હતાં. એકવાર એક ઝાડીમાંના મધપુડાને અચાનક એમની જાંઘ ઘસડાઈ. પરિણામે મધમાખીઓ એમની જાંઘને ચોંટી પડી. અનેક મધમાખીઓના ડંખથી જાંઘ સૂજી ગઈ. ઘણીજ વેદના થઈ. એમણે એ દુઃખ સહન કર્યું. એમણે કહયું "ક્ષમાનો ગુણ મધમાખીને કોણ શીખવાડે? અપરાધનું ફળ મળ્યા વગર રહે નહિ અને તે સહન કરવુંજ રહયું."

મહર્ષિ ગમે તેવી ઠંડી હોય તો પણ શરીર ખુલ્લું રાખતા. એક ભક્તે કહ્યું, "સ્વામીજી, અમને ગરમ કોટ પહેર્યાં છતાં ઠંડી લાગે છે તો તમે પણ શરીર પર કંઇ ઓઢતા હો તો?" જવાબમાં મહર્ષિએ કહ્યું, "અમને ટાઢ શેની વાય! અમે પંચમહાભૂતના પાંચ કોટ પહેરેલા છે."

એમના એક શિક્ષકભાઈ ભક્ત હતા કૌટુંબિક દુઃખથી કંટાળી આપઘાત કરવા ઇચ્છતા હતા. સ્વામીજી પાસે આવ્યા. પોતાનો ઇરાદો જણાવ્યો પતરાળી બનાવતાં બનાવતાં મહર્ષિએ કહ્યું કે "આ પતરાળી ભોજન માટે ઉપયોગમાં લેવાયા પછીજ ફેંકી દેવાય. જીવનનું કાર્ય સંપૂર્ણ ન થાય ત્યાં સુધી એનો અંત લાવી શકાય નહિ." એ શિક્ષકે આપઘાત કરવાનું માંડી વાળ્યું કારણ કે એ સમજી ગયા કે જીવન જીવવા માટે હોય છે અને જીવનના કાર્યો કરવાજ રહ્યાં!

માનવતાવાદી મહર્ષિ દયાના સાગર હતા. એકવાર વાંસ ઉપરથી પોતાનો રૂમાલ ખેંચવાથી તેના પર બાંધેલા ચકલીના માળામાંથી એક ઈંડુ નીચે પડ્યું. તેમાં તડ પડી. સાચવીને ઉંચકી લીધું અને ભીના કપડામાં લપેટી પાછું માળામાં મુક્યું અને એની દેખભાળ કરતા રહ્યા થોડા દિવસ પછી ઈંડામાંથી બચ્ચુ બહાર આવ્યું. મહર્ષિને ખૂબ આનંદ થયો.

એકવાર ધર્મઘેલા અને ધમંડી પાદરીઓ એમની પાસે આવ્યા. 'તમે રોજ ભગવાનના દર્શન કરો છો એમ કહી અજ્ઞાન જનતાને છેતરો છો' એવો આક્ષેપ કર્યો. 'તમે ભગવાનના દર્શન કરતા હો તો અમને તે બતાવો' મહર્ષિએ એમને બીજે દિવસે આવવા જણાવ્યું અને કહ્યું કે "હું તમને મારા ભગવાનના દર્શન કરાવીશ" બીજે દિવસે પેલા પાદરીઓ આવ્યા. એમને સાથે લઇ દૂરની એક ઝુંપડીમાં લઇ ગયા ત્યાં સ્વામીએ રક્તપિત્તના રોગીને તેલ માલીશ કર્યું અને સ્નાન કરાવ્યા બાદ જમાડીને બહાર આવ્યા. પેલાઓ આ દૃશ્ય જોઈ વિસ્મિત થયા. મહર્ષિએ કહ્યું "મારા ભગવાનને જોયો અને એની પૂજા જોઇ?" પેલા પાદરીઓ એમના ચરણમાં નમી પડ્યા. મહર્ષિની મહાનતાની અને માનવતાની એમને ખાત્રી થઈ

તીરુવન્નામલઈમાં એમણે થોડાં વર્ષો 'મૌન', 'વૈરાગ્ય' અને "ઊંડી સમાધિ" વગેરેમાં ગાળ્યાં લોકોએ એમનામાં એક મહાન યોગી અને સંતના દર્શન કર્યાં. એમની ખ્યાતિ ધીમે ધીમે દેશ-પરદેશમાં પ્રસરવા લાગી. લોકો એમના દર્શને આવવા લાગ્યા. એમના ભક્તો એમને ભગવાનનો અવતાર માનવા લાગ્યા. કોઈ એમને સિદ્ધ મહાત્મા માનવા લાગ્યા મહર્ષિ તરીકે લોકો એમને પૂજવા લાગ્યા.

એમણે તામિલ ભાષામાં આધ્યાત્મિક કાવ્યોની રચના કરી રસમય શૈલી, ઉચ્ચ વિચારો અને ભાવનાઓ એમના કાવ્યોને રમણીય બનાવે છે. એમના શિષ્યોને એમણે જે બોધપાઠ આપ્યો તે એમના ગ્રંથ "રમણ ગીતા"માં સંચીત કરવામાં આવ્યો છે. એમના અન્ય ગ્રંથો 'રમણ મહર્ષિ સાથે વાર્તાલાપ" 'ભગવાન સાથે પ્રતિદિન" અને "શ્રી રમણાશ્રમમાંથી લખેલા પત્રો" એમના ધર્મોપદેશના સંગ્રહો છે શ્રી રમણ મહર્ષિને

---

સંસ્કૃત, મલાયલમ અને તેલુગુ ભાષા પર પણ પ્રભુત્વ હતું. "ઉપદેશ ઉંડિયાર"ના એમના તામિલ કાવ્યોનું એમણે ઉપરની ભાષાઓમાં ભાષાંતર કર્યું છે.

એમની દિવ્યતાનો પ્રભાવ અસંખ્ય નરનારીઓ ઉપર પડયો અને એમના ઉપદેશોમાંથી એમણે પ્રેરણામૃતનું પાન કર્યું.

આજે પણ દેશ અને પરદેશમાં વસતા અસંખ્ય સ્ત્રી પુરુષો એમના જ્ઞાનના પ્રકાશને ઝીલી પોતાના જીવનપથને તેજોમય બનાવવા પ્રયત્નશીલ રહે છે. અનેકોના જીવન એમને ઉજ્જવળ બનાવ્યાં છે.

તારીખ ૧૪મી એપ્રિલ, ૧૯૫૦ને દિવસે એમનું મહાનિર્વાણ થયું. મૃત્યુપર્યંત ભગવાન અરુણાચલેશ્વરના સાન્નિધ્યમાંજ પોતે રહયા. જે ટેકરી પર પોતે રહેતા હતા તે આજે પણ જ્યોતિર્લિંગ તરીકે પૂજાય છે



**ભોગ અને ભગવાન**

પ્રભુએ માનવીને એવી બુદ્ધિ આપી છે કે તે વિવેકપૂર્વક ભોગ પણ ભોગવી શકે ને ભક્તિમય જીવન ગાળીને ભગવાન પણ મેળવી શકે...માટે દુર્લભ માનવદેહને એળે જવા ન દેશો...વિવેકથી ભોગ ભલે ભોગવજો પરંતુ ભક્તિમય જીવન ગાળી ભગવાન પણ મેળવજો.

o

**પ્રભુની આંખ હરખાય**

મંદિરમાં પ્રભુ પાસે જાઓ ત્યારે પ્રભુને ભાવનાની આંખથી જોજો ને વિચારજો કે મારો પ્રભુ મને જોઈ રહયો છે, માટે મારે એવા બનીને પ્રભુ પાસે આવવું જોઈએ કે મને જોતાં પ્રભુની આંખ હરખાઈ જાય.

—પૂ. ડોંગરેજી મહારાજ

# —: પૂર્ણ પુરૂષોત્તમ શ્રી સહજાનંદ સ્વામી :—

વિશ્વના દેશોમાં ભારતવર્ષનું સ્થાન ઘણું જ ઉંચું અને અજોડ છે. આજના અર્વાચીન યુગની ઘણી શોધોમા મૂળભુત ફાળો પણ ભારતનો જ છે. ભારતે વિશ્વને ભૌતિક ક્ષેત્રે અને આધ્યાત્મિક ક્ષેત્રે અવર્ણનીય સહાય કરી છે. ભારત સંતો મહારથીઓની ભુમિ છે. આજ દેશમાં રામકૃષ્ણાદીક અવતારોનો પ્રાદુર્ભાવ થયો છે. તેટલા માટે જ શાસ્ત્રો કહે છે :

दुर्लभो मानुषो देहो। तत्रापि भारते।

ભારતવર્ષમાં સમયે સમયે અધમનો નાશ કરવા અને સાધુ પુરુષોના શરણાર્થે દિવ્ય વિભૂતિઓનું અવતરણ થતું આવ્યું છે. ભારતવર્ષના લોકો ખરેખર બડભાગી છે. કારણ શ્રી કૃષ્ણ ભગવાને અભય વચન આપ્યું છે કે :—

यदा यदा ही धर्मस्य ग्लानिर्भवति भारत।
परित्राणाय साधुनाम् विनाशाय च दुष्कृताम्।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे

જ્યારે જ્યારે પણ ધર્મની ગ્લાનિ થતી હશે અને અધર્મ તત્વો વૃદ્ધિને પામતા હશે, ત્યારે સાધુ પુરુષની રક્ષા, દુષ્ટ પુરુષોનો નાશ તથા ધર્મ સ્થાપન અર્થે આ પૃથ્વી ઉપર હું અવતાર લઉ છું.

આજથી બસો વર્ષ પૂર્વે એટલે કે અઢારમી સદીના સમયની વાત છે. જે પવિત્ર વાતાવરણ ભારતમા શ્રી કૃષ્ણ ભગવાનના સમયમા હતું તે જ તેમના અંતિમ દિવસોમાં તેમણે કલુષિત થતું જોયું. એટલેજ પાંડવોએ હિમાળો ગાળવા સ્વર્ગારોહણ કર્યું અને શ્રી કૃષ્ણ ભગવાને યાદવાસ્થળી કરી, આ પૃથ્વી ઉપરથી ચિર વિદાય લીધી. ત્યારબાદ અધાર્મિક તત્વોના મંડાણ થયા. વામ–માર્ગ તથા શકિત પંથને અનુસરનારાઓએ આધ્યાત્મિક, સામાજીક, તથા રાજકીય બંધનથી મુકત થઈ ભ્રષ્ટાચાર શરૂ કર્યો. મદ્યપાન, વ્યભિચારને અનુસરવા ગામડાની ભોળી પ્રજાને દુપદેશ આપી પ્રેર્યા. શાસ્ત્રોના અવળા અર્થો કરીને ધર્મના બંધન કર્યા. માંસભક્ષણને અર્થે વૈદિક માર્ગનો ત્યાગ કરી હિંસામય યજ્ઞોની શરૂઆત કરી. હિંસામય યજ્ઞો આરંભ્યા. આમ આ અરાજકતા તથા અપવિત્રતા દિન પ્રતિદિન વૃદ્ધિને પામતી ગઈ.

મદ્યપાનના રસિક ગુરુઓએ મદ્યપાનથી જ કલ્યાણ બતાવ્યું :

---

पीत्वा पीत्वा पुनः पीत्वा -
पीत्वा पतन्ति भूतले ।
उत्थाय च पुनः पीत्वा
पुनः जन्म न विद्यते ॥

એટલે, મદ્યપાન એટલી હદ સુધી કરવું કે દેહનું ભાન ભૂલી જવાય અને પૃથ્વી ઉપર બેહોશ થઈને પડાય, ફરી ઉઠી સભાન અવસ્થામાં આવી ફરી પાન કરવું. આમ વારંવાર કરવાથી જીવને પુનર્જન્મનો અંત આવે છે.

તથા ફાંસીયાઓનો સંપ્રદાય ચાલતો જેમા ગુરુ એક નાનો રૂમાલ મંત્રીને આપે તે રૂમાલ લઈ તેનો શિષ્ય વેટમાર્ગુઓને ગળા દાબીને લુંટી લેતો. આમ એક શિષ્યે લગભગ ૭૦૦ નિર્દોષ જીવોની હત્યા કરેલી!

આવી રીતે ધર્મનો હ્રાસ થતો જોઈને, જે દિવ્ય અભયદાન મૃત્યુલોકના માનવીને આપેલ તેને અનુસરીને પૂર્ણ પુરુષોત્તમ શ્રી સહજાનંદ સ્વામીએ (સ્વામિનારાયણ ભગવાને) સં. ૧૮૩૭ ચૈત્ર સુદ નવમીના મંગળ દિને એટલે કે રામનવમીના શુભ દિવસે અયોધ્યાથી થોડે દૂર છપૈયા ગામમાં ધર્મ અને જ્ઞાનયુક્ત એકાંતિક ધર્મના સ્થાપનને અર્થે અવતરણ કર્યું. તેમના પિતાનું નામ ધર્મદેવ અને માતાનું નામ ભક્તિમાતા હતું.

બાળકે પોતાની દિવ્ય ઐશ્વર્ય શકિતનું દર્શન માતાપિતા, મિત્રો તથા ગ્રામજનોને કરાવ્યું. કાળિદત્ત જેવા અસુરોનો દૃષ્ટિપાત કરીને સંહાર કર્યો અને લોકોને ભય મુકત કર્યા. શ્રી માર્કંડમુનિ તેમના ગામમાં પધાર્યા. બાળ ભગવાનની દિવ્ય પ્રતિભાના દર્શન કરી ભવિષ્ય ભાખ્યું કે આ બાળક બૃહસ્પતિના જેવા વિદ્વાન તથા કાર્તિક સ્વામી જેવા તપસ્વી થશે. નામકરણ વિધિમાં પણ જણાવ્યું કે તેમના પ્રસંગમાં આવનાર અસંખ્ય મુમુક્ષ જીવોની તેઓ મુકિત કરશે. માટે 'હરિ' નામથી ઓળખાશે. વાને શ્યામ છે. તો 'કૃષ્ણ' તરીકે પણ ઓળખાશે. અથવા 'ઘનશ્યામ' તરીકે ઓળખાશે અને હરિ અને કૃષ્ણ મળી હરિકૃષ્ણ નામથી પણ ઓળખાશે. આમ બાળભગવાનનું બાળપણનું નામ હરિકૃષ્ણ તથા ઘનશ્યામ હતું. સંજોગવશાત શ્રી ધર્મદેવ છપૈયાથી અયોધ્યા રહેવા ગયા. સાત વર્ષની ઉંમરે પિતાશ્રી ધર્મદેવે બાળભગવાનના ઉપનયન સંસ્કાર કર્યા. પિતાશ્રી પાસે બાળપણામાંજ બધા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને બહુશ્રુત બન્યા. એક સમયે બનારસમાં શાસ્ત્રીઓનો ચર્ચા સમારંભ હતો જેમા શ્રીધર્મદેવને મધ્યસ્થ તરીકે રાખેલ તેમાં બાળપ્રભુ શ્રી ઘનશ્યામે દ્વૈત અને અદ્વૈત મતનું ખંડન કરતા વિશિષ્ટાદ્વૈત મતનું પ્રતિપાદન કર્યું. નિત્યક્રમમાં નિત્ય સૂર્યોદય પહેલા ઉઠી, તેઓ સર્યુ નદીમાં સ્નાનવિધિ પતાવીને બધા મંદિરોમાં દર્શન કરી, હનુમાન ગઢીમાં બેસીને કથામૃતનું પાન કરતા અને આ જગતથી સદાય ઉદાસ રહેતા. હંમેશા મનમાં તો એક જ અનુસંધાન રહેતું કે જગતના મુમુક્ષુ જીવોને શુધ્ધ જ્ઞાન પ્રદાન કરી, અધર્મના પાશમાંથી મુક્ત કરીને પોતાના અવિચળ અક્ષરધામના વાસી કરવા; તે માટે

---

સદાય યોગ્ય સમયની પ્રતિક્ષા કરતા. આમ કરતા તેઓ અગિયાર વર્ષના થયા અને જે સુવર્ણ સમયની પ્રતિક્ષા અને ઝંખના હતી તે આવ્યો. માતાપિતાનો અક્ષરવાસ થયો અને સં. ૧૮૪૮ના અષાઢ સુદ દશમની મંગળ પ્રભાતે પોતાના દિવ્ય ધ્યેયને સાકાર બનાવવા એક જ કૌપીનભેર અડવાણે પગે અયોધ્યાથી મહાભિનિષ્ક્રમણ કર્યું. મૂઠીમાં સર્વશાસ્ત્રના સારભૂત એક ગુટકો, પાણી પીવા કમંડલું, પાણી ગાળવા કપડાનું ગરણું અને હાથમાં પલાશદંડ માત્ર જ હતાં.

તપથી કૃશ બનેલ દેહ અને બ્રહ્મચર્યની દિવ્ય આભાઓ મુખારવિંદ પર જોતા, યોગ અને જ્ઞાનના અનુભવી ઘનશ્યામ લોકોને શિવજી જેવા લાગતા અને તેથી વનવિચરણ કાળમાં નિલકંઠવર્ણી તરીકે તેઓ ઓળખાયા. સાત વર્ષના વનવિચરણ કાળ દરમિયાન શ્રી નિલકંઠવર્ણીએ ઉત્તરથી પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ એમ ભારતભરમાં મોટા ભાગના તીર્થક્ષેત્રો, મઠો અને યાત્રાધામોની મુલાકાત લીધી. ધર્મ ગુરુઓની રીતભાત વર્તન અને ભોળી જનતાની અજ્ઞાનતાનું તેમણે દર્શન કર્યું. તે સાથે જ માનસિક સંકલ્પ દૃઢ કર્યો કે આ બધાના ઉપાયમાં જ્ઞાન અને ભક્તિયુક્ત એકાંતિક ધર્મની સ્થાપના કરવી. વનવિચરણ દરમિયાન ઉત્તરમાં શ્વેતગિરિમાં કાળભૈરવ સાથે અનંત ભૂતોનો નાશ કર્યો; યોગીઓ તથા નાગનો મોક્ષ કર્યો; હિમાલયમાં પ્રવેશ કરી પુલહાશ્રમમાં ભરતજીએ જે જગ્યાએ ગંડકી નદીને કિનારે તપ કરેલ ત્યાં આકરું તપ છ માસ સુધી કર્યું અને સૂર્યનારાયણનો સાક્ષાત્કાર પામ્યા. આગળ જતાં ગોપાળ યોગી પાસે રહી અષ્ટાંગયોગ એક જ વર્ષમાં સિદ્ધ કર્યો; પિબક જેવા તાંત્રિક વિદ્યાના જ્ઞાતાનો પરાભવ કર્યો. આમ ભૂખ, તરસ, ટાઢ, તડકો તથા દુષ્ટ પુરુષોના અપમાન સહન કરતા નિલકંઠ સં. ૧૮૫૬ના શ્રાવણ વદ ૬ને દિને સૌરાષ્ટ્રમાં લોજ ગામમાં ઉદ્ધવજીના અવતાર જેવા શ્રી રામાનંદસ્વામીના આશ્રમમાં આવ્યા. અત્રે રામાનંદસ્વામીના અગ્રગણ્ય શિષ્ય શ્રી મુક્તાનંદસ્વામી સાથે જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ તથા પરબ્રહ્મ એમ પાંચ અનાદિ તત્વોની સંતોષકારક માહિતી મેળવી. તપસ્વી દિવ્ય આકર્ષક મૂર્તિનું દર્શન કરતા શ્રી મુક્તાનંદ સ્વામીએ આશ્રમમાં રોકાવા વિનવણી કરી અને જણાવ્યું કે આથી વિશેષ સંતોષકારક ઉત્તર ઉધ્ધવના અવતાર સમા અમારા ગુરુ શ્રી રામાનંદ સ્વામી આપશે. આશ્રમનું પવિત્ર વાતાવરણ જોતા તથા શ્રી રામાનંદ સ્વામીના દર્શનની પ્રતિક્ષા કરતા નિલકંઠ નવ માસ આશ્રમમાં રોકાયા. તે દરમ્યાન સેવાનો આશય સમજાવવા શ્રી નિલકંઠ આશ્રમમાં વાસીદુ કરતા, ગામમાં ઝોળી લઈ માગવા જતા, બળતણ માટે છાણા લેવા જતા અને સમય મળતાં રામાનંદસ્વામીના શિષ્યોને અષ્ટાંગયોગ તપ વગેરે શીખવતા. નવ માસ દરમ્યાન ભાવિક ભક્તોને તથા સંતોને ઘણા દિવ્ય અનુભવો તેમણે કરાવ્યા ત્યાગીઓનો માર્ગ નિર્ભય બનાવવા બહેન ભાઈઓની સભા જુદી કરાવી. મંદિરની દિવાલમાં, બાજુમાં વાણંદના ઘરમાંથી દેવતાની લેવડદેવડ માટે જે ગોખલો હતો તે પુરાવતાં જણાવ્યું કે દિવાલમાં છિદ્ર નથી પણ ધર્મમાં છિદ્ર છે.

તેમનું પ્રથમ મિલન પીપલાણા ગામમાં રામાનંદ સ્વામી સાથે થયું. સં. ૧૮૫૭ના કાર્તિક સુદ એકાદશી (પ્રબોધિની એકાદશી) ના શુભ દિને ભાગવતી દીક્ષા શ્રી રામાનંદ સ્વામીના વરદ્ હસ્તે તેમણે લીધી. રામાનંદસ્વામીએ નિલકંઠવર્ણીના ગુણને અનુરૂપ નામ શ્રી સહજાનંદ આપ્યું કારણ કે દરેકને તેમના દર્શન

માત્રથી સહજમાં આનંદ ઉપજતો. એક વર્ષ બાદ શ્રી રામાનંદ સ્વામીએ જેતપુરમા પ્રબોધિની એકાદશીને દિવસેજ ધામધુમ પૂર્વક યજ્ઞવિધ કરીને શ્રી સહજાનંદ સ્વામીને ધર્મધૂરા સોંપીને શિક્ષાના વચનો કહ્યાં. અન્ય અનુયાયીઓને શ્રી સહજાનંદ સ્વામીની આજ્ઞામા રહેવાનું સૂચન કર્યું અને શ્રી સહજાનંદ સ્વામીને વરદાન માગવા જણાવ્યું ત્યારે ભકતવત્સલ, કરુણાસાગર અને દયાસિન્ધુ એવા શ્રી સહજાનંદ સ્વામીએ ગુરૂ રામાનંદ સ્વામી પાસે વરદાન માગતા જણાવ્યું કે "તમારા કોઈ ભકતને એક વીંછીનુ દુઃખ થવાનું હોય તો તેને બદલે તે દુઃખ મને રૂંવાડે રૂંવાડે ભલે થાય પણ તમારા ભકતને દુઃખ ન થાય, અને તમારા ભકતના નસીબમાં રામપાત્ર ભિક્ષા માગવાનું લખ્યું હોય તો તે મને આવે, પણ તમારા ભકતો અન્નવસ્ત્રે દુઃખી ન થાય." આમ ભકત જનના સુખને અર્થે બે દિવ્ય વરદાન શ્રી રામાનંદ સ્વામી પાસેથી માગી લીધા.

એકવીસ વર્ષની ભર યુવાનીમા શ્રી સહજાનંદ સ્વામીએ ધર્મધૂરા સંભાળી. એકાંતિક ધર્મના પ્રચારાર્થે એક જ રાતમા ૫૦૦ મુમુક્ષુઓને પરમહંસોની દિક્ષા ગામ કાલવાણીમા આપી અને તેઓનો માર્ગ નિર્વિઘ્ન બને તે માટે નિષ્કામ, નિર્લોભ, નિસ્વાદ, નિર્માન અને નિસ્નેહ એમ પંચવર્તમાન પાલન કરવાની દૃઢ આજ્ઞા કરી. સંત મંડળને પાંચ–પાંચના મંડળમા ગામડે ગામડે ફરવા મોકલ્યા. તેમાં ગ્રામ જનતાને, કે જે વિષય, વ્યસન અને વહેમમાં સપડાયેલ, તેમને સાચુ જ્ઞાન આપી મનુષ્ય જીવની દુર્લભતા સમજાવી, પવિત્ર, ધર્મપરાયણ જીવન જીવવા અગિયાર નિયમ સમજાવ્યા. નિતિનિયમવાળું જીવન જીવવા પ્રેર્યા–અહિંસા, એક–પત્નીવ્રત, અભક્ષ્ય વસ્તુ ખાવી નહીં, મદ્યપાન નિષેધ, વિધવા સ્રીનો સ્પર્શ નહીં કરવો, ચોરી ન કરવી, ખોટું કલંક કોઈને માથે ન ચડાવવું, કોઈ દેવની નિંદા ન કરવી અને આત્મઘાત ન કરવો અને તે વિષે તો જણાવ્યું કે તીર્થને વિષે પણ આત્મઘાત ન કરવો.

સૌરાષ્ટ્રની સંતોની ભૂમિમા, કોળી, મેરાઈ, મોચી જેવી શુદ્ર વર્ણોની પ્રજામા પોતાના સંતો દ્વારા શુધ્ધ જ્ઞાન આપી સમાજમા તેમને બ્રાહ્મણ જેવું પવિત્ર જીવન જીવતા કરાવ્યા. તેના દ્રષ્ટાંત રૂપે લીમડી નજીક લીમલીમાં સગ્રામ નામનો વાઘરી ભકત હતો જેણે દુષ્કાળમાં પણ માર્ગમા ચાંદીનો તોડો જોયો પણ તે ન લેતા તેના પર ધૂળ વાળી ત્યારે તેની પત્નીએ પુછયું "રસ્તામા તમે શું કરતા હતા?" સગ્રામ કહે "એતો ચાંદીનું ઘરેણું હતું તે શ્રીજી મહારાજની આજ્ઞા પ્રમાણે, પરી વસ્તુ કોઈની લેવાય નહીં, તેમાં વિપરીત કાળમાં મારું મન તો ન ડગ્યું પણ કદાચ તારું ડગે માટે તેમ કર્યું." ત્યારે તેની પત્ની કહે "તમે તો તેને ચાંદી જોઈ પણ હું તો પારકી વસ્તુને ધૂળ જ દેખું છું. માટે ધૂળ ઉપર ધૂળ શું વાળી?" આવો ઉત્કૃષ્ટ આદર્શ વાઘરી જેવી કોમમાં પ્રેરનાર સહજાનંદ હતા. સૌરાષ્ટ્રની અમુક જ્ઞાતિમાં બાળકી જન્મે ત્યારે તેના ગરીબ માબાપ, કરિયાવરના ખર્ચને ન પહોંચી શકતા એટલે જન્મતાની સાથમાં જ દૂધપીતી કરીને તેની હત્યા કરતા, તે કુરીવાજ પણ તેમણે બંધ કરાવ્યો.

---

પ્રથમ સતી થવાનો રીવાજ બંધ કરાવનાર શ્રી રામમોહન રોય બંગાળના હતા. તેવી જ રીતે સૌરાષ્ટ્ર ખાતે તે રિવાજને સદાય માટે તિલાંજલી અપાવનાર પ્રથમ કોઈ હોય તો તે સ્વામી સહજાનંદજી હતા. તેમણે મદ્યપાનથી અસંખ્ય પરિવારો નોધારા થઈ દુઃખી થતા હતા તેમના વ્યસનો છોડાવીને સાચી શિક્ષા આપી સમાજમાં માનભેર જીવન જીવતા કર્યા.

ચોરી અને લૂંટફાટ કરી જીવન જીવનારા કાઠીયાવાડના કાઠીઓ કે જેને અંગ્રેજ સરકાર પણ મહાત કરી ન શકી તેને પ્રેમે વશ કરી માળા ફેરવતા કર્યા આ જ્વલંત સિધ્ધિની જાણ મુંબઈના અંગ્રેજ સરકારના ગવર્નર સર જોન માલ્કમને થતાં રાજકોટમાં તેઓએ સ્વામી શ્રી સહજાનંદજીને બોલાવી તેમનું ભાવભીનું સ્વાગત કરીને બહુમાન કર્યું. સ્વામી સહજાનંદજીએ તેમને યાદગીરીમાં પોતાની હિન્દીમાં લખાયેલી નિયમાવલી 'શિક્ષાપત્રી' ભેટ આપી અને જ્યારે વર માગવા જણાવ્યું ત્યારે સર જોન માલ્કમે શિક્ષાપત્રી પોતાના શીરે ચઢાવતા કહયું કે મારે કાંઈ ન જોઈએ પણ મારા દુશ્મનનું પણ ભલું કરજો."

ગુજરાતમાં વડતાલ ગામનો જોબન પગી રહેતો હતો. તેને માટે ધોળે દિવસે લૂંટ કરવી તે આસાન વાત હતી. વડતાલથી છેક પૂના તથા કાશી સુધી તે લૂંટ ચલાવતો. તેનું નામ સાંભળતા જ લોકો ઘરમાં પુરાઈ જતા, બાળકો કજીયો કરતા હોય તો શાંત થઈ જતા; તેની આવી હાક હતી. તેને પણ ભગવાન શ્રી સ્વામિનારાયણે પ્રેમથી વશ કરીને આદર્શ ગૃહસ્થનું જીવન જીવતો કર્યો. આથી સમસ્ત ગુજરાતમાં વાત ફેલાઈ કે સ્વામી શ્રી સહજાનંદજી ગધેડાની ગાય કરે છે. એટલે કે માણસના ભૌતિક દેહને જરા પણ હાનિ કર્યા વગર અમીમય દષ્ટિએ વશ કરી તેમના અંતઃશત્રુ જે કામ, ક્રોધ, લોભ, મોહ, વગેરેનો પરાભવ કરીને અંતઃકરણનું પરિવર્તન કરે છે.

જે જોબનને કોઈની પણ માલિકીની વસ્તુ માલિકની નજર સામે લેતાં ક્ષોભ ન થતો તેને સ્વામી શ્રી સહજાનંદજીનાં પ્રસંગમાં આવ્યા બાદ એક વાર કોઈના ખેતરમાંથી માલિકની રજા વગર દાતણ લેવા બદલ ખૂબ જ પશ્ચાતાપ થયો. અને તે દાતણ તેના માલિકને પાછું આપીને માફી માંગીને શાંતિ અનુભવી. આવા તો આંતરિક પરિવર્તન ઘણાંયે જનોના થયા હતા. આમ સ્વામી શ્રી સહજાનંદજીએ નીચે મુજબના મતને અનુસર્યો :—

હણો ના પાપીને દ્વિગુણ બનશે પાપ જગના !

અથવા

"Hate sin, not sinner" (Jesus Christ)

ગુજરાત ભરમાં સ્વામી સહજાનંદજીની આવી કિર્તીનાં ગાન સાંભળતાં તે સમયના કલકત્તાના ખ્રિસ્તી ધર્મના વડા બિશપ રેજીનોલ્ડ હેબરને તેમનાં ગુજરાતના વિચરણ દરમિયાન મળવાની ઘણીજ ઉત્કંઠા જાગી. તેમનો તથા સ્વામી શ્રી સહજાનંદજીનો પ્રથમ મેળાપ નડિયાદમાં દેસાઈ વાડામાં થયો. અને થોડી ઘણી ધાર્મિક ચર્ચા થયા બાદ તેઓએ પોતાની રોજનીશીમાં નીચે મુજબ લખ્યું :—

"But in moral grandeur, what a diffarence was there between his troop and mine! Mine (troop of escorts) neither knew me nor cared for me, though they escorted me faithfully. The guards of Swami-Narayana were his own disciples and enthusiastic admirers, men who had voluntarily repaired to hear his lessons, who now took a pride in doing him honour, and who would cheerfully fight to the last drop of blood rather than suffer a fringe of his garment to be handled roughly."

શ્રી દોપકીને જ્યારે જોયું કે સ્વામી સહજાનંદના પ્રસંગમાં આવનાર દરેકને વિષય, વ્યસન અને વહેમમાંથી મુક્ત કરે છે ત્યારે તે જણાવે છે કે:

"Yet his message had a revolutionary effect on the personal lives and character of thousands of people in a very lawless period: 'Members of martial and criminal tribes gave up meat and drink; they renounced the use of opium and tobacco, to both of which most of were them very much addicted.''

આમ શ્રી સહજાનંદ સ્વામીએ માત્ર સામાજીક ઉત્થાન ન કરતાં આધ્યાત્મિક ઉત્થાનનું કાર્ય માત્ર ત્રીસ વર્ષના નાનકડા ગાળામાં કર્યું. સાચે જ કનૈયાલાલ મુનશીએ કહ્યું તે ખરું છે કે સ્વામી સહજાનંદ ગુજરાતમાં આવ્યા ન હોત તો આજનું ગુજરાત સદાચારી ન હોત.

**વચનામૃત:** સ્વામી સહજાનંદજીએ ત્રીસ વર્ષના કાર્યકાળ દરમ્યાન જે ઉપદેશ આપેલો તેને 'વચનામૃત'માં સંગ્રહિત કરવામાં આવ્યો છે.

**શિક્ષાપત્રી:** શ્રીજી મહારાજે પોતાના આશ્રિત જનો, આચાર્ય, ગૃહસ્થ, સંતો, સધવા અને વિધવા સ્ત્રીઓએ પાળવાના નિયમો શિક્ષાપત્રી દ્વારા રજુ કર્યા છે. કુલ ૨૧૨ શ્લોકો દ્વારા આ નિયમોની રજુઆત કરી છે. ગૃહસ્થોએ શિક્ષાપત્રી તથા સંતો, બ્રહ્મચારીએ શિક્ષાપત્રી ઉપરાંત ધર્મામૃત અને નિષ્કામશુદ્ધિમાં આપવામાં આવેલા નિયમોનું યથાર્થ પાલન કરવાનું હોય છે.

**સંતો:** યુવાન એવા શ્રી સહજાનંદ સ્વામીની પ્રતિભાથી ખેંચાઇને કેટલાય મંદિરો, મઠોના મહંતો, સંતો શ્રી સહજાનંદ સ્વામીના આશ્રિત થયા હતા. તેમના ઘણા સંતો તો સહજાનંદ સ્વામી કરતાં પણ મોટી ઉંમરના હતા. કેટલાક સંતો સંસ્કૃતના પ્રખર વિદ્વાનો હતા; કેટલાક કવિઓ અને મહાન ગવૈયા પણ હતા. શ્રી સહજાનંદ સ્વામીએ ૫૦૦ સંતોને તપશ્ચર્યાની આકરી કસોટીમાંથી પસાર કર્યા હતા. તેઓ ૫૦૦ પરમહંસો તરીકે આજ પણ સત્સંગમાં જાણીતા છે. અનાદિ મૂળ અક્ષર શ્રી ગુણાતીતાનંદ સ્વામી

તેઓના પરમ ભક્ત હતા.

**મંદિરો :** શ્રી સહજાનંદ સ્વામીએ સત્સંગની પુષ્ટિ માટે અમદાવાદ અને વડતાલ એમ જગ્યાએ બે ગાદી સ્થાપી. સમગ્ર સત્સંગ ઉપર દેખરેખ તથા દોરવણી આપવા માટે બન્ને ગાદીઓ માટે તેમણે આચાર્યની નિમણુંક કરી. ઉપાસનાની સ્થાપના માટે શ્રી સહજાનંદ સ્વામીએ આગવી કલાસુઝ દાખવી. અમદાવાદ, વડતાલ, ગઢડા, ભુજ (કચ્છ) વિગેરે સ્થળોએ સુંદર બેનમુન કલા યુક્ત ભવ્ય મંદિરો બંધાવ્યા.

**અક્ષરવાસ :** સંવત્ ''૧૮૮૬ના જેઠ સુદ દશમને મંગળવારે શ્રી સહજાનંદસ્વામીએ માત્ર ૪૯ વર્ષની વયે સ્વધામગમન કર્યું".

શ્રી સહજાનંદ સ્વામીએ ૩૦ વર્ષના નાનકડા કાર્યકાળમાં ભગીરથ કાર્ય પુરું કર્યું. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિએ યુક્ત એવા એકાંતિક ધર્મનું પૃથ્વી પર સ્થાપન કર્યું. ૨૦ લાખ સંત્સંગીઓને પોતાના આશ્રીન કરી, પોતાના પૂર્ણ પુરૂષોત્તમપણાની નિષ્ઠા કરાવી. ભક્તે સહિત ભગવાનની યુગલ ઉપાસના અને પોતે ગુણાતીત સંત દ્વારા આ પૃથ્વી પર સદાય પ્રગટ જ છે. એ રહસ્ય સમજાવ્યું. મંદિરો અને શાસ્ત્રો રચ્યાં. કોઇ પણ ધર્મ કે જાતિભેદભાવ રાખ્યા વિના પૂર્ણ પુરૂષોત્તમ શ્રી સહજાનંદસ્વામીએ સૌને અપનાવ્યા.

તેમના સામાજીક અને આધ્યાત્મિક સુધારાએ ગુજરાતને ઉજળું કર્યું".।



# —: સ્વામી વિવેકાનંદ :—

એક યુવાન ઘણા ભકતો, સાધુઓ અને સંતોને મળીને એક પ્રશ્ન પૂછતો, "મહાશય, તમે ઈશ્વરને જોયો છે?" પણ કોઈ એના મનનું સમાધાન કરી શકતું નહિ. ઈશ્વરને જોયો હોય તો હકારમાં જવાબ આપે ને? કોઈએ ઈશ્વરને જોયો ન હતો. પરંતુ આ જીજ્ઞાસુ યુવાનની જેણે ઈશ્વરને જોયા હોય એવા સંતની ખોજ ચાલુ જ હતી. એક દિવસ એક ભકતે એને કહ્યું કે "તું દક્ષિણેશ્વર જા. ત્યાં એક મહાન સંત છે. તે કદાચ તારી જીજ્ઞાસા સંતોષી શકશે." તે મહાન સંત બીજા કોઈ નહિ પણ સ્વામી રામકૃષ્ણ પરમહંસ હતા. એ યુવાન દક્ષિણેશ્વર પહોંચ્યો. ત્યાં જઈ સ્વામી રામકૃષ્ણ પરમહંસને વિનમ્ર ભાવે વંદન કરી, સીધો પ્રશ્ન પૂછયો, "ભગવાનને તમે જોયા છે?"

આ પ્રશ્ન સાંભળી સ્વામી રામકૃષ્ણ પરમહંસ હસ્યા. અને તદ્દન સરળ ભાવે જવાબ આપ્યો, "હા. મેં ઈશ્વરને જોયા છે. મેં તો એમને સ્પષ્ટ રીતે જોયા છે. અને તારે ઈશ્વરને જોવા છે? તો મારા કહ્યા પ્રમાણે તું ચાલ. તને પણ ઈશ્વરનું દર્શન થશે."

યુવાનના મનનું સમાધાન થયું. એ સ્વામી રામકૃષ્ણ પરમહંસનો અનન્ય ભકત અને શિષ્ય બની રહયો. એણે ઈશ્વર સાક્ષાત્કાર કર્યો અને હિંદુધર્મનો પ્રખર પુરસ્કર્તા અને પુનરુદ્ધારક બન્યો.

એ યુવક હતો નરેન્દ્ર દત્ત. અને એજ આપણા સ્વામી વિવેકાનંદ.

એમનો જન્મ ઈ.સ. ૧૮૬૩ની ૧૨મી જાન્યુઆરીને દિવસે કલકત્તામાં થયો. એમના પિતાનું નામ વિશ્વનાથ હતું. તેઓ કલકત્તામાં વકીલાત કરતા હતા. એમની માતાનું નામ ભુવનેશ્વરી દેવી હતું. બંને ખૂબ ઉદાર સ્વભાવના હતા. શ્રી શંકર ભગવાનની કૃપાથી નરેન્દ્રનો જન્મ થયો હતો એટલે ભુવનેશ્વરી દેવી એમને વિશ્વેશ્વર કહેતાં. એમને બે મોટી બહેનો હતી

નાનપણથીજ એમને રામાયણ, મહાભારત અને કથાઓ સાંભળવામાં રસ પડતો. એ પાંચ વર્ષના થયા ત્યારે નિશાળમાં દાખલ કરવામાં આવ્યા એ નિશાળનું નામ "મેટ્રોપોલિટન ઈન્સ્ટિટ્યુટ" હતું. બીજા બાળકોની જેમ નરેન્દ્ર પણ તોફાની હતો. પણ એ નિર્ભય પણ તેટલો જ હતો. એમની ઉંમર છ વર્ષની હતી ત્યારે એક બનાવ બન્યો. રસ્તામાં એક નાનો છોકરો પડી ગયો. સામેથી એક ઘોડાગાડી ખૂબ વેગથી આવતી હતી નરેન્દ્રે ઘડીના પણ વિલંબ વિના પેલા છોકરાના પગ પકડી તેને ખેંચી લીધો. અને ગાડી પસાર થઈ ગઈ. એની નિર્ભયતા જોઈ લોકોને આશ્ચર્ય થયું અને આનંદ પણ થયો એક બીજો દાખલો પણ છે. ઝાડપર ચઢી તોફાન નહિ કરે એટલા માટે બગીચાના એક વૃધ્ધ માલિકે કહ્યું કે "ઝાડમાં બ્રહ્મરાક્ષસ રહે છે. ઝાડપર ચઢે તેની ડોક જ મરડી નાખે છે. ઝાડપર ચઢવું નહિ." પરંતુ નરેન્દ્ર એમ

કંઈ ડરી જાય એવો ન હતો. એ તો સમજી જ ગયો હતો કે પોતે ઝાડ ઉપર નહિ ચઢે એવા ઈરાદાથીજ બીવડાવવા માટે પેલા વૃદ્ધે આ વાત કહી હતી. એટલે વૃદ્ધના ગયા પછી પાછા ઝાડપર ચઢી રમવાનું શરૂ કર્યું હતું. પોતાના મિત્રને પણ ગભરાવાની જરૂર નથી એમ સમજાવ્યું હતું. નરેન્દ્ર ભણવામાં એક સામાન્ય વિદ્યાર્થી હતો. તે રોજ અખાડામાં કસરત કરતો. જીજ્ઞાસુવૃત્તિને લીધે એ મોટાઓને વિવિધ પ્રશ્નો પૂછતો. એણે ઈસ ૧૮૭૯માં મેટ્રિકની પરીક્ષા પાસ કરી અને પછી "જનરલ એસેમ્બલી" નામની કોલેજમાં દાખલ થયો. કોલેજમાં સૌ કોઈનો એ માનીતો હતો. કોલેજના દરેક મેળાવડામાં એ મોખરે રહેતો. એને વાંચવાનો ખૂબ શોખ હતો. સાહિત્ય, ઈતિહાસ, ધાર્મિક પુસ્તકોનું વાચન એને ઘણું ગમતું. દર્શન શાસ્ત્ર અને વિજ્ઞાનનો એણે અભ્યાસ કર્યો. ડૉ. વજેન્દ્રનાથ એના સહાધ્યાયી હતા. ઈશ્વરની શોધમાં એનું મન લાગ્યું એટલે બ્રહ્મોસમાજમાં જોડાયા અને મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરના ઉપદેશ પ્રમાણે ઈશ્વર સાધનામાં પોતાનું મન પરોવ્યું.

એમની ઈશ્વરની ખોજ હવે શરૂ થઈ. "મહાશય તમે ઈશ્વરને જોયા છે?" આવો પ્રશ્ન જુદા જુદા ધર્મપંથોના ધર્મગુરુઓને એ પૂછતો. એ કહેતા, "જો એક માણસ પણ મને એમ કહે કે મેં ઈશ્વર જોયો છે, તો હું માનું કે ઈશ્વર છે." મનમાં ઉદ્ભવેલો આવો ઈશ્વર વિષેનો સંશય, ઉપર કહી ગયા તેમ, સ્વામી શ્રી રામકૃષ્ણ પરમહંસે દૂર કર્યો અને મનનું સમાધાન થતાં ગુરુએ ચીંધેલા માર્ગે જવાનો નિશ્ચય કર્યો. ગુરુએ કહ્યું હતું કે "ઈશ્વરના દર્શન કરવા હોય તો અનાથ, અજ્ઞાન, ગરીબી અને ભૂખમરાથી સબડતા માનવ સમુદાયની સેવા કરવા માંડ ને દરિદ્રનારાયણનો ભકત બન. તારૂં કામ જોઈને ઈશ્વર ખુદ તને મળવા આવશે." આ ઉપદેશના ફળસ્વરૂપ રામકૃષ્ણ સેવાશ્રમની સ્થાપના થઈ જે આજે વિરાટ સ્વરૂપે પ્રવર્તે છે.

સ્વામી રામકૃષ્ણ પરમહંસ કહેતા કે "નરેન્દ્ર તો નારાયણ છે. તેનો દેહ, હૃદય, મન, પ્રાણ બધુંજ શુદ્ધ છે."

પછી નરેન્દ્રના પિતા વિશ્વનાથનો દેહાંત થયો. ઘરની સમગ્ર જવાબદારી એના શિરે આવી પડી. વિધવા મા અને બે નાના ભાઈઓનું ભરણપોષણ કરવાનું હતું. બી. એ. થઈ ગયા હતા પણ નોકરી મળતી ન હતી. પૈસાની તંગી પડતી હતી. દુઃખથી તંગ આવી ગયા. કોઈની મદદતો સ્વીકારતા જ નહિ.

દુઃખથી કંટાળી ગુરુને પ્રાર્થના કરી, "આપ મારા વતી મા કાલીને પ્રાર્થના કરો, જેથી મારાં દુઃખ ટળે!" રામકૃષ્ણે જવાબ આપ્યો, "તું તારી મેળેજ મા કાલી પાસે જા અને જે માગવું હોય તે માગી લે. મા જરૂર તને તે આપશે."

નરેન્દ્રનાથે મા કાલી પાસે સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી માગ્યું "મા! તારાં દર્શન હંમેશા કરવા માટે મને જ્ઞાન અને ભક્તિ આપ!" ત્રણવાર આજ માંગણી કરી. પૈસાટકા માગવાનું સૂઝ્યુ જ નહિ. ગુરુએ આશ્વાસન આપતા કહ્યું "જા, મા કાલીની કૃપાથી તને પૂરતા અન્નવસ્ત્ર મળી રહેશે."

---

પછી એણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો. કાયદાની પરીક્ષાની ફી ભરવા જતા હતા તે નહિ ભરતાં, સીધા પોતાના ગુરુ સ્વામી રામકૃષ્ણ પરમહંસ પાસે ગયા. ગુરુ ચરણમાં બેસી ઈશ્વર સાધના કરવા લાગ્યા. ધાર્મિક પુસ્તકોનો ખુબ વિગતવાર અભ્યાસ કરવા લાગ્યા. તપશ્ચર્યા કરવા લાગ્યા. ઈશ્વરના દર્શન કરવાની લગન લાગી હતી. ઈશ્વરદર્શન વિના જીંદગી નકામી લાગતી હતી. પોતાના મિત્રને એણે કહ્યું હતું, "લગ્ન કરી આનંદ કરવો, પૈસા કમાઈ મઝા ઉડાવવી, એવા નાના કામ માટે હું જન્મ્યો નથી. સંન્યાસી થઈ જગતના કલ્યાણ માટે હું પ્રાણ પાથરીશ." એણે સંન્યાસ ગ્રહણ કર્યો અને ગુરુએ એને વિવેકાનંદ નામ આપ્યું. બીજા પણ કેટલાક અંગ્રેજી ભણેલા યુવાનો સંન્યાસી થયા હતા. તેઓ બધા સ્વામી વિવેકાનંદ સાથે વરાહનગર મઠમાં રહેતા હતા. સ્વામીજી નવા સંન્યાસીઓને લોકોની ટીકાથી નહિ ડરવા માટે સમજાવતા. તેઓ કહેતા, "કામ અને કાંચન પાછળ ભટકનારાઓ ગમે તેમ બોલે, તે સાંભળીને સંન્યાસીએ પોતાના કર્તવ્યમાંથી પાછા હઠવું જોઈએ નહિ."

સ્વામી રામકૃષ્ણ પરમહંસનો ઇ.સ. ૧૮૮૬માં દેહવિલય થયા બાદ બધી જવાબદારી સ્વામી વિવેકાનંદના માથે આવી. લગભગ બે વર્ષમાં તેમણે સર્વે શાસ્રોનો અભ્યાસ કર્યો. મઠને વ્યવસ્થિત કર્યો. પછી એના કાર્યસંચાલનનો ભાર અન્ય ગુરુભાઇઓને સોંપી એમણે હિંદની મુસાફરી કરવાનો નિર્ણય કર્યો. બિહાર, સંયુક્ત પ્રાંતના કેટલાક જોવાલાયક સ્થળો અને ધર્મસ્થાનો જોઇ, કાશી આવ્યા. શ્રી ત્રૈલંગ સ્વામી, સ્વામી ભાસ્કરાનંદ અને પંડિત ભૂદેવ મુખોપાધ્યાય જેવા મહાન વિદ્વાનો અને ધર્મધુરંધરોને મળ્યા. એમની સાથે સત્સંગ કર્યો.

કાશીથી પ્રયાગ, અયોધ્યા, આગ્રા થઈ પંજાબના જુદા જુદા શહેરોમાં ફર્યા બાદ, રજપૂતાનામાં અલવર રાજ્યમાં આવ્યા. સ્વામીજી જ્યાં જતા ત્યાં તેમનો ખૂબજ આદર સત્કાર થતો. ભીક્ષા માગીને જ ખાવાનો એમનો નિયમ હતો. અલવરના દિવાન સાહેબ એમની વાણીથી ખૂબ પ્રભાવિત થયા હતા. અલવર નરેશ પશ્ચિમના રંગથી રંગાયેલા હતા. દિવાનજીએ કુનેહથી સ્વામીજી અને અલવર નરેશની મુલાકાત ગોઠવી. નરેશને સદ્‌માર્ગે વાળવાના છે એ વિષે દિવાનજીએ સ્વામીજીને ઇશારો કર્યો હતો. વાતચીત દરમિયાન મહારાજાએ કહ્યું, "સ્વામીજી, હિંદુધર્મનાં પથ્થરનાં દેવદેવીઓને પૂજવાથી શું વળવાનું હતું ?"

સ્વામીજીને સમજતાં વાર ન લાગી કે ગોરા લોકોના સંગની અસર છે. એમણે અલવર નરેશની છબી મંગાવી. છબી આવી. તે જમીન પર મૂકી. પછી દિવાનજીને કહ્યું "આ છબી ઉપર થૂંકો." નરેશ બધું જોઇ જ રહ્યા. દિવાનજી સ્તબ્ધ બની ઉભા રહ્યા. મહારાજાની આંખ સામે એમની છબી પર થૂંકવાની કોની હિંમત ચાલે ? આમ મહારાજાને સમજાવ્યું કે જેમ તમારી છબી ઉપર કોઈની થુંકવાની હિંમત નથી કારણકે તમારે પ્રત્યે આદર છે તેમ હિંદુઓ પથ્થરની દેવદેવીઓ ઉપર આવોજ ભાવ રાખે છે. મહારાજાની આંખ ખૂલી. સ્વામીજી અલવરથી જયપુર થઈ રજપૂતાનાનાં અને ગુજરાતનાં તીર્થસ્થાનોમા ફરી અમદાવાદ આવ્યા. પછી વઢવાણ થઇ લીંબડી આવ્યા. લીંબડીના ઠાકોર સાહેબ એમના શિષ્ય બન્યા. ત્યાંથી ભાવનગર, શિહોર, જૂનાગઢ, ભુજ, વેરાવળ, સોમનાથ પાટણ થઇ પોરબંદર આવ્યા. પોરબંદરમાં પંડિત શ્રીયુત શંકર પાંડુરંગ

મહોદય પાસે એમણે વેદાંતનો અભ્યાસ કર્યો. પંડિતજીએ એમને કહ્યું હતું કે "આ દેશમાં આપની બહુ કિંમત થશે નહિ. આપ યુરોપ કે અમેરિકા જશો, તો ત્યાં આપની ખરેખરી કિંમત અંકાશે." પોરબંદરથી સ્વામીજી દ્વારકા આવ્યા. પછી માંડવી, ભૂજ, પાલીતાણા થઈ વડોદરા આવ્યા. ત્યાંથી ખંડવા થઈ મુંબઈ જોયું અને પૂના ગયા. પૂનામાં સ્વામીજી લોકમાન્ય તિલક સાથે થોડા દિવસ રહ્યા. પછી મ્હૈસુરના રાજાના મહેમાન બન્યા. મહારાજાની ભેટ નહિ સ્વીકારતાં, એવી સલાહ આપી કે ગરીબોને મફત ભણાવવા માટે તમારા રાજ્યમાં વ્યવસ્થા કરો. રાજાએ તે મુજબ કર્યું. મ્હૈસુરથી રામેશ્વર આવ્યા અને દર્શન કરી, કન્યાકુમારી ઉપડી ગયા. આમ કાશ્મીરથી કન્યાકુમારીની એમની ત્રણ વર્ષની મુસાફરીનો અંત આવ્યો. આખા દેશમાં ફરી જે અનુભવ મેળવ્યો તેના ઉપરથી સ્વામીજીએ નિશ્ચય કર્યો કે "મારી માતૃભૂમિની ઉન્નતિ માટે અને લાખો ગરીબોનાં દુઃખ દૂર કરવા માટે હું પ્રયત્ન કરીશ."

એમના મગજમાં આ વિચાર ચાલતો હતો તે અરસામાં અમેરિકાના શિકાગો શહેરમાં સર્વધર્મ પરિષદ મળવાની હતી. હિંદુધર્મને એમાંથી બાકાત રાખવામાં આવ્યો હતો કારણ કે આપણામાં જે માણસ દરિયો ઓળંગતો, તેનો બહિષ્કાર કરવામાં આવતો. સ્વામીજીને એમના શિષ્યોએ તેમજ અન્ય ધાર્મિક લોકોએ શિકાગો જવાનો આગ્રહ કર્યો. અને સ્વામીજી મુંબઈ બંદરેથી અમેરિકા જવા માટે તા. ૩૧મી મે, ૧૮૯૩ને દિવસે ઉપડયા.

શિકાગોમાં સ્વામીજી આવ્યા. જે કંઇ પૈસા હતા તે પૂરા થયા. શિકાગો છોડી ગામડામાં જવાનો વિચાર કર્યો. પછી એક ડોસીમા મળ્યાં. તે સ્વામીજીને પોતાને ઘેર બોસ્ટનમાં લઇ ગયાં, ત્યાં એક વિદ્વાન અધ્યાપક સાથે એમની મુલાકાત થઈ. સ્વામીજીની વાતચીત ઉપરથી એ અધ્યાપકને લાગ્યું કે ધર્મપરિષદમાં સ્વામીજીએ બોલવું જ જોઇએ. અને એ ધર્મસભામાં બોલવા માટે એમણે આગ્રહ કર્યો. પણ પરિષદના વ્યવસ્થાપકોએ સ્વામીજીને બોલવા દેવાની ના પાડી હતી કારણ કે એ પોતે કોઇ પણ ધર્મના પ્રતિનિધિ ન હતા. આ બાબત એમણે અધ્યાપકને જણાવી એટલે મંત્રી ઉપર એમણે ચિઠ્ઠી લખી સ્વામીજીને આપી. તેમણે ચિઠ્ઠીમાં લખ્યું હતું, "બધાનું જ્ઞાન ભેગું કરીએ, તો પણ આ માણસનું જ્ઞાન આપણાથી વધી જાય એવું છે. તેમને જરૂર પરિષદમાં બોલવા દેજો."

સ્વામી વિવેકાનંદ ફરી ચિઠ્ઠી લઈ શિકાગો આવ્યા. રહેવાને કોઈ સ્થાન ન હતું. રાત સ્ટેશને ગુજારી. સવારે રસ્તામાં બેસી પ્રભુને યાદ કરવા લાગ્યા. એક શ્રીમંત સ્ત્રીએ પોતાને ત્યાં આશ્રય આપ્યો.

પછી ધર્મપરિષદ શરૂ થઈ. સ્વામીજી તેમાં ગયા. સૌથી નાના હતા. માત્ર ત્રીસ વર્ષનાજ હતા. મોટા પંડિતો અને વક્તાઓ તો એમ માનતા કે આ યુવાન શુ ભાષણ આપવાનો છે ? સ્વામીજીનો વારો આવ્યો. બોલવા ઉભા થયા. પ્રથમ સંબોધન કર્યું. "વહાલા અમેરિકન ભાઈઓ અને બહેનો!" આવું સંબોધન એમની પહેલાના કોઇ પણ વક્તાએ કર્યું ન હતું. શ્રોતાઓ ખૂબજ પ્રભાવિત થયા. એમનું ભાષણ શાંતિથી સાંભળ્યું અને અંતે સ્વામીજીને તાળીઓના ગડગડાટથી સન્માન્યા. સ્વામીજીના ભાષણથી એમને ઘણોજ

આનંદ થયો, ખૂબજ રસ પડ્યો. બીજે દિવસે પણ સ્વામીજીએ ભાષણ કર્યું. આખી દુનિયામાં સ્વામી વિવેકાનંદનું નામ પ્રખ્યાત થઈ ગયું. પોતાના ભાષણમાં એમણે હિંદુ ધર્મ જ સાચો છે, શ્રેષ્ઠ છે એમ લોકોને સમજાવ્યું. તેમનો ભ્રમ દૂર કર્યો. દરેક વર્તમાનપત્રમાં એમની પ્રશંસા થવા લાગી. પછી જુદે જુદે સ્થળે ફરી એમણે હિંદુ ધર્મની મહાનતા લોકોને સમજાવી. ઘણાં અમેરિકનો એમના શિષ્યો બન્યા. બે વર્ષ સુધી અમેરિકામાં ધર્મપ્રચારનું કાર્ય કર્યું.બાદ સ્વામીજી ઇંગ્લેંડ આવ્યા. અહિં મીસ માર્ગરેટ નોબલ સાથે પરિચય થયો. સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થઈ એમણે હિંદુ ધર્મ અંગીકાર કર્યો. સ્વામીજીના શિષ્યા બન્યાં અને એમનું નામ "ભગિની નિવેદિતા" રાખવામાં આવ્યું.

અંગ્રેજી વિદ્વાન પ્રોફેસર મેક્સ મુલરને મળવા માટે સ્વામીજી ઓક્સફર્ડ ગયા. મળીને બંનેને ખૂબ આનંદ થયો. ત્રણ ચાર વર્ષ સુધી જુદા જુદા શહેરોમાં ફરી હિંદુ ધર્મની મહત્તા લોકોને સમજાવી. એ દરમિયાન એમની તબિયત બગડી. એટલે સ્વીટઝરલેંડ હવાફેર માટે ગયા. ત્યાંથી ઈટલી, ફ્રાંસ અને જર્મનીમાં ફરી પાછા ઈંગ્લેંડ આવ્યા. જર્મનીના પ્રસિધ્ધ વેદાંતના પંડિત પ્રોફેસર પોલ ડ્યુસ સાથે પણ એમની મુલાકાત થઈ હતી. ત્યાં એમની અલૌકિક યાદશક્તિનો પરચો બતાવ્યો હતો. પ્રોફેસર સાહેબ બહાર ગયા હતા. સ્વામીજીએ એક પુસ્તક વાંચવા માંડ્યું. વાંચવામાં એકધ્યાન હતા. પ્રોફેસર સાહેબ બહારથી આવ્યા. જોયું તો સ્વામીજી ઘણી ઝડપથી ચોપડીના પાના ઉથલાવતા હતા. પ્રોફેસર સાહેબને સ્વામીજી ચોપડી વાંચે છે કે માત્ર પાના જ ઉથલાવે છે એવો સંશય થયો અને એમણે સીધો પ્રશ્ન કર્યો. "તમે ચોપડી વાંચો છો કે પાનાજ ફેરવો છો ?" સ્વામીજીએ કહ્યું, 'મેં પુસ્તક બરાબર વાંચ્યું છે. પરીક્ષા કરવી હોય તો ગમે તે પાના પરના લખાણ વિષે પૂછો.' પ્રોફસરે જુદા જુદા પાના પરથી પૂછયું. સ્વામીજી કડકડાટ બધું બોલી ગયા. અને એમને આશ્ચર્યચકિત કરી નાખ્યા.

ચાર વર્ષ સુધી સ્વામીજી યુરોપ અને અમેરિકા હિંદુ ધર્મનો પ્રચાર કરી હિંદ પાછા ફર્યા. સ્ટીમરમાંથી પ્રથમ કોલંબો બંદરે ઉતર્યા. અપૂર્વ સ્વાગત લોકોએ કર્યું. ઉપદેશમાં સ્વામીજીએ કહ્યું "તમે કદીયે તમારો ધર્મ છોડશો નહિ. હંમેશા ધર્મની રક્ષા કરશો." કોલંબોથી રામનદ આવ્યા. સ્વામીજીએ પ્રથમ પગલું જ્યાં મૂક્યું ત્યાં રામનદના રાજસાહેબે એક સ્મૃતિસ્થંભ ઊભો કરાવ્યો. પછી સ્વામીજી મદ્રાસ આવ્યા. ત્યાં મદ્રાસ હાઈકોર્ટના ન્યાયાધીશ નામદાર સુબ્રમણ્ય આયરના નેતૃત્વ હેઠળ તેમને અનન્ય માન આપવામાં આવ્યું. સ્વામીજીએ એમના ઉપદેશમાં જણાવ્યું કે આપણી આજની કેળવણીમાં ધર્મને સ્થાન આપવું જોઈએ.

મદ્રાસથી સ્વામીજી પોતાની જન્મભૂમિ કલકત્તામાં આવ્યા. અહિં પણ અપૂર્વ માન એમને આપવામાં આવ્યું. સર રાધાકાન્તને ઘેર મોટી સ્વાગત સભા થઈ. માનપત્ર રાજા વિજયકૃષ્ણ દેવે વાંચ્યું. જવાબમાં સ્વામીજીએ કહ્યું, "જનની અને જન્મભૂમિ સ્વર્ગથી પણ મોટાં છે." આ ઉપદેશમાં આપણે સ્વામી વિવેકાનંદનો સ્વદેશપ્રેમ જોઈ શકીએ છીએ. દેશકાર્ય કરવા માટે તેઓ યુવકોને હંમેશા પ્રોત્સાહન આપતા. લોકોને માનવજાતિના કલ્યાણ માટે હંમેશા જાગ્રત રહેવાનો બોધ આપતા.

---

દરિદ્રનારાયણની સેવા માટે "શ્રી રામકૃષ્ણ મીશન"ની સ્થાપના કરવામાં આવી. કલકત્તાથી થોડે દૂર ગંગાને પશ્ચિમ કિનારે સંન્યાસીઓ માટે સ્વામીજીએ "બેલુર મઠ"ની સ્થાપના કરી.

મુરશિદાબાદના દુકાળગ્રસ્ત લોકોને બની શકે તેટલી મદદ કરી. નાદુરસ્ત તબિયત હોવા છતાં અલમોડાથી સ્વામીજી મુરશિદાબાદ આવ્યા હતા. કલકત્તામાં પ્લેગ ફાટી નીકળ્યો અને મોટી સંખ્યામાં લોકો મરવા લાગ્યાં ત્યારે પણ ખરાબ તબિયત હોવા છતાં ભગિની નિવેદિતા અને અન્ય સંન્યાસીઓ સાથે પ્લેગમાં સપડાયેલા લોકોની સેવાનું ભગીરથ કાર્ય ઉપાડયું. આ કાર્ય માટે પુષ્કળ પૈસા જોઈએ. શિષ્યે કહ્યુ, "સ્વામીજી, આપણી પાસે આ કાર્ય કરવા માટે જરૂરી પૈસા નથી." સ્વામીજીએ કહ્યું, "આપણે બેલુર મઠની જગ્યા વેચી નાંખીશું અને તેના જે નાણાં આવે તેમાંથી સેવાનું કાર્ય કરીશું." લોકોને સ્વામીજીના આ નિશ્ચયની જાણ થઈ. ઉદાર હૃદયના અનેક શ્રીમંતોએ જેટલું ધન દાનમાં આપી શકાય તેટલું આપ્યું. લાખો રૂપિયા એકઠા થયા. તેમાંથી લોકોની સેવાનું કાર્ય ઘણી સારી રીતે પાર પડયું. "બેલુર મઠ" વેચવાની વાત બાજુએ રહી.

દેશના ગરીબ અને સામાન્ય લોકો શી રીતે સુખી થઈ શકે તેની ચિંતામાંજ સ્વામી હંમેશા રહેતા. "હિતવાદી" પત્રના તંત્રી પંડિતજી સખારામ ગણેશ દેઉસ્કર સ્વામીની ધાર્મિક વિષયો પર ચર્ચા સાંભળવા આવ્યા હતા તેમની સાથે દેશની પરિસ્થિતિ વિષે જ વાતો કરી. અને સ્વામીજીએ સમજાવ્યું કે "મહાશય, આપણા દેશમાં એક કૂતરું પણ ભૂખ્યું ન રહેવું જોઈએ." કેવો વિશિષ્ટ એમનો દેશપ્રેમ !

ધર્મપ્રચાર માટે એમણે ફરીથી અમેરિકા જવાનો નિશ્ચય કર્યો. ભગિની નિવેદિતા અને સ્વામી તુરિયાનંદ સાથે તા. ૨૦મી જૂન, ૧૮૯૯ને દિવસે અમેરિકા જવા માટે રવાના થયા. ન્યૂયોર્ક પહોંચ્યા. મિસિસ લિગેટ એમને ઘેર લઈ ગયાં. તબિયત સારી ચાલતી ન હતી, એટલે દૂરના ગામડાના પોતાના મકાનમાં આરામ માટે લઈ ગયાં. થોડા દિવસ બાદ ન્યૂયોર્કમાં પાછા આવ્યા. શિકાગો અને કેલિફોર્નિયામાં ફર્યા. હિંદુધર્મનો પ્રચાર કર્યો. "વેદાંત સોસાયટી"ઓની જુદા જુદા શહેરોમાં સ્થાપના થઈ. પેરિસમાં ધર્મમેળામાં હાજર રહેવા માટે એમને આમંત્રણ મળ્યું. સ્વામીજીએ પેરિસ જવાની તૈયારી કરી. સ્ટીમર ઉપર જ ફ્રેંચ ભાષા શીખી લીધી અને પેરિસની સભામાં ફ્રેંચ ભાષામાં જ ભાષણ કર્યું. એકઠા થયેલા પંડિતવર્યોએ સ્વામીજીની અદ્ભૂત રીતે પોતાના સિદ્ધાંતો રજુ કરવાની રીતના ખૂબજ વખાણ કર્યાં. અનેક વિદ્વાનો એમના મિત્ર બન્યા.

પેરિસથી બલગેરિયા, ગ્રીસ, તુર્કસ્તાન વગેરે સ્થળોએ જઈ ધર્મનો પ્રચાર કર્યો. ત્યાંના લોકોની વિલાસિતા અને સ્વાર્થીપણું જોઈ સ્વામીજીને દુઃખ થયું. એક દિવસ કોઈને કંઈ પણ કહ્યા વિના એકદમ હિંદુસ્તાન આવવા નીકળ્યા. દેશમાં જ્યાં જાય ત્યાં લોકોની ખૂબ ભીડ થતી હતી તેમાંથી બચવા માટે અંગ્રેજી ઢબના પોષાકમાં કલકત્તા આવ્યા અને સીધા બેલુર મઠ પહોંચી ગયા, રસોડા પાસે આવીને ઉભા. સ્વામી પ્રેમાનંદે એમને ઓળખ્યા. એમના હર્ષનો પાર ન રહયો. બીજા સંન્યાસીઓ પણ આવી લાગ્યા. રાતે સ્વામીજી સાથે બધા ખીચડી ખાવા બેઠા.

શ્રી રામકૃષ્ણ મશીનના માયાવતી મઠના અધ્યક્ષ મિ. સેવિયરનો દેહાંત થયો હતો. મિસિસ સેવિયરને દિલાસો આપવા માટે સ્વામીજી ત્યાં ગયા. મઠની વ્યવસ્થાની જવાબદારી સ્વામી સ્વરૂપાનંદને સોંપી કલકત્તા પાછા ફર્યા.

૧૯૦૧ના માર્ચ માસમાં ઢાકા ગયા. ત્યાં મોટા જમીનદાર મોહિની મોહન દાસને ત્યાં રહ્યા. લાગવબંધની યાત્રા કરી. નાગ મહાશયને ઘેર ગયા એમની વિધવા પત્નીને આશ્વાસન આપ્યું, સ્વામીજીની સેવા કરી એક કપડું આપ્યું. કદી કોઈની પણ ભેટ નહિ સ્વીકારનાર સ્વામીજીએ આ ભેટ સ્વીકારી અને કપડાંને પોતાના માથે બાંધ્યું. પાછા ઢાકા આવ્યા. અહિં એમની તબિયત વધુ બગડી, એટલે એમને શિલોંગ લઈ ગયા. થોડા દિવસ બાદ બેલુર મઠમાં પાછા ફર્યા.

તબિયત જરા સુધરી એટલે જાપાનિસ મિત્રો સાથે બુદ્ધગયાની યાત્રા કરવા ગયા. ત્યાંથી કાશી ગયા. અને પછી બેલુર મઠ પાછા આવ્યા. નવા સંન્યાસીઓને ભણાવવામાં અને આશ્રમના અન્ય કામોમાં મગ્ન રહેવા લાગ્યા. એમનો કાર્યોત્સાહ જોઈ કોઈને શંકા પણ ન આવે કે થોડા દિવસમાં જ સ્વામીજી મહાસમાધિ લેશે.

૮મી જુલાઈ, ૧૯૦૨ના રોજ સાંજે આરતીની વિધિ પૂરી થયા બાદ સ્વામી વિવેકાનંદ એમના ઓરડામાં જમીન પર પથારી પાથરી સૂતા અને પ્રભુ સ્મરણની માળા ફેરવતા ફેરવતા, માત્ર ૩૯ વર્ષની ઉંમરે એમણે મહાસમાધિ લીધી. બીજે દિવસે આ સમાચારથી આખા દેશમાં શોકની લાગણી પ્રસરી ગઈ. અમેરિકા અને યુરોપના દેશોએ પણ પોતાનો શોક પ્રગટ કર્યો.

સ્વામીજીના ઉપદેશવચનોમાંથી નીચેના ખાસ નોંધપાત્ર છે.

"હિંદુમાત્ર પરસ્પર એક બીજાના બંધુ છે."

"જેનું જીવન અન્ય જીવોના કલ્યાણ માટે વ્યતીત થાય છે, તેનું જ જીવ્યું સાર્થક છે, તેજ યથાર્થ રૂપે જીવે છે; તે સિવાય બીજા જીવો જીવવા છતાં મરણ પામેલા જેવા છે."

'કાર્ય એજ પૂજા છે—Wark is Worship'



**પરમહંસ**

કપડાંને ભગવા રંગથી રંગે તે નહિ, પણ હૃદયને ભગવું કરી શકે તે પરમહંસ છે.
ધ્રુવ, પ્રહલાદ, અંબરિષ, પાંડવો, ગોપીજનો આવા સાચા પરમહંસો છે.

—પૂ. ડોંગરેજી મહારાજ

# —: શ્રી અરવિંદ :—

મહાન દેશ ભકત, મહાન કર્માનિષ્ઠ, પૂર્ણ યોગના પુરસ્કર્તા, મહાન પ્રભુભકત, મહાન તત્વચિંતક, નીડર ઉપદેશક મહર્ષિ અરવિંદનો જન્મ કલકત્તામાં તા. ૧૫–૮–૧૮૭૨ના રોજ સવારના ૪–૫૦ વાગ્યે થયો હતો. એમના પિતાશ્રી ડૉ. કૃષ્ણધન ઘોષે પાશ્ચાત્ય કેળવણી લીધી હતી. પાશ્ચાત્ય સંસ્કૃતિના રંગથી રંગાયેલા પિતા એમના પુત્રોને પાશ્ચાત્ય કેળવણી આપી દેશમાં હકુમત કરતા અંગ્રેજોની જેમ "સાહેબ" બનાવવા ઈચ્છતા હતા. અરવિંદ એમનો ત્રીજો પુત્ર હતો. અરવિંદની માતાનું નામ સ્વર્ણલતા હતું.

અરવિંદને પાંચવર્ષની ઉમરે દાર્જીલિંગમાં ખ્રિસ્તી કોન્વેન્ટ સ્કુલમાં દાખલ કરાવ્યો. ત્યાં તેણે બે વર્ષ અભ્યાસ કર્યો. પછી એમના બે મોટાભાઈઓ સાથે વધુ અભ્યાસાર્થે ઈંગ્લેંડ મોકલ્યા. થોડા વર્ષ સુધી બરાબર અભ્યાસ ચાલ્યો. પણ એક દિવસ એમનો અંતરાત્મા જાગ્યો. એમણે વિચાર્યું કે આઈ. સી. એસ.ની પરીક્ષામાં પાસ થયા પછી એમનું સમગ્ર જીવન એક સાહેબ જેવું બની જશે અને કોઈ પ્રાંતના અધિકારી તરીકે દેશ બાંધવો પર હકુમત ચલાવી પુરું થશે. અને એમને તો જીવનમાં ઘણું ઘણું કરવાનું છે. પરીક્ષા નહિ આપવાનો નિર્ણય લેવાયો. આમ તો અરવિંદ અભ્યાસમાં હંમેશા મોખરે જ રહેતા હતા. એમની બુધ્ધિ અને યાદશકિત ખૂબજ તીવ્ર હતાં. ઘોડેસવારીની પરીક્ષામાં નાપાસ થાય તો જ એમની મુરાદ બર આવે. પરીક્ષાને દિવસે જાણી જોઈને આગગાડી ચૂકી ગયા. પરીક્ષામાં ગયા જ નહિ. ઘેર પાછા આવ્યા. મોટાભાઈને નીડરતાથી જણાવ્યું કે ઘોડેસવારીની પરીક્ષા આપી નથી. મોટાભાઈ ખૂબજ ગુસ્સે થયા. અરવિંદ આઈ.સી.એસ. નહિ બન્યા પણ ગ્રીક, લેટિન, અંગ્રેજી, ફ્રેન્ચ ભાષા ઉપર તેમણે પ્રભુત્વ મેળવ્યું. જર્મન અને ઇટાલીઅન ભાષાનું પણ જ્ઞાન મેળવ્યું. અભ્યાસ છોડયો ન હતો.

અરવિંદ વીસ–એકવીસ–વર્ષના હતા ત્યારે એમની મુલાકાત વડોદરાના સયાજીરાવ ગાયકવાડ સાથે થઈ. ઈ.સ. ૧૮૯૩માં એમણે વડોદરા રાજ્યની નોકરી સ્વીકારી. ભારત તરફ સ્ટીમરમાં આવવા નીકળ્યા. કોઈએ એવી બૂમ ઉડાડી કે જે સ્ટીમરમાં અરવિંદ આવતા હતા તેને અકસ્માત થવાથી અરવિંદ દેવલોક પામ્યા છે. આ સમાચારથી એમના પિતાને ઊંડો આઘાત લાગ્યો અને 'અરવિંદ'નું નામ પોકારતા પોકારતા એમનો પ્રાણ છૂટયો.

ઈ.સ. ૧૮૯૩થી ૧૯૦૬ એમ તેર વર્ષ સુધી તેમણે વડોદરા રાજ્યની નોકરી કરી. પછી ૧૯૦૬માં કલકત્તાની બંગાળ નેશનલ કોલેજમાં તેઓ પ્રિન્સિપાલ તરીકે નિમાયા. ૧૯૦૭ થી ૧૯૧૦ સુધી બંગાળની 'બંગભંગ'ની ક્રાંતિકારી ચળવળમાં પણ તેમણે આગળ પડતો ભાગ લીધો. ૧૯૧૦ના ફેબ્રુઆરી માસમાં તેઓ ફ્રેંચ વસાહત હેઠળના ચંદ્રનગરમાં ગયા અને પછી ત્યાંથી એપ્રિલ માસમાં પોંડિચેરી આવ્યા અને ત્યાંજ ૧૯૨૬ની ૨૪મી નવેમ્બરે આશ્રમ સ્થાપી સ્થાયી નિવાસ કર્યો.

---

વડોદરા રાજ્યની નોકરી દરમિયાન એમણે સંસ્કૃત, બંગાળી મરાઠી અને ગુજરાતી ભાષાનો અભ્યાસ કર્યો. એમણે ઘણાં કાવ્યો લખ્યાં રામાયણ અને મહાભારતનો અનુવાદ કર્યો. કવિ કાલીદાસની રચનાઓનો અંગ્રેજી અનુવાદ કર્યો. પશ્ચિમ અને પૂર્વની સંસ્કૃતિઓનો ગાઢ પરિચય તેમણે સાધ્યો.

વડોદરામાંજ યોગ સાધનાના બીજ વવાયાં. એક દિવસ ગાયકવાડ સરકાર સાથે તેઓ બ્રહ્માનંદ સ્વામીને મળવા ગયા. સામાન્ય રીતે સ્વામી કોઈની સામે જોતા નહિ. પણ અરવિંદની સામે જોઈ કહ્યું, "આવી ગયા ? આવો" અરવિંદે સામેથી સ્વામીજીને વંદન કર્યાં. પછી એમને મહાન યોગી વિષ્ણુ ભાસ્કર લેલે સાથે સમાગમ થયો. અરવિંદની દિવ્ય શક્તિને એમણે જાગૃત કરી. ત્રણ દિવસ સુધી એકાંતમાં યોગસાધનાનો એમને અનુભવ કરાવ્યો. યોગ સિદ્ધિનું આ બીજ સમય જતાં મહાન વૃક્ષમાં પરિણમ્યું.

શ્રી અરવિંદે એપ્રિલ ૧૯૦૧માં કલકત્તામાં મૃણાલિની બોઝ સાથે લગ્ન કર્યું. એમની આધ્યાત્મિક શક્તિનો અને ચેતનાનો વિકાસ થઈ રહયો હતો. એમણે પત્નીને પત્રમાં લખ્યું હતું, "જે માણસ સાથે તારૂં ભાવિ જોડાયેલું છે તે એક ઘણી વિચિત્ર પ્રકારની વ્યકિત છે" એમની ઘેલછાઓને લીધે ઘણાં એમને ગાંડામાં ગણતાં. પત્નિને એક લાંબા પત્રમાં તેઓ પોતાની ત્રણ 'ઘેલછાઓ' ની વાત કરે છે. એ કહેતા કે "પૈસા અને બીજુ કંઈ એમની પાસે છે તે પ્રભુની સંપત્તિ છે. પોતાની જરૂરિયાત કરતાં વધારાનું પ્રભુને અર્પણ કરી દેવું" બીજી 'ઘેલછા' એમણે આ પ્રમાણે વર્ણવી છે "મારે તો ભગવાનનો સીધોજ સાક્ષાત્કાર કરવો છે." ત્રીજી 'ઘેલછા' બાબત તેઓ કહેતા "મારો દેશ મારી માતા છે. મારા દેશવાસીઓનો ઉદ્ધાર મારે કરવો જોઈએ."

પોતાની મા અને નાની બેનને નિયમસર તેઓ પૈસા મોકલી આપતાં મોટા ભાઈઓ વિનયભૂષણ જે કુચબિહારમાં દિવાન હતા અને મનમોહન જે પટણામાં પ્રોફેસર હતા અને જેઓ એમના કરતાં વધુ કમાતા હતા તેમની પૈસા મોકલવાની રાહ જોતા નહિ. પોતાની ફરજ એ બજાવતા અને તેમાંથી સંતોષ મેળવતા.

માધવરાવ નામના એક હોશિયાર વિદ્યાર્થીને લશ્કરી તાલીમ લેવા માટે પોતાના ખર્ચે એમણે વિલાયત મોકલ્યો હતો.

માલીમની મુકિત માટે સ્થપાયેલા એક ગુપ્ત મંડળના અરવિંદ સભ્ય હતા. બંગભંગની ચળવળમાં ઝંપલાવવા માટે એમણે ૧૯૦૫માં વડોદરા રાજ્યની નોકરી છોડી દીધી હતી.

કલકત્તામાં બિપિનચંદ્ર પાલે શરૂ કરેલા "વંદેમાતરમ્"ના શ્રી અરવિંદ સહતંત્રી બન્યા. "વંદેમાતરમ્"ના એમનાં લખાણોએ જનતામાં અનેરો ઉત્સાહ પ્રગટાવ્યો હતો. બ્રિટીશ સરકારને બીક લાગી કે 'વંદેમાતરમ્' એમને માટે ભયરૂપ બની જશે. સરકારે બિપિનચંદ્ર પાલ અને અરવિંદ ઘોષ પર કેસ કર્યો. ન્યાય કરનારાઓ

---

બ્રિટીશરો હતા. બિપિનચંદ્રને છ માસની કેદ થઈ. અરવિંદ ઘોષ નિર્દોષ છૂટયા.

પણ થોડા સમય બાદ એક દુર્ઘટના બની. બ્રહ્મ બાંધવ ઉપાધ્યાય જેલનિવાસ દરમિયાન માંદા પડયા. તેમને દવાખાનામાં લઈ જવામા આવ્યા, જયાં તેમનું અવસાન થયું. બંગાળી યુવાનો ઉશ્કેરાયા. મુઝફ્ફરપુરના ડિસ્ટ્રિકટ જજ કિંગ્સફોર્ડને મારી નાંખવાનો નિર્ણય થયો. એમની મોટર પર બોંબ ફેંકવામાં આવ્યો તેમા એની પત્ની અને પુત્રી હતાં. તે બંને માર્યા ગયાં. સરકાર છંછેડાઈ અરવિંદ ઘોષની ધરપકડ કરવામા આવી અને તેમને જેલમાં ધકેલી દીધા બહેન સરોજિની દેવીએ પોતાનો ભાઈ નિર્દોષ છે અને એને છોડી દેવો જોઈએ તે માટે ઝુંબેશ ઉઠાવી. ફંડફાળો ઉઘરાવ્યો. મહાન ધારાશાસ્ત્રી દેશબંધુ ચિત્તરંજન દાસે તનતોડ મહેનત કરી અરવિંદને નિર્દોષ ઠરાવી, છોડાવ્યા.

જેલમાં અરવિંદે યોગની અસાધારણ શક્તિ પ્રાપ્ત કરી. તેઓ તદ્દન સ્થિતપ્રજ્ઞ બની ગયા હતા વસ્તુમાત્રમાં હવે એમને વાસુદેવ ભગવાનના દર્શન થતાં હતાં બહારની દુનિયાથી તેઓ અલિપ્ત થયા હતા. એમણે સર્વ બાબતો ભગવાન પર છોડી હતી. એમની આંતરિક દૃષ્ટિ હવે એટલી વિશાળ બની હતી કે વિશ્વના દરેક પદાર્થમાં એમને ઈશ્વર, સત્ય અને આત્માનો સાક્ષાત્કાર થતો. બાહ્ય નિયમ કે માર્ગદર્શનની એમને આવશ્યકતા રહી ન હતી. તા. ૨૪ નવેંબર, ૧૯૨૬ને દિવસે એમને સાક્ષાત્કાર થયો.

અરવિંદની સ્મરણ શક્તિ અને યાદશક્તિ અસાધારણ હતા. એક દાખલો જોઈએ. એક વખત કેટલાક મિત્રો સાથે તેઓ બેઠા હતા. એક પુસ્તક ઉઘાડી વાંચવા માંડયુ. મિત્રોને લાગ્યું કે માત્ર પાના ફેરવ્યે જાય છે એક મિત્રે પૂછ્યું, "અરવિંદ, તુ વાંચે છે કે માત્ર પાનાજ ફેરવે છે?" જવાબ આપ્યો "પુસ્તક વાંચુ છું." બીજા મિત્રે પૂછ્યું, "શુ વાંચ્યુ ? બોલ." "કયાંથી બોલુ ?" એમણે સવાલ પૂછયો પેલા મિત્રે કહયુ "૭૦ મા પાનાથી બોલ." બધાના આશ્ચર્ય વચ્ચે ૭૦મા પાનાથી અરવિંદે બોલવાનું શરૂ કર્યું ચોપડીના શબ્દે શબ્દો બોલવા લાગ્યા. બધા મિત્રોને એમની શક્તિનો પરિચય કરાવ્યો.

અરવિંદ જેલમાંથી છૂટયા પછી "ધર્મ" અને "કર્મયોગી" નામના બે સાપ્તાહિકો ચલાવતા હતા. માભોમની આઝાદી માટે યુવાનોને એમાં સંદેશ આપતા લખાણો છપાતા. સરકારને અરવિંદની બીક લાગતી હતી. કોઈ પણ બહાના હેઠળ એ એમને પકડી ફરી જેલમાં ધકેલી દેવા ઈચ્છતી હતી કે જેથી લોકોને એમના શબ્દો સાંભળવાની કે વાંચવાની તક જ ન મળે.

એકવાર "કર્મયોગી"ની ઓફિસમાં સમાચાર મળ્યા કે સરકાર એમને પકડવા માટે ઓફિસમાં માણસોને મોકલે છે. પોતાના અંતરાત્માના અવાજને વશ થઈ એ ચંદ્રનગર ઉપડી ગયા જે ફ્રેંચ હકુમત નીચેનું નગર હતું અને પછી ત્યાંથી પોંડિચેરી રવાના થઈ ગયા. ૪થી એપ્રિલ ૧૯૧૦ને રોજ અરવિંદ પોંડિચેરી પહોંચ્યા.

પોંડિચેરીમાં યોગાશ્રમની સ્થાપના કરી. એમના ઘણા અનુયાયીઓ આશ્રમમાં આવી રહયા અને

યોગસાધનામાં ભાગ લેવા લાગ્યા. શ્રી અરવિંદના ઉપદેશોને ગ્રહણ કરી પોતાના જીવનને કૃતાર્થ કરવા લાગ્યા.

પોંડિચેરી આશ્રમમાંથી "આર્ય" નામનું માસિક શરૂ કરવામાં આવ્યું. એમાં શ્રી અરવિંદના યોગ-સાધનાના અનુભવો અને તત્ત્વચિંતનના ઉપદેશો છપાવા લાગ્યા. ભાષા સાદી અને સરળ હોવાથી અસંખ્ય લોકો તે વાંચી, તેમાંથી ઉપદેશ ગ્રહણ કરવા લાગ્યા. પછી તેમનાં પુસ્તકો છપાયાં. એનાં નામ છે: "દિવ્ય જીવન", "ગીતા-નિબંધો" અને "યોગ સમન્વય." (અંગ્રેજીમાં "The Life Divine," "Essays on the Gita" and "Synthesis of Yoga" નામો છે.)

જેઓને જ્ઞાનતપશ્ચર્યા કરવાનો અવકાશ નથી તેઓ માટે એમણે "સાવિત્રી" નામની મહાકાવ્યની રચના કરી. એની કથાવસ્તુ મહાભારતમાંથી લેવામાં આવી છે. એમના યોગદર્શનનો પરિચય એમાંથી મળી શકે છે. શ્રી ઉમાશંકર જોષીએ "એની કાવ્યભાવનાને ટૂંકમાં મંત્ર ભાવના કહી શકાય" એમ કહ્યું છે. આ કાવ્યમાં શ્રી અરવિંદ વિશ્વદર્શનનો પરિચય કરાવે છે. આખા કાવ્યમાં અચિતમાંથી પરાચિતમાં વિકસતી ચેતનાનું વર્ણન કરવામાં આવ્યું છે. સદેહે પરમ સાર્થકતા પ્રાપ્ત કરવાનો માર્ગ એમાં વર્ણવવામાં આવ્યો છે.

ગીતા-નિબંધોમાં શ્રી અરવિંદ તત્ત્વદર્શનનો અનુભવ કરાવતાં કહે છે કે સારાં કર્મો કરવાથી મુક્તિને માર્ગે માનવ આગળ વધી શકે છે અને ચેતનાને વિસ્તારવાના એક ઉપયોગી સાધન તરીકેની શક્તિ પણ તેમાં નિહાળી શકે છે, અને મનુષ્યની ચેતનાનો દિવ્ય ચેતના સાથે એકાકાર થાય છે. 'વાસુદેવમ્ ઈદમ્ સર્વમ્'ની ભાવના માનવ મનમાં પેદા થાય છે અને સર્વવસ્તુઓમાં એને દિવ્યતાનાં દર્શન થાય છે. એને માટે જગતના સુખ-દુઃખ રૂપી દ્વંદ્વોથી એ પર થઈ જાય છે આમ આ નિબંધોમાં શ્રી અરવિંદ પરમતત્ત્વની પ્રતીતિ કરાવે છે એ માને છે કે પુરુષ અને પ્રકૃતિ એક બીજાથી ભિન્ન નથી પણ બેઉ એક પરમ તત્ત્વનાં અવિભાજ્ય અંગો છે. એ બંનેના નિયંત્રક શ્રી પુરુષોત્તમ ભગવાન જ છે. જેટલું પરમ તત્ત્વ સત્ય છે તેટલુંજ આ જગત પણ સત્ય છે. દિવ્ય સૃષ્ટિ અને જડ સૃષ્ટિ બંને પરમતત્ત્વનાજ આવિષ્કાર છે. મુક્તિ અહમ્ ગાળીને જ પામી શકાય એમ એ કહે છે.

"દિવ્ય જીવન"માં એમના તત્ત્વચિંતનનું દર્શન થાય છે. એ કહે છે, પરમ આત્મા સચ્ચિદાનંદરૂપ છે. માનવીએ સંપૂર્ણ આત્મજ્ઞાન, સંપૂર્ણ વિશ્વજ્ઞાન અને સંપૂર્ણ પરમાત્મજ્ઞાન સંપાદન કરવાનું છે. એ માને છે કે બ્રહ્મની ચેતનામાં વિદ્યા અને અવિદ્યા બંને અનંત અને શાશ્વત છે, એકત્વ અને અનેકત્વ બંને બ્રહ્મમાં સંવાદિતાપૂર્વક શાશ્વત રહે છે.

શ્રી અરવિંદના યોગમાં "માતાજી"ના યોગે મહત્વનો ફાળો આપ્યો છે. માદામ આલ્ફાસા જે પાછળથી 'શ્રી માતાજી'ના લાડીલા નામે ઓળખાયાં તેઓ ફ્રેંચ સન્નારી હતાં. બંનેએ સાથે મળીને યોગને વિકસાવ્યો. શ્રી અરવિંદે કામકાજમાંથી નિવૃત્તિ લીધા બાદ આશ્રમનું સંપૂર્ણ સંચાલન 'માતાજી'જ સંભાળતાં.

---

સંપૂર્ણ નિવૃત્તિ લીધા બાદ શ્રી અરવિંદ વર્ષમાં ત્રણ દિવસ જનતાને દર્શન આપતા. એ ત્રણ દિવસો: ૧૫મી ઑગસ્ટ—એમનો જન્મદિન. ૨૪મી નવેંબર—એમની મોક્ષ સિદ્ધિનો દિવસ અને ૨૧મી ફેબ્રુઆરી—'માતાજી'નો જન્મ દિવસ.

શ્રી અરવિંદનો યોગ અંતરની ચેતનાના વિકાસની એક ચોક્કસ પદ્ધતિ છે. એમના આ યોગમાં ભગવાનની દોરવણીથી પોતાની ચેતનાનો વિકાસ સધાય છે અને ચેતનાના વિકાસના ઉંચામાં ઉંચા શિખરે તે પહોંચી શકે છે. આમ આત્માનો સાક્ષાત્કાર અને પ્રકૃતિનું સર્વાંગી રૂપાંતર જ્યારે સિદ્ધ થશે ત્યારેજ અતિમનસ પુરુષ પ્રગટશે. આ ઉત્ક્રાંતિની એક મોટી પાયરી છે અને ક્રમશ: પૂનર્જન્મ વડેજ એ સિદ્ધ થઈ શકે છે.

જગતને આવું ગહન તત્ત્વચિંતન અને પ્રેરણાત્મક દિવ્ય દર્શન કરાવનાર મહર્ષિ અરવિંદે તા. ૫–૧૨–૧૯૫૦ને રોજ મહાપ્રયાણ કર્યું. કહે છે કે પ્રાણ વિનાના એમના દેહમાંથી એવી તો જ્યોત ઝળહળી કે એમના અંતિમ દર્શન કરનારા અંજાઈ ગયા. શ્રી અરવિંદના માર્ગે ચાલનાર સાધકોને એવી સંપૂર્ણ શ્રદ્ધા છે કે શરીરમાંથી નિવૃત્ત થયા પછી પણ જ્યાં સુધી માનવ જાતિ માટે અતિમનસનો પ્રવાહ ઝીલવાનો માર્ગ નહિ ખૂલે ત્યાં સુધી કામ કરતા રહેવાનું શ્રી અરવિંદે અભિવચન આપ્યું છે.



**છલોછલ સદ્ભાવ**

પોતાના હૃદયમાં જ આનંદરૂપ પરમાત્માના સાન્નિધ્યનો અનુભવ કરનારા ભક્તો સદા સદ્ભાવથી ભરેલા હોય છે.

કોઈકને થોડુંક ધન મળી જાય તોય આનંદી ઊઠે છે. જયારે ભક્તને તો લક્ષ્મીપતિ પરમાત્મા જ મળી જાય છે પછી શી વાતની કમી હોય ? દુઃખી પણ થાને માટે હોય એ ?

—પૂ. રંગરેજી મહારાજ

## 'મારૂં ઘર, ઘર નહિ, પ્રભુનું મંદિર છે'

ભાગવત કહે છેઃ તમે ઘર છોડીને વનમાં ભલે ન જશો, પરંતુ તમારી પ્રત્યેક ચીજ પ્રભુને ચરણોમાં અર્પણ કરી દઈને પ્રસાદીરૂપે જ ગ્રહણ કરો—તો કર્મ બંધન તમને નડશે નહિ.

તમે સર્વસ્વનો ત્યાગ કરી ન શકો તો કંઈ નહિ પણ તમારા ઘરને ઠાકોરજીનું મંદિર તો જરૂરથી બનાવજો;

તમારૂં ઘર તમારૂં ઘર નથી પણ પ્રભુનું મંદિર છે, એના માલિક ભગવાન છે. એવી ભાવના સેવશો તો ઘરમાં મન લેપાશે નહિ ને કશાંય પાપ થશે નહિ.



## 'બધું ભગવાનનું છે'

વેદાંત "જગત ખોટું છે" એમ કહીને મોહ છોડાવવા મથે છે જયારે વૈષ્ણવશાસ્ત્રો "જગત ભગવાનનું છે" એમ કહીને સરળતાથી મોહ છોડાવે છે.



## માલિક નહિ, મુનિમ

મનુષ્ય માલિક નથી, પ્રભુનો મુનિમ છે.

મુનિમથી માલિકનો પૈસો ગમે તેમ ના વપરાય, વિવેકથી વાપરવો પડે, ને પૂરો હિસાબ રાખવો પડે.

તમારા ઘરમાં જે કંઈ છે તે બધું પરમાત્માનું છે ને તમે તેના મુનિમ છો એમ માનીને વિવેકથી ભોગવશો ને પૂરો હિસાબ રાખશો તો પ્રભુ નારાજ નહિ થાય.

જેના હિસાબમાં ગોટાળો હોય તેને જ ગભરામણ થાય. તમે માલિકની ચીજો સમજપૂર્વક વિવેકથી વાપરી હશે ને હિસાબ બરાબર રાખ્યો હશે તો અંતકાળે પ્રભુને હિસાબ આપવા જતી વેળાએ કશીય ગભરામણ નહિ થાય.

પૂ. ડોંગરેજી મહારાજ



---

# —: શ્રીમદ્ રાજચંદ્ર :—

નભોમંડળમાં ઘણા તેજસ્વી તારા રાત્રે ઊગે, પોતાના ઉજ્જવળ, ઠંડા પ્રકાશથી સૌને ઠંડક–શાંતિ સમર્પે અને પ્રભાતે આથમી જાય—ખરી જાય.

આવો એક આધ્યાત્મિક વિભૂતિરૂપ, તેજસ્વી તારો આજથી એકસો આઠ વર્ષ પહેલાં પ્રગટયો; અને માત્ર તેત્રીશ વર્ષની વયે પોતાના જીવન, કથન અને વાણીનો અસ્ખલિત ગંગાપ્રવાહ રેલાવી જૈન–જગતને પ્રકાશિત કરી એ આથમી ગયો.

સૌરાષ્ટ્ર (હાલનું ગુજરાત)માં મોરબી શહેર પાસેના વવાણીયા નામના એક અતિ નાના ગામડાંમાં સંવત ૧૯૨૪માં કારતક સુદી પૂર્ણિમાના શુભ દિને એમનો જન્મ થયો. તેમના પિતાનું નામ રવજીભાઈ અને માતાનું નામ દેવકુંવરબેન હતું.

પિતૃ પક્ષ વૈષ્ણવધર્મી પરંતુ માતા દેવકુંવર જૈન ધર્મીના પુત્રી હતાં અને જૈન ધર્મ પાળતાં. પિતાએ બાળકનું નામ રાયચંદ પાડયું. ચાર–પાંચ વર્ષના આ રાયચંદને પિતા વૈષ્ણવોની હવેલીમાં લઈ જતા. ત્યાં બાળક કૃષ્ણ કીર્તનના પદો સાંભળે અને યાદ રાખે. કૃષ્ણ ભગવાનની કથા સાંભળે અને તે પણ યાદ રાખે. બીજી બાજુ માતા જૈન મંદિરે લઈ જાય. મહાવીર પ્રભુના દર્શન કરાવે અને ગુરૂ–સાધુ–મુનીરાજ પાસે પ્રવચન સાંભળે અને રાયચંદને સંભળાવે. રાયચંદ એકચિત્તથી બધું બરાબર સાંભળે–જૈનધર્મની અહિંસા–સર્વજીવોની દયા–બધા આત્માઓ સાથે મૈત્રી ભાવ–દુઃખમાં સમભાવ અને સુખમાં પણ સમભાવ–આવો ઉપદેશ નાનાશા બાળક રાયચંદના કોમળ–નાજુક અંતઃકરણમાં અંકિત થઈ ગયો.

આ નાનકડા ગામમાં અમીચંદ નામના એક ગૃહસ્થને કાળો સાપ કરડયો. તેમનો દેહવિલય થયો નાના રાયચંદે આ સાંભળ્યું. ગુજરી જવું એ શું એ એને ખબર ન હતી. પોતાના પિતા તથા દાદાને પૂછયું કે આ ગુજરી જવું એ શું છે ? દાદાએ કહયું કે બેટા ! તેમનામાંથી 'જીવ' નીકળી ચાલ્યો ગયો. હવે તે હાલી–ચાલી શકે નહિ. હવે બધા સગા મળી તેમને બાળી દેશે. રાયચંદની બાલસહજ જિજ્ઞાસા સળવળી ઊઠી. શબને લઈને સહુ સ્મશાન ગયા. રાયચંદ આડે રસ્તે ચાલીને સ્મશાન પાસેના એક નાના ઝાડ ઉપર ચઢી શબની અગ્નિ સંસ્કાર વિધિ નીરખવા લાગ્યા. ચિતા ભડભડ બળતી હતી તેમાં અમીચંદ કાકા બળીને ખાખ થઈ ગયા. રાયચંદે પ્રથમવાર આ નજરોનજર જોયું અને તેમનું મન–અંતર ઉદાસ થઈ ગયું. જીવનની આખરે આ દશા ! તેમનું કુમળું અંતર વૈરાગ્યના વિચારો કરતું થઈ ગયું.

પૂર્વભવની અનેક સાધના–જન્મ જન્માંતરનું જ્ઞાન–એનો પ્રાદુર્ભાવ–આવા વૈરાગ્યના સામાન્ય નિમિત્તથી સંતપુરૂષોનું જીવન–પરિવર્તન થાય છે. રાયચંદનું પણ તેમજ થયું. રાયચંદને આ સંસાર ઉપર, જીવન ઉપર ઉદાસીનતા આવી.

પોતે જુનાગઢ કોઈ સગાને ત્યાં ગયા હતા ત્યારે બજારમાંથી એક શબ લઈને ડાઘુઓ પસાર થતા હતા તે જોઈ રહયા. વળી વિચારે ચડયા. પુનર્જન્મની પોતાને ખાત્રી થઈ. ઘણા ભવમાં જન્મ લીધા અને મૃત્યુ પામ્યા એમ કરતાં કરતાં કોઈ પુણ્યોદયે આ માનવભવ પ્રાપ્ત થયો છે તેમ લાગ્યું! હવે માનવભવ વેડફી ન દેતાં સફળ બનાવવાની તેમને તાલાવેલી લાગી.

તેઓ ભણવા બેઠા. ગુજરાતી સાત ભણ્યા. એક માસમાં જ બધા આંક પુરા. બે વર્ષમાં સાતે ચોપડી પણ પુરી. બસ ! ભણતર તો પુરૂં થઈ ગયું.

પણ ખરૂં ભણતર તો પછી થયું. તેમની યાદશકિત એટલી તિવ્ર હતી કે જે કંઈ સાંભળે, જે કંઈ વાંચે તે અક્ષરશઃ યાદ રહી જતું. આ બધું સાતમે વરસેજ. દશમે વરસે તો ધર્મ અને નીતિના ગમે તે વિષય ઉપર તેઓ છટાદાર ભાષણો આપતા. એક "પુષ્પમાળા" નામની ચોપડી લખી જેમાં જૈનધર્મકથિત જીવનક્રમ અને જીવનમાં જરૂરી ગુણોનો વિકાસ કેમ થાય તે દર્શાવ્યું. વળી અગિયારમે વર્ષે લેખો લખવા લાગ્યા. કવિતા પણ લખે. પણ બધીયે પ્રવૃત્તિ વિચારોનું વહેણ કેવળ આધ્યાત્મિકતા–આત્માની જાગૃતિ તરફ હતું.

તેરમા વર્ષે રાયચંદે પિતાની દુકાને બેસવુ શરૂ કર્યું. કામકાજ ઝવેરાતનું હતું. પરંતુ આ જીવ તો જુદો હતો. દુકાને તો બેસે પણ સાથે ધર્મને લગતું પુસ્તક લેતા જાય. તે વાંચ્યાજ કરે. મનન કરે અને નોંધ કરે. જેવોતેવો વેપાર કરે પણ કોઈને છેતરે નહિ. જુઠ્ઠું બોલે નહિ. પંદર વર્ષની ઉંમરે રાયચંદ વવાણીયાથી મોરબી ગયા. ત્યાં એક શાસ્ત્રિને અવધાન કરતા જોયા. રાયચંદે એ સમજી લીધું. જાતે અવધાન કર્યું. પોતાની અનુપમ યાદશકિતના જોરે આઠ ચીજના પ્રથમ અવધાન કર્યાં. ઠેકઠેકાણે અવધાનના પ્રયોગો વધારતા ગયા અને શતાવધાની (એકી સાથે એકસો ચીજ વસ્તુઓના નામ નંબર યાદ રાખવા અને કોઈ પુછે એટલે તુરત જણાવવું) થઈ ગયા! પૂર્વભવની કોઈ અગમ્ય આરાધનાના જોરે ચમત્કારિક સ્પર્શશકિત પણ ધરાવતા. આંખે પાટા બાંધીને સ્પર્શમાત્રથીજ ગમે તે પુસ્તકનું નામ લઈ આપતા. રસોઈ ચાખ્યા વિના માત્ર સ્પર્શથીજ ઓછું કે વધતું નિમક છે તે પણ કહી દેતા!

અંતઃકરણની પરમશુધ્ધિ અને મગજની શકિત ધારણા કેન્દ્રિત કરવાની આ તાકાતથી સૌને આંજી નાખતા.

માત્ર અઢાર વર્ષની વયે મુંબઈમાં શતાવધાનના પ્રયોગો મુંબઈ હાઈકોર્ટના મુખ્ય જજ સર ચાર્લ્સ સારજન્ટ સમક્ષ કર્યા. જજ આશ્ચર્યચકિત થઈ ગયા. રાયચંદને યુરોપ લઈ જવા જજે આગ્રહ કર્યો. રાયચંદ કહે 'મારે અન્યત્ર બતાવવાનું કંઈ પ્રયોજન નથી. વળી હું જૈનધર્મના પ્રચલિત આચાર મુજબ પરદેશ પણ ન જ જાઉં' એ વાત ત્યાં પુરી થઈ.

---

ઓગણીસ વર્ષની ઉંમરે માતપિતાના આગ્રહથી તેમણે લગ્ન કર્યાં પણ આ જીવ તો વૈરાગ્ય અને ધર્મના રંગે પૂરો રંગાઇ ગયો હતો. વાંચન-મનન-સ્વાધ્યાય-ધ્યાન અને યોગની ભૂમિકામાં તેઓ વિચરી રહયા હતા.

દુકાને કામ કરે. એકવાર હીરા-મોતીનું એક પાર્ટી સાથે કામ કર્યું. ઓછા ભાવમાં મોટી રકમનું લેણ કરી દસ્તાવેજ કર્યો. ભાવ અણધાર્યા એકદમ વધી ગયા. વેચનાર પાર્ટી સર્વસ્વ ગુમાવે તો જ બજારમાંથી માલ ખરીદી રાયચંદ ભાઇને આપી શકે. પેલો વેપારી તો મુંઝાઇ ગયો. રાયચંદને ખબર પડી. વેપારીને દુકાન ઉપર બોલાવ્યો. રાયચંદ કહે, "અરે ભાઇ ! ધર્મબંધુ ! જરા પણ મુંઝાવ મા. મારે માલ નથી જોઇતો. હું લોહીનો વેપાર નથી કરતો. તમને અશાંત કરીને મારે શાંતિ નથી જોઇતી. લ્યો આ દસ્તાવેજ-લેવડદેવડનો કોન્ટ્રેક્ટ-હું ફાડી નાખું છું." આમ કહી વેપારીનો ભાર ઉતારી નાખ્યો.

તેમનું આધ્યાત્મિક જીવન વિકસતું ચાલ્યું. જૈનધર્મના પૂર્વના આચાર્યો-સંતોએ લખેલાં પુસ્તકો વાંચ્યાજ કરે-મનન કર્યા કરે. બીજી વાતચિત ગમે નહિ.

તેઓ ગાંધીજીના સમકાલીન હતા. પૂજ્ય મહાત્મા ગાંધીજીના જીવનનો પ્રભાવ ભારતની એકેએક વ્યકિત ઉપર પડતો, જે વાતથી કોઈ અજાણ નથી. પરંતુ ગાંધીજી ઉપર કોઇનો પ્રભાવ પડયો હોય તો તે રાયચંદમાંથી શ્રીમદ્ રાજચંદ્ર થયેલ આ વ્યકિતનો ! ગાંધીજીએ લખ્યું છે કે "મેં ઘણાના જીવનમાંથી ઘણું લીધું છે પણ સૌથી વધારે કોઈના જીવનમાંથી મેં ગ્રહણ કર્યું હોય તો તે શ્રીમદ્ રાજચંદ્રના જીવનમાંથી છે."

વીશ વર્ષની ઉંમરે તો તેમને આ દુનિયાદારીની બધી પ્રવૃત્તિઓ નિરર્થક લાગી ! સર્વસંગ પરિત્યાગ કરી એકાંતમાં આત્મસાધના કરવાની ઉત્કટ ભાવના જાગી. વીશમા વરસે જૈન ધર્મના ગ્રંથોના દોહનરૂપે તેમણે "મોક્ષમાળા" નામનું ભાવાર્થપૂર્ણ અતિ સુંદર મોટું પુસ્તક લખ્યું. સંખ્યાબંધ લેખો—ઉપદેશો લખ્યા. કેટલીયે કવિતાઓ લખી. ધીમેધીમે બધી બાબતોમાંથી તેમનો રસ ઓસરી ગયો !

એકત્રીશ વર્ષની ઉંમરે તેમણે સમજણપૂર્વક આ સંસારના બધા સગા—વ્હાલાંઓને અને પરિગ્રહ-ચીજ વસ્તુને સર્વાંશે ત્યાગી દીધી ! કેવળ ધર્મધ્યાનમાંજ લાગી ગયા. દેહની પરવા જતી કરી. ખાવાપીવાનું થોડું અને સંયમવાળું કરી નાખ્યું.

તેમને જાણે કે પૂર્વભવનું અને જાતિ સ્મરણ જેવું જ્ઞાન હોય તેવું દેખાવા લાગ્યું. કોઇ અજાણ્યો આગંતુક મળવા આવે, વાતચિત આરંભે તે પહેલાંજ તેઓ આવનારનું નામ ઉચ્ચારે અને તેમની વાતચિતનો સાર આપી દે !

પૂર્વજન્મની કોઈ પ્રબળ સાધનાના જોર સિવાય આ બની શકેજ નહિ. માત્ર ચાલુ ભવની શકિત

નહિ પણ આગલા ભવોની જ્ઞાનશકિત આ ભવમાં ઉદયમાં ન આવે તો આટલી નાની ઉંમરમાં આવું અદ્દ્ભૂત જીવન ન થાય!

અધ્યાત્મની રંગરેલ વહાવી માત્ર તેત્રીશ વર્ષની ઉંમરેજ તેમણે જીવનલીલા સમેટી લીધી. તેમનો જીવન–દીપક ઓલવાઈ ગયો.

જૈનોમાં એક સ્થાનકવાસી સંપ્રદાય ચાલે છે. તેઓ તેમના ઉપદેશ પાછળ ઘેલા છે. એટલુંજ નહિ પણ અન્ય હજારો જૈનો શ્રીમદ રાજચંદ્રના જીવન ઉપર મુગ્ધ છે.

વ્હેલી પ્રભાતે, સ્વાધ્યાય વખતે કે સામાયિકના વ્રતમાં, મોડી રાત્રે, શયન સમયે, સુખમાં કે દુઃખમાં, જૈન લોકો તેમના સાદા, સરળ અને અધ્યાત્મરસથી ભરપુર પદો ગાયા જ કરે છે. "અપૂર્વ અવસર એવો કયારે આવશે?" એ પદ તો નરસિંહ મહેતાના "વૈષ્ણવજન તો તેને કહીએ"–ના જેવુંજ લોકપ્રિય છે.

શ્રીમદ રાજચંદ્રને ઓળખવા માટે તો તેમનું અધ્યાત્મ રસથી નીતરતું જીવન અને ઉપદેશ વાંચીએ તો જ સાચો ખ્યાલ આવે!



ઉઘાડી આંખે બ્રહ્મચિંતન

જેને ઉઘાડી આંખે જગત જ દેખાતું હોય તેને બ્રહ્મનું ચિંતન કરવા માટે આંખ બંધ કરવી પડે પણ ગોપી તો ઉઘાડી આંખે પણ બ્રહ્મનું ચિંતન કરી શકતી હતી ને પરમાત્માને પેખી શકતી હતી.

તેથી જ એણે ઉદ્ધવને કહ્યું હતું કે મારા પરમાત્મા સગુણ છે કે નિર્ગુણ તેની ચિંતા મારે નથી કરવી...હું તો 'હે કૃષ્ણ!' કહું એટલે તુરત જ મારી પાસે આવીને ઊભા રહે છે...પછી ભલેને એ દ્વારિકામાં હોય કે મથુરામાં.

પૂ. ડોંગરેજી મહારાજ



ॐ

नमो भगवते वासुदेवाय:



# એકાદશી મહાત્મ્ય

નંદલાલ આવજો હો આજે એકાદશી
દરશન આપજો હો આજે એકાદશી
નંદજીના લાલ પ્રભુ પ્રેમે પધારજો
શ્યામ સુંદર સાથમાં શ્રી રાધાને લાવજો
સ્વાગત સ્વીકારજો હો......આજે

અંતરના આંગણીયે ઉતારા આપશું
મનના મંદિરીયામાં તમને પધરાવશું
દેવ દયા લાવજો હો......આજે

દિલના દરવાજે પ્રેમ તોરણ બાંધશું
ભાવનાના પુષ્પોથી ભાવે વધાવશું
હૈયું હરખાવજો હો......આજે

શરણું લેનારને ઉગારો ક્ષણવારમાં
ચેલા અધિકને ઉગાર્યા ક્ષણવારમાં
સેવક બજાવજો હો......આજે

આવો શ્રી રણછોડ મળવાનું મન છે
નહિ આવો તો શ્યામ મારા સોગંદ છે
આંખલડી ઠારજો હો......આજે

નંદલાલ આવજો હો આજે એકાદશી...

卐

# —: હિંદુ ધર્મમાં એકાદશી વ્રતનું માહાત્મ્ય :—

હિંદુ ધર્મના પુરાણોમાં એકાદશી વ્રતનો મહિમા વિસ્તારથી સમજાવવામાં આવ્યો છે. વૈષ્ણવો એકાદશીના વ્રતમાં માને છે. આ વ્રતની પાછળ આધ્યાત્મિક હેતુ છે તેમજ આરોગ્યની દૃષ્ટિ પણ છે.

એકાદશી વ્રતની વિધિ એવી છે કે તે વ્રત કરનાર દસમને દિવસે અલ્પાહાર કરે છે, અગર માત્ર એક વાર ભોજન કરે છે. પછી એકાદશીને દિવસે સૂર્યોદય પહેલા ઊઠે છે અને સ્નાનાદિ ક્રિયાઓથી પરવારે છે. આમ શરીર અને મન પવિત્ર કરે છે. પછી પ્રભુની સેવા–પૂજા, સ્મરણ કરે છે, દેવદર્શને જાય છે, ધાર્મિક કથાઓનું કે એકાદશી વ્રતના માહાત્મ્યની કથાઓનું શ્રવણ કરે છે. મન, વાણી અને કર્મને શુદ્ધ બનાવે છે. આ વ્રત કરનાર સામાન્ય રીતે તે દિવસે ઉપવાસ કરે છે અગર તો ફળાહાર કરે છે. પોતાની શક્તિ પ્રમાણે દાન ધર્મ કરે છે. રાત્રે જાગરણ કરે છે અને ભજન–કીર્તન કરે છે અને ઈશ્વરને રીઝવે છે. બારસને દિવસે પણ સૂર્યોદય પહેલા ઊઠી, સ્નાનાદિ કર્મોથી પરવારી, પ્રભુ સ્તવન કરે છે અને પછી પારણામાં સાદું ભોજન કરે છે.

આ વ્રત કરનારના પાપોનો નાશ થાય છે, તેને શુભ ફળની પ્રાપ્તિ થાય છે. તે ઘણું પુણ્ય સંપાદન કરે છે અને અંતે મોક્ષપદનો અધિકારી બને છે.

આ વ્રત કરનારે નિંદા, કુસંગ, કુકર્મ, કામ ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરનો ત્યાગ કરી, સંપૂર્ણ શ્રદ્ધાથી અને શુદ્ધ ભાવનાથી ઈશ્વરની ભક્તિ કરવી જોઈએ, જેથી પોતાના જીવનમાં સુખ અને શાંતિ સંપાદન કરી ભવસાગર તરી જવાય. આમ એકાદશી વ્રત કરનારે એની યથાવત્ વિધિ ઉપરાંત શુદ્ધ આચાર વિચારના પાલનને સવિશેષ ધ્યાનમાં રાખવું જોઈએ.

એકાદશીના ઉપવાસ બે જાતના છે. એકમાં બિલકુલ ખોરાક લેવો નહિ, એટલે કે માત્ર દૂધ અને ફળાહાર ઉપર રહેવાનું હોય છે. બીજું અલુણ એટલે કે અનાજ–મીઠા સિવાયનું ભોજન રાત્રે લેવામાં આવે છે.

એકાદશીને દિવસે બને ત્યાં સુધી સાદો સાત્ત્વિક અને કંદમૂળનો ખોરાક લઈને આ વ્રત કરવું જોઈએ.

પુરાણોની પરંપરામાં એકાદશીનો આરંભ ચૈત્ર કે કાર્તિકની એકાદશીથી નહિ પણ માગશીર્ષની એકાદશીથી કરવામાં આવેલ છે. અહિં એકાદશીનો ક્રમ કાર્તિકી વર્ષ અનુસાર પ્રબોધિની એકાદશીથી ગોઠવ્યો છે.

બીજી એક વાતનો પણ ખુલાસો કરવો ઉચિત છે. કેટલીક એકાદશીના નામ બબ્બે એકાદશી સાથે સંકળાયેલા છે, જેવાકે જયા (મહા સુદ ૧૧ અને ફાગણ વદ ૧૧) અને પુત્રદા (પોષ સુદ ૧૧ અને શ્રાવણ સુદ ૧૧). સંપાદકોએ દરેક એકાદશીને મથાળે માસ, પક્ષ અને નામનો નિર્દેશ કર્યો છે.

આ વિભાગમાં જ્ઞાન, કર્મ અને ભક્તિનો બોધ આપનાર વર્ષની બધી એકાદશીઓના માહાત્મ્યને સાધારણ જનતા સમજી શકે તેવી સાદી અને સરળ ભાષામાં રજૂ કરવાનો નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે.



# —: પ્રબોધિની-દેવોત્થાની-હરિબોધિની એકાદશી :—

**કારતક સુદ ૧૧**

કાર્તિક સુદ એકાદશી એટલે અષાડ મહિનામાં સૂઈ ગયેલા ભગવાનને ચાર મહિનાની લાંબી ઉંઘ પછી ઉઠાડવાની એકાદશી. આ એકાદશીનું નામ પ્રબોધિની એકાદશી છે. કોઈ તેને દેવ ઉઠી દેવોત્થાની અથવા હરિબોધિની અગિયારસ પણ કહે છે'

આજે દરેક માણસ સુસ્ત અવસ્થામાં જણાય છે. માત્ર જાગતો હોવાનો દેખાવ કરવામાં તે અતિ કુશળ થયો છે. શાસ્ત્રકારો પણ વારંવાર આપણને ઢંઢોળી ઢંઢોળીને ઉઠાડે છે. પ્રબોધિની એકાદશી માનવને વિભિન્ન નિદ્રાઓમાંથી જગાડવાનો સંદેશ લઈને આવે છે.

રામાયણમાં રામ અને સુગ્રીવની અજોડ મૈત્રીનું વર્ણન છે. પોતાનું કામ પુરૂં થતાં પ્રમાદને વશ સુગ્રીવ એશઆરામમાં શ્રી રામનું કાર્ય વિસરી ગયો. રામ તેથી દુ:ખી થયા. સુગ્રીવને કર્તવ્ય ભાન કરાવવા લક્ષ્મણ આવ્યા. તેઓ ખૂબ ક્રોધાયમાન હતા. તેણે સુગ્રીવની કાર્યની શિથિલતા બતાવીને તે કૃતઘ્ની થયો છે તેમ જણાવ્યું. પ્રમાદી સુગ્રીવને આ પ્રકારની ચેતવણી આપી લક્ષ્મણે જગાડયો તેજ આ પ્રબોધિની એકાદશીનો દિવસ.

જેમ રામે સુગ્રીવને જગાડવા લક્ષ્મણને મોકલી આપ્યા તેમ આપણા પ્રમાદને ખંખેરવા પ્રભુ સંતો, ઋષીમુનિઓ અને મહાપુરૂષોને આપણી પાસે આપણને જગાડવા મોકલી આપે છે—આપણે પણ જાગીને પ્રભુના કામે લાગીએ તો એ દિવસ આપણે માટે પ્રબોધિની એકાદશી જેવો પવિત્ર બની રહે.

આ દિવસે ભગવાનને તુલસી જોડે પરણાવવાનો પણ રિવાજ છે. પુરાણોમાં એવી કથા છે—જલંધર રાજા પોતાની પત્ની વૃંદાના પાતિવ્રત્યના જોરે પ્રજા ઉપર ત્રાસ વર્તાવતો હતો. જયાં સુધી પત્નીનું પાતિવ્રત્યનું ખંડન ન થાય ત્યાં સુધી જલંધરનું મૃત્યુ શકય ન્હોતું. વિષ્ણુએ જલંધરનું રૂપ લઈને વૃંદાનું પાતિવ્રત્ય ખંડિત કર્યું. વૃંદાને આ બાબતની જાણ થતાં તેણે વિષ્ણુને પત્થર થવાનો શાપ આપ્યો તેથી તે શાલીગ્રામ થયા. વિષ્ણુએ તેને વનસ્પતિ બની જવા કહ્યુ તેથી તે તુલસી થઇ. હજી પણ આપણે શાલીગ્રામ ઉપર તુલસી દલ ચડાવીએ છીએ અને પ્રબોધિની એકાદશીએ તુલસીને ભગવાન સાથે પરણાવીએ છીએ.

ભારતીય સંસ્કૃતિ તુલસીને વિભૂતિ સમજે છે અને તુલસીમાતાનું પૂજન કરે છે. સમાજમાંથી રોગ વિકાર પાપો ઈત્યાદિને તુલસીની માફક દૂર કરવા આપણે કટિબદ્ધ થઈએ તો આપણે પણ પ્રભુ જોડે પરણી શકીએ એટલે કે જીવ અને શિવ એક થાય.

ટૂંકમાં પ્રબોધની એકાદશી એટલે જીવનની ઘોર નિદ્રામાંથી જાગવાનો શુભ દિવસ. આળસ પ્રમાદ વગેરે ખંખેરી પ્રભુ કાર્ય માટે તૈયાર થવાનો દિવસ. પ્રભુ સાથે એક થવાનો દિવસ. આવા પ્રકારની જાગૃત સમજ સાથે આપણે પ્રબોધિની એકાદશીનો દિવસ ઉજવવો જોઈએ.

આ કથા બ્રહ્માંડપુરાણ અને સ્કન્દપુરાણમાં કહેવામાં આવી છે.

卐

# —: અભયા–ઉત્પન્ના–( ઉત્પત્તિ ) એકાદશી :—

કારતક વદ ૧૧ :

આ એકાદશીનું નામ અભયા એકાદશી છે. એને ઉત્પત્તિ એકાદશી ઉત્પન્ના પણ કહેવામાં આવે છે.

સતયુગમાં મોરુ નામનો એક રાક્ષસ હતો. તે અતિ બળવાન હતો. ઈંદ્ર અને બીજા દેવોને હરાવી સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર એણે નસાડી મૂક્યા હતા. દેવોએ શંકરભગવાનની પ્રાર્થના કરી, મદદ કરવા વિનવ્યા. શંકર ભગવાને દેવોને વિષ્ણુ ભગવાનને શરણે જઈ એમના દુઃખનો ઉપાય સૂચવવા માટે વિનંતી કરવાની સલાહ આપી. દેવો પછી વિષ્ણુ ભગવાન પાસે આવ્યા. શુદ્ધ ભાવથી ભગવાનની પ્રાથના કરી અને મોરુ સ્વર્ગ પર કબજો કરી બેઠો છે અને દેવોને ખૂબજ ત્રાસ આપે છે એ વાત કહી સંભળાવી. એમના દુઃખનું નિવારણ કરવાનો ઉપાય સૂચવવા માટે વિનંતી કરી. વિષ્ણુ ભગવાને દેવોને શાંત કર્યા. મોરુ રાક્ષસનો પોતે સંહાર કરશે અને દેવોના દુઃખનો અંત આણશે એમ કહી દેવોને અભય રહેવા સૂચવ્યું. પછી વિષ્ણુ ભગવાન ચંદ્રાવતી નગરી જેમાં મોરુ રાક્ષસ રહેતો હતો ત્યાં આવ્યા. અન્ય દેવો પણ ત્યાં આવ્યા. યુદ્ધનો શંખનાદ કર્યો. દાનવ સૈન્ય યુદ્ધ માટે ધસી આવ્યું. દેવ સૈન્ય સાથે ભયાનક યુદ્ધ થયું. દાનવોએ દેવોના સૈન્યને પીછે હઠ કરવા ફરજ પાડી. દેવોના સૈન્યમાં નાસભાગ થવા લાગી. આ સમયે વિષ્ણુ ભગવાન ઉપસ્થિત થયા. દાનવોના સૈન્યનો ઘાણ કાઢી નાખ્યો. માત્ર મોરુ રાક્ષસ મર્યો નહિ. વિષ્ણુના ચક્રથી એ ભય પામતો ન હતો. મોરૂએ વિષ્ણુને હથિયાર ફેંકી દઈ મલ્લ યુદ્ધમાં ઉતરવા માટે હાકલ કરી. વિષ્ણુએ હથિયાર હેઠાં મૂક્યાં. બંને મલ્લયુધ્ધ કરવા લાગ્યા. લાંબો સમય યુધ્ધ કર્યું પણ મોરુએ મચક આપી નહિ. વિષ્ણુ અંતે થાક્યા. મુઠ્ઠીના એક પ્રહારથી મોરુને મૂર્છાવશ કર્યો અને પોતે બદરી વનમાં સિંહવતી ગુફામા આવી વિશ્રામ કરવા સૂતા. ભાનમાં આવતાં મોરુ રાક્ષસ ગુફામાં આવ્યો. આ સમયે વિષ્ણુ ભગવાને પોતાની માયાના પ્રતાપે રૂપરૂપના અંબાર સમી મહામોહિની કન્યા ઉત્પન્ન કરી. એણે સફેદ વસ્ત્રો ધારણ કર્યાં હતાં. પોતાના આઠ હાથમાં જુદા જુદા હથિયારો ધારણ કર્યાં હતાં. મોરુ રાક્ષસ ગુફામાં આવ્યો એટલે એને રોકી પૂછ્યું 'તું કોણ છે ? શા માટે આ ગુફામાં આવ્યો છે ? શ્રી વિષ્ણુ હમણાં સૂતેલા છે અને એમનું રક્ષણ હું કરું છું. મારૂં નામ અભયા છે; મારા હોવા છતાં તું વિષ્ણુની સમીપ જઈ શકશે નહિ. મોરુએ કહ્યું 'મારો માર્ગ છોડી દે. તું માત્ર એક અબળા નારી છે. તને મારી હું સ્ત્રી હત્યા કરવા ઈચ્છતો નથી.' પણ અભયા મોરુ દૈત્યથી એમ કંઈ ડરી જાય એમ ન હતી. એણે મોરુને પડકાર્યો અને કહ્યું 'હું દુષ્ટ, કઠોર, પાપી અને અધર્મીઓનો સંહાર કરનારી છું અને તારો પણ સંહાર કરીશ કારણ કે તું મહાપાપી છે, ક્રુર છે અને અભિમાની છે'. પછી અભયા દેવીએ વિકરાળ સ્વરૂપ ધારણ કર્યું. મોરુ દૈત્ય દેવીનું ભયાનક રૂપ જોઈ ડરી ગયો. પોતાના અષ્ટ હાથોમાં વિવિધ શસ્ત્રો સાથે દેવીએ મોરુ પર હુમલો કર્યો. મોરુને ઘાયલ કરી પૃથ્વી પર પટક્યો. પણ મૂર્છા વળતાં તે પાછો ઉઠ્યો અને લડવા લાગ્યો. એણે

પોતાની માયાથી અનેક રૂપો ધારણ કર્યાં અને દેવી સાથે યુધ્ધ કર્યું. દેવીએ પણ પોતાના ચોવીસ રૂપો ધારણ કરી મૌરુને પટક્યો અને અંતે પોતાના ખડ્ગ વડે મૌરુનો વધ કર્યો. મૌરુના બીજા દૈત્યોનો પણ દેવીએ સંહાર કર્યો. દેવો ખુશ થયા અને દેવીનો જય જયકાર કર્યો. વિષ્ણુ ભગવાન પોતાની નિદ્રામાંથી જાગૃત થયા અને મૌરુ દૈત્યને મૃત્યુ પામેલો જોઈને વિષ્ણુ ખુશ થયા અને મૌરુનો વધ કરી પોતાની રક્ષા કરવા માટે દેવીને ધન્યવાદ આપ્યો. વિષ્ણુએ કહ્યું 'હું તારા પર ખૂબ પ્રસન્ન થયો છું. તારા જેવી ભયહારિણી બીજી કોઈ નથી. તારી જે ઈચ્છા હોય તે તું મારી પાસે માગી લે,' એટલે અભયાએ વરદાન માગ્યું કે 'હે પ્રભુ, જે કોઈ મારૂં એકાદશીનું વ્રત કરે તેને કોઈ દુઃખ, દારિદ્ર્ય રહે નહિ, તેના પાપોનું નિવારણ થાય તેમજ સંસારનું સઘળું સુખ પામી અંતે તેને વૈકુંઠમાં તમારા સાન્નિધ્યમાં વાસ મળે એવું વરદાન આપો.' શ્રી વિષ્ણુ ભગવાને કહ્યું, "તથાસ્તુ. જે કોઈ અભયા એકાદશી કરશે તે મને પામશે." ઈંદ્ર તેમજ અન્યદેવોએ પણ અભયા દેવીને પ્રણામ કરી કહ્યું 'અમે પણ જે કોઈ અભયા એકાદશીનું વ્રત કરશે તેને સર્વ પ્રકારે સહાય કરીશું.'

આ કથા મત્સ્ય પુરાણમાં કહેવામાં આવી છે.



**પ્રભુને સોંપી દો**

તમારે હાથે અજાણતાં પણ જે પાપ થયાં હોય તે પ્રભુને સોંપી દો. પ્રભુ બહુ ઉદાર છે, એ પાપને પ્રજાળી દેશે.

શરત એટલી જ કે હવે પછી તમારા હાથ, આંખ કે જીભ વડે નવું પાપ થવું જ ન જોઈએ.

—પૂ. ડોંગરેજી મહારાજ



# —: મોક્ષદા--મોક્ષદાયિની એકાદશી :—

<u>માગશર સુદ ૧૧ :</u>

આ એકાદશીનું નામ મોક્ષદાયિની એકાદશી છે. આ એકાદશીનું વ્રત કરવાથી અધોગતિ પામેલા પિતૃઓનો ઉદ્ધાર થાય છે.

આ એકાદશી બાબતમાં પુરાણોમાં નીચે મુજબની કથા વર્ણવેલી છે :—

ગોકુળમાં વૈખાનસ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને એક રાત્રે સ્વપ્નું આવ્યું. સ્વપ્નમાં એણે પોતાના પિતાને નરકમાં પીડાતા જોયા. રાજા જાગી ગયો. એને પોતાના પિતાની આવી કફોડી સ્થિતિ જોઈ ખૂબ શોક થયો. કોઈ પણ ઉપાયે પિતાના દુઃખનો અંત આણવા માટે એણે નિશ્ચય કર્યો. બીજે દિવસે રાજાએ પોતાનો દરબાર ભર્યો અને તેમાં રાજ્યના વિદ્વાન પંડિતોને આમંત્રણ આપી બોલાવ્યા પછી સભામાં રાજાએ પોતાના સ્વપ્નની વાત કરી અને પોતાના પિતાનો નરકમાં ભોગવવા પડતા દુઃખોમાંથી શું કરવાથી ઉદ્ધાર થાય અને મોક્ષ મળે એમ પૂછયું. પંડિતોએ રાજાને કહ્યું કે તેઓ પોતે તો એનો ઉપાય બતાવવા માટે અસમર્થ છે; પરંતુ પર્વતમુનિ જે ત્રિકાળજ્ઞાની છે તે આ બાબતનો કંઈ ઉપાય બતાવી શકશે. માટે પર્વતમુનિના આશ્રમમાં જવું અને એમને ઉપાય બતાવવા માટે પ્રાર્થના કરવી. પંડિતોની આ સલાહ રાજાએ માન્ય રાખી અને એ પર્વતમુનિના આશ્રમે ગયા. ઋષિ પોતાની કુટિરમાં પ્રભુસ્તવન કરતા હતા. રાજાએ મુનિને શુદ્ધ ભાવથી દંડવત પ્રણામ કર્યા. રાજાને આવેલા જોઈ મુનિએ આશીર્વાદ આપી કુશળ સમાચાર પૂછયા. રાજાએ ઉત્તર આપ્યો કે પોતે કુશળ છે પણ મનમાં એક દુઃખ ઉત્પન્ન થયું છે. પછી હાથ જોડી કહ્યું 'તમે તો ત્રિકાળજ્ઞાની છો. એટલે મારૂં દુઃખ જાણી લીધું હશે.' મુનિએ ધ્યાન ધર્યું અને રાજાના મનનું દુઃખ જાણ્યું. મુનિએ રાજાને કહ્યું 'તારા પિતાજી પૂર્વજન્મના પાપને કારણે અત્રે નરકમાં પીડાય છે. એણે પોતાની બીજી પત્નીને સંસારસુખથી વંચિત રાખી હતી તેના પરિણામ રૂપે એને નરકયાતના ભોગવવી પડી છે. એની પત્નીને એકવાર કામ ઉત્પન્ન થયો અને એણે ઋતુદાન માગ્યું. પરંતુ તારા પિતાએ મનમાં ઉત્પન્ન થયેલ દ્વૈષના કારણે ગણકાર્યું નહિ. પોતાની પત્નીની ઈચ્છાનો અનાદર કર્યો. એ પતિવ્રતા નારીને ખૂબ દુઃખ થયું. આનું પાતક રાજાને લાગ્યું એટલે એ નરકમાં સડે છે.' મુનિના આવા વચનો સાંભળીને રાજાએ પોતાના પિતાનો મોક્ષ કયા ઉપાય કરવાથી થાય તે પૂછયું. મુનિએ કહ્યું, 'માગસર સુદ ૧૧, મોક્ષદા એકાદશી છે. તું જો એનું વિધિસર વ્રત કરે તો તારા એ પુણ્યના પ્રતાપે, તારા પિતાજીનો ઉદ્ધાર થાય અને એ મોક્ષગતિને પામે.' રાજાએ મુનિને પ્રણામ કર્યા અને પોતાને ઘેર આવ્યો. મોક્ષદા એકાદશીનું વ્રત પોતે કર્યું અને તેનું પુણ્ય પિતાને અર્પણ કર્યું. આમ કરવાથી એના પિતાનો મોક્ષ થયો. સ્વર્ગમાંથી પિતાએ આશીર્વાદ આપ્યા અને સર્વનું કલ્યાણ થયું. મોક્ષદા એકાદશીનો મહિમા એવો કે તેના પ્રભાવે નરકે પડેલા પિતૃઓ મુક્તિ પામી સ્વર્ગે જાય છે.

આ કથા બ્રહ્માંડ પુરાણમાં તેમજ બ્રહ્મપુરાણમાં કહેવામાં આવી છે.



# સફલા એકાદશી

**માગશર વદ ૧૧**

આ સફલા નામની એકાદશીના અધિદેવ નારાયણ છે. સર્પોમાં જેમ શેષનાગ' પક્ષીઓમા જેમ ગરૂડ, યજ્ઞોમાં જેમ અશ્વમેધ, નદીઓમાં જેમ ગંગા, મનુષ્યોમાં જેમ બ્રાહ્મણ અને દેવોમા જેમ વિષ્ણુ ઉત્તમ છે તેમ સઘળા વ્રતોમાં આ એકાદશીનું વ્રત ઉત્તમ છે, આ એકાદશી બાબત એક કથા એવી છે કે :—

ચંપાવતી નગરીમાં માહિષ્મત નામે રાજા રાજ્ય કરતો હતો. તે ખૂબ દયાળુ, ઉદાર અને પવિત્ર હતો. એને ચાર પુત્રો હતા. તેમાં સૌથી મોટાનું નામ લુપક હતું. યુવાનીમાં આવતાં તે લંપટ બની ગયો. તે વેશ્યાગમન કરવા લાગ્યો. તે ખૂબ ઉડાઉ બની ગયો અને રાજ્યનું ધન ફના કરવા લાગ્યો. આવા દુર્ગુણી પુત્રનો રાજાએ ત્યાગ કર્યો. કુકર્મી, દુષ્ટ અને પાપી પુત્ર કુટુંબનું સત્યાનાશ કાઢે. લોકો લુપકથી ત્રાસી તો ગયા જ હતા. કોઈ હવે એની પાસે આવતું નહિ. એના દુર્ગુણી મિત્રો તો કયારના એને છોડી ચાલ્યા ગયા હતા. સમાજમાં એ બહિષ્કૃત બન્યો. એણે નગર છોડયુ અને જંગલમાં રહેવા લાગ્યો. દિવસે નગરમાં આવી ચોરી કરે, લૂંટફાટ કરે અને લોકોને ત્રાસ આપે. પકડાઈ જાય તો પણ રાજપુત્ર હોવાથી કોઈ એને કંઈ કરે નહિ પણ છોડી દે. રાત્રે જંગલમાં ચાલ્યો જાય અને પીપળાના ઝાડ નીચે પડી રહે. એટલામાં માગશર વદ ૧૦ આવી. રાત્રે અતિશય ઠંડી પડી. લુપકના શરીર પર વસ્ત્ર ન હતું. ઠંડીથી એનું શરીર ધ્રૂજતું હતું. એના હાથ પગ ઠંડા થઈ ગયા. એ પીપળાના ઝાડ નીચે ઢળી પડયો. એ નિદ્રાધીન થયો. બીજે દિવસે એટલે માગશર વદ ૧૧ એટલે સફલા એકાદશીને દિવસે બપોરના સમયે જાગ્યો. એના શરીરમાં શકિત ન હતી. એ ચાલવાને અસમર્થ હતો. એને સખત ભૂખ લાગી હતી. ગમે તેમ કરી ઉઠયો. જંગલમાં જવા માટે ચાલવા લાગ્યો પણ જમીન પર પટકાઈ પડયો. ફરી ઉઠયો. લથડતા લથડતા વનમાં ગયો. જમીન પર પડેલાં ફળો વીણી લઈ પોતાના પીપળાના ઝાડ નીચેના મથકે આવ્યો. ત્યારે સૂર્યાસ્ત થઈ ચૂકયો હતો. ફળો પીપળા નીચે મૂકયા. એણે કોઈ ફળ ખાધું નહિ. નારાયણનું સ્તવન કરતાં કરતાં પીપળા નીચે ઢળી પડયો. આજે એને ઉપવાસ થયો. રાત્રે અને ઉંઘ ન આવી. આખી રાતનું જાગરણ થયું. આમ અજાણતા પણ સફલા એકાદશીનું વ્રત થયું અને એનું પુણ્ય એને સાંપડયું. એના પાપોનો નાશ થયો ભગવાન નારાયણ એના પર પ્રસન્ન થયા. એનો દેહ દિવ્ય બન્યો. રાજાએ લુપકને તેડવા માટે અશ્વ સહિત માણસોને મોકલ્યા. લુપક તેઓ સાથે રાજ્યમાં પાછો ફર્યો. પિતાના ચરણોમાં પડયો. હવે એ બદલાઈ ગયો હતો. એ વિષ્ણુ ભકત બન્યો હતો. પિતાને આથી આનંદ અને સંતોષ થયો. વૃદ્ધ રાજાએ લુપકને રાજ્યકારભાર સોંપી દીધો અને પોતે તપશ્ચર્યા કરવા માટે ચાલ્યા ગયા. લુપકે નીતિથી રાજ્ય અમલ કર્યો અને પ્રજાને સર્વપ્રકારે સુખી કરી. વૃદ્ધાવસ્થામાં આવતાં અણે પોતાના પુત્રને રાજ સોંપી દીધું અને તપશ્ચર્યા અંગે જંગલમાં ચાલ્યો ગયો. ત્યાં પ્રભુનું ધ્યાન ધરી પોતાનો સમય પસાર કરવા લાગ્યો અને અંતે મોક્ષપદને પામ્યો.

આ કથા ઉપરથી પીપળાના વૃક્ષમાં શ્રી વિષ્ણુ ભગવાનનો વાસ છે એવી જુની માન્યતા ચાલી આવેલી છે અને તેથી એ ઝાડ કાપવામાં પાપ મનાય છે.



# પુત્રદાયિની

<u>પોષ સુદ ૧૧</u>

આ એકાદશી પુત્રદાયિની એકાદશી કહેવાય છે એનું વ્રત કરનારને વિદ્યા, લક્ષ્મી અને કીર્તિ મળે છે એટલું જ નહીં પણ સંતાનહીન માણસને પુત્ર પ્રાપ્તિ થાય છે.

ભદ્રાવતી નામની એક નગરી હતી ત્યાં સુકેતુમાન નામનો રાજા રાજ્ય કરતો હતો. એને શૈવ્યા નામની રાણી હતી બંને ધર્મપરાયણ હતાં, નિર્મળ હતાં પવિત્ર જીવન જીવતાં હતાં પુણ્યવંત હતાં. તેઓ દાનેશ્વરી હતા પરંતુ એમને પુત્ર ન હતો એટલે દુખી હતાં. પુત્ર વિનાનું જીવન વ્યર્થ માની બંને શોકાતુર રહેતા પુત્ર વિના પિંડદાન કોણ કરશે અને એમનો ઉદ્ધાર કોણ કરશે એવી એમને ચિંતા હતી. ચિંતાને લીધે રાજાનું શરીર કૃશ બનવા લાગ્યુ. એમને કાંઈ ગમતું ન હતું જીવન પર એમને હવે મોહ ન રહયો. એમણે વનમાં જઈ દેહત્યાગ કરવાનો વિચાર કર્યો પણ આત્મહત્યા જેવુ બીજું કોઈ પાપ નથી અને આત્મહત્યા કરનાર અવગતિને જ પામે છે એમ વિચારીને એમણે આત્મહત્યા કરવાનું માંડી વાળ્યું. એમણે આત્મસાધના માટે વનમાં જવાનો નિશ્ચય કર્યો અશ્વ પર આરુઢ થઈ એ વનમાં ગયો. વનની ભયંકરતાથી રાજાને ભય તો લાગ્યો પણ પોતાના નિશ્ચયમાં અડગ રહી એ આગળને આગળ વધતો ગયો. અંતે વિશ્વદેવા ઋષિના આશ્રમ નજીક તે આવી લાગ્યો રાજા ઘોડા ઉપરથી ઉતર્યો બાજુમા સુંદર સરોવર હતુ. સરોવરનું શિતલ જલ પી ને પોતાની તૃષા સંતોષી ત્યા કટલાક ઋષિઓ સ્નાન કરતા હતા રાજાએ તેમને નમસ્કાર કર્યા ઋષિઓએ રાજાને આશિષ આપ્યા પછી રાજા વિશ્વદેવા ઋષિ પાસે ગયા અને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા ઋષિએ આશિષ આપ્યા રાજાને આશ્રમમા આવવાનું પ્રયોજન પૂછયુ. રાજાએ કહ્યુ કે અને સર્વ પ્રકારનુ સુખ છે પણ પુત્ર નથી એટલે દુખી છે પુત્રની પ્રાપ્તિ થાય તે માટે કોઈ ઉપાય બતાવવા માટે પ્રાર્થના કરી. ઋષિએ કહ્યું કે પુત્રદા એકાદશીનુ વિધિસર વ્રત કરવાથી તને પુત્ર પ્રાપ્તિ થશે રાજા ઋષિને દંડવત્ પ્રણામ કરી પોતાને મહેલે પાછો આવ્યો રાણીને સઘળી વાત કહી સંભળાવી પછી તેમણે વિધિપૂર્વક પુત્રદા એકાદશીનુ વ્રત કર્યું એના પુણ્યને પ્રતાપે રાણી ગર્ભવતી બની અને યોગ્ય સમયે એને પુત્રનો પ્રસવ થયો રાજા, રાણી અને પ્રજાજનોને અત્યંત આનંદ થયો

આ એકાદશીનું વ્રત કરનાર સંતાન સુખને પામે છે એટલુ જ નહીં પણ આલોકનુ સુખ મેળવી અંતે સ્વર્ગે જાય છે

આ કથા બ્રહ્મપુરાણમાં તેમજ ભવિષ્યોત્તર પુરાણમાં કહેવામાં આવી છે



# —: ષટ્તિલા એકાદશી :—

**પોષ વદ ૧૧ :**

તલ શરીરે ચોપડવા, તલનો હોમ કરવો, તલનું પાણી પીવું, તલ ખાવા તથા તલનું દાન દેવું. આ છ રીતે તલનો ઉપયોગ કરી વ્રત કરવાથી આ એકાદશીનું નામ ષટ્તિલા એકાદશી પડ્યું છે. આ વ્રત વિષે એવી દ'ત કથા છે કે —

એક બ્રાહ્મણ કન્યા હતી. એ બ્રહ્મચારિણી અને ખૂબ ધાર્મિકવૃત્તિની હતી. તે બધા વ્રતો વિધિસર કરતી હતી. પ્રભુ સ્તવનમાં તે પોતાનો સમય વીતાવતી. પણ ભકિત કરતાં કરતાં સુખ, સંપત્તિ અને ઘરબારની ઈચ્છા સેવતી. એનામાં ઉદારતા ન હતી એ અન્નદાન કરતી જ નહી એકવાર શ્રી કૃષ્ણ ભગવાન બ્રાહ્મણનું રૂપ લઈ એના ઘરના દરવાજે આવી ઉભા, ભીક્ષાની માંગણી કરી. ષટ્તિલા એકાદશીનો દિવસ હતો. કજુસ સ્વભાવને કારણે એણે બ્રાહ્મણ ઉપર ભીક્ષા માટે તંગ કરે છે એમ કહી ગુસ્સો કર્યો અને ભીક્ષાપાત્રમાં ઘરમાંથી માટીનો એક પિંડ મૂકયો. મૃત્યુ પછી એ બ્રાહ્મણી સ્વર્ગમાં આવી કારણ કે એણે કરેલાં અનેક વ્રતોનું પુણ્ય ઘણુંજ હતું. પણ ષટ્તિલા એકાદશીને દિવસે એણે માટીના પિંડનું દાન કર્યું હતું એટલે સ્વર્ગમાં રહેવા માટે તેને સુંદર ઘર મળ્યુ પણ એ ઘરમાં અન્નનો દાણો સરખો ન હતો. આથી એ દુખી થઈ.

એને ખૂબ પશ્ચાતાપ થયો શુદ્ધ ભાવે પ્રભુનું સ્તવન કર્યું એણે કરેલા વ્રતોનું આવું ફળ કેમ મળ્યું ? એવા પ્રશ્નો કરી પોતે કરેલી ભૂલની ક્ષમા માંગી. પ્રભુના ચરણ કમળમાં પોતાનું માથું મૂકયું. પરમકૃપાળુ પરમાત્માને દયા આવી. પશ્ચાતાપથી પવિત્ર બનેલી બ્રાહ્મણીના પાપનો નાશ થયો. પ્રભુ એના પર પ્રસન્ન થયા. એના મહેલે પાછા ફરવા માટે સૂચવ્યું અને ત્યાં જે સ્ત્રીઓ મળે તેમની પાસેથી ષટ્તિલા એકાદશીનું વ્રત જાણી લેજે એમ કહયુ. મહેલે આવી તો દ્વાર બંધ હતાં અને દેવાંગનાઓ દ્વારે ચોકી કરતી હતી દેવાંગનાઓ પાસેથી ષટ્તિલા એકાદશીનું વ્રત કઈ રીતે કરવુ તે તેણે જાણી લીધુ અને તે વ્રત વિધિપૂર્વક કર્યું આ એકાદશીવ્રતના પ્રભાવથી મહેલમાં ધનધાન્ય, સોનારૂપાના, હીરામોતીના ભંડારો ભરપૂર થઈ ગયા વસ્ત્રો અને શણગારો તેમજ વિવિધવૈભવોથી સંપૂર્ણ એ મહેલ થઈ ગયો એની બધી આશાઓ પૂરી થઇ અને સ્વર્ગનું સઘળુ સુખ એને સાંપડયું.

આમ જે માણસ લોભ અને તૃષ્ણાને તજી પોતાની શકિત મુજબ આ એકાદશીને દિવસે તલ તથા વસ્ત્ર વગેરે નું દાન આપી ઉપવાસ કરે છે તે તંદુરસ્ત રહે છે તેને દારિદ્રય દુઃખ કે દુર્ભાગ્ય આવતું નથી.

આ કથા ભવિષ્યોત્તર પુરાણમાં અને ભવિષ્ય પુરાણમાં કહેવામાં આવી છે.



# —: જયા - એકાદશી :—

<u>મહા સુદ ૧૧</u>

આ વ્રતના પુણ્યના પ્રભાવથી ભૂતયોનિમાં ભટકતા આત્માઓનો ઉદ્ધાર થાય છે; અવગતિયાઓને મુક્તિ મળે છે. કેટલાક એને જયા સ્માર્ત એકાદશી પણ કહે છે.

નાગલોકના અદિપુર નામના નગરમાં ઈંદ્ર રાજાનો અમલ ચાલતો હતો. ઘણાં દેવો અને ગાંધર્વો ઈંદ્ર રાજાની તહેનાતમાં ત્યાં રહેતા હતા. ગાંધર્વ કન્યાઓ અને અપ્સરાઓ ઈંદ્ર રાજાની સભામાં નાચ ગાનથી બધાનું મનોરંજન કરતી. દરબારીઓ રંગ રાગમાં રાચતાં. સર્વત્ર આનંદમય વાતાવરણ હતું. નગરની શોભારૂપ પુષ્પ વાટિકાઓ સૌરભ ફેલાવતી હતી: ગાંધર્વોમાં માલ્યવાન નામે નવયુવક હતો. સંગીતકળામાં પારંગત હતો. ગાંધર્વ કન્યાઓમાં પુષ્પવતી નવયુવતિ હતી. બંને અતિ રૂપવાન હતાં. બંનેની ચંદનવરણી કાયા હતી. પુષ્પવતી મૃગનયની યુવતિ હતી. પોપટની ચાંચ જેવું એનું નાક હતું. હંસ જેવી એની લાંબી ડોક હતી. માલ્યવાન એના રૂપ પર વારી ગયો હતો. એ પુષ્પવતીના પ્રેમમાં પડ્યો હતો માલ્યવાન પણ ખૂબ આકર્ષક યુવાન હતો. પુષ્પવતી એના પર મોહિત થઈ હતી. આમ બંને જણા એકબીજાના પ્રેમમાં પડ્યાં હતાં. સોળે શણગાર સજી પુષ્પવતી ઈંદ્ર રાજાની સભામાં નૃત્ય કરતી હતી અને માલ્યવાન સંગીતનો સાથ આપતો હતો. નાચ ગાનથી મહેફિલ જામી હતી તેવામાં બંનેની આંખો એક બીજાને મળી. સ્થિર નયને બંને એક બીજાને જોઈ રહ્યાં. બંનેના મનમાં પ્રેમના અંકુર ફુટ્યા. નાચગાનમાં રંગમાં ભંગ પડ્યો. ઈંદ્ર રાજાને ક્રોધ વ્યાપ્યો. ક્રોધાવેશમાં સભાની મર્યાદાનો ભંગ કરવા બદલ ઈંદ્રે બંનેને 'પિશાચ થઈને પૃથ્વી પર પડો' એવો શાપ આપ્યો. પછી માલ્યવાન અને પુષ્પવતી મૃત્યુલોકમાં પ્રેતાત્મા બની ઘૂમવા લાગ્યાં. પર્વતોની ગુફામાં ઘૂમ્યા કરતાં. ટાઢ અને તાપથી બંને પીડાવા લાગ્યાં. બંને ખૂબ દુઃખી થયાં. ચિંતામાં બંનેના દેહ સુકાવા લાગ્યા અને શક્તિહીન બન્યાં. એટલામાં જયા એકાદશી એટલે મહા સુદ ૧૧ નો દિવસ આવ્યો. તે દિવસે બંનેને કંઈ પણ આહાર ન મળ્યો. બંનેને ઉપવાસ થયો. એમણે પાણી પણ ન પીધું. ટાઢથી બચવા માટે પીપળાના વૃક્ષ નીચે બંને બેઠા. રાત્રે જાગરણ થયું. આમ બંનેએ અજાણતાં જયા એકાદશીનું વ્રત કર્યું. આ વ્રતના પ્રભાવથી એમના પાપનો નાશ થયો અને ઈંદ્રના શાપનું નિવારણ થયું. એમનો પિશાચનો દેહ મટી ગયો. ફરી પાછા બંને દિવ્ય કાયાવાળાં ગાંધર્વો બન્યાં. બંને સ્વર્ગમાં પાછાં આવ્યાં. જયા એકાદશીના વ્રતના પુણ્યના પ્રતાપે શાપનું નિવારણ થયું એ હકીકત ઈંદ્રને કહી સંભળાવી. ઈંદ્ર ખુશ થયો. માલ્યવાન અને પુષ્પવતી સુખેથી સ્વર્ગમાં રહ્યાં.

આ એકાદશી સર્વ પાપોનો નાશ કરનારી અને મોક્ષ આપનારી છે. એનું વ્રત કરનારને પ્રેતપણું આવતું નથી તેમ પ્રેત કે પિશાચ તેને હેરાન કરી શકતા નથી. ભક્તિથી શ્રદ્ધા રાખી આ વ્રત કરનારને સર્વ પ્રકારનું દાનનું, યજ્ઞનું તથા તીર્થ સ્થળનું ફળ મળે છે.

આ કથા પદ્મપુરાણ, ભવિષ્યોત્તરપુરાણ અને ભવિષ્ય પુરાણમાં કહેવામાં આવી છે.



# —: ઉમા-વિજયા એકાદશી :—

**મહા વદ ૧૧ :**

આ એકાદશીનું નામ ઉમા કે વિજયા એકાદશી છે. એનું વ્રત કરનારને ઘણું પુણ્ય મળે છે અને તેના પ્રભાવથી વિજય સાંપડે છે અને અંતે મોક્ષપદનો અધિકારી બને છે.

રામ, લક્ષ્મણ અને સીતા એમના વનવાસ દરમિયાન પંચવટીમાં રહેતાં હતાં. ત્યાંથી કપટથી રાવણ સીતાનું હરણ કરી લંકા લઈ ગયો અને સીતાને અશોક વાટિકામાં રાખી. હનુમાને સીતાની ભાળ કાઢી રામને સમાચાર આપ્યા. લંકા પર ચઢાઈ કરવાનું નક્કી થયું. સુગ્રીવ સાથે મિત્રાચારી કરી વાનરસેનાની મદદ મેળવી. પણ સમુદ્ર પાર કરવાની મુશ્કેલી ઉભી થઈ. રામચંદ્ર બકદાલ્ભ્ય ઋષિને આશ્રમે આવ્યા. ઋષિ ત્રિકાળજ્ઞાની હતા. રામચંદ્રજીએ બકદાલ્ભ્ય ઋષિને પ્રણામ કર્યા. ઋષિએ આશિષ વચનો કહ્યાં. ઋષિ જાણતા હતા કે રામ શ્રી વિષ્ણુના જ અવતાર છે એટલે કહ્યું 'પ્રભુ ! તમે માનવરૂપ ધારણ કરી મને દર્શન આપ્યા તેથી હું ધન્ય થયો છું.' ઋષિએ રામને આગમનનું કારણ પૂછ્યું. રામે કહ્યું 'લંકાપર ચઢાઈ કરવી છે પણ સમુદ્ર કયા ઉપાય કરવાથી ઓળંગી શકાય તે આપ કૃપા કરી મને બતાવો અને કયું વ્રત કરવાથી લંકા જીતી શકાય તે પણ સમજાવો.' બકદાલ્ભ્ય ઋષિએ કહ્યું 'આપ સર્વશક્તિમાન છો, ધર્મધુરંધર છો, સર્વ ઉપાય તમારા હાથમાંજ છે છતાં આપ મને પૂછો છો તો એનો ઉપાય હું આપને બતાવું છું. મહા વદ ૧૧, જેને વિજયા એકાદશી કહેવામાં આવે છે તેનું વ્રત વિધિસર તમે, સુગ્રીવ, અને સમગ્ર વાનરસેના કરશો તો તેના પુણ્યના પ્રભાવથી તમે સાગર ઓળંગી શકશો અને લંકા પર તમારો વિજય થશે. દાનવોનો નાશ થશે અને તમારી કીર્તિ વધશે.' તે અનુસાર તેઓ સર્વેએ વિજયા એકાદશીને દિવસે ઉપવાસ કર્યા અને રાત્રે જાગરણ કર્યું. પ્રભુનું સ્મરણ કર્યું. એ વ્રતના પુણ્યના પ્રભાવથી સમુદ્ર ઉપર સેતુબંધ બાંધી સમુદ્ર ઓળંગ્યો અને લંકામાં જઈ રાવણને રામે હરાવ્યો, રામચંદ્રજીનો વિજય થયો.

તેમ જે કોઈ આ વ્રત કરશે તેનો વિજય નિશ્ચિત છે.

આ કથા મત્સ્યપુરાણ અને સ્કંદપુરાણમાં કહેવામાં આવી છે.



# —: આમલી-આમલકી એકાદશી :—

**ફાગણ સુદ ૧૧ :**

આ એકાદશીનું નામ અમલકી ( આમલી ) એકાદશી છે.

શ્રી વિષ્ણુ ભગવાન સૃષ્ટિનો પ્રલય કર્યા બાદ શેષનાગની શૈયા પર સૂતા હતા. એ નિદ્રાવશ થયા. એમના મુખમાં થૂંક આવ્યું. વિષ્ણુભગવાને મુખમાંથી એ થૂંક જ્યાં ફેંક્યું ત્યાં એક વૃક્ષ ઉગ્યું. તેનું નામ આમલી પડ્યું. બ્રહ્માએ જ્યારે સૃષ્ટિનું ફરી નવનિર્માણ કર્યું ત્યારે આ વિશાળ આમલીના વૃક્ષને જોઈને એમને આશ્ચર્ય થયું. પ્રલયકાળે આ આમલીનું વૃક્ષ શી રીતે કાયમ રહ્યું તેની શંકા થઇ. વિષ્ણુ ભગવાન સિવાય બીજું કોઇ આ કરી શકે નહિ એવી શ્રધ્ધાથી દેવતાઓ વિષ્ણુ ભગવાનની શુધ્ધ ભાવે ભકિત કરવા લાગ્યા. ભગવાન વિષ્ણુ પ્રસન્ન થયા અને આકાશવાણી થઇ કે એ આમલીનું વૃક્ષ વિષ્ણુ ભગવાનના મૂખમાંથી થૂંકના બિંદુમાંથી ઉત્પન્ન થયું છે. એ ઈચ્છિત ફળ આપનાર વૃક્ષ છે. એ દેવ વૃક્ષ છે. એના મૂળમાં વિષ્ણુનો વાસ છે, થડમાં બ્રહ્માનો અને છાલમાં શિવનો વાસ છે. એની ડાળીઓ નદીઓ છે. ફળો દેવ છે. આ વૃક્ષનું દર્શન કરી દેવો અને ઋષિઓ કૃતાર્થ થયા.

રેવા નદીને તીરે ચંદ્રાનગર શહેર હતું. ત્યાં પુષ્પમિત્ર નામે એક બ્રાહ્મણપંડિત રહેતો હતો. તે ચારે વેદોનો જાણકાર હતો. તે સંગીતવિદ્યામાં નિષ્ણાત હતો. છંદશાસ્ત્રનો તે જાણકાર હતો. તે ધનવાન હતો. પ્રભુ સ્તવનમાં એ પોતાનો સમય વ્યતિત કરતો હતો. તે ધર્મનું આચરણ કરતો હતો. તે હંમેશા પુણ્યના કાર્યો કરતો હતો. એની પત્નીનું નામ રત્નપ્રભા હતું. રત્નપ્રભા અતિ રૂપવતી અને ગુણવતી નારી હતી. તે પતિવ્રતા સ્ત્રી હતી. પતિના દરેક કાર્યમાં એ સાથ આપતી. તે ગાયનકળામાં પારંગત હતી. બંને જણાએ ફાગણ સુદ ૧૧, આમલી એકાદશીનું વ્રત ઉજવવાનો નિશ્ચય કર્યો. અને રેવાના કાંઠે વસંતોત્સવ ઉજવવાનો નિશ્ચય કર્યો. રત્નપ્રભાએ સોળે શણગાર સજ્યા. પુષ્પમિત્રે પણ કિંમતી આભુષણો પહેર્યાં. બંને રેવા તટે આવ્યા. ઋતુરાજ વસંત પૂર બહારમાં ખીલી વાતાવરણને મ્હેકાવતી હતી. તેમણે આમલીના વૃક્ષ ઉપર હિંડોળો બાંધ્યો. ફુલોવડે તે શણગાર્યો. બંને જણાએ ફુલોવડે પોતાના શરીરને સજ્યું. બંને હીંચકે બેઠા. વસંતની બહારનો ઉલ્લાસ બંને જણાએ અનુભવ્યો. રત્નપ્રભાએ સુંદર ગીત ગાયું. પુષ્પમિત્રે વીણા વગાડી એને સાથ આપ્યો. વસંતનું રસપાન કર્યું. રત્નપ્રભાએ વસંતનું નૃત્ય કર્યું. સમગ્ર વાતાવરણ આનંદમય બની ગયું. આમલીના દેવ શ્રી વિષ્ણુ પતિપત્નીના રમ્ય સંગીત-નૃત્યથી ખુશ થયા. બંનેને દર્શન આપ્યા. બંનેએ ભગવાનને દંડવત પ્રણામ કર્યા. બંને કૃતાર્થ થયાં. આ પ્રતાપ આમલી એકાદશીના વ્રતનો હતો.

મહાપાપનો નાશ કરનાર, મોક્ષ આપનાર અને મોટા પુણ્યનો લાભ દેનાર આ વ્રતનો મહિમા અનન્ય છે.

આ કથા મત્સ્ય પુરાણ, બ્રહ્માંડ પુરાણ અને ભવિષ્યોત્તર પુરાણમાં કહેવામાં આવી છે.



# —: જયા--પાપમોચની--પાપમોચનિકા એકાદશી :—

ફાગણ વદ ૧૧

આ એકાદશીનું નામ જયા, પાપમોચની કે પાપમોચનિકા એકાદશી છે આ એકાદશીનુ વ્રત કરનારના સર્વે પાપોનો નાશ થાય છે અને એ જય પ્રાપ્ત કરે છે

ચૈત્રરથ નામનુ એક સુંદર વન હતું. આ વનની શોભા અપરપાર હતી ત્યાં અનેક પશુઓ અને પંખીઓ નિવાસ કરતાં હતાં. ગાંધર્વો અને દેવો ત્યાં વિહરતાં આ વનમા મેધાવી નામે એક ઋષિ રહેતા હતા તે મહાન તપસ્વી હતા તે શિવના મહાન ઉપાસક હતા ઈંદ્રને એમની તપશ્ચર્યાના બળનો ભય લાગ્યો અટલે ઈંદ્ર એમના તપનો ભંગ શી રીતે થાય તે વિચારવા લાગ્યા આ કાર્ય માટે ઈંદ્રે મંદઘોષા નામની અતિ રૂપવાન યુવાન અપ્સરાને પસંદ કરી. મેધાવી ઋષિના તપમાં ભંગ કરવાની એને આજ્ઞા કરી કામદેવને પણ આ કાર્યમા મંદઘોષાને મદદ કરવાની આજ્ઞા કરી. પછી બંને જણા મેધાવી ઋષિ જયાં તપ કરતા હતા ત્યાં આવ્યા મંદઘોષાએ અનુપમ નૃત્ય શરૂ કર્યુ અને કામદેવે ઋષિને પોતાનુ કામબાણ માર્યુ ઋષિ તપમાંથી જાગ્યા પોતાની સમક્ષ રૂપ રૂપના અંબાર સમી મંદઘોષાને સોળે શણગારમા સજ્જ થઈ નૃત્ય કરતી જોઈ ઋષિનું મન ચલિત થયું એમને કામવાસના થઈ મંદઘોષા ઋષિની સમીપ આવી ઋષિ વિહ્વળ બન્યા મંદઘોષાએ ઋષિને આલિંગન કર્યું. બંને એક બીજાના બાહુપાશમા ખોવાઇ ગયાં બંનેએ રતિ સુખ ભોગવ્યું. ઋષિ પોતાનુ તપ ભૂલી ગયા બંને પ્રેમી યુગલ બની ઘણાં વર્ષો સુધી સાથે રહ્યાં

એક દિવસ મંદઘોષાએ પોતાને ઘેર જવાની ઈચ્છા દર્શાવી સ્ત્રીના મોહપાશમા ડૂબેલા મેધાવીને લાગ્યુ કે મંદઘોષા વિનાનો દિવસ એને માટે એક યુગ સમાન બની જશે. એટલે એણે કહ્યુ 'આવતી કાલે સવારે સંધ્યા કર્યા બાદ આજ્ઞા આપીશ' બીજે દિવસે પણ પાછો આવો જ જવાબ આપ્યો ત્રીજે દિવસે રાત્રે જયારે મંદઘોષાએ ઘેર જવાની આજ્ઞા માંગી ત્યારે ઋષિ ક્રોધે ભરાયા 'તેં મારા તપમા ભંગ કરાવ્યો છે માટે તું ડાકણ બની પ્રેત યોનિમાં ભ્રમણ કરજે અને પાપાચાર કરનારાઓના ઘરમાં તારો વાસ કરજે' એવો ઋષિએ શાપ આપ્યો

શાપ સંભાળી મંદઘોષા ધ્રૂજી ઉઠી ઋષિની ક્ષમા માગી એણે ઋષિને કહ્યું 'તમારા જેવા મહા તપસ્વી અને શક્તિશાળી મુનિના સહવાસમાં વર્ષો સુધી રહ્યા પછી જો ડાકણનુ રૂપ ધારણ કરવું પડે તો તમારા જેવા મહાપુરુષના સંગનો મહિમા ચાલ્યો જાય' મુનિને ઉતાવળમા કરેલી ભૂલ સમજાઇ અમણે કહ્યુ કે શાપ હવે ફોક ન થાય પણ તું જો મહાવદ ૧૧ને દિવસે વિધિસર વ્રત કરશે તો તેના પુણ્યને પ્રતાપે તુ મુક્ત થઈ પાછી સ્વર્ગે જશે, અગર તને કોઇ આ વ્રતનુ પુણ્ય અર્પણ કરશે તો તારી મુક્તિ થશે પછી મંદઘોષા ભીમનાથના દેશમા ડાકણ બની આવી અને નદી કિનારે વડના વૃક્ષમા વાસ કર્યો

એક દિવસ એક ખેડુત પત્નીએ થાકી જવાથી પોતાના માથે મૂકેલો ટોપલો જેમાં પોતાના બાળકને સુવડાવ્યું હતું તે પેલા વડ નીચે મૂક્યો અને થાક ખાવા બેઠી. પણ એને નિદ્રા આવી ગઈ. પેલી ડાકણે કૌતુક કર્યું. વડ નીચે અસંખ્ય ટોપલાઓ પેલા બાળક જેવા જ બાળકો સહિત ઉપસ્થિત કર્યા.

ખેડુત પત્ની જાગી. આ કૌતુક જોઈ વિસ્મય પામી. ટોપલો ઉંચકવા માંડયો પણ ઉંચકાયો જ નહિ. ત્યાંના રાજા શૂરસેનને આ વિષે જાણ કરવામાં આવી. શૂરસેન જાતે વડ આગળ આવ્યા. એમનાથી પણ ટોપલો ઉપડયો નહિ. પંડિતો અને જ્યોતિષીઓને બોલાવ્યા. કોઈ આ કૌતુકનો ભેદ ઉકેલી શકયા નહિ. એટલામાં ત્યાં એક બ્રાહ્મણ આવી ચઢયો. એ મહાવદ એકાદશીનું વ્રત કરતો હતો. એના પુણ્યના પ્રતાપે એ જાણી શકયો કે આ કાર્ય જરૂર કોઈ ડાકણનું છે. એનો ઉદ્ધાર થાય તો આ કૌતુક મટે. એ રાજા પાસે આવ્યો. પોતે આ કૌતુકને દૂર કરી શકવાની શકિત ધરાવે છે એમ કહ્યું. રાજાએ તેમ કરવા આજ્ઞા કરી એટલે બ્રાહ્મણે એક પાણી ભરેલો કુંભ મંગાવ્યો. પછી પોતાની હથેલીમાં પાણી લઈ સંકલ્પ કર્યો કે જો મેં ખરી રીતે મહાવદ ૧૧નું વ્રત કર્યું હોય તો તેનું પુણ્ય આ કુંભના જળમાં આવો અને એના પ્રતાપે આ કૌતુકનો નાશ થાઓ એમ કહી હથેલીમાંનું પાણી કુંભમાં નાખ્યું. પછી તે પાણી વડની નીચે જ્યાં ટોપલા દેખાતા હતા ત્યાં છાંટયું. પાણી છાંટતાં કૌતુક દૂર થયું. ત્યાં માત્ર ખેડુત પત્નીનો બાળક સહિતનો એકજ ટોપલો રહ્યો જે તેણે માથે ઉંચકી લીધો. બધાને ખૂબજ આનંદ થયો. રાજાએ બ્રાહ્મણનું બહુમાન કર્યું. યોગ્ય પુરસ્કાર આપ્યો. ડાકણને પણ બ્રાહ્મણે પોતાના જયા એકાદશીના વ્રતનું પુણ્ય અર્પણ કર્યું. એટલે ફરીથી એ અપ્સરાના રૂપમાં આવી. બ્રાહ્મણનો શુભ વચનોથી ઉપકાર માની એ સ્વર્ગમાં ચાલી ગઈ.

શૂરસેન રાજાએ પણ આ એકાદશીનું વ્રત વિધિસર કર્યું અને અંતે એ મોક્ષ પામ્યો.

આ એકાદશીનું વ્રત કરનારના સર્વે પાપોનો નાશ થાય છે અને તે જય પ્રાપ્ત કરે છે.

આ કથા કૂર્મપુરાણ, ભવિષ્યોત્તરપુરાણ અને ભવિષ્યપુરાણમાં કહેવામાં આવી છે.



કાળની બીક

કાળની બીક તો દેવોને પણ લાગે છે. પરંતુ જીવ જો ઈશ્વરની સાથે પ્રીત બાંધી લે છે તો તેની કાળની બીક ભાગી જાય છે.

પૂ. ડોંગરેજી મહારાજ

# —: પદ્મલલિતા-કામદા એકાદશી :—

**<u>ચૈત્ર સુદ ૧૧ :</u>**

આ એકાદશીનું નામ પદ્મલલિતા એકાદશી છે. એને કામદા એકાદશી પણ કહેવામાં આવે છે. આ વ્રત કરનાર રાક્ષસ યોનિમાંથી પણ મુક્તિ પામે છે.

પાતાળમાં મહાતલમાં નાગલોકોનું મોટું અને ભવ્ય નગર હતું. ખૂબજ જાહોજલાલી ભર્યું એ નગર હતું. એ નગરની અપાર શોભા હતી. નગરમાં ઉદ્યાનો, વાટિકાઓ, બાગ બગીચાઓ હતા. નાગલોકો પાસે અથાગ ઐશ્વર્ય હતું. સ્વર્ગ જેવીજ શહેરની શોભા હતી. નાગરિકો એશઆરામ અને ભોગવિલાસમાં રચ્યાંપચ્યાં હતાં. આ નગરનો રાજા પુંડરીક હતો. ઈંદ્ર જેવોજ એનો વૈભવ હતો. આ નગરની રમણીઓ અતિ રૂપવતી હતી; ઈંદ્રાણીની જેમ મહાલતી હતી. આ નગરમાં તુંબરુ નામનો સંગીતકલામાં નિપુણ ગાંધર્વ રહેતો હતો, અને લલિતા નામની રૂપ રૂપના અંબાર સમી નૃત્યાંગના રહેતી હતી. બંને નાચ-ગાનની કલામાં નિષ્ણાત હતા. બંને વચ્ચે સારો સુમેળ હતો. બંને એકબીજાને ચાહતા હતા. પતિપત્ની બની બંને સાથે રહેતા હતા અને અનેરા ભોગવિલાસ ભોગવતા હતા. એકવાર પુંડરીક રાજાની સભામાં લલિતાના કુળગુરુ કર્કોટિક નાગ પધાર્યા હતા. સભામાં શંખ, વાસુકિ, ધનંજય, ગુલિક, ધૃતરાષ્ટ્ર, દેવદત્ત વગેરે અન્ય નાગો પણ પધાર્યા હતા. તુંબરુએ વીણાના સુર રેલાવવા માંડયા અને લલિતાએ નૃત્ય આરંભ્યું. સંગીત અને નૃત્યના લયમાં લીન બની બંનેજણા પોતાની કલાની પૂર્ણતાનો સભાજનોને આસ્વાદ કરાવવા લાગ્યા. પરંતુ બંને કામાતુર બની પ્રેમચેષ્ટા કરવા લાગ્યાં. સભાની મર્યાદાનું બંનેએ ભાનભૂલી ઉલ્લંઘન કર્યું. પુંડરીક રાજા બંનેનો આવો અનીતિ ભર્યો વર્તાવ જોઈ ક્રોધે ભરાયા. ક્રોધાવેશમાં નાચગાન બંધ કરાવ્યાં અને શાપ આપ્યો કે 'તમે બંને રાક્ષસો થઈને રણમાં રખડો.' તુંબરુ ક્રુર અને ભયંકર રાક્ષસ બન્યો. પહાડ જેવી વિકરાળ એની કાયા હતી લલિતા કદરૂપી રાક્ષસી બની. બંને રણમાં ભમવા લાગ્યા. તેઓ અનેક જીવોની હિંસા કરવા લાગ્યા. લલિતા પોતાના પતિ તુંબરુની પાછળ પાછળ જતી. એનાથી દુ:ખ સહન થતું ન હતું. એ આક્રંદ કરતી. કોણ એમનો ઉદ્ધાર કરશે ? એવો પ્રશ્ન પતિને પૂછતી. ચાલતા ચાલતા વિંધ્યાચળ પર્વત આગળ શ્રુંગી ઋષિના આશ્રમે આવી લાગ્યા. લલિતા ઋષિને પગે લાગી. ઋષિએ આશ્ચર્ય અનુભવ્યું. 'તું કોણ છે ? અને શા માટે આશ્રમે આવી છે ?' એવા પ્રશ્નો લલિતાને પૂછયા. લલિતાએ સઘળી કથા કહી સંભળાવી. ઋષિને નમ્રભાવે એમની મુક્તિનો ઉપાય સૂચવવા પ્રાર્થના કરી. લલિતાની વિનય ભરેલી વાણીથી શ્રુંગી ઋષિ પ્રસન્ન થયા અને કહ્યું 'ચૈત્ર સુદ ૧૧ જેનું નામ પદ્મલલિતા છે તેનું વિધિપૂર્વક વ્રત કર અને એનું પુણ્ય તું તારા પતિને આપજે એટલે એનો પણ ઉદ્ધાર થશે. તમે બંને સ્વર્ગના ફરી અધિકારી બની શકશો.' પછી લલિતાએ વિધિપૂર્વક આ એકાદશીનું વ્રત કર્યું. તેના પુણ્યના પ્રતાપે બંને પાછા હતાં તેવાં થયાં અને સ્વર્ગે ગયાં અને ફરી પાછા સઘળાં સુખો ભોગવવા લાગ્યાં.

આ કથા વરાહપુરાણમાં કહેવામાં આવી છે.

卐

# —: વરૂથિની એકાદશી :—

ચૈત્રવદ ૧૧

આ એકાદશીનું નામ વરૂથિની એકાદશી છે. આ એકાદશીનું વિધિસર વ્રત કરવાથી મનવાંછિત ફળ પ્રાપ્ત થાય છે. અને પાપોનો ક્ષય થાય છે.

શિવને આ એકાદશીના વ્રતના પ્રતાપથી બ્રહ્મકપાલ સાંપડયું હતું. માંધાતા ઋષિએ આ એકાદશીનું વ્રત કર્યું હતું અને અંતે એમનો વૈકુંઠમાં વાસ થયો હતો.

આ એકાદશીનું વ્રત કરનારે દસમને દિવસે સૂર્યોદય પહેલાં ઉઠવું જોઇએ, સ્નાનાદિથી પરવારી પ્રભુ સ્તવનમાં મન પરોવવું જોઈએ અને એક વાર ભોજન કરવું જોઈએ. તેમજ તે દિવસે દસ વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ. એ દસ વસ્તુઓ તે માંસ, મદિરા, મસુર, ચણા, કોદરા, બીજીવાર ભોજન, શાક, મધ, બીજાનું અનાજ અને મૈથુન. તે દિવસે ભૂમિ ઉપર સૂવું જોઇએ અને પ્રભુ ભજન કરવું જોઈએ.

એકાદશીને દિવસે સૂર્યોદય પહેલાં ઉઠવું જોઈએ, સ્નાનાદિથી પરવારી ઇશ્વર સ્તવન કરવું જોઇએ અને ઉપવાસ કરવો જોઇએ. તેમજ તે દિવસે અગિયાર વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ. એ અગિયાર વસ્તુઓ તે જુગાર, નિદ્રા, તંબોલ, દંતધાવન, મિથ્યાવચન, બીજાની ચાડી (પરનિંદા), ક્રોધ, પાપીનો સંગ, મૈથુન, પરઅન્ન અને ભોજન. રાત્રે જાગરણ કરવું જોઇએ અને પ્રભુનું ભજન-કીર્તન કરવું જોઇએ.

બારસને દિવસે સૂર્યોદય પહેલાં ઉઠી પ્રભુ સ્તવન કરવું જોઈએ. તે દિવસે એક વાર ભોજન કરવું જોઇએ. તેમજ તે દિવસે બાર વસ્તુઓનો ત્યાગ કરવો જોઈએ. એ બાર વસ્તુઓ તે માંસ, મદિરા, મસુર, અસત્ય વચન, ખોટું કર્મ, મૈથુન, તેલ મર્દન, પાપીનો સંગ, પરઅન્ન, બીજીવાર ભોજન, પ્રવાસ અને વાળ કપાવવા. પ્રભુના નામ સ્મરણ અને ભજન કીર્તનમાં સમય વ્યતિત કરવો.

ભવિષ્યોત્તર પુરાણ અને ભવિષ્ય પુરાણમાં આ એકાદશીના વ્રતનું માહાત્મ્ય સમજાવવામાં આવ્યું છે.



# —: મોહિની એકાદશી :—

**વૈશાખ સુદ ૧૧ :**

આ એકાદશીનું નામ મોહિની એકાદશી છે.

સરસ્વતી નદીને કિનારે ભદ્રાવતી નામની એક સુંદર નગરી હતી. ત્યાં દ્યુતિમાન નામનો રાજા રાજ્ય કરતો હતો. આ ચંદ્રવંશી રાજા સત્યવચની, શીલવાન, ગુણવાન, પ્રજાપાલક અને શુભમતિવાળો હતો. પ્રજાને સર્વ રીતે સુખી રાખતો હતો.

એ નગરમાં એક વાણિયો રહેતો હતો. તેનું નામ ધનપાલ હતું. તે ઘણોજ ઉદાર અને દાની હતો. તે ધર્મનું આચરણ કરતો હતો. તેણે ધર્મશાળાઓ અને દેવાલયો બંધાવ્યા હતાં. તેણે જળાશયો, સરોવરો વગેરે બંધાવ્યા હતાં. તેણે અન્નક્ષેત્રો પણ ખોલ્યાં હતાં. તે પરમાર્થના અનેક કાર્યો કરતો હતો. તે વિષ્ણુનો પરમ ભકત હતો. એને પાંચ પુત્રો હતા–સુમન, દ્યુતિમાન, મેધાવી, સુકૃતિ અને ધૃષ્ટબુદ્ધિ. પાંચે પુત્રોમાં ધૃષ્ટબુદ્ધિ મહા પાપી હતો. તે જુગાર રમતો, દુષ્ટ લોકોનો સંગ કરતો, પરનારીનો સંગ કરતો, માંસ અને મદિરાનો આહાર કરતો, તે વેશ્યાને ત્યાં પડી રહેતો, અને પિતાના પૈસાનો દુર્વ્યય કરતો હતો.

પિતા ધનપાલ તેમજ ચારેભાઈઓ ધૃષ્ટબુદ્ધિના આવા પાપી આચરણોથી ખૂબ દુઃખી થતા. વળી એ ચોરી પણ કરવા લાગ્યો કુટુંબીજનોએ અંતે કંટાળીને એને ધૂત્કાર્યો અને ઘરમાંથી કાઢી મૂક્યો. વેશ્યાઓએ પણ હવે એ નિર્ધન બની ગયો હતો એટલે ધક્કા મારી હાંકી કાઢયો. એ હતાશ થયો. ખાવાપીવાના અને કપડાં પહેરવાના સાંસા પડવા લાગ્યા. એ ચોરી કરવા લાગ્યો. ચોરી કરતાં પકડાયો પણ પિતાના નામથી લોકો એને છોડી દેતા. પરંતુ વારંવાર ચોરીના ઉપદ્રવથી લોકો કંટાળ્યા. અંતે એ પકડાયો. ત્યારે પુષ્કળ માર મારી એનો દેશનિકાલ કર્યો. એ અઘોર વનમાં ગયો. ત્યાં ખાવાનું મળ્યું નહિ એટલે એણે મૃગ જેવા પશુઓનો તથા નિર્દોષ પંખીઓનો શિકાર કરી તેનું માંસભક્ષણ કરવા માંડ્યું. આમ અનેક નિર્દોષ પશુપંખીઓનો એણે નાશ કર્યો. આવું પાપી જીવન ગાળવું પડતું હતુ એટલે એને દુઃખ થયું, શોક થયો, ચિંતા થઈ. આવા પાપ કર્મોના માર્ગથી બચવાનો કોઈ ઉપાય હોવો જોઈએ એમ વિચારી એ જંગલમાં ખૂબ દૂર નીકળી ગયો અને અંતે કૌંડિન્ય ઋષિના આશ્રમ પાસે આવ્યો. થોડો વિશ્રામ લઈ એ ઉઠયો નદી તરફ ચાલવા લાગ્યો. ત્યાં એણે ઋષિને નદીમાં સ્નાન કરતા જોયા. એ પણ નદીમાં સ્નાન કરવા માટે ઉતર્યો અને મુનિની નજીક આવ્યો એટલામાં મુનિના ઉપવસ્ત્રનો એક છેડો એના શરીરને અડકયો. આમ મુનિના આવા સંગથી એના પાપોનો નાશ થયો. એની સદ્‌બુદ્ધિજાગૃત થઈ. એણે મુનિને નમ્રભાવે પ્રણામ કર્યા અને કહ્યું કે મેં જીવનમાં ઘણાં જીવોની હિંસા કરી છે પાપ કર્મો કર્યા છે અને હવે તેનું પ્રાયશ્ચિત કરી મુક્તિ મેળવવી છે તો તેનો કોઇ ઉપાય બતાવો. મુનિને અનુકંપા ઉપજી ધૃષ્ટબુદ્ધિને એમણે મોહિની એકાદશીનું વ્રત વિધિસર કરવા માટે કહ્યું. અને વિધિ સમજાવી. તેણે તે પ્રમાણે કર્યું એટલે એ વ્રતના પ્રતાપથી એના સઘળા પાપોનો નાશ થયો અને અંતે એ વૈકુંઠમાં ગયો.

આ એકાદશીનું વ્રત કરનારના સર્વે પાપો નાશ પામે છે. વિનાશ કારી મોહપાશમાંથી એ છૂટે અને અંતે મોક્ષપદ પામે છે.

આ કથા કૂર્મપુરાણમાં કહેવામાં આવી છે.



# —: અપરા એકાદશી :—

**વૈશાખ વદ ૧૧**

આ એકાદશીનું નામ અપરા એકાદશી છે. આ એકાદશીનું વ્રત કરનારને ઘણુંજ પુણ્ય મળે છે. પરનિંદા, પરનારી સંગ, બાળહત્યા, બ્રહ્મહત્યા વગેરેના પાતકોને હરનારું આ વ્રત છે.

કાર્તિક માસમાં પુષ્કર નદીમાં નાહવાનો જેટલો મહિમા છે, ગયામાં પિંડદાન કરી પિતૃઓને ઉધ્ધારવાનો જેટલો મહિમા છે, ગંગાજીમાં સ્નાન કરવાનો જેટલો મહિમા છે, કુંભ યાત્રાનો જેટલો મહિમા છે, બદ્રિનારાયણની યાત્રાનો જેટલો મહિમા છે, સૂર્યગ્રહણ વખતે કુરુક્ષેત્રમાં જઇ દાન કરવાનો જેટલો મહિમા છે, ગાયનું દાન કરવાનો જેટલો મહિમા છે, વ્યતિપાતના રોગીને કામેશ્વર મહાદેવના કુંડમાં સ્નાન કરાવવાનો જેટલો મહિમા છે; તેટલોજ મહિમા અપરા એકાદશીનું વ્રત કરવાનો છે. આ વ્રત કરનારના પાપોનો નાશ થાય છે. તે સઘળાં સુખો પામે છે અને અંતે વૈકુંઠમાં એનો વાસ થાય છે.

આ પ્રમાણે બ્રહ્માંડ પુરાણમાં આ એકાદશીનું મહાત્મ્ય કહેવાયું છે.







**ભગવાનનું તેડું**

ભગવાનને જ્યારે જીવ પાસે હિસાબ માગવાનું મન થાય છે ત્યારે જીવને પોતાની પાસે બોલાવવા માટે કાળને મોકલે છે. તે વખતે જેણે પ્રભુનો હિસાબ બરાબર રાખ્યો છે તેના હૈયામાં તો પ્રભુના મિલનનો અનેરો ઉમંગ હોય છે. પણ જેણે ગોટાળા કર્યા હોય છે તેના તો હોશકોશ જ ઊડી જાય છે કે ભગવાનની પાસે જઈને જવાબ શું દઇશું !!

પૂ. ડોંગરેજી મહારાજ



# —: નિર્જલા એકાદશી :—

<u>જેઠ સુદ ૧૧</u>

આ એકાદશીનું નામ નિર્જલા એકાદશી છે. આ એકાદશીના વ્રતનું ફળ અતિ મહાન છે. બીજી એકાદશીઓનું ફળ માત્ર નિર્જલા એકાદશી કરવાથી મળે છે. આ એકાદશીને પાંડવ એકાદશી પણ કહેવામાં આવે છે. તેમજ ભીમ અગિયારસ તરીકે પણ એ ઓળખાય છે.

ભીમ ભૂખનું દુઃખ સહન કરી શકતો નહિ. એને ખાધા વગર ચાલે જ નહિ. બીજા પાંડવો વ્રતો કરતા, ઉપવાસ કરતા, પણ ભીમ કદી ઉપવાસ કરી શકતો નહિ. બધા એને ઉપવાસ કરવા ખૂબ સમજાવતા પણ એ એનાથી બની શકતું નહિ. એકવાર વ્યાસમુનિ હસ્તિનાપુરમાં પધાર્યા. પાંડવોએ એમનો યોગ્ય આદર સત્કાર કર્યો. પ્રણામ કરી આસને બેસાડ્યા. વ્રતો વિષે વાત નીકળતાં ભીમે ઉપવાસ સિવાયનું બીજું કોઈ વ્રત હોય તો તે એ કરવા તૈયાર છે એમ કહ્યું. પોતે દાન, ભક્તિ વગેરે બધું કરવા તૈયાર છે એમ જણાવ્યું. 'હું એક ટંક પણ ભૂખ્યો રહી શકતો નથી તો ઉપવાસની તો વાતજ ક્યાં રહી?' એમ કહી વ્યાસજીને પ્રણામ કરી ભીમ ઉભો રહ્યો. વ્યાસમુનિએ ભીમને સમજાવતાં કહ્યું, 'મેં વેદો, પુરાણોનો અભ્યાસ કર્યો છે અને હું એવા નિર્ણય પર આવ્યો છું કે મોક્ષ પ્રાપ્તિને માટે એકાદશીનું વ્રત કરવું જરૂરી છે અને તે દિવસે ઉપવાસ કરવો પણ ખાસ આવશ્યક છે.' ભીમને ગળે આ વાત ઉતરી એટલે એણે વ્યાસજીને વિનંતી કરી કે મને એવું એક વ્રત બતાવો કે જે કરવાથી બીજા બધા વ્રતોનું પુણ્ય મળે અને પાપોનો નાશ થાય અને અંતે સ્વર્ગ પ્રાપ્તિ થાય. એટલે વ્યાસજીએ કહ્યું કે જેઠ સુદ ૧૧, જે નિર્જલા એકાદશી કહેવાય છે તેનું વિધિસર વ્રત કરવાથી બીજા બધા વ્રતોનું પુણ્ય મળી શકે છે, માટે એ વ્રત કરવું. પછી એ વ્રત કરવાની વિધિ ભીમને સમજાવી. ભીમે નિર્જલા એકાદશીનું વ્રત કર્યું. તે દિવસે એણે ઉપવાસ કર્યો અને પાણી પણ પીધું નહિ, પ્રભુ સ્તવન કર્યું, રાત્રે જાગરણ કર્યું. બીજે દિવસે સૂર્યોદય પહેલાં ઉઠી, સ્નાનાદિથી પરવારી, પારણાં કર્યાં. આ વ્રતનું પુણ્ય એણે સંપાદન કર્યું.

આ રીતે મહાભારતમાં ને પદ્મપુરાણમાં આ એકાદશીનું માહાત્મ્ય કહેલું છે. બ્રહ્મવૈવર્તપુરાણ અને બ્રહ્માંડપુરાણમાં પણ આ કથા કહેવામાં આવી છે.

卐

# —: યોગિની એકાદશી :—

જેઠ વદ ૧૧

આ એકાદશીનું નામ યોગિની એકાદશી છે. આ એકાદશીનું વ્રત કરવાથી રોગમાંથી મુક્તિ મળે છે.

અલકા નામે નગરી હતી. તેની શોભા અપાર હતી. યક્ષોનો રાજા કુબેર ત્યાં રહેતો હતો. તે શિવનો મહાન ભક્ત હતો. એના વિશાળ બગીચામાં ઉગતાં ફૂલો લઈ એ શિવમંદિરમાં જતો અને પૂજામાં તે શિવને ચડાવતો. રોજ મુકરર કરેલા સમયે એ શિવની પૂજા કરતો. એ બગીચાની દેખભાળ રાખનાર માળીનું નામ હતું હેમમાલી. એની પત્નીનું નામ હતું વિશાળલોચના. તે અતિ રૂપવાન હતી. બંને એક બીજાને ખૂબ ચાહતાં હતાં. પત્નીના મોહપાશમાં ભાન ભૂલીને એ ઘણીવાર પોતાનું કર્તવ્ય ભૂલી જતો.

એક દિવસ હેમમાલી પત્ની સાથે ભોગ વિલાસ કરતાં શિવની પૂજા માટે કુબેરને ફૂલ આપવા જવાનું ભૂલી ગયો. પૂજાનો સમય વીતી ન જાય એટલા માટે કુબેર શિવ મંદિરે ગયો ત્યાં પણ હેમમાલી આવ્યો નહિ. કુબેરે તપાસ કરવા એના અનુચરને હેમમાલીને ઘેર દોડાવ્યો. તેને જોઈને હેમમાલી ભાનમાં આવ્યો. કુબેરને ફૂલો આપવાનું વિસરાઇ ગયું તે બદલ મનમાં ખેદ થયો. તરત બગીચામાં દોડી ગયો, ફૂલો તોડયાં અને તે લઈ કુબેર પાસે શિવમંદિરમાં આવ્યો પણ પૂજાનો સમય વીતી ગયો હતો આથી કુબેર ક્રોધે ભરાયો. કુબેરે શાપ આપ્યો, 'કામવશ થઈ તું ભાન ભૂલ્યો અને શિવજીનું અપમાન કરી પાપ કર્યું માટે તારે શરીરે કોઢ નીકળશે અને તારી પત્નીથી વિયોગ થશે.' હેમમાલીને શરીરે કોઢ થયો અને તે પૃથ્વી પર ભટકવા લાગ્યો. તે ભૂખ અને તરસના દુઃખથી પીડાતો હતો. ફરતાં ફરતાં એ હિમાલય પર્વત પર માર્કંડેય મહામુનિના આશ્રમે આવી ચડયો. મુનિને એણે દૂરથી વિનયપૂર્વક પ્રણામ કર્યાં. ઋષિએ એને પૂછયું 'તું કોણ છે ? શા માટે અહિં આવ્યો છે ? તું દૂર કેમ ઉભો રહયો છે ?'

હેમમાલીએ જે કંઈ બન્યું હતું તેની કથા ઋષિને કહી સંભળાવી. ને કુબેરના શાપથી એને કોઢ નીકળ્યો છે અને એ રોગમાંથી મુક્ત થવા માટે કોઈ ઉપાય સૂચવવા માટે પ્રાર્થના કરી. ઋષિને હેમમાલી પર અનુકંપા ઉપજી. મુનિએ એને જેઠ વદ ૧૧—યોગિની એકાદશીનું વિધિસર વ્રત કરવાનું કહયું. 'એના પુણ્યથી તારા રોગમાંથી તું મુક્ત થશે' એમ કહી વ્રતની વિધિ સમજાવી. એણે તે પ્રમાણે એ વ્રત કર્યું. તેના પુણ્યથી એનો કોઢ મટયો અને ફરી પાછી કંચન જેવી એની કાયા બની ગઈ અને યક્ષલોકમાં એ પાછો સિધાવ્યો.

બ્રહ્મવૈવર્ત પુરાણમાં આ એકાદશીનું મહાત્મ્ય કહેલું છે.

卐

# —: પદ્મા–વિષ્ણુશયની એકાદશી :—

**અષાડ સુદ ૧૧**

આ એકાદશીનું નામ પદ્મા એકાદશી છે. એને વિષ્ણુશયની કે દેવશયની એકાદશી પણ કહેવામાં આવે છે. આ એકાદશીનું વ્રત ખૂબજ પાવનકારી છે. પુરાણમાં આ વ્રતની કથા નીચે મુજબ કહેલી છે :—

માંધાતા નામે મનુવંશમાં એક ચક્રવર્તી રાજા થઈ ગયો. તે પ્રજાવત્સલ હતો. તે સત્યવાદી હતો. તે હંમેશા નીતિ અને ધર્મનું પાલન કરતો. તે ન્યાયી હતો. તે પ્રજાને પ્રિય હતો. પ્રજાના સુખ માટે તે હંમેશા કાર્યશીલ રહેતો. લોકો સર્વપ્રકારે સુખી હતાં. પણ પછી એક વર્ષ વરસાદ ન પડયો. અન્ન પાક્યું નહિ. લોકોને અન્નની તાણ પડી. લોકો દુઃખી થયાં. પછીના થોડા વર્ષોમાં પણ આવીજ પરિસ્થિતિ રહી એટલે દુકાળ પડયો. દુકાળને લીધે લોકો ખૂબ દુઃખી થયાં. લોકો માંધાતા રાજા પાસે આવ્યાં. વિષ્ણુ ભગવાનને રીઝવવા માટે કંઈ કરો એવી વિનંતી કરી જણાવ્યું, 'જગતનો તાત અવશ્ય કૃપા કરશે અને વરસાદ વરસાવશે. સર્વનો આધાર અન્ન છે. અન્ન વિના પ્રાણ ટકી શકે નહિ. ભૂખના દુઃખ જેવું બીજું કોઈ દુઃખ નથી.' રાજાએ કહ્યું કે એણે કોઈ પાપ કર્યું નથી છતાં પણ પ્રજા દુકાળથી પીડાય છે માટે એનો ઉપાય કરવોજ જોઈએ. પ્રજાને સાંત્વન આપ્યું.

પછી રાજા અંગિરા ઋષિના આશ્રમે ગયો. ઋષિ પાસે જઈ વિનયથી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. ઋષિએ આશીર્વાદ આપ્યા અને આશ્રમમાં આવવાનું કારણ પૂછયું. રાજાએ દુકાળની અને પ્રજાના દુઃખની બધી વાત કરી અને તે માટે કોઈ ઉપાય સૂચવવા પ્રાર્થના કરી. ઋષિને અનુકંપા ઉપજી. ઋષિએ અષાડ સુદ ૧૧ પદ્મા એકાદશીનું વિધિ સર વ્રત કરવાનું સૂચવ્યું અને તેનો વિધિ સમજાવ્યો. આ વ્રત કરવાથી વૃષ્ટિ થશે અને અનાજ પાકશે એટલે દુકાળનું દુઃખ દૂર થશે એમ કહ્યું. રાજા ઋષિને પ્રણામ કરી પાછા ફર્યા. પછી રાજા, રાણી અને પ્રજાએ વિધિસર આ એકાદશીનું વ્રત કર્યું. એના પુણ્યના પ્રતાપે સારી વૃષ્ટિ થઈ. સારૂં અનાજ પાક્યું. દુકાળના દુઃખનું નિવારણ થયું. સર્વત્ર આનંદ છવાયો. લોકો પાછા સુખી થયાં. આમ આ વ્રત કરનારના સર્વે દુઃખ દૂર થાય છે અને અંતે તેનો વૈકુંઠમાં વાસ થાય છે.

આખા વરસની અગિયારસો ન કરી શકનાર ચાતુર્માસ એટલે ચાર માસની એકાદશીઓ કરવાનું વ્રત અષાડ સુદ ૧૧થી લે છે. ભવિષ્યપુરાણમાં એમ લખેલુ છે કે મોક્ષની ઈચ્છા રાખનારે વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કરવા આ દિવસથી આ વ્રત શરૂં કરવું અને આજ દિવસથી ચાતુર્માસ વ્રતનો આરંભ કરવો. ભવિષ્યોત્તરપુરાણ અને બ્રહ્માંડ પુરાણમાં પણ આ વ્રત કથા કહેવામાં આવી છે.

卐

# —: કામિકા--પવિત્રા એકાદશી :—

**અષાડ વદ ૧૧**

આ એકાદશીનું નામ કામિકા અથવા પવિત્રા એકાદશી છે. આ વ્રત કરવાથી મનના મનોરથો પૂરા થાય છે. દસમને દિવસે સૂર્યોદય પહેલાં ઉઠી, સ્નાનાદિથી પરવારી એકવાર ભોજન કરવું જોઈએ. અગિયારસને દિવસે સૂર્યોદય થાય તે પહેલાં ઉઠી, સ્નાનાદિથી પરવારી ઉપવાસ કરવો જોઈએ. અને શ્રી વિષ્ણુ ભગવાનનું સ્તવન કરવું જોઈએ. રાત્રે જાગરણ કરી પ્રભુનું કીર્તન કરવું જોઈએ. બીજે દિવસે એટલે બારસને દિવસે સૂર્યોદય પહેલાં ઉઠી, સ્નાનકર્મથી પરવારી પારણાં કરવા જોઈએ. શ્રી વિષ્ણુ ભગવાનનું તુલસી વડે એક ધ્યાનથી પૂજન કરવું જોઈએ. આ રીતે કામિકા એકાદશીનું વ્રત કરનાર સર્વપ્રકારે સુખી થઈ અંતે મોક્ષપદને પામે છે. આ વ્રત કરનારને મરણ વખતે યમના ભયંકર દૂતનાં દર્શન થતાં નથી. તેની અવગતિ થતી નથી અને તેને નીચ યોનિમાં જન્મ લેવો પડતો નથી.

આ વ્રતનું માહાત્મ્ય બ્રહ્મવૈવર્તપુરાણમાં વર્ણવ્યું છે.

卐



**કથા સાંભળ્યા પછી**

કથા સાંભળ્યા પછી કરેલાં પાપ માટે હૃદયમાં પસ્તાવો જાગવો જ જોઈએ.

કથા સાંભળ્યા પછી સ્વભાવ સુધરવો જ જોઈએ.

કથા સાંભળ્યા પછી હૃદયમાં પ્રભુપ્રેમ જાગવોજ જોઈએ.

કથા સાંભળ્યા પછી એવો ભાવ જાગવો જોઈએ કે મારી પાસે જે કંઈ છે તે પ્રભુનું છે ને હું તો પ્રભુનો નમ્ર પ્રતિનિધિ છું.

કથા સાંભળ્યા પછી હૃદયમાં જો આવો નિર્મળ ભાવ ન જાગે તો કથા સાંભળી નકામી છે.

પૂ. ડોંગરેજી મહારાજ

卐

# —: પુત્રદા-પુત્રદાયિની એકાદશી :—

શ્રાવણ સુદ ૧૧

આ એકાદશીનું નામ પુત્રદાયિની એકાદશી છે. આ વ્રત કરનારને એના પુણ્યના પ્રતાપે પુત્ર પ્રાપ્તિ થાય છે.

મહિષ્મતી નામે સુંદર નગરી હતી. ત્યાં મોહજીત નામે રાજા રાજ્ય કરતો હતો. એ સત્યપ્રિય, ન્યાયી અને પ્રજાવત્સલ રાજા હતો. એ ધર્મ અને નીતિનું પાલન કરતો હતો. લોકોના સુખને માટે એ હંમેશા કાર્યશીલ રહેતો. રાજા સર્વવાતે સુખી હતો; પરંતુ એને કોઈ પુત્ર ન હતો તેનું એને દુ:ખ હતું. પુત્ર વિનાના સુખનો શો ખપ ? એમ માની એ ચિંતાતુર રહેતો હતો. રાજાએ ડાહ્યા પ્રજાજનોને બોલાવી પોતાની ચિંતા જણાવી કહયું, 'મેં કદી અધર્મ આચર્યો નથી, પ્રજાને દુઃખ દીધું નથી, કોઈની ખોટી રીતે સતામણી કરી નથી, કોઈ પરસ્ત્રી ઉપર કુદ્દષ્ટિ કરી નથી, હંમેશાં ધર્મનું જ આચરણ કર્યું છે, વિના અપરાધે કોઈને દંડ કર્યો નથી, શ્રદ્ધાથી દેવ અને બ્રાહ્મણોને પૂજ્યા છે, તો પછી મને પુત્રનું દુઃખ શા માટે છે ? કયો ઉપાય કરવાથી એ દુઃખ દૂર થાય ?'

પ્રજાજનોના આગેવાનોએ એ પ્રશ્નના ઉત્તર માટે લોમશ ઋષિના આશ્રમે જવાનું નકકી કર્યું. લોમશ ઋષિ ત્રિકાળજ્ઞાની હતા. આગેવાનોએ આશ્રમમાં આવી ઋષિને નમ્રભાવે પ્રણામ કર્યા. ઋષિએ એમને આશીર્વાદ આપ્યા. પ્રજાજનોએ પોતાના રાજા મોહજીતને પુત્ર નથી તેનું દુઃખ છે તો તે દૂર કરવાનો ઉપાય સૂચવવા પ્રાર્થના કરી. ઋષિને અનુકંપા ઉપજી. રાજાને શા માટે પુત્ર નથી તે અંગે ધ્યાન ધર્યું અને પ્રજાજનોને કહયું 'પૂર્વજન્મમાં મોહજીત રાજા એક વણિક હતો. વ્યાપાર માટે એ જુદે જુદે સ્થળે ફરતો હતો. એક વાર ઉનાળાના દિવસે અતિશય ગરમીને લીધે એને ખૂબ તરસ લાગી. એક કૂવા ઉપર એ પાણી પીવા માટે ગયો. ત્યાં એક ગાય પોતાના વાછરડા સાથે પાણી માટે આવી પણ એણે ગાય અને વાછરડાને હાંકી કાઢયાં અને પાણી પીવા માટે આપ્યું નહિ. એ પોતેજ પાણી પી ગયો. આનું એને પાતક લાગ્યું એટલે તમારો રાજા આ જન્મે વાંઝિયો રહયો છે.' પ્રજાજનોએ એનો ઉપાય સૂચવવા પ્રાર્થના કરી. એટલે ઋષિએ કહયું 'રાજા, રાણી અને તમે પ્રજાજનો જો શ્રાવણ સુદ ૧૧ જે પુત્રદાયિની એકાદશી મનાય છે તેનું વિધિસર વ્રત કરશો તો તેના પુણ્યના પ્રતાપે રાજાને ત્યાં પુત્ર થશે અને એના દુઃખનું નિવારણ થશે.' અને પછી પ્રજાજનોને આ વ્રતની વિધિ સમજાવી. પ્રજાજનો નગરમાં પાછા આવ્યા રાજાને સર્વવાતથી વાકેફ કર્યા. શ્રાવણ સુદ ૧૧ને દિવસે સર્વેએ પુત્રદા એકાદશીનું વ્રત કર્યું. તે દિવસે બધાએ ઉપવાસ કર્યો, રાત્રે જાગરણ કર્યું. પ્રભુનું ભજન-કીર્તન કર્યું અને બારસને દિવસે બ્રહ્મભોજન કરાવ્યું. આ વ્રતના પુણ્યના પ્રતાપે રાજાને ત્યાં પુત્રનો જન્મ થયો. સર્વે સુખી થયાં.

આમ આલોકમાં અને પરલોકમાં સુખની ઈચ્છાવાળાં સ્ત્રી પુરૂષે આ વ્રત કરવું. આ વ્રત કરનાર સર્વ પાપોથી મુક્તિ થઈ સ્વર્ગે જાય છે અને આલોકમાં સંતાન સુખ ભોગવવા ભાગ્યશાળી થાય છે. આ પ્રમાણે ભવિષ્ય પુરાણ અને ભવિષ્યોત્તર પુરાણમાં આ એકાદશીનું મહાત્મ્ય વર્ણવ્યું છે.

卐

# --:અજા એકાદશી:--

શ્રાવણ વદ ૧૧

આ એકાદશીનું નામ અજા એકાદશી છે. એનું વ્રત કરનારના સર્વે દુઃખો નષ્ટ થાય છે અને અંતે એ મોક્ષ પામે છે.

હરિશ્ચંદ્ર એક મહાન સત્યવાદી, મહા પ્રતાપી અને ન્યાયપ્રિય રાજા હતો. રાજાની માફક એની પ્રજા પણ સત્યાચરણ કરતી હતી ને નીતિપરાયણ અને ધર્મનિષ્ઠ હતી. રાજાની પત્નીનું નામ તારામતી હતું. તે સર્વગુણ સંપન્ન, પતિવ્રતા અને સતી નારી હતી. તેઓનું દાંપત્ય જીવન સુખી હતું. તેમને રોહિત નામે એક પુત્ર હતો. વશિષ્ઠમુનિ એના ગુરુ હતા. ઈંદ્રને હરિશ્ચંદ્રના સત્યવાદીપણાને લીધે પોતાનું સિંહાસન ગુમાવવાનો ભય લાગતો હતો. ઈંદ્રની સભામાં નારદજીએ હરિશ્ચંદ્રના અતિ વખાણ કર્યા. ગમે તે થઈ જાય પણ સત્યને એ છોડે નહિ એવો એ રાજા છે એમ કહ્યું. વિશ્વામિત્ર અને વશિષ્ઠમુનિ વચ્ચે આ વિષે વિવાદ થયો. વિશ્વામિત્રે હરિશ્ચંદ્રની કસોટી કરવાનું નક્કી કર્યું.

બ્રાહ્મણના વેષમાં રાજા હરિશ્ચંદ્રના દરબારમાં આવી વિશ્વામિત્રે પુત્રીના લગ્ન અંગે સવાલાખ તોલા સોનાની માગણી કરી. રાજાએ તે આપવા માટે વચન આપ્યું. જરૂર પડશે ત્યારે એ સોનું માગીશ એમ કહી તે ચાલ્યા ગયા. પછી એક અલૌકિક નર્તકી દરબારમાં આવી. એણે પોતાની નૃત્યકળાથી હરિશ્ચંદ્રને રાજી કર્યો અને વરદાનમાં રાજા પાસેથી રાજ્યની માગણી કરી. રાજાએ રાજ્ય આપવા હા પાડી એટલામાં વિશ્વામિત્ર મુનિ આવ્યા. એટલે પેલી નર્તકીએ રાજમુગટ મુનિને આપ્યો. મુનિ રાજમુગટ મસ્તકે ચઢાવી સિંહાસન પર બેઠવાયા. રાજાએ રાજમહેલમાં જઈ તારામતીને બનેલી ઘટનાથી વાકેફ કરી. સતી તારામતીએ કહ્યું, 'સત્યને ખાતર સર્વસ્વનો ત્યાગ કરવો, અરે પ્રાણ પણ આપવો પડે તો તે આપવામાં પણ જરાએ સંકોચ અનુભવવો નહિ'.

વિશ્વામિત્ર મુનિએ હરિશ્ચંદ્ર તથા તારામતીને અયોધ્યા છોડી ચાલ્યા જવા માટે સૂચના કરી. પણ જો તે, નર્તકીને પોતે કંઈ વચન નથી આપ્યું એમ કહે, તો રાજ્ય પાછું સોંપવા માટે તૈયારી બતાવી. હરિશ્ચંદ્ર, તારામતી અને રોહિત ત્રણે સત્યનાં પૂજારી હતાં. ત્રણે સત્યના માર્ગથી ડગ્યાં નહિ. તેમણે બધા આભૂષણો ઉતારી નાંખ્યા અને પહેરેલે વસ્ત્રે અયોધ્યાનો ત્યાગ કરવાની તૈયારી કરી ત્યારે વિશ્વામિત્રે હરિશ્ચંદ્ર પાસે આપેલ વચન મુજબ સવાલાખ તોલા સોનાની માગણી કરી. હરિશ્ચંદ્રે એક માસની મુદત માગી અને કમાઈને સોનું આપવાનું વચન આપ્યું.

હરિશ્ચંદ્ર, તારામતી અને રોહિત—ત્રણે જણે જંગલ તરફ પ્રયાણ કર્યું. ચાલવાથી અને અતિશય ગરમીને લીધે તેઓ હેરાન પરેશાન થયાં. તારામતી જમીન પર બેસી ગઈ. પુત્ર રોહિતે ખાવા માટે માગણી કરી. હરિશ્ચંદ્ર ફળની શોધમાં ગયા પણ કંઈ મળ્યું નહિ. પાછા ત્રણે અરણ્યમાં આગળ ચાલ્યાં. રોહિત ભૂખ્યો તરસ્યો પછડાઈ પડયો. તારામતી પણ પાણી વિના વ્યાકુળ બની. રાજા પાણીની શોધમાં ગયો પણ કંઈ મળ્યું

નહિ એટલે નિરાશ હૃદયે પાછો ફર્યો. આ દુઃખમાંથી ઉગારવા તે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. પછી તેઓ કાશીમાં ગંગાકિનારે આવ્યા. પાણી પીધું. ફળો વીણી લાવ્યા અને ભૂખ તૃષા શાંત કર્યાં. હરિશ્ચંદ્રે કાશીમાં કામની શોધ કરી પણ તે ન મળ્યું. જંગલમાંથી લાકડા વીણી તેનો ભારો બનાવી તે વેચતો. તેમાંથી જે કંઈ મળતું તેમાંથી ભોજન બનાવી, ત્રણે જણા જમતા. રોજ આ પ્રમાણે ચાલ્યું. જે કંઈ બચતું તેનું રાજા સોનું ખરીદતો કારણ કે તે વિશ્વામિત્રને આપવાનું હતું. એક માસની મુદત પૂરી થવાના એક દિવસ પહેલાં વિશ્વામિત્રનો શિષ્ય સોનું લેવા માટે કાશી આવ્યો. છેલ્લે દિવસે હરિશ્ચંદ્ર કાશીનગરના ચોકમાં કુટુંબસહ વેચાવા ઊભા. તારામતીને દાસી તરીકે એક માળીને વેચી તેનું પચાસ હજાર તોલા સુવર્ણ આવ્યું. સાથે રોહિતને પણ વેચ્યો તેનું પચીસ હજાર તોલા સુવર્ણ આવ્યું. પોતે એક ચંડાળને ત્યાં વેચાયો તેનું પચાસ હજાર તોલા સુવર્ણ આવ્યું. આમ સવા લાખ તોલા સુવર્ણ મળ્યું તે વિશ્વામિત્રના શિષ્ય નક્ષત્રને અર્પણ કરી દીધું અને પોતાની પાસે જે કંઈ હતું તે બધું દક્ષિણામાં આપી દીધું. રાજા હરિશ્ચંદ્રે આમ પોતાનું વચન પાળ્યું.

માળીને ત્યાં તારામતીને ઘરનું બધુંજ કામકાજ કરવું પડતું. રોહિતને પણ બગીચાનું કામ કરવું પડતું. એક દિવસ વિશ્વામિત્રની માયાથી રોહિતને એક વિષધરે દંશ દીધો. રોહિત પૃથ્વી પર ઢળી પડ્યો. તારામતીને જાણ થતાં તે પુત્ર પાસે આવી. તેને છાતી સરસો ચાંપી કલ્પાંત કરવા લાગી. રોહિતને ઉંચકી તારામતી સ્મશાનમાં આવી. અગ્નિદાહ દેવા માટે લાકડા વીણી લાવી. ચિતા તૈયાર કરી. એવામાં હરિશ્ચંદ્રે આવી સ્મશાનનો લાગો માગ્યો. સતીએ પોતાના પતિને ઓળખ્યો. પુત્ર રોહિતનું અવસાન થયું છે એમ કહ્યું અને લાગો આપવા માટે એની પાસે કંઈજ નથી તેમ જણાવ્યું. તારામતી લાગાના નાણાંની ભિક્ષા માગવા કાશી નગરમાં આવી. મહેલ નજીક આવી ત્યાં રાજપુત્ર એના પગ આગળ આવ્યો અને મૃત્યુ પામ્યો. પાછળ રાજા આવતો હતો. પોતાના પુત્રના શબને જોયું. તારામતી ડાકણ છે એમ કહી એનો શિરચ્છેદ કરવાની સેવકોને આજ્ઞા આપી. તારામતીનો સ્મશાનમાં શિરચ્છેદ કરવાની ચંડાળે હરિશ્ચંદ્રને આજ્ઞા કરી. હરિશ્ચંદ્રે તલવાર ઉગામી અને જ્યાં પત્નીનું ડોકું કાપવા જાય છે ત્યાં ભગવાન વિષ્ણુએ જાતે હાજર થઈ એનો હાથ પકડી લીધો પ્રભુને પોતાની સમક્ષ અન્ય દેવોની સાથે જોઈને હરિશ્ચંદ્ર કૃતાર્થ થયો. વિશ્વામિત્રે પોતાની માયાને પાછી ખેંચી લીધી. રોહિત આળસ મરડી બેઠો થયો. રાજપુત્ર પણ બેઠો થઈ પોતાના પિતાને વળગી પડ્યો. હરિશ્ચંદ્રને એનું રાજપાટ પાછું સોંપી વિશ્વામિત્રે પોતાના તપોબળનું પુણ્ય હરિશ્ચંદ્રને અર્પણ કર્યું. હરિશ્ચંદ્ર પાછા અયોધ્યા આવ્યા અને રાજ કારભાર સંભાળી લીધો. સર્વત્ર આનંદ છવાઈ ગયો. સત્યનો જય થયો.

એકવાર ગૌતમ ઋષિ અયોધ્યામાં આવી ચડયા. રાજા હરિશ્ચંદ્રે એમનો વિનય પૂર્વક સત્કાર કર્યો. પ્રણામ કરી પોતાને વીતેલા દુઃખોની વાત કરી અને આવા દુઃખો કોઈને ન પડે તે માટે કોઈ વ્રત બતાવવા પ્રાર્થના કરી. ગૌતમઋષિએ શ્રાવણ વદ ૧૧ જે અજા એકાદશી કહેવાય છે તેનું વ્રત કરવાનું સૂચવ્યું. અને તેનો વિધિ સમજાવ્યો. આ વ્રત કરવાથી સઘળાં પાપોનો નાશ થાય છે અને દુઃખોનું નિવારણ થાય છે. હરિશ્ચંદ્ર રાજાએ આ વ્રત કર્યું અને ફરી એમને કોઈ દુઃખ પડયાં નહિ અને અંતે તેઓ મોક્ષ પામ્યા.

બ્રહ્માંડ પુરાણમાં આ એકાદશીનું માહાત્મ્ય લખેલું છે.



# -: પરિવર્તિની અથવા વામન એકાદશી :-

**ભાદરવા સુદ ૧૧**

આ એકાદશીનું નામ વામન એકાદશી છે. તેને પરિવર્તિની એકાદશી પણ કહેવામાં આવે છે.

ત્રેતાયુગમાં બલિ રાજા રાજ્ય કરતો હતો. તે વિષ્ણુનો પરમ ભક્ત હતો. તે મહાન દાનેશ્વરી અને એકવચની હતો. તે ધર્મનિષ્ઠ અને કર્મનિષ્ઠ હતો. તે જપ, તપ, યજ્ઞ કરતો અને બ્રહ્મ ભોજન કરાવતો. ઈંદ્ર રાજાને ભય લાગ્યો કે બલિરાજા એના તપ, દાન અને યજ્ઞોના પુણ્યથી એનું સિંહાસન લઈ લેશે. ઈંદ્ર રાજા વિષ્ણુ ભગવાન પાસે ગયા. પ્રભુને પ્રણામ કર્યા. પોતાની ચિંતા વ્યક્ત કરી. પ્રભુને રક્ષણ કરવા પ્રાર્થના કરી. વિષ્ણુએ વામન રૂપ ધારણ કરી બલિરાજા પાસે ત્રણ ડગલાં પૃથ્વી માગી. બલિના ગુરુ ભૃગુએ બલિને કહ્યું કે વામનરૂપે શ્રી વિષ્ણુ ભગવાન પધાર્યા છે. બલિરાજાએ પોતાની જાતને ધન્ય માની. ત્રણ ડગલાં પૃથ્વી આપવાનો બલિરાજાએ સંકલ્પ કર્યો. પછી વિષ્ણુ ભગવાને ત્રિવિક્રમનું રૂપ ધારણ કર્યું. એક પગલાંમાં આખી પૃથ્વી આવરી લીધી, બીજા પગલે સમગ્ર વ્યોમ આવરી લીધું. ત્રીજા પગલાં માટેનું ઠામ આપવા બલિરાજાને કહ્યું. બલિરાજાએ પોતાનો દેહ અર્પણ કર્યો. વિષ્ણુએ એમનો પગ એના માથા પર મૂક્યો અને રસાતલમાં ચાંપ્યો. બલિરાજાએ વિષ્ણુના પગ પકડી લીધા તે છોડશે જ નહિ. અને એની સાથે પાતાળમાં રહી એનું રક્ષણ કરવા પ્રાર્થના કરી. અંતે વિષ્ણુએ વચન આપ્યું કે પોતે ચાર માસ સુધી એના દ્વારપાળ બની એનું રક્ષણ કરશે.

વામન એકાદશીનું વિધિસર વ્રત કરનારને ઈશ્વર પ્રાપ્તિ થાય છે. કોઈ એમાં સંશય નથી.

આ પ્રમાણે સ્કંદ પુરાણમાં આ એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.



**ભાગીદાર**

પુણ્યનાં કામોમાં જે સાથ, સહકાર અને પ્રેરણા આપે છે તે પુણ્યના ભાગી બને છે.
ને પાપના કામમાં જે સાથ, સહકાર ને પ્રેરણા આપે છે તે પાપનો ભાગીદાર બને છે.

પૂ. ડોંગરેજી મહારાજ



# -: ઈંદિરા એકાદશી :-

<u>ભાદરવા વદ ૧૧</u>

આ એકાદશીનું નામ ઈંદિરા એકાદશી છે. આ વ્રતના પુણ્યના પ્રતાપે અધોગતિ પામેલા પિતૃઓની મુક્તિ થાય છે.

માહિષ્મતી નામે એક નગરી હતી. ત્યાં ઈંદ્રસેન નામે રાજા રાજ્ય કરતો હતો. તે વિષ્ણુનો પરમ ભક્ત હતો. તે સત્યવાદી હતો. તે કર્મનિષ્ઠ અને ધર્મનિષ્ઠ હતો. તે પ્રભુભજનમાં મગ્ન રહેતો હતો. ફરતા ફરતા નારદજી એના દરબારમાં પધાર્યા. ઈંદ્રસેને ઉઠી એમને આવકાર આપ્યો, નમસ્કાર કરી, આસને બેસાડયા. એક બીજાને ક્ષેમકુશળ પૂછયા. પછી રાજાએ નારદજીને આવવાનું પ્રયોજન પૂછયું. નારદજીએ કહયું કે તમારા પિતાજીનો એક સંદેશો આપવાના ઈરાદાથી પોતે આવ્યા હતા. તેમણે કહયું કે યમપુરીમાં તમારા પિતાજી સાથે મારી મુલાકાત થઈ. પોતે કયા પાપને કારણે અધોગતિ પામી યમપુરીમાં પડયા છે તેની ખબર નથી. એમાંથી ઉગરવાનો અને સ્વર્ગમાં વાસ થાય એનો કોઈ ઉપાય કરવા માટે કહાવ્યું છે. ઈંદ્રસેને હાથ જોડી નારદજીને એનો ઉપાય બતાવવા માટે વિનંતી કરી. નારદજીએ કહયું કે ભાદરવા વદ ૧૧ જેનું નામ ઈંદિરા એકાદશી છે તેનું વિધિસર વ્રત કરવાથી તેનું જે પુણ્ય પ્રાપ્ત થાય તે તમારા પિતાને અર્પણ કરવાથી એમની મુક્તિ થશે અને પછી નારદજીએ એ વ્રતનો વિધિ કહી સંભળાવ્યો. દસમને દિવસે સૂર્યોદય પહેલાં ઉઠવું. સ્નાનાદિથી પરવારી એકવાર ભોજન કરવું. અગિયારસને દિવસે ઉપવાસ કરવો. રાત્રે જાગરણ કરવું. પ્રભુ ભજન કરવું. બારસને દિવસે સૂર્યોદય પહેલાં ઉઠી, સ્નાનાદિથી પરવારી પારણાં કરવાં.

ઇંદ્રસેને, રાણીએ અને પ્રજાજનોએ આ વ્રત વિધિસર કર્યું. તેના પુણ્યના પ્રતાપે રાજાના પિતાનો ઉધ્ધાર થયો અને સ્વર્ગે ગયા. પ્રજામાં રાજાનો જય જયકાર થયો. અંતે ઈંદ્રસેન પણ સર્વપ્રકારના સુખ ભોગવી વૈકુંઠ ગયા.

આમ આ ઈંદિરા એકાદશીનું વ્રત કરનારના અધોગતિ પામેલા પૂર્વજોનો ઉધ્ધાર થાય છે. બ્રહ્મવૈવર્ત પુરાણમાં આ એકાદશીનું માહાત્મ્ય આલેખેલું છે.

卐

---

# —: પાંશાકુશા એકાદશી :—

**આસો સુદ ૧૧ :**

આ એકાદશીનું નામ પાશાંકુશા એકાદશી છે.

કાશી, કેદાર, પુષ્કર, કુરુક્ષેત્ર, અયોધ્યા, મથુરા, દ્વારિકા વગેરે સ્થળોની યાત્રાથી જે પુણ્ય મળે તેના કરતાં વિશેષ આ એકાદશીનું વ્રત કરવાથી મળે છે. જે કોઈ વિધિસર આ એકાદશીનું વ્રત કરે તેના પુણ્યથી એની દસ પેઢીનો ઉદ્ધાર થઈ જાય અને જન્મ મરણના ફેરામાંથી મુક્ત થઈ જાય. અંતે એનો વૈકુંઠમાં વાસ થાય છે.

આ વ્રતને દિવસે જે કંઈ મળે તેનું બ્રાહ્મણ કે યોગ્ય પાત્રને દાન કરવું જોઈએ, સારા કાર્યો કરવાં જોઈએ, પ્રભુનું સ્તવન કરવું જોઈએ, કપટ ત્યજવું જોઈએ, અભિમાન ત્યજવું જોઈએ. આમ કરવાથી આલોકમાં અને પરલોકમાં સર્વપ્રકારનું સુખ મળે છે.

બ્રહ્મવૈવર્તપુરાણ અને બ્રહ્માંડ પુરાણમાં આ એકાદશીનું માહાત્મ્ય વર્ણવેલું છે.



**પ્રણામ અને પદાર્થ**

પ્રભુ પદાર્થથી નહિ, પ્રણામથી રીઝે છે.

પદાર્થથી રીઝે તે જીવાત્મા ને પ્રણામથી રીઝે તે પરમાત્મા.

પ્રભુને પ્રેમપૂર્વક પ્રણામ કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે ને જીવને ઘણો લાભ થાય છે.



**ભેદ ત્યાં ભય**

જ્યાં ભેદ છે ત્યાં જ ભય છે.

જ્યાં અભેદભાવ છે ત્યાં ભયનું નિશાન જ નથી.

પરીક્ષિતે તો પોતાને દંશ દેવા આવનાર તક્ષક નાગમાં પણ ભગવદ્‌ભાવ સેવ્યો હતો ને તેથી તેમના હૃદયમાં દિવ્ય અભેદભાવ સ્થિર થયો હતો. પછી એને ભય કોનો હોય...ને શાને હોય !

કથા સાંભળ્યા પછી માનવીના હૃદયમાં સર્વત્ર એક જ પરમાત્મતત્ત્વ વ્યાપકપણાનો અનુભવ થાય છે ને તેથી હૃદયમાં સર્વ પદાર્થોનો અભેદભાવ સ્થિર થવાને લીધે કોઈનોય કદીય ભય પીડતો નથી.

પૂ. રંગઅવધૂત મહારાજ

# —રમા એકાદશી

<u>આસો વદ ૧૧:</u>

આ એકાદશીને રમા એકાદશી કહેવામાં આવે છે.

પૂર્વે મુચકંદ નામે એક રાજા હતો. એનો અપાર વૈભવ હતો. તે ખૂબ બુદ્ધિશાળી અને તેજસ્વી હતો. યમ, વરુણ, કુબેર જેવા એના મિત્રો હતા. તે વિષ્ણુનો મહાન ભકત હતો. તે સત્સંગી હતો. તે ખૂબ યશસ્વી અને કીર્તિવાન હતો. એના વંશમાં એક અતિ સુશિલ અને બુદ્ધિશાળી પુત્રી હતી. તેનું નામ ચંદ્રભાગા હતું. તે ધર્મનિષ્ઠ હતી. તેનું લગ્ન શોભન નામના એક યુવક સાથે થયું હતું. ચંદ્રભાગા પતિવ્રતા નારી હતી. એકવાર શોભન સાસરામાં આવ્યો હતો ત્યારે રમા એકાદશી આવી. સતી ચંદ્રભાગાએ પતિને આ એકાદશીનું વ્રત કરવા માટે સમજાવ્યો. શોભને ઉપવાસ કરવાની ના પાડી. ભૂખ્યા રહેવું એને માટે અશક્ય હતું. અન્ન વિના એના પ્રાણ ટકશે નહિ એમ કહ્યું. ચંદ્રભાગાએ કહ્યું કે આ વ્રત કરવાની રાજ આજ્ઞા છે અને તેનું ઉલ્લંઘન થઇ શકે નહિ. ઉલ્લંઘન કરનારને રાજા દંડ કરે. ભૂખ સહન ન થાય તો પોતાને ઘેર પાછા ચાલ્યા જવા માટે શોભનને કહ્યું. પણ ઉમેર્યું કે જો તમે મન દૃઢ કરશો તો આ વ્રત કરી શકશો. તે મોક્ષને માર્ગે લઇ જશે. શોભને ચંદ્રભાગાની વાત માની રમા એકાદશીનું વિધિપૂર્વક વ્રત કર્યું. એણે ઉપવાસ કર્યો. નગરજનો સાથે એણે જાગરણ કર્યું અને પ્રભુભકિત કરી પણ સવાર થતાં પહેલાં એના ગળામાં પાણીનો શોષ થયો, એને મહાકષ્ટ થયું અને એનો પ્રાણ ચાલ્યો ગયો.

પતિના મૃત્યુથી ચંદ્રભાગાને ઘણોજ આઘાત થયો. પોતાના પતિના મૃતદેહ સાથે ચિતામાં બળી મરવાનો એણે નિર્ણય કર્યો. પરંતુ પિતાએ એમ નહિ કરવા સમજાવી. ચંદ્રભાગા પિતાના ઘરમાં રહી. હવે શોભને રમા એકાદશીનું વ્રત કર્યું હતું તેના પુણ્યના પ્રભાવે મંદરાચલ પર્વતની પાસે દેવનગરીમાં રાજ કુટુંબમાં એનો જન્મ થયો. દેવનગરી અતિ સમૃદ્ધ અને રમણીય હતી. એમાં મોટા મહાલયો હતા, બાગબગીચાઓ હતા. પ્રજા સર્વ વાતે સુખી હતી. શોભન દેવનગરીનો રાજા બન્યો. એના રાજદરબારની શોભા અનેરી હતી. રત્નજડિત એનું સિંહાસન હતું. ગાંધર્વો અને નર્તકીઓ દરબારમાં ગાનવાદન અને નૃત્ય કરતાં. અતિ કિંમતી આભૂષણો પહેરી એ રાજસિંહાસન પર બેસતો. એ ઉદાર અને ન્યાયી હતો. એ પ્રજાવત્સલ હતો. એકવાર મુચકંદ નગરમાંથી સોમશર્મા બ્રાહ્મણ જે મહાવિદ્વાન પંડિત હતો તે શોભનના દરબારમાં આવી લાગ્યો. શોભનના રૂપ અને કાંતિ જોઈ એને પોતાના રાજાનો જમાઈ હતો, ચંદ્રભાગાનો પતિ હતો, એમ ઓળખી લેતા વાર લાગી નહિ. સોમશર્માએ પોતાનો પરિચય આપ્યો. શોભનમાં પૂર્વ સ્મૃતિ જાગૃત થઈ. પોતાની પત્ની ચંદ્રભાગાના સમાચાર પૂછ્યા. સોમશર્માએ બધાના કુશળ સમાચાર કહ્યા. સોમશર્માએ શોભનને આ ગાદી શી રીતે પ્રાપ્ત થઈ તે પૂછ્યું. શોભને કહ્યું 'એ બધો રમા એકાદશી વ્રતનો પ્રભાવ છે. પણ એ વ્રત સંપૂર્ણ શ્રદ્ધાથી નહોતું કર્યું એટલે આ રાજ્ય અચળ રહેશે નહિ. જો ચંદ્રભાગા આ એકાદશીનું

વિધિસર વ્રત કરે અને તેનું પુણ્ય મને આપે તો આ રાજ્ય અચળ રહે.' સોમશર્માએ ઘેર પાછા ફરી ચંદ્રભાગાને આ વાતની જાણ કરી. ચંદ્રભાગાએ સોમશર્મા સાથે પોતાના પતિ પાસે દેવનગરી જવાનો નિશ્ચય કર્યો. તેઓ મંદરાચલ પર્વત પાસે આવી લાગ્યાં. ત્યાં વામદેવ ઋષિનો આશ્રમ હતો. વામદેવ ઋષિએ ઘણી સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. ચંદ્રભાગા અને સોમશર્માએ ઋષિને નમ્રભાવે નમસ્કાર કર્યા, અને શ્રદ્ધાથી એમનું પૂજન કર્યું. ઋષિ એમના પર પ્રસન્ન થયા. હવે ચંદ્રભાગાનો દેહ જો દિવ્ય બને તો જ એ દેવનગરીમાં જઈ શકે અને પોતાના પતિ શોભનને મળી શકે. વામદેવ ઋષિને આનો ઉપાય કરવા માટે બંનેએ પ્રાર્થના કરી. ઋષિને અનુકંપા ઉપજી. એમણે પોતાની મંત્રસિદ્ધિથી પોતાના કમંડળનું પાણી મંત્ર્યું અને ચંદ્રભાગાને તેનો અભિષેક કર્યો. ચંદ્રભાગાની કાયા દિવ્ય બની, જાણે સાક્ષાત જોગમાયા. પછી વામદેવ મુનિ સાથે દેવનગરીમાં આવ્યાં. શોભને ચંદ્રભાગાને જોઈ, પીછાણી. એ ખુશ થયો. ચંદ્રભાગાએ પછી રમા એકાદશીનું વિધિસર વ્રત કર્યું અને તેનું પુણ્ય પોતાના પતિ શોભનને આપ્યું. પછી પતિપત્ની સાથે સિંહાસને બિરાજ્યાં. બંનેએ અનેરૂં સુખ અનુભવ્યું. સોમશર્માને માનથી વિદાય આપી. વામદેવ મુનિના પ્રેમથી પગ પૂજ્યા અને વિદાય આપી. સર્વે સુખી થયાં.

આ પ્રમાણે રમા એકાદશી ચિંતામણી અને કામધેનું જેવી છે. જે એનું વ્રત કરે છે તેનાં સર્વ પાપો નષ્ટ થાય છે અને તે દેવગતિને પામે છે. બ્રહ્મવૈવર્ત પુરાણમાં આ કથાનું માહાત્મ્ય કહેલું છે.



**લક્ષ્મી માતા છે**

લક્ષ્મી જીવભોગ્ય નહિ, ઈશભોગ્ય છે.

લક્ષ્મીનો પતિ પરમાત્મા છે, ને જીવ દીકરો છે. જીવથી લક્ષ્મીનો મોજશોખમાં ઉપયોગ ન કરાય; વિવેકથી પ્રભુ-પ્રીત્યર્થે સદુપયોગ જ કરાય.

તો જ લક્ષ્મી મા રાજી રહે.

હૈયામાં એક ભાવ સતત જાગવો જોઈએ કે આ તન મારું નથી તો પછી ધન પણ મારું ક્યાંથી હોય ?



**ભગવદ્‌મય જીવન**

આપણે પ્રભુનાં બાળકો છીએ ને આપણા પિતા સર્વશ્રેષ્ઠ ભગવાન છે એવા ભાવથી જે ભગવદ્‌મય જીવન જીવે છે તે નિઃસંદેહ બની જીવે છે.

પરીક્ષિતની ભાવના પણ આવી ઊંચી કક્ષાએ પહોંચી હતી. તેથી જ એણે શુકદેવજીને કહ્યું હતું કે 'પ્રભુ, હવે હું નિઃસંદેહ બન્યો છું, મને તક્ષકની બીક લાગતી નથી.'

—પૂ. રંગઅવધૂત મહારાજ



---

# —: પદ્મિની એકાદશી :—

અધિક માસ–સુદ ૧૧

આખા વરસની ચોવીસે એકાદશીની વ્રતકથાઓ કહેવાય ગઈ છે. હવે દર ત્રણ વરસે વધારાના આવતા ને પરમ પવિત્ર મનાતા અધિકમાસની કથા અહીં કહેવામાં આવે છે. અધિક માસને હિંદુઓ ખુબજ પવિત્ર માને છે.

અધિક માસમાં આવતી આ એકાદશીનું નામ પદ્મિની એકાદશી છે. એ વ્રત કરનારને પુત્ર પ્રાપ્તિ થાય છે અને અંતે એનો વૈકુંઠમાં વાસ થાય છે.

માહિષ્મતી નગરીમાં હૈદય નામે રાજા રાજ્ય કરતો હતો. તે ઉદાર અને ન્યાયી હતો. તે કર્તવ્યનિષ્ઠ અને ધર્મનિષ્ઠ હતો. તે નીતિવાન હતો. એ રાજાને અનેક રાણીઓ હતી પણ પુત્ર ન હતો. આથી રાજાનું મન દુઃખી અને ચિંતાતુર રહેતું હતું. રાજાએ ઘણાં વ્રતો કર્યા પણ પુત્ર ન થયો. આથી એ હતાશ થયો. એને સંસાર પર વૈરાગ્ય ઉપજયો. આથી એણે જંગલમાં જઈ તપ કરવા નિશ્ચય કર્યો. એની સાથે એની સૌથી માનીતી રાણી પદ્મિનીએ પણ જંગલમાં જઈ પતિને સાથ આપવાનો નિશ્ચય કર્યો. બંને જંગલમાં ગયાં. હૈદયે દસ હજાર વર્ષ તપ કર્યું પણ પુત્ર સુખ ન સાંપડયું. પછી એકવાર ફરતાં ફરતાં અત્રે ઋષિના આશ્રમમાં તેઓ આવી લાગ્યાં. અહિં રાણી પદ્મિનીએ મહાસતી અનસૂયાને નમ્રતાપૂર્વક પ્રણામ કર્યાં. અનસૂયાએ આસન આપી બેસાડી અને આગમનનું કારણ પૂછયું. રાણીએ કહયું કે મારા પતિ હજારો વર્ષથી તપશ્ચર્યા કરે છે પરંતુ એમની પુત્રની મનોકામના કેમ ફળતી નથી ? એને માટે કોઈ ઉપાય બતાવવા માટે રાણીએ મહાસતી અનસૂયાને બે હાથ જોડી, પ્રાર્થના કરી.

મહાસતી અનસૂયા રાણી પદ્મિનીનો વિનય અને વિવેક જોઈ પ્રસન્ન થયાં. એમણે કહયું કે અધિક માસની સુદ એકાદશીનું વિધિસર વ્રત કરવાથી પુત્ર પ્રાપ્તિ થશે. પછી બંનેએ ખૂબ શ્રદ્ધા અને વિધિપૂર્વક આ એકાદશીનું વ્રત કર્યું અને તેમની ભકિતથી પ્રભુ પ્રસન્ન થયા. ભગવાને વર માંગવા કહયું એટલે હૈદયે એક મહાપરાક્રમી, ભગવાન સિવાય બીજા કોઈથી નહિ મરી શકે એવો પુત્ર એને પ્રાપ્ત થાય એવી માંગણી કરી. પ્રભુ 'તથાસ્તુ' કહી અંતર્ધાન થઈ ગયા. પછી હૈદય રાજા અને રાણી પદ્મિની પોતાના રાજ્યમાં પાછા ફર્યાં. પછી પદ્મિની ગર્ભવતી થઈ અને એને પુત્રનો પ્રસવ થયો. પુત્રનું નામ કીર્તિવીર્ય પાડયુ. એણે જ રાવણને હરાવી કેદમાં પૂર્યો હતો. પછી રાવણને પુલસ્ત્ય ઋષિએ છોડાવ્યો હતો.

આમ અધિક સુદ ૧૧—પદ્મિની એકાદશીનું શ્રદ્ધાપૂર્વક વ્રત કરનારની પુત્ર માટેની મનોકામના પૂરી થાય છે એવું એનું મહાત્મ્ય પુરાણમાં વર્ણવેલું છે.



# —: પરમા-એકાદશી :—

**અધિક માસ-વદ ૧૧**

આ એકાદશીનું નામ પરમા એકાદશી છે. આ એકાદશીનું વિધિસર વ્રત કરનારને સુખ, સંપત્તિ અને કીર્તિ સાંપડે છે અને અંતે મોક્ષ મળે છે.

સુમેધા નામનો એક બ્રાહ્મણ હતો. તે વિદ્વાન હતો. પણ અતિ ગરીબ હતો. એને ખાવાને પૂરતું અન્ન મળતું ન હતું. એની પત્ની સતીનારી હતી. તે પતિસેવામાં મશગુલ રહેતી. અતિથિની પણ બને તેટલી એ સેવા કરતી. એ બ્રાહ્મણે પોતાની ગરીબીનું દુઃખ દૂર કરવા માટે પરદેશ જવાની અનુમતિ પોતાની પત્ની પાસે માંગી. પુરુષાર્થ વિના ભાગ્ય ફરવાનું નથી માટે પરદેશ જવું જોઈએ એમ પત્નીને સમજાવી. આ સાંભળી પત્નીની આંખમાં આંસુ આવ્યાં. એણે પોતાના પતિને કહ્યું, 'જો ભાગ્યમાં સંપત્તિનું સુખ ન હશે તો ગમે ત્યાં જશો તો પણ કંઈ વળવાનું નથી. આ જન્મે આપણે કોઈને કંઈ દાનમાં આપ્યું હશે તોજ આવતે જન્મે તેનું ફળ મળશે. માટે તમે પરદેશ જવાનો વિચાર માંડી વાળો અને અહિંજ રહો અને પ્રભુ ભક્તિ કરો. તમારા વિના હું એકલી શી રીતે રહી શકીશ?' બ્રાહ્મણને આ વાત ગળે ઉતરી. એણે પરદેશ જવાનો વિચાર માંડી વાળ્યો. એક દિવસ એમને ત્યાં કૌડિન્ય ઋષિનું આગમન થયું. બંને પતિ-પત્નીએ ખૂબ ભાવથી અને વિનયપૂર્વક સેવા પૂજા કરી. ઋષિને કયો ઉપાય કરવાથી પોતાની ગરીબીનું દુઃખ દૂર થાય એમ પૂછયું એટલે ઋષિએ કહ્યું, 'તમે જો વિધિપૂર્વક પરમા એકાદશીનું વ્રત કરો તો તમારી નિર્ધનતાનો અંત આવશે અને તમને સુખ સાંપડશે.' બંને ઋષિને પગે લાગ્યા. પછી બંનેએ પરમા એકાદશીનું વિધિસર વ્રત કર્યું અને તેના પુણ્યના પ્રતાપે ત્યાંનો રાજકુમાર એમની કુટિરે આવી ચઢયો. રાજકુમારનો પતિપત્નીએ યોગ્ય આદર સત્કાર કર્યો. આ બન્નેની ભાવના-ભક્તિ જોઈ રાજકુમાર ખુશ થયો અને તેણે એમને રહેવા માટે ઘર બંધાવી આપ્યું અને આજીવિકા માટે વર્ષાસન બાંધી આપ્યું. આમ એમની નિર્ધનતાનું દુઃખ મટ્યું.

આ પ્રમાણે જે કોઇ આ અધિક માસની બન્ને અગિયારસનાં વ્રત સંપૂર્ણ વિધિ સહિત શ્રદ્ધા રાખીને કરશે તેને દેવને પણ દુર્લભ એવી સદ્ગતિ, સંપત્તિ, કીર્તિ અને મુક્તિ પ્રાપ્ત થશે. એના મનના તમામ મનોરથો સફળ થશે અને એનો જન્મ-મરણના ફેરામાંથી છુટકારો થશે.

卐

દીકરો નથી? એમાં ખોટું શું છે?

પ્રભુએ દીકરો નથી આપ્યો!
દીકરો ન હોય તો માઠું શાને લગાડો છો!
દીકરો ન હોય એમાં ખોટું પણ શું છે?
દીકરો બહુ લાયક હોય તો માબાપ એની આસક્તિમાં ફસાએલાં જ રહે છે.
ને, દીકરો નાલાયક હોય તો માબાપની ઉપાધિનો પણ પાર રહેતો નથી.
એ કરતાં તો દીકરો ન જ હોય તો કશીય આસક્તિ પણ ન રહે ને વેદના પણ ન રહે. ને મન પ્રભુના ચરણોમાંજ ચોંટેલુ રહે.

ભક્ત આવા સંતોષી ને રૂડા વિચારવાળા હોય છે તેથી જ પ્રભુ એમના ઉપર રાજી રહે છે ને એમનો સાદ પડે ત્યાં તરત જ દોડી જાય છે.

卐

"ભલું થયું..."

ભક્ત એકનાથના પત્ની અનુકૂળ હતાં તેથી તે પ્રભુ સમીપ બેસીને કહેતા, "પ્રભુ, તેં ખૂબ દયા કરીને મને ઘરમાં જ સત્સંગ આપ્યો છે. વળી હે પ્રભુ, તેં મને એવી લાયક પત્ની આપી છે કે તે મને સતત પ્રભુના માર્ગમાંજ વાળે છે."

તુકારામના પત્ની કર્કશા અને પ્રતિકૂળ હતાં તેથી તે કહેતા; "હે પ્રભુ, તમે મારા ઉપર કેટલી બધી કૃપા કરી છે કે ઘરમાં મારી આસક્તિ ચોંટે જ નહિ, એવી રૂડી પત્ની આપી છે. તેથી મને ઘરમાં જવાનું ગમતુંજ નથી...ને સતત તમારા સાન્નિધ્યમાં જ રહેવાનું ગમે છે"

ભક્ત નરસૈયાનાં પત્ની અધૂરા સંસારે વિદાય થયાં ને તેમનો એકનો એક વહાલસોયો પુત્ર શામળશા પણ વંશવેલો નાબૂદ કરીને ગુજરી ગયો તોય ભક્તના હૃદયમાં તો સંતોષના ઉદ્ગારો જ હતા "ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ."

આમ પ્રભુના ભક્તો તો અનુકૂળતામાં કે પ્રતિકૂળતામાં પ્રભુનો એક સરખો ઉપકાર જ માને છે. એમને મન તો પત્ની અનુકૂળ હોય તોય પ્રભુનો ઉપકાર, પત્ની પ્રતિકૂળ હોય તોય પ્રભુનો ઉપકાર ને, સંસાર ઉજડી જાય તોય પ્રભુનો ઉપકાર.

પૂ. ડોંગરેજી મહારાજ

卐

# —: સીતા :—

રામાયણની મુખ્ય નાયિકા સીતા છે. મહર્ષિ વાલ્મીકિએ રામાયણના મુખ્ય પ્રસંગો સીતાને કેંદ્રમાં રાખીને જ યોજ્યા છે: વિવિધ આપત્તિઓની પરંપરામાં ઘેરાયેલી સીતા સહનશક્તિની સાક્ષાત મૂર્તિ છે. રામના જેટલી જ સહિષ્ણુતા સીતામાં હતી. એક પવિત્ર અને દિવ્ય પત્ની તરીકે તેણે રામને વનવાસમાં સંપૂર્ણ સહકાર આપ્યો છે. સીતાએ રામમાં સંપૂર્ણ આત્મસમર્પણ કર્યું હતું. સીતા અને રામ ભારતીય જનતાનાં આદર્શ દંપતિ છે. કર્તવ્યનિષ્ઠ અને ધર્મનિષ્ઠ સીતા પતિસેવાને પોતાનો ધર્મ અને કર્તવ્ય માનતી.

રઘુકૂળરીતિનું મહત્વ સમજનારી સીતા સૌજન્યમૂર્તિ હતી. પતિપરાયણતાના ગુણોને લીધે સીતાએ અગ્નિ પરીક્ષાની રામની આજ્ઞાને માથે ચઢાવી, તેમાંથી અણનમ બહાર આવી પોતાની પવિત્રતા સાબીત કરી. રામે રાણી સીતાનો ત્યાગ કર્યો ત્યારે પણ નિર્ભયતાથી આવી પડેલ દુઃખનો સીતાએ સામનો કર્યો છે. રામ ઉપર પ્રેમ હતો તેમ લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન ઉપર પણ વહાલ હતું. પ્રેમથી દરેકનાં હૃદય એ જીતી શકી હતી.

· સીતાનો જન્મ દિવ્ય હતો. જનકરાજા યજ્ઞભૂમિ તૈયાર કરવા માટે જમીનને હળવડે ખેડી તૈયાર કરાવતા હતા ત્યારે તેમાંથી એક પુત્રીરત્ન સાંપડયું. સ્વયંભૂ જમીનમાંથી ઉત્પન્ન થયેલી પુત્રીરત્ન સીતા(હળપૂણી)માંથી સાંપડી હતી એટલે જનકરાજાએ તેને પોતાની પુત્રી ગણી એનું નામ સીતા રાખ્યું. પોતાની પત્ની સુનયનાને સીતા સોંપી. પુત્રીના મુખ ઉપર દિવ્ય તેજ અને અનુપમ લાવણ્ય જોઈ બંનેને અપાર હર્ષ થયો.

રાજકુમારીને છાજે તેવું સર્વપ્રકારનું શિક્ષણ સીતાને આપવાની શરૂઆત થઈ. ધર્મશાસ્ત્ર, ઈતિહાસ, પુરાણ, વેદ, નીતિશાસ્ત્ર વગેરે વિષયોમાં પારંગત બનેલી રૂપ–ગુણ ના અંબાર સમી સીતામાં વિનય, વિવેક, ડહાપણ, સુઝ, સમજણ વગેરે ગુણો વિકાસ પામ્યા. સીતાને વહાલમાં કોઈ 'જનકદુલારી' કહેતું તો કોઈ 'જાનકી' કહેતું અને કોઈ 'જનકનંદિની' પણ કહેતું.

ફૂલ જેવી કન્યા હવે યૌવનને ઉંબરે આવીને ઉભી. જનક રાજાને સહજ રીતે પુત્રીના લગ્નની ચિંતા થઈ. સીતાને યોગ્ય પતિ સાંપડે એવી ઇચ્છાથી જનકરાજાએ સીતા સ્વયંવરની યોજના ઘડી અને એવી ઘોષણા કરી કે જે કોઈ ક્ષત્રિય વીર શિવજીના ધનુષ્યની પણછ ચડાવી શકશે તેને પોતાની પુત્રી સીતા વરમાળા અર્પણ કરશે તથા પતિ તરીકે સ્વીકારશે. અસામાન્ય પુત્રીને માટે અસામાન્ય વરની પસંદગી કપરી હતી. શિવજીના ધનુષ્ય પર પ્રત્યંચા ચડાવવાનું કાર્ય કોઈ વીર અને મહાન શક્તિશાળી પુરુષ જ કરી શકે.

આ સમયે વિશ્વામિત્ર મુનિએ એક મોટા યજ્ઞની યોજના કરી હતી. રાક્ષસો યજ્ઞમાં ઘણી અડચણો કરતા;

તેમનો નાશ ઋષિઓના રક્ષણ માટે જરૂરી હતો. દશરથ પુત્ર રામની વીરતાની વાત વિશ્વામિત્ર મુનિએ સાંભળી હતી. યજ્ઞની રક્ષા રામ સિવાય અન્ય કોઈથી થઈ શકશે નહિ એવી એમને ખાત્રી હતી એટલે પોતે દશરથરાજાના દરબારમાં પધાર્યા. દશરથરાજાએ મુનિનું અભિવાદન કર્યું અને આસને બેસાડયા. પછી આવવાનું પ્રયોજન પૂછયું. મુનિએ પોતાના યજ્ઞનું રાક્ષસોના ત્રાસથી રક્ષણ કરવા માટે દશરથરાજાને રામ અને લક્ષ્મણને એમની સાથે મોકલવા માગણી કરી. દશરથરાજાએ રામ અને લક્ષ્મણને મુનિને સોંપ્યા. રામ–લક્ષ્મણે રાક્ષસોનો સંહાર કર્યો. યજ્ઞ સાંગોપાંગ પૂરો થયો. તે સમયે સીતા સ્વયંવરની વાત મુનિના જાણમાં આવી. રામ અને સીતા દિવ્ય વ્યકિતઓ છે એમ મુનિ જાણતા હતા. વિશ્વામિત્ર મુનિ રામ-લક્ષ્મણને લઈ જનકપુરીમાં આવ્યા. રાજાએ આદર સત્કાર કરી ઉતારો આપ્યો.

બીજે દિવસે પ્રાતઃકાળે રામ પૂજાર્થે ફુલ ચૂંટવા માટે ઉદ્યાનમાં આવ્યા ત્યારે સીતા પણ ફુલ ચૂંટવા આવેલા. એક બીજાના નયનો મળ્યા. સીતા રામને મનથી વરી ચૂકી અને રામે સીતાને પોતાની પત્ની તરીકે મનથી સ્વીકારી.

સ્વયંવરમાં અનેક રાજાઓ અને ક્ષત્રિયો આવ્યા હતા. વિશ્વામિત્ર પણ રામ–લક્ષ્મણ સાથે સ્વયંવરના મંડપમાં પધાર્યા. શિવધનુષ્ય પ્રત્યંચા રહિત મંડપની વચમાં મૂકવામાં આવ્યું હતું. લંકાધિપતિ રાવણ પણ સ્વયંવર મંડપમાં હાજર હતો. ક્ષત્રિય રાજાઓએ ધનુષ્યને ઉંચકવા માટે પ્રયાસ કર્યા પણ નિષ્ફળ ગયા. રાવણે પણ ધનુષ્ય ઉંચકવા પોતાની સર્વશક્તિ અજમાવી પણ નિષ્ફળ ગયો. એટલે વિશ્વામિત્રની આજ્ઞાથી રામચંદ્ર ઉઠયા અને ધનુષ્ય પાસે આવ્યા. તેમને આસાનીથી ધનુષ્ય ઉંચક્યું, પણછ ચઢાવવા માટે ધનુષ્યને વાંકુ વાળ્યું ત્યાં ધનુષ્યના બે ટૂકડા થઈ ગયા. સર્વેએ રામચંદ્રની વાહ, વાહ પોકારી. માત્ર રાવણ સમસમી ગયો. સીતાએ રામચંદ્રને વરમાળા આરોપી. જનકરાજાએ દૂતોને અયોધ્યા મોકલ્યા. દશરથરાજાને કુટુંબીજનો તેમજ ચતુરંગી સેના સાથે જાન લઈ જનકપુરી પધારવા માટે આમંત્રણ પાઠવ્યું. જાન આવી અને ખૂબ ધામધૂમથી સીતાનું લગ્ન રામચંદ્ર સાથે, ઉર્મિલાનું લગ્ન લક્ષ્મણ સાથે, ભાઈની પુત્રી માંડવીનું લગ્ન ભરત સાથે તથા બીજી પુત્રી શ્રુતકીર્તિનું લગ્ન શત્રુઘ્ન સાથે ગોઠવ્યું. આમ ચારે ભાઈઓનાં લગ્ન એક સાથે થયાં. બધા ભાઈઓનું દાંપત્ય જીવન અતિ સુખમય અને આનંદમય હતું.

પછી દશરથ રાજાએ રામચંદ્રના રાજ્યાભિષેકની જાહેરાત કરી. મંથરાની ભંભેરણીથી કૈકેયીએ વિઘ્ન ઉભું કર્યું. દશરથ રાજાએ કબૂલેલા બે વરદાનો માગ્યાં, ભરતને અયોધ્યાની ગાદી અને રામને ચૌદ વર્ષનો વનવાસ. માતાઓના આશિર્વાદ અને પિતાની આજ્ઞા લઈ રામ સીતા લક્ષ્મણ વનમાં ગયાં. શ્રવણ કુમારના પિતાના શાપ અનુસાર દશરથરાજાનું પુત્રવિયોગથી અવસાન થયું. ભરતે ગાદી લેવાની ના પાડી. રામની પાદુકા મૂકી રાજ્ય કારભાર સંભાળ્યો.

વનવાસ દરમિયાન સીતાહરણનો પ્રસંગ બન્યો. રાવણ સીતા પર મોહાંધ હતો. મારિચને સુવર્ણમૃગ બની સીતાને લોભાવવા માટે પર્ણકુટિ નજીક મોકલ્યો. સુવર્ણમૃગ જોઈ સીતા એના ચામડાની કાંચળી બનાવી પહેરવા ઈંતેજાર બની. રામને એ મૃગને હણવા માટે આજીજી કરી. પત્નીની મનોકામના સંતોષવા માટે

રામ મૃગ પાછળ દોડયા. માયાવી મૃગ દૂર નીકળી ગયો. મૃગે ચીસ પાડી લક્ષ્મણને વ્હારે ધાવા માટે બોલાવ્યો. સીતાજીને ધ્રાસ્કો પડયો. રામ જરૂર કોઈ મુસીબતમાં ફસાયા હોવા જોઈએ. સીતાએ લક્ષ્મણને પોતાના ભાઈની મદદે જવા માટે આદેશ આપ્યો. લક્ષ્મણે સીતાજીને શાંત પાડતાં કહ્યું કે રામનો વાંકો વાળ કરવા કોઈ સમર્થ નથી. વળી રામે સીતાને એકલા નહિ મૂકવાની આપેલી સૂચના વિષે વાત કરી. સીતાને આથી લક્ષ્મણ ઉપર ક્રોધ ઉપજ્યો, ક્રોધાવેશમાં ન કહેવાના શબ્દો કહ્યા. અંતે લક્ષ્મણે કુટિરની બહાર રેખા દોરી તેની બહાર નહિ નીકળવા માટે સીતાને ભલામણ કરી રામની પાછળ દોડયા.

રાવણને હવે લાગ મળી ગયો. સાધુ વેશે કુટિર આગળ આવી ભીક્ષા માગી. સીતા ભીક્ષાનો થાળ લઈને આવી, લક્ષ્મણ રેખાની બહાર આવી ભીક્ષા આપે તો જ પોતે તેનો સ્વીકાર કરે એમ રાવણે સીતાને કહ્યું. બારણે આવેલા ભિક્ષુકને ખાલી હાથે પાછો ન કઢાય એવી ભાવનાથી સીતા લક્ષ્મણરેખા ઓળંગી ભીક્ષા આપવા માટે બહાર આવ્યાં. રાવણે પોતાનું અસલ રૂપ ધારણ કર્યું. સીતાને ખભે ઉચકી રથમાં લઈ ગયો. રાવણે સીતાનું હરણ કર્યું અને આકાશ માર્ગે પ્રયાણ કર્યું.

સીતાએ રામને પોકાર કર્યો, પ્રકૃતિને પોકારી, પોતાનાં આભુષણો નિશાનીઓ તરીકે જમીન પર ફેંક્યાં. માર્ગમાં જટાયુને મદદ કરવા માટે હાકલ કરી. જટાયુ રાવણ સાથે લડયો. રાવણે તેને ભયંકર રીતે ઘાયલ કર્યો અને પૃથ્વી પર પટક્યો.

રામ–લક્ષ્મણ જંગલમાંથી પાછા આવ્યા ત્યારે પર્ણકુટિમાં સીતાને દીઠાં નહિ. કંઈ અમંગલ થઈ ગયું છે એવી એમને પ્રતીતિ થઈ. બંને સીતાની શોધમાં નીકળ્યા. માર્ગમાં જટાયુ સાથે મેળાપ થયો. જટાયુએ રાવણ સીતાનું હરણ કરી લંકા લઈ ગયો છે એવા સમાચાર રામને આપ્યા. આગળ ચાલતાં વાનરોએ સીતાના દાગીના બતાવ્યા, તેમાં હનુમાનજી રામના અનન્ય ભકત હતા. એણે રામ–લક્ષ્મણને પોતાની કાંધ પર લઈ સુગ્રીવ પાસે લાવ્યા; સુગ્રીવ સાથે મૈત્રિ કરાવી. રામે અન્યાયી વાલીનો વધ કરી સુગ્રીવને ગાદીએ બેસાડયો.

સુગ્રીવે રામ–લક્ષ્મણને પોતાને ત્યાં રાખ્યા અને સીતાની શોધ માટે મહાન વાનરવીરો જાંબવાન, અંગદ અને હનુમાનને મોકલ્યા. હનુમાનજી દરિયો ઓળંગી લંકામાં ગયા. અશોક વાટિકામાં દાખલ થયા. સીતામાતાને ઓળખ્યા. સૂક્ષ્મરૂપ ધારણ કરી અશોકવૃક્ષ ઉપર બેસી રહ્યા. સીતા ઉદાસ થઈ બેઠાં હતાં. રાવણ ત્યાં આવ્યો. અનેક પ્રલોભનોથી સીતાને, રામને ભૂલી જઈ, એનો સ્વીકાર કરવા સમજાવવા લાગ્યો. સીતાના મન ઉપર એની કંઈ અસર ન થઈ. રાવણ ક્રોધે ભરાયો ત્યારે રાણી મંદોદરી રાવણને સમજાવી લઈ ગઈ.

સીતા અગ્નિમાં બળી ભસ્મીભૂત થવાના વિચાર કરતી હતી ત્યારે હનુમાનજીએ રામની રત્નજડીત વીંટી સીતાના પગ આગળ ફેંકી. સીતાજી ચોંક્યાં. પોતાના પતિના હાથની વીંટીને પીછાણી. હનુમાનજી વૃક્ષ પરથી કૂદયા અને સીતાના પગમાં પડયા. પોતાનો પરિચય આપી, રામચંદ્ર વિષે વાત કરી. રામ લંકામાં

આવશે અને એમને છોડાવી સાથે લઈ જશે એવો સંદેશો કહવો. હનુમાનજીએ સીતા પાસે રામને આપવા માટે કોઈ નિશાની માગી. સીતાએ નિશાનીમાં પોતાનો ચુડામણિ ઉતારી હનુમાનજીને આપ્યો.

હનુમાનજી અશોક વાટિકામાં ધૂમવા લાગ્યા અને તેને ઉજ્જડ કરી. ઘણા રાક્ષસોનો નાશ કર્યો. ત્યાર બાદ રાવણના દરબારમાં આવ્યા. રાવણે સેવકોને હનુમાનજીનું પુછડું સળગાવી દેવા આજ્ઞા કરી. સળગતાં પૂછડાં વતી હનુમાને લંકાનું દહન કર્યું. હનુમાનજી પછી રામચંદ્ર પાસે આવ્યા. લંકામાં જે કંઈ બન્યું તેનો અહેવાલ કહી સંભળાવ્યો. રામે લંકા પર હુમલો કરવાની તૈયારી કરી. વાનર સેનાએ સમુદ્ર ઉપર સેતુ તૈયાર કર્યો, રામ સેના સહિત લંકા પહોંચ્યા. રાવણ સાથે દારૂણ યુદ્ધ થયું. અંતે રાવણ રામના બાણ વડે વીંધાયો અને મૃત્યુને શરણ થયો. સીતાને મુક્ત કરી. લંકાની ગાદી ઉપર વિભીષણને બેસાડ્યો.

પ્રજાજનોને સીતા માટે શંકા જેવું ન રહે તે માટે અગ્નિમાં પ્રવેશ કરી પોતાના સતીત્વની પરીક્ષા આપવા માટે રામે સીતાને સૂચના કરી. સીતાજીએ અગ્નિપ્રવેશ કર્યો. આમાંથી ક્ષેમકુશળ બહાર આવ્યાં. રામે સીતાજીને અપનાવ્યાં. અને સૌ અયોધ્યામાં પાછા આવ્યાં.

સીતા ગર્ભવતી હતી એટલામાં લોક અફવા થવા લાગી કે સીતા રાવણને ત્યાં રહી આવી એટલે એને શીલવતી માનવી શંકાસ્પદ છે. રાજા રામને આ અફવા વિષે જાણ થઈ. પોતાની રાણી માટે પ્રજામાં આવી વાત થાય તે ઠીક નથી એમ માનીને સીતાનો ત્યાગ કરવાનો રામે નિર્ણય કર્યો. સીતાને આ વાતની ખબર ન હતી. રામે લક્ષ્મણને સીતાને જંગલમાં વાલ્મીકિ ઋષિના આશ્રમ નજીક છોડી આવવાની આજ્ઞા કરી. રાજાજ્ઞાનું ઉલ્લંઘન ન થાય. લક્ષ્મણ લાચાર બન્યો. સીતાજીને રથમાં બેસાડી વાલ્મીકિ ઋષિના આશ્રમ તરફ હંકારી મૂકયો. આશ્રમ નજીક સીતાજીને ઉતાર્યાં અને રાજા રામે રાણી સીતાનો ત્યાગ કરી દેશવટો આપ્યાની વાત નત મસ્તકે અને રડતાં હૃદયે કહી સંભળાવી. લક્ષ્મણ અયોધ્યા પાછો ફર્યો.

સીતાના દુઃખ અને સંતાપનો પાર ન હતો. સીતા નીડર અને સહનશીલ હતી. ઋષિએ સીતાજીને ઓળખ્યાં અને એક પર્ણકુટિ તૈયાર કરાવી આશ્રમમાં રાખ્યાં. સીતા નિશ્ચિંત બની, તપ, ધ્યાન અને આશ્રમવાસીઓની સેવામાં સમય વ્યતિત કરવા લાગ્યાં. સમય વહેતો ગયો. અને સીતાજીએ બે પુત્રોને જન્મ આપ્યો. તેમનાં નામ લવ–કુશ પાડવામાં આવ્યાં. આશ્રમમાં લવ–કુશ મોટા થવા લાગ્યા. વાલ્મીકિએ તેમને બધી વિદ્યાનું શિક્ષણ આપ્યું. રાજકુંવરને છાજે તેવું શિક્ષણ બંને ભાઈઓ આશ્રમમાં પામ્યા

આ સમયે રાજા રામ અયોધ્યામાં અશ્વમેધ યજ્ઞ કરતા હતા. યજ્ઞમાં પત્ની સીતાને સ્થાને સીતાની સુવર્ણમૂર્તિને સ્થાન આપ્યું. યજ્ઞનો ઘોડો ફરતો ફરતો વાલ્મીકિના આશ્રમ પાસે આવ્યો. લવ અને કુશની દૃષ્ટિએ પડતાં બંને ભાઈઓએ ઘોડાને બાંધ્યો. રામના સૈન્યના નાયકો જે પાછળ આવતા હતા તેમણે લવ–કુશને ઘોડો છોડી દેવા કહ્યું. પણ એ બંને માન્યા નહિ. સૈન્ય નાયકે યુદ્ધની ઘોષણા કરી. લવ–કુશે મેળવેલી વિદ્યાના પ્રતાપે સૈન્યને હરાવ્યું. સીતાને આ વાતની જાણ થઈ. રામના ધર્મકાર્યમાં વિઘ્ન આવે અને

યજ્ઞ અધુરો રહે એ પતિવ્રતા ક્ષમાશીલ સતીને ગમ્યું નહિ. લવ-કુશને યજ્ઞના ઘોડાને છોડી દેવાની આજ્ઞા કરી. માતાની આજ્ઞા થતાં જ લવ-કુશે ઘોડો છોડી દીધો.

વાલ્મીકિએ રામાયણની કથા લવ-કુશને મુખસ્થ કરાવી અયોધ્યા મોકલ્યા. યજ્ઞમંડપમાં આવી લવ-કુશે મધુર સ્વરે રામાયણની કથા ગાઇ સંભળાવી. રામચંદ્ર તરત જ બધું સમજી ગયા. બંને બાળકો પોતાના જ પુત્રો છે એવી ખાત્રી થઈ. સમીપ બોલાવી પરિચય વિષે પૂછપરછ કરી. બાળકોએ કહ્યું કે તેઓ વાલ્મીકિ ઋષિના શિષ્યો છે; સીતાજી એમના માતા છે. રામે બધી વિગત જાણી આત્મસંતોષ અનુભવ્યો.

રામ લવ-કુશ સાથે વાલ્મીકિના આશ્રમમાં આવ્યા. સીતાજી પર્ણકુટિની બહાર આવ્યાં. પતિને આવેલા જોઈ સતી હર્ષઘેલા થયાં; પતિને ચરણે પડયાં, લવ-કુશને કહ્યું કે રામચંદ્રજી જ એમના પિતા છે. પુત્રોને પિતાને પ્રણામ કરવા આદેશ આપ્યો. રામે બંને પુત્રોને હૃદય સરસા ચાંપ્યા.

આ જોઇ વાલ્મીકિને અતિ આનંદ થયો અને લોકોને સર્વ વાતથી વિદિત કર્યા. તથા કહ્યું કે સીતા પવિત્ર અને નિષ્કલંક છે. પરંતુ અયોધ્યાની પ્રજાને સીતાની પવિત્રતાની ખાત્રી થવી જોઇએ એવા ડરના માર્યા રામે સીતાને ફરીથી અગ્નિપરીક્ષામાંથી પસાર થવા કહ્યું. પરંતુ સીતાને બીજીવાર અગ્નિપરીક્ષા આપવાની આવશ્યકતા ન લાગી. અને પૃથ્વીમાતાને પ્રાર્થના કરી: 'મેં જો રામચંદ્ર સિવાય બીજા કોઇ પુરુષનું મનથી પણ ચિંતન કર્યું ન હોય, મન, વચન અને કર્મથી માત્ર રામચંદ્રની જ મેં પૂજા કરી હોય અને રામચંદ્ર સિવાય બીજા કોઈ પણ પુરુષને મેં ઓળખ્યો ન હોય તો હે ભગવતી પૃથ્વીમાતા! તમે મને તમારી ગોદમાં સમાવી લો'

પૃથ્વીમાતાએ સીતાની પ્રાર્થના સાંભળી. સીતા ઉભી હતી ત્યાં પૃથ્વી ફાટી અને તેમાંથી એક દિવ્ય સિંહાસન બહાર આવ્યું. પૃથ્વીમાતા પ્રગટ થયાં. પુત્રી સીતાને હાથ વડે ઉંચકી સિંહાસન પર બેસાડી સીતા સાથે પૃથ્વીમાતા ધરતીમાં સમાઈ ગયાં. તુરત જ ફાટેલી પૃથ્વી અગાઉ હતી તેવી બની ગઈ.

આમ સીતાનો જન્મ જેટલો દિવ્ય હતો—ભવ્ય હતો, જીવનનો અંત પણ એટલો જ દિવ્ય બન્યો—ભવ્ય બન્યો।



# —: કૌશલ્યા :—

દશરથ રાજાની ત્રણ રાણીઓમાં કૌશલ્યા સૌથી મોટી રાણી હતી. એ ધીરજ અને ગંભીરતાની સૌમ્ય મૂર્તિ હતી. એનામાં સાદગી હતી. એનું મન મોટું અને સ્વભાવ ઉદાર હતો. એ પતિપરાયણ અને વિદુષી હતી. ધર્મ શાસ્ત્રમાં અને રાજનીતિમાં એ નિપુણ હતી. એ ધર્મનિષ્ઠ અને કર્તવ્યનિષ્ઠ નારી હતી એ ખૂબ વિચારશીલ હતી. સુમિત્રા અને કૈકેયી ઉપર એને પ્રેમ હતો, મમતા હતી. લક્ષ્મણ, શત્રુઘ્ન અને ભરત ઉપર એને ખૂબજ વાત્સલ્ય હતું. પોતાના પુત્ર રામ ઉપર એને અત્યંત મમતા હતી, પ્રેમ હતો. રામના ચારિત્ર્ય ઘડતરમાં એનો ફાળો વિશાળ હતો. એનામાં ઈર્ષા કે દ્વેષની લાગણી ન હતી. એનામાં સહૃદયતા, સહિષ્ણુતા, સદ્‌ભાવના, ક્ષમાશીલતા અને સદાચાર જેવા સદ્‌ગુણો ખૂબ ખીલ્યા હતા.

પતિસેવા એજ પ્રભુસેવા છે એમ એ માનતી. એ ખૂબ સંયમી હતી. વ્રત, નિયમ અને ભક્તિ વગેરેમાં હંમેશા લીન રહેતી. સમદૃષ્ટિને લીધે એણે દરેકના મન જીતી લીધાં હતાં. દરેક એને સન્માનતું. સાદાઈ, સરળતા, સહૃદયતા, સુઝ, સહનશીલતા, મમતા, ક્ષમાશીલતા, દયા, ધાર્મિકતા, સાન્ત્વના અને ઉદારતા વગેરે ગુણોના ભંડાર સમ એ હતી. છતાં સૌ સહજ લાગણીઓ અને ભાવનાઓથી એ પર હતી એવું ન હતું. એ પણ એક માતા હતી. પોતાના પુત્ર રામ અને પુત્રવધુ સીતા જેના પર એને અત્યંત પ્રેમ હતો, માયા હતી, મમતા હતી તેઓ જ્યારે આપત્તિમાં ઘેરાય, કઠણ દુઃખમાં સપડાય ત્યારે એ ચૂપ બેસી રહે એમ ક્યાંથી બને ? દશરથ રાજા કૈકેયીના કહેવાથી રામને ચૌદ વર્ષ માટે વનવાસમાં મોકલી રહ્યા છે અને રામની સાથે સીતાએ અને લક્ષ્મણે વનવાસમાં જવાની તૈયારી કરી છે એ વાત જાણી એને અપાર દુઃખ થયું. ક્રોધાવેશમાં પોતાના પતિ દશરથ રાજાને પોતાના પુત્રને આવી કઠણ શિક્ષાનો આદેશ આપવા માટે ઠપકાના વચનો કહ્યાં. જંગલમાં પોતાના પ્રિય રામ, સીતા અને લક્ષ્મણને એમના દુઃખમાં સાથ આપવા માટે એમણે પણ જંગલમાં જવાની હઠ પકડી. પરંતુ રામે માતા કૌશલ્યાને સમજાવી, રઘુકુળની રીત, મર્યાદા સાચવવા માટે સલાહ આપી અને શાંત પાડી.

મન શાંત થતાં પોતાના પતિને ઠપકાના વચનો કહી દુઃખી કર્યા તે બદલ એને પશ્ચાતાપ થયો. પતિને પગે પડી, માફી માગી. રામ સાથે પોતે વનમાં જવાની હઠ છોડી દીધી પતિ પાસેજ રહેવાનો નિર્ણય કર્યો. જ્યાં પતિ ત્યાં સતીની ભાવના દિલમાં દૃઢ થઈ. નારી સહજ નબળાઈ પર ફરી કાબુ મેળવ્યો. લક્ષ્મણને પોતાના પિતાના અયોગ્ય આદેશ પ્રત્યે રોષ ચઢયો હતો અને કૌશલ્યા માતાનું દુઃખ એનાથી જોવાતું ન હતું. ગુસ્સામાં આવી જ્યારે લક્ષ્મણ એમ બોલ્યો 'પિતા માત્ર કૈકેયી માતાના કહેવા અનુસાર જ ચાલે છે અને સારાસારનું ભાન ગુમાવી બેઠા છે અને એક બાળકની જેમ વર્તે છે માટે એમનો હું વધ કરી નાખીશ' ત્યારે

કૌશલ્યા માતાએ જ એને આવું ઘોર કૃત્ય નહિ કરવા માટે સમજાવ્યુ. લક્ષ્મણ શાંત થયો. પોતાની ભૂલ સમજ્યો અને પશ્ચાતાપ કરી, માફી-માગી. સુમિત્રા અને કૈકેયીને એ પોતાની નાની બેનોજ ગણતી અને અને તે પ્રમાણેજ વર્તતી. કૈકેયી મંથરાની ચઢામણીથી કોઈ વાર કૌશલ્યાનું અપમાન કરતી પરંતુ કૌશલ્યા કંઈ ગણકારતી નહિ. કુટુંબમાં માન શું અને અપમાન શું એમ માનતી. સુશીલ, સંસ્કારી અને સરળ અંતઃકરણવાળી કૌશલ્યા આદર્શ કુટુંબવ્યવસ્થાની મશાલરૂપ હતી. એને મન બધા પુત્રો સમાન હતા.

રામ, લક્ષ્મણ અને સીતા વનવાસ ચાલ્યા ગયા છે એ સમાચાર જાણી ભરત વિહ્વળ બને છે અને એને મૂર્છા આવી જાય છે આ સમયે કૌશલ્યા એની પાસે દોડી જાય છે. એનું માથું પોતાના ખોળામાં લે છે અને એને જાગૃત કરવાના પ્રયાસો કરે છે. ભરતને એ કહે છે 'હવે તારે જ કુળમર્યાદા સાચવવાની છે અને રાજકારભાર સંભાળવાનો છે. રામ વનમાં ગયા છે તેનો વિલાપ કરવાનું તને પાલવે નહિ'. કૌશલ્યાની આજ ભવ્યતા અને મહાનતા છે. એને રાજમાતા બનવાની કોઈ લોલુપતા નથી.

રામ, લક્ષ્મણ અને સીતાને વનમાં જવાની એમણે શાંતિથી રજા આપી. વિદાયની વેળા ઘણીજ કપરી, કઠણ હતી પણ પોતાના મન અને હૃદય પર કાબૂ રાખી વિદાય આપી અને સીતાનું રક્ષણ કરવાની સૂચના આપી. અને વિદાય કરતી વખતે પરમાત્માને એના બાળકોનું રક્ષણ કરવાની પ્રાર્થના કરી. રામના વનવાસ પછી દશરથ રાજા કૌશલ્યાના વાસમાંજ રહયા હતા. દશરથ રાજાનું મૃત્યુ થતાં સુધી કૌશલ્યા પતિની સેવા સુશ્રુષામાં હાજર હતી. એક ગૃહિણી માટે પતિ સેવાનો મહાન આદર્શ કૌશલ્યાએ જીવી બતાવ્યો છે. એક મહાન નારી અને પ્રેમાળ માતા અને આદર્શ પત્ની તરીકે કૌશલ્યાનું સ્થાન ઉચ્ચત્તમ અને અનેરૂ છે.



ડહાપણ

મનુષ્ય ડાહ્યો તો છે, પણ ટકોર વિના ડહાપણ નથી આવતુ.

આંખ અને કાનનાં દ્વારમાં થઈને નિશદિન પ્રભુને જ હૃદય-મંદિરમાં પધરાવે તે ડાહ્યો પુરૂષ છે.

આંખ અને કાનનાં દ્વાર પર સાત્વિકતાના ચોકીદાર મૂકજો, નહિ તો તેમાં થઈને પ્રભુ પધારે તે પહેલાં જ વિવિધ પ્રકારના વિકારોનાં પાપ પેસી જશે ને પછી પ્રભુજી નહિ પધારે.

પૂ. ડોંગરેજી મહારાજ



# —: સુમિત્રા :—

રામાયણમાં સુમિત્રાનું પાત્ર પણ ઘણુંજ આકર્ષક છે. સુમિત્રા લક્ષ્મણ અને શત્રુઘ્નની માતા હતી. એ શાંત પ્રકૃતિની હતી; સ્વભાવે સરળ, સુશીલ અને સંસ્કારી નારી હતી. એ બુદ્ધિશાળી અને ચતુર, ઘણીજ ધીર, ગંભીર તેમજ ઓછાબોલી સ્ત્રી હતી. એ કર્તવ્યનિષ્ઠ અને ધર્મનિષ્ઠ હતી. કૌશલ્યાની જેમ એ પણ પતિપરાયણ હતી. પોતાના બંને પુત્રોને એણે આદર્શ કેળવણી આપી હતી. બંનેમાં સુસંસ્કારો સીંચ્યા હતા. એટલેજ તો લક્ષ્મણ અને શત્રુઘ્ન આદર્શ ભાઈઓ હતા. લક્ષ્મણ રામની સેવામાં રહેતો હતો તો શત્રુઘ્ન ભરતની સેવામાં રહેતો હતો. આ જોઈને સુમિત્રાને ખુબ હર્ષ થતો. જીવનના વ્રતો અને નિયમો એ પાળતી હતી. એ સંયમી સ્ત્રી હતી. એનું મનોબળ અને હિંમત પ્રશંસનીય હતાં. તીવ્ર બુદ્ધિને પ્રભાવે એ ત્વરિત નિર્ણય લઈ શકતી. એ અસામાન્ય સ્ત્રી હતી. વનમાં સીધાવતી વખતે રામ, લક્ષ્મણ અને સીતા સુમિત્રાને પગે પડયા અને આશીર્વાદ માગ્યા ત્યારે એની આંખમાંથી આંસુ પડયાં નહિ, કૌશલ્યા માતાની જેમ રડીને નહિ પરંતુ શાંતિથી આશીર્વાદ આપ્યા અને પોતાના વ્હાલસોયા પુત્ર લક્ષ્મણને ઉપદેશ આપતાં કહ્યું, 'જંગલમાં રામ અને સીતાનો સાથ નીભાવજે. રામને પિતા ગણીને અને સીતાને માતા ગણીને સેવા કરજે. બધા જેમ જંગલમાં જાઓ છો તેમ ક્ષેમકુશળ પાછા ફરજો,' એવા આશિષ આપી એણે રામ, લક્ષ્મણ અને સીતાને વિદાય આપી. પોતાનો તરતનોજ પરણેલો પુત્ર લક્ષ્મણ, લાડ કોડ અને સુખમાં ઉછરેલો પુત્ર, અંગત કારણ વિના જંગલમાં જાય તેનું એના હૃદયમાં દુ:ખ તો હતું જ છતાં પોતાની મહાન ઈચ્છા-શક્તિના પ્રભાવથી એના મુખ ઉપર વિષાદની છાયા ફરકવા દીધી નહિ. એનું વ્યક્તિત્વ કેવું અદ્ભૂત હતું! રામની જંગલમાં વિદાય વેળા કૌશલ્યાની આંખમાં આંસુ આવે છે. સુમિત્રા આ વખતે કૌશલ્યાને આશ્વાસન આપતાં સમજાવે છે, 'રામ મહાન છે, મર્યાદાપુરુષોત્તમ છે, દેવોના પણ દેવ છે કારણ કે એ સત્યને વરેલા છે. જંગલમાં તો શું પણ બીજે ગમે ત્યાં કોઈ એમનો વાંકો વાળ કરી શકવાને સમર્થ નથી. એ તો વનવાસ ભોગવીને હેમખેમ પાછા અયોધ્યા આવવાના છે અને તમને વંદન કરવાના જ છે.' આવા શબ્દોથી કૌશલ્યાના મનનું દુ:ખ દૂર કર્યું અને સાંત્વના આપી. એનામાં અજબ આત્મવિશ્વાસ હતો. પરિસ્થિતિને અનુકૂળ થતાં એને આવડતું હતું. કોઈ પણ જાતની આકાંક્ષા કે ફળની ઈચ્છા રાખ્યા વગર એણે પોતાનું સર્વસ્વ પોતાના પતિને ચરણે ધરી દીધું હતું. આવી આદર્શ નારી પ્રત્યે કોને માન ન ઉપજે?



# —: અહલ્યા :—

રામાયણના સ્ત્રી પાત્રોમાં સંન્યાસીની, તપસ્વીની તરીકે જંગલમાં વસનારી, પતિપરાયણ સ્ત્રીઓમાં મહાસતી અહલ્યાનું પાત્ર ખૂબ આકર્ષક, ચમત્કારિક અને અનેરૂં છે. આજે પણ એનું નામ હિંદુઓના ઘરેઘરમાં જાણીતું છે. કારણ કે એ સ્ત્રી શકિત અને એનાં સદ્‌ગુણોનું અમર પ્રતિક છે. સાદાઈ, નિખાલસતા, મમતા, કલ્યાણવૃત્તિ, સેવાપરાયણતા, પતિપરાયણતા, નિરાભિમાનીપણું, સાલસતા અને દયા જેવા સદ્‌ગુણો ધરાવનાર અહલ્યાને પોતાની જાત ઉપર સંપૂર્ણ કાબૂ હતો. એનો આત્મવિશ્વાસ અચળ હતો. કોઈપણ સ્ત્રી આવા સદ્‌ગુણો કેળવી પોતાની જાત ઉપર કાબૂ સંપાદન કરી શકે છે એનું દૃષ્ટાંત મહાસતી અહલ્યા પુરૂં પાડે છે.

અહલ્યા જન્મથીજ રૂપરૂપનો અંબાર હતી. એનું મોહક સ્વરૂપ જોઈ દેવો પ્રભાવિત થતા. બ્રહ્માજીએ એનું નામ અહલ્યા રાખ્યું હતું કારણ કે એનામાં કંઈ પણ ઉણપ કે લાંછન ન હતું. એનું મન નિર્મળ હતું. આથી એ સર્વની પ્રિયપાત્ર હતી. ચંદ્રની કળાની માફક એનું રૂપ અને દેહ ખિલવા લાગ્યાં. એ યૌવનના ઉંમરે આવી ઉભી રહી. ઈંદ્રને એના રૂપ અને દેહનું આકર્ષણ થયું. કામદેવે એના મનને આવરી લીધું. પણ ઈંદ્ર કંઈપણ દુષ્ટ પગલું ભરે તે પહેલાં બ્રહ્માજીએ અહલ્યાને ગૌતમ ઋષિના આશ્રમમાં મોકલી અને એનું રક્ષણ કરવાની જવાબદારી ગૌતમ ઋષિને સોંપી. આશ્રમમાં અહલ્યાએ ગૌતમ ઋષિના રક્ષણ અને દેખભાળ હેઠળ યોગ્ય શિક્ષણ પ્રાપ્ત કર્યું. ધ્યાન, તપ અને આશ્રમવાસીઓની સેવામાં નિમગ્ન રહી, સિદ્ધિ અને સુકીર્તિ મેળવી. ત્યારપછી ગૌતમ ઋષિએ અહલ્યાને પિતા બ્રહ્માજીને પાછી સોંપી.

ગૌતમઋષિની આવી સુંદર કામગીરીથી બ્રહ્માજી એમના પર પ્રસન્ન થયા. એમણે અહલ્યાનો હાથ ગૌતમઋષિને સોંપવાનો નિર્ધાર કર્યો અને અહલ્યા સાથે લગ્ન કરવાનો પ્રસ્તાવ ગૌતમ ઋષિ સમક્ષ મૂક્યો. ગૌતમ ઋષિના સાન્નિધ્યમાં રહેલી અહલ્યા સર્વગુણ સંપન્ન અને પવિત્ર છે એની ઋષિને જાણ હતી એટલે લગ્નનો પ્રસ્તાવ તેમણે મંજુર કર્યો અને પછી બ્રહ્માજીએ એમનું લગ્ન કર્યું. સર્વત્ર આનંદ છવાયો. અહલ્યા પોતાના પતિ સાથે એમના આશ્રમમાં આવી અને ગૃહિણીનો કાર્યભાર ઉપાડી લીધો. પતિવ્રતા, ધર્મ પરાયણ, નિર્મળ, નિખાલસ, નિર્લોભી, નિરાભિમાની, નિર્વિકારી તથા કલ્યાણ અને દયાના સાગર સમી અહલ્યાના ગૃહજીવનના આનંદની સીમા ન હતી. પતિના સુખે સુખી અને પતિના દુઃખે દુઃખી અહલ્યા પતિ સેવા અને ઇશ્વર સ્તવનમાં પોતાનો સમય ગાળતી હતી

ઈંદ્રરાજાને અહલ્યાના દેહ અને રૂપનું આકર્ષણ હતું અને એનામાં એ આસક્ત બન્યો હતો. એના મનમાં વિકાર ઉત્પન્ન થયો હતો. એને તો અહલ્યાને પોતાની રાણીપદે સ્થાપવી હતી. મોહાંધ બનેલો ઈંદ્ર સારાસારનું ભાન ગૂમાવી બેઠો. અહલ્યા ગૌતમ ઋષિની પત્ની બની ચૂકી છે એ વાત એ વિસરી ગયો.

---

અહલ્યાને પોતાની કરવા માટે ગમે તે દુષ્ટ કાર્ય કરવા માટે પ્રેરાયો. એટલે એક દિવસ જ્યારે આશ્રમમાં ગોતમઋષિ હાજર ન હતા ત્યારે ઈંદ્રરાજાએ પોતાની માયાની શકિતથી ગોતમ ઋષિનું રૂપ ધારણ કર્યું અને નિષ્કપટ, નિર્દોષ અહલ્યાના પતિ તરીકે આશ્રમમાં એની સાથે રાત ગુજારી અને એના રૂપ અને દેહનું રસપાન કર્યું અને પોતાના કામાગ્નિને શાંત કર્યો. પછી ઈંદ્રરાજા ગોતમ ઋષિ પાછા ફરે અને ભાંડો ફુટી જાય તે પહેલાં આશ્રમમાંથી પલાયન થઇ ગયા. થોડા સમય બાદ ગોતમમુનિ આશ્રમે પધાર્યા. સતીને હાંક મારી અહલ્યાએ મુનિને જોયા, સાથે આશ્ચર્ય પણ અનુભવ્યું. મોઢાનો ભાવ ઉતરેલો લાગતાં ઋષિએ અહલ્યાને કંઈ અજુગતું બન્યું છે ? એવો પ્રશ્ન પૂછયો. સતીએ જે કંઇ બન્યું હતું તેની વાત કરી. ગોતમ ઋષિએ પોતાની યોગવિદ્યાથી આવું દુષ્કૃત્ય કરનાર ઈંદ્ર રાજા પોતે હતા તે જાણ્યું. એમને અતિશય ક્રોધ વ્યાપ્યો. ક્રોધાવેશમાં ઈંદ્રરાજાને શાપ આપ્યો અને પોતાની પત્નીને પણ 'પથ્થર થઈને પડ' એવો શાપ આપ્યો. સતીએ પતિના ક્રોધને શાંત કરવા માટે પોતાની નિર્મળતા અને નિર્દોષતા વિષે દલીલો કરી. ગૌતમ ઋષિનો ક્રોધ અંતે શાંત થયો. પોતે ઉતાવળ કરી બેઠા છે એવી પ્રતીતિ થઈ પણ હવે બીજો ઉપાય ન હતો. શાપ પાછો તો ખેંચી શકાય નહિ. છતાં ગૌતમ ઋષિએ અહલ્યાને કહ્યું કે જ્યારે શ્રી રામ એમના વનવાસ દરમિયાન અહિં આશ્રમે પધારશે ત્યારે તેમના પગની રજકણ તને અડકશે અને તું તારૂં અસલ સ્વરૂપ ધારણ કરશે. અહલ્યાના મનને શાંતિ થઈ અને પતિના શાપ અનુસાર અહલ્યા પથ્થર થઈને આશ્રમમાં પડી.

લગભગ ૧૦૦૦ વર્ષ બાદ રામ, સીતા અને લક્ષ્મણ એમના વનવાસ દરમિયાન ગોતમ ઋષિના આશ્રમ આગળથી પસાર થતાં હતાં ત્યારે રામના પગના અંગુઠાને પેલા પથ્થરની ઠેસ વાગી. અહલ્યાના શાપનું નિવારણ થયું. એ પોતાના અસલ સ્વરૂપમાં બેઠી થઈ. મહાસતી અહલ્યાના તપોબળના પ્રભાવથી પ્રેરિત થઈ રામ, લક્ષ્મણ અને સીતાએ એમને નમસ્કાર કર્યા. પરંતુ પોતાના પતિ ગૌતમ ઋષિના શબ્દો યાદ કરીને અહલ્યા રામના પગમાં પડયાં કારણ કે રામ તો સાક્ષાત વિષ્ણુ ભગવાનના જ અવતાર છે એનું એને જ્ઞાન હતું. પોતાનો ઉદ્ધાર કરવા બદલ રામનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો. રામે એમને આશીર્વાદ આપ્યા. દેવોએ આ મહાસતી ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરી. ગોતમ ઋષિએ અહલ્યાનો પોતાની પત્ની તરીકે પુનઃ સ્વીકાર કર્યો. ફરી પાછું અતિ શાંતિથી, સુખથી અને પ્રસન્નતાથી એમણે દાંપત્ય જીવન શરૂ કર્યું. એમને એક મહાન તેજસ્વી પુત્ર થયો. તેનું નામ શતાનંદ. એ મહાન યોગી તરીકે ખૂબ પ્રસિદ્ધ થયા.

卐

# —: અનસૂયા : —

મહાસતી અનસૂયા પોતાના પતિ અત્રિ ઋષિ સાથે જંગલમાં, આશ્રમમાં રહેતાં હતાં. પોતાના વૃદ્ધ પતિની સેવામાં તેણે પોતાનું સર્વસ્વ હોમી દીધું હતું. પતિનેજ તે પરમેશ્વર માનતા હતા. તપ અને સ્વાધ્યાય એમના જીવનમાં તાણાવાણા બની ગયા હતા. એમનો સંસ્કાર વારસો પણ અનેરો જ હતો. એમના પિતા મહર્ષિ કર્દમ મુનિ મહાન જ્ઞાની અને પ્રખર તત્ત્વવેત્તા. એમની માતા દેવહુતિ વિદુષી હતી. મહાન તત્ત્વદર્શી કપિલમુનિ એમના ભાઈ હતા. વેદો અને શાસ્ત્રોનો અભ્યાસ એમને ગળથુથીમાંજ સાંપડેલો અને અભ્યાસ કરતાં કરતાં ઘરગૃહસ્થીનું કામકાજ પણ પોતે શીખેલાં. આમ સર્વગુણસંપન્ન બન્યા પછી અત્રિમુનિ સાથે લગ્ન કર્યું. પતિ સેવામાં ઓતપ્રોત બન્યાં. પતિવ્રતા ધર્મનું ખૂબ ચીવટથી પાલન કરતાં. જ્યાં પતિ ત્યાં સતી એવી એમની અચળ શ્રધ્ધા હતી. તપ, ધ્યાન, યોગાભ્યાસમાં પતિ હંમેશા તલ્લીન રહેતા.

એકવાર અત્રિમુનિ પોતાના યોગાભ્યાસમાં સમાધિષ્ઠ થઈ ગયા. આ સમયે દુકાળ પડયો. અનસૂયા જંગલમાં જતાં, કંદમૂળ વગેરે જે કંઈ મળે તે લાવતાં અને પતિને ખવડાવતાં અને પતિને દુકાળની ખબર પડવા દેતાં નહિ. અનન્ય ભાવથી પતિસેવામાં રચ્યાપચ્યાં રહેતાં. પણ દુકાળની કારમી ભીંસ વધતી જતી હતી. પાણી માટે વલખાં મારવાનો વખત આવ્યો. પાણીની શોધ માટે અનસૂયા ચાલતાં ચાલતાં ઘણે દૂર નીકળી ગયાં. અતિશય થાક લાગ્યો. એટલે એક ઝાડની છાયામાં ભૂમિ પર બેઠાં અને વિલાપ કરવા લાગ્યાં. પતિને સમાધિમાંથી જાગૃત થાય ત્યારે ક્યાંથી પાણી આપશે એની ચિંતા કરવા લાગ્યાં; ગંગામૈયાની પ્રાર્થના કરવા લાગ્યાં અને પોતાની વ્હારે ધાવા માટે આવાહન કર્યું. અને ચમત્કાર થયો. મહાસતીની વહારે ગંગાજી તપસ્વિનીના રૂપમાં પ્રગટ થયાં અને મહાસતીને પાણી માટે ચિંતા ન કરતાં પોતે જે સ્થાને ઉભા હતા ત્યાં થોડું ખોદવા માટે સૂચન કર્યું. અનસૂયાએ તે પ્રમાણે કર્યું. થોડું ખોદતાંજ ત્યાં પાણીનો ઝરો ફૂટયો. મહાસતીએ પાણીનો ઘડો ભર્યો. ખૂબ ખુશ થયાં. તપસ્વિનીનો ખૂબજ આભાર માન્યો. પછી પાણીનો ઘડો લઈ આશ્રમ તરફ ચાલ્યાં. ગંગાજી પણ એમની સાથે સાથે આશ્રમ સુધી આવ્યાં. અત્રિ ઋષિ સમાધિમાંથી જાગૃત થયા. અનસૂયાએ પોતાના પતિને પાણી પાયું. પાણીની મિઠાશથી અત્રિ ઋષિ અતિ પ્રસન્ન થયા. પત્નીને પૂછયું કે આવું અમૃત જેવું જળ ક્યાંથી લાવ્યાં? ત્યારે મહાસતીએ જે કંઈ બન્યું હતું તેની કથા કહી સંભળાવી. અત્રિ ઋષિ પામી ગયા કે જરૂર ગંગા મૈયા સાક્ષાત પધાર્યા છે. એટલે એ ઝરણું જોવા માટે ઉઠયા. પતિપત્ની આશ્રમમાંથી બહાર આવ્યાં તો જોયું કે ઝરણાને સ્થાને આશ્રમની પાસેથી સર્પાકારે નદી વહેતી હતી. એજ અત્રિગંગા, નદીમાં સ્નાન કરી ઋષિએ સાક્ષાત્કાર અનુભવ્યો.

એકવાર દેવર્ષિ નારદ વિષ્ણુલોકમાં પધાર્યા. એમણે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને મહાસતી અનસૂયાના અનન્ય પ્રભાવની વાત કરી અને દેવલોકમાં પણ આવી પ્રભાવશાળી સ્ત્રી મળે નહિ એમ સમજાવ્યું. ત્રણે દેવોએ અનસૂયાની પતિભક્તિ અને સતીત્વની પરીક્ષા લેવાનો નિર્ણય કર્યો. અને સાધુનારૂપ

ધારણ કરી તેઓ અત્રિ ઋષિને આશ્રમે પધાર્યા. ઋષિ ઘરમાં હાજર ન હતા પણ અનસૂયા હાજર હતાં. દરવાજે આવી ભીક્ષાની માંગણી કરી. સતી બહાર આવ્યાં. આંગણામાં ત્રણ સાધુ પુરુષોને જોયા. સતીએ એમનો યોગ્ય સત્કાર કર્યો. આસનો બીછાવ્યા અને બેસાડયા. પછી પોતે સાધુઓને જમાડવા માટે રસોઈ તૈયાર કરવા લાગ્યાં. રસોઈ તૈયાર થઈ ગઇ એટલે જમવાના આસનો પાથર્યાં અને ત્રણે સાધુપુરુષોને તે ઉપર બેસવા માટે વિનંતી કરી. તેઓ આસન ઉપર બિરાજયા, પણ સતીને કહ્યું કે અમારે તો એવું વ્રત છે કે તમે નગ્નાવસ્થામાં અમને ભોજન પીરસો તોજ અમે જમીએ.

દેવી આ સાંભળી સ્તબ્ધ થઇ ગયાં, પરંતુ પોતાના સતીત્વના પ્રભાવે દેવોની રમત એમના ધ્યાનમાં આવી ગઈ. અતિથિઓને પાછા તો કઢાય નહિ, ભોજન કરવાની ના કહેવાય નહિ. પોતાના સતીત્વની ખૂબજ આકરી પરીક્ષા, કસોટી કરવા માટેજ ત્રણે દેવો પધાર્યા છે તે એ સમજી ગયાં. પોતાના પતિના ચરણકમળનું ધ્યાન ધર્યું. પોતાના હાથની હથેળીમાં પાણી લીધું અને પતિ અને પ્રભુનું સ્મરણ કરી ત્રણે સાધુપુરુષો ઉપર છાંટયું અને ચમત્કાર થયો. ત્રણે સાધુપુરુષો ધાવણા બાળકો બની ગયાં. ત્રણે રડવા લાગ્યા. મહાસતીએ એમને વારા ફરતી પોતાના સ્તનનું પાન કરાવ્યું. શાંત પાડયા અને ત્રણ પારણાં બાંધી એમાં ત્રણે બાળકોને સુવડાવ્યા. જ્યારે અત્રિમુનિ આશ્રમમાં પાછા ફર્યા, ત્યારે ઘરમાં ત્રણ પારણાં અને તેમાં સૂતેલા ત્રણ બાળકો જોઇ એમના આશ્ચર્યનો પાર ન રહયો. દેવીને પૂછ્યું કે આ બધું શું છે? ત્યારે દેવીએ સઘળી બીના કહી સંભળાવી. અત્રિ મુનિ દેવોને પોતાને ત્યાં પારણામાં રમતાં જોઇ ખુબ આનંદિત થયા. આ દેવો બીજાં કોઇ નહિ પણ સાક્ષાત બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જ છે એમ પામી ગયા. પોતાની પત્નીના સતીત્વના પ્રભાવથી એમને આ દેવોના દર્શન કરવાનો અનન્ય લાભ મળ્યો તે જાણી પોતે કૃતાર્થ થઇ ગયા અને ધન્યતા અનુભવવા લાગ્યા. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ગેરહાજરીથી ચિંતામગ્ન થયેલી એમની પત્નીઓને દેવર્ષિ નારદે મહાસતી અનસૂયાના ઘરમાં એ ત્રણે દેવો પારણામાં ઝુલે છે એના સમાચાર આપ્યા. એટલે બ્રહ્માણી, લક્ષ્મી અને ઉમા પોતપોતાના પતિને લેવા માટે અનસૂયાના આશ્રમમાં આવ્યાં. મહાસતી અનસૂયાને વંદન કર્યા અને પોતાના પતિદેવોને પાછા સોંપવા માટે વિનવ્યાં. અનસૂયાએ ત્રણે દેવીઓના મનની સ્થિતિ પારખી અને પોતાની હથેળીમાં જળની અંજલી ભરી તે જળ ત્રણે બાળકો પર છાંટયું. સતીત્વના પ્રભાવથી ત્રણે બાળકો ફરી પાછા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશના મુળ રૂપમાં બદલાઇ ગયા. સતીએ અને અત્રિ ઋષિએ દંડવત્ પ્રણામ કર્યા. ત્રણે દેવોએ એમને શુભાશિષો આપી અને પોતાની પત્ની સહિત પાછા દેવલોકમાં સિધાવ્યા. પતિવ્રતાધર્મના પ્રખર પ્રભાવની સર્વેને પ્રતિતી થઇ.

શ્રી રામ, લક્ષ્મણ અને સીતા જ્યારે વનવાસ સેવતાં હતાં ત્યારે ફરતાં ફરતાં તેઓ અત્રિ મુનિના આશ્રમમાં આવી ચડયાં. આશ્રમમાં મહાસતી અનસૂયાએ એમનો યોગ્ય સત્કાર કર્યો. જ્યાં સુધી તેઓ આશ્રમમાં રોકાયાં ત્યાં સુધી સતીએ એમની સેવા કરી. મહાસતી અનસૂયાએ સીતાજીને પતિવ્રતાધર્મનો ઉત્તમ ઉપદેશ આપ્યો. પત્નીને માટે પતિ એજ એનો સર્વસ્વ, ઈષ્ટદેવ, પરમેશ્વર અને પ્રાણ છે એમ સમજાવ્યું. આર્યસન્નારીના મહાન આદર્શનો બોધપાઠ સીતાજીને આપ્યો, અને અભયનું વરદાન આપ્યું. મહાનસતી અનસૂયાના ત્રણ મહા સમર્થ પુત્રો ગુરુ દત્તાત્રય, દુર્વાસામુનિ અને ચંદ્ર હતા.

卐

# —: શબરી :—

રામાયણનું બીજું સુંદર સ્રી પાત્ર રામભક્ત શબરીનું છે. શબરી એક મહાન સંન્યાસીની હતી. એ જંગલમાં કુટિર બાંધીને રહેતી હતી. હંમેશા રામનામનું રટણ કરતી, રામને પોતાના ઈષ્ટદેવ માનતી. જે કોઈ સાધુસંત કે સંન્યાસી એની કુટિરે પધારે તેની એ યથાશક્તિ સેવા કરતી. એના મનમાં કંઈ ભેદભાવ ન હતો. એનું હૃદય કોમળ હતું. એની નિખાલસતા અનન્ય હતી. એના દિલની એકજ તમન્ના હતી કે રામ એની કુટિરે પધારે અને એ એની સેવા કરી શકે. રામ એનો ઉદ્ધાર કરશે એવો એને અચળ વિશ્વાસ હતો. માતંગ ઋષિ તેમજ અન્ય ઋષિઓએ એને ખાત્રી આપી હતી કે રામ એની કુટિરે અવશ્ય પધારશે અને એનો મોક્ષ થશે. શબરીએ પોતાની જાત પર સંપૂર્ણ કાબૂ કેળવ્યો હતો. એનું મનોબળ ખૂબજ તીવ્ર હતું. એ પોતાની ઈંદ્રિયો ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવતી હતી. જંગલનાં કઠિન જીવનનો પરિશ્રમ કરતાં એ થાકતી ન હતી. ગુરુજનોની સેવા, સાદાઈ અને પ્રભુભક્તિમાં એકતાન બની રામના આગમનની તે રાહ જોતી હતી.

શબરી દરરોજ રામના સ્વાગત માટે તૈયારી કરતી. જંગલમાંથી પુષ્પો અને બોર વીણી લાવતી, કુટિર સ્વચ્છ કરી, આસન બિછાવતી અને રામની ઉત્કંઠ હૃદયે રાહ જોતી. આખરે શબરી વૃદ્ધાવસ્થાએ પહોંચી ત્યારે શ્રી રામ, લક્ષ્મણ એમનાં વનવાસ દરમિયાન શબરીની કુટિરે પધાર્યા. શબરીના જીવનનો આ અતિ સુંદર અનેરો દિવસ હતો. એને અત્યંત આનંદ થયો. શબરી પોતાના પરમ પ્રિય ઇષ્ટદેવ રામને જોતાં ગળગળી બની ગઈ. એણે રામને સાષ્ટાંગ–દંડવત પ્રણામ કર્યાં. પાદ પ્રક્ષાલણ કર્યું અને જંગલમાંથી વીણી લાવેલા પુષ્પો એમના ચરણમાં અર્પણ કર્યાં. રામમય બનેલી શબરી ભાનભૂલી બની ગઈ. જંગલમાંથી પ્રસાદ માટે વીણેલા બોર શબરી પોતે પ્રથમ ચાખતી હતી અને જે સારૂં લાગે તે બોર રામને આરોગવા માટે આપતી હતી. ભક્તવત્સલ ભગવાન શ્રી રામે શબરીના એંઠા બોર ખૂબ પ્રેમથી અને આનંદથી આરોગતા હતા. રામે શબરીની જીવન તમન્ના પૂરી કરી. ભક્ત અને ભગવાનના પ્રેમનો મહિમા જ કંઈ ઓર હોય છે.

શ્રી રામે શબરીને નવધા ભક્તિનું માહાત્મ્ય સમજાવ્યું હતું. શબરી તો મન, વાણી અને કર્મથી રામની નવધા ભક્તિ કરતી જ હતી. એનું મન શુધ્ધ હતું. એનું હૃદય રામમય હતું. રામે જ્યારે શબરીને પુછ્યું કે 'તને જાનકીજીની કંઈ ખબર હોય તો તે કહે', ત્યારે શબરીએ જવાબ આપ્યો કે 'હે પ્રભુ ! સર્વ કંઈ જાણવા છતાં આપ મને પૂછો તો કહું છું કે તમે પંપા સરોવર પર જાઓ ત્યાં સુગ્રીવ સાથે મિત્રતા થશે એટલે એ તમને બધી વિગત કહેશે.' શબરી એક હલકા કુળમાં જન્મેલી અનાર્ય નારી હતી છતાં એના સંસ્કારો ખૂબજ ઉચ્ચ હતા. એણે સદ્‌ગુણો કેળવ્યા હતા. સદાચાર અને સદ્‌વર્તનથી એણે પોતાનું જીવન ઉજ્જવળ બનાવ્યું હતું. જેના મન અને હૃદયમાં રામની અનન્ય ભક્તિ સિવાય બીજું કંઈ જ ન હતું એવી શબરી અંતે મોક્ષપદને પામી.



# —: મંદોદરી :—

મહર્ષિ વાલ્મીકિએ ખૂબીથી મંદોદરીનું પાત્ર ઘડયું છે. રાવણ અસહિષ્ણુ છે તો મંદોદરી સહિષ્ણુતાની મૂર્તિ છે. રાવણ વિષયવાસનાને આધીન છે તો મંદોદરી મનોનિગ્રહ ધરાવે છે. રાવણ કપટ કરતાં અચકાતો નથી પણ મંદોદરી નિષ્કપટી છે. આમ એક બીજાથી વિરોધી ગુણો ધરાવતાં હોવા છતાં મંદોદરી પતિવ્રતા નારી હતી. એ શીલવતી સદ્‌ગુણોની ખાણ સમી હતી. સદ્‌વિચાર અને શુદ્ધ આચારથી એનું ચારિત્ર્ય ઝળહળતું હતું. પતિને સન્માર્ગે વાળવા માટે એ હંમેશા પ્રયત્નશીલ રહેતી. એ નીડર હતી. એની બુદ્ધિ તીવ્ર હતી. એ ચતુર સ્ત્રી હતી. એની દૃષ્ટિ વિશાળ હતી. દુરંદેશી હતી રાવણે કપટથી સીતાનું હરણ કર્યું અને લંકામાં લાવી અશોક વાટિકામાં રાખી એ અપકૃત્યને એ ધિક્કારતી હતી. રાવણના આ દુષ્કૃત્યના પરિણામે લંકાનો, રાવણનો અને એના વૈભવનો સર્વવિનાશ એ જાણતી હતી. સીતાને માનસહિત છૂટી કરી રામને સહીસલામત પાછી સોંપી દેવા માટે એ રાવણને ખૂબ સમજાવતી. રામ સાથે દુશ્મનાવટ કરવાથી કંઈ લાભ થશે નહિ અને ઉલટો વિનાશ થશે એમ કહી એણે રાવણને સન્માર્ગે વાળવાના અનેક પ્રયત્નો કર્યા પણ 'વિનાશ કાળે વિપરિત બુદ્ધિ' એ નિયમાનુસાર રાવણે મંદોદરીની એકે વાત સાંભળી નહિ.

રાવણ પોતાની જીદમાં અણનમ રહ્યો. સીતાને પોતાની બનાવવાની મુરાદમાં એ મક્કમ રહ્યો. એને પોતાની અપાર શકિતનો ગર્વ હતો. ભગવાન શંકરનો ઉપાસક રાવણ એમ માનતો હતો કે ભગવાન શંકરના વરદાન અનુસાર એને કોઈ મારી શકે નહિ. એના મૃત્યુના ભેદની કોઈને માહિતી નથી એમ એ માનતો હતો. પરંતુ વિભીષણને એ રહસ્ય માલમ હતું. રામને એ રહસ્ય એણેજ જણાવી દીધું હતું, પોતાના ઘુંપદમાં રાચતા રાવણે રામ સાથે યુદ્ધ કર્યું. અંતે રામે એને નાભીમાં પોતાનું બાણ મારી એનું મૃત્યુ નીપજાવ્યું રાવણના રણમેદાનમાં થયેલા મૃત્યુના સમાચાર મંદોદરીએ જ્યારે જાણ્યા ત્યારે એના પર જાણે વીજળી તૂટી પડી. ગમે તેવા સંજોગોમાં જેણે કદી વિલાપ કર્યો ન હતો એવી મંદોદરી પતિના મૃત્યુથી બેબાકળી બની ગઈ અને વિલાપ કરવા લાગી. એ વિલાપ એક મહાસતીનો વિલાપ હતો. એ વિલાપે કઠણ હૃદયના સૈનિકો અને અન્ય લોકો તેમજ રામ અને લક્ષ્મણના હૃદયને પણ પીગળાવી નાખ્યા.

મંદોદરીમાં સીતા પ્રત્યે સ્ત્રી સહજ ઈર્ષ્યા ન હતી. સીતાનું પતિ વિયોગનું દુખ એ સમજતી હતી. કર્મની ગતિ ન્યારી હોય છે એ પોતે જાણતી હતી, કર્તવ્યનિષ્ઠ, ધર્મનિષ્ઠ, દીર્ઘદૃષ્ટિવાળી મંદોદરી પોતાના પતિના દુષ્કૃત્યથી આવનાર મહાવિનાશકારી પરિણામથી ધ્રૂજી ઉઠી હતી.

રાણી મંદોદરી પણ રૂપરૂપનો અંબાર હતી એનું લાવણ્ય અનેરૂં હતું અને એટલે જ મહાપરાક્રમી

રાક્ષસોના રાજા રાવણે એની સાથે લગ્ન કર્યું હતું. મંદોદરીના પિતા માયાએ પોતે કરેલા વ્રતો અને તપશ્ચર્યાના પ્રભાવે સંપાદન કરેલું પોતાનું અલૌકિક બાણ એણે રાવણને લગ્નની ભેટમાં આપ્યું હતું. રાવણ એક મહાન શક્તિશાળી યોધ્ધો અને મહા ઐશ્વર્યવાન રાજા છે અને પોતાની અતિ સ્વરૂપવાન અને સર્વગુણસંપન્ન કુશળ પુત્રી મંદોદરી માટે તે સર્વ પ્રકારે યોગ્ય છે એમ માનીને એણે રાવણ સાથે એને પરણાવી. બન્નેનું દાંપત્ય જીવન સુખી જ હતું. રાજા માયાએ લગ્નની ભેટમાં અર્પણ કરેલા અલૌકિક બાણ વડે જ રાવણ સાથેના યુદ્ધમાં લક્ષ્મણ ઘાયલ થયો હતો અને મૂર્છા પામ્યો હતો; જેને સજીવન કરવા માટે હનુમાનજી ગયા હતા અને સમજ ન પડતાં આખો પહાડ જ ઉખેડીને ઉંચકીને લાવ્યા હતા.

સીતા સ્વયંવરમાં થયેલી પોતાની હારને કારણે રાવણ ધુંધવાઈ ઊઠયો હતો અને સીતાના અતિ રૂપલાવણ્ય ઉપર મોહાંધ બન્યો હતો. બદલો લેવાની વૃત્તિએ અને મોહે એનાં મનને ઘેરી લીધું હતું અને બુદ્ધિશાળી, મહાન રાજનીતિજ્ઞ અને વેદાંતી હોવા છતાં, અને મંદોદરીની ઘણી ના છતાં રાવણે સીતાનું અપહરણ કરવાનું દુષ્કૃત્ય કર્યું.

દાનવોના રાજાની પુત્રી, રાક્ષસોના રાજાની પત્ની અને ઈંદ્ર જેવાને મહાત કરનાર પુત્રની માતા હોવાથી મંદોદરી સ્ત્રી સહજ ખુમારી અનુભવતી હતી, પરંતુ એ જીદ્દી, અવિચારી ન હતી, પોતાના પતિના કપટ અને ખરાબ કૃત્યોને એ ધિક્કારતી હતી. પોતાની એક પણ વાત રાવણે સાંભળી નહિ અને વિનાશ નોતર્યો તેનું દુઃખ મંદોદરીને રાવણના મૃત્યુ સમયે વધુ સતાવતું હતું. પોતે સીતાથી કોઈ પણ રીતે રૂપ અને ગુણમાં ઉતરતી ન હતી. એટલે વિલાપ કરતાં એણે કહ્યું હતું, 'સીતા મારાથી ચઢિયાતી નથી'; રાવણને એ ઠપકો આપતી હોય તેમ પતિના મૃતદેહ આગળ બેસીને કહયું: 'શીલવતી, કુળવતી અને પતિવ્રતા સતીઓ ગમે તેટલા રૂપવાન, તેજસ્વી અને બળવાન પરપુરુષને કદી પણ તાબે થતી નથી એનું ખરેખર, સાક્ષાત ઉદાહરણ સીતા છે.' આમ સીતા પ્રત્યે મંદોદરીને માન હતું, આદર હતો, સહાનુભૂતિ હતી. એણે કહ્યુ: 'રાવણે પોતેજ ગર્વ, ક્રોધ અને કામથી પ્રેરાઈને કરેલા દુષ્કૃત્યોના પરિણામે સર્વસ્વનો નાશ નોતર્યો. કામની આગમાં એ પોતે તો બળીને ભસ્મ થઈ ગયો એટલુંજ નહિ પણ સમગ્ર સોનાની લંકાને પણ ભસ્મીભૂત કરી નખાવી.

卐

---

**PRANJIVAN J. SHAH**
40/D, Chakraberia Road ( North )
CALCUTTA-700020.

# —: તારા :—

રામાયણમાં સતી મંદોદરીની બરાબરી કરી શકે એવું પાત્ર વાલીની પત્ની તારાનું છે. એ પણ મંદોદરી જેવી કર્તવ્યનિષ્ઠ, ધર્મનિષ્ઠ, સદાચારી નારી હતી. વાલી મહાસમર્થ યોધ્ધો હતો. રાવણ જેવોજ ઘુંપદી અને ગર્વિષ્ઠ હતો. પોતાની અપાર શકિતને કારણે એ નિષ્ઠુર બની જતો હતો. વિષયવાસનામાં આસકત હતો એટલે સારાસારનું ભાન ગુમાવી દેતો હતો. વાલીનો ભાઇ સુગ્રીવ હતો. સુગ્રીવની પત્ની હતી રૂમા. રૂમાના યૌવનનો થનગનાટ, એના રૂપની મોહકતા અને દેહનું લાવણ્ય અતિ આકર્ષક હતાં. વાલી રૂમા પર મોહાંધ બન્યો. રૂમાને પોતાની પત્ની બનાવવાના કોડ એનામાં જાગ્યા. મોહપાશમાં ફસાયેલો અને કામાંધ બનેલો વાલી રૂમા પોતાના ભાઈની જ પત્ની છે એ ભૂલી ગયો. સુગ્રીવની ગેરહાજરીનો લાભ લઈ એણે રૂમાને પકડી મંગાવી અને પોતાની કેદમાં રાખી. તારાને સુગ્રીવ પ્રત્યે અને રૂમા પ્રત્યે સહાનુભૂતિ હતી. તારાને પોતાના પતિ વાલીના આવા ખરાબ કૃત્ય પર ધિક્કાર હતો. ખોટા કર્મના ફળ ખરાબ આવે છે, દુરાચાર પાપ છે અને પાપનું ફળ બુરૂં હોય છે એવો બોધ પોતાના પતિને આપ્યો. એણે વાલીને કહ્યું કે રૂમાને માન સહિત સુગ્રીવને પાછી સોંપી દો અને ભાઇનું મન મનાવી પોતાના પક્ષમાં લઈ લો નહિ તો સર્વનાશ થઇ જશે. પણ વાલીમાં અસીમ ગર્વ હતો. એણે તારાની કોઇપણ વાત ગણકારી નહિ.

એકવાર વાલીના રાજ્ય કિષ્કિંધામાં એક અતિ બળવાન દૈત્ય આવી ચઢયો. ગર્વથી બૂમ બરાડા પાડવા લાગ્યો. એણે વાલીને પડકાર્યો. વાલી એની સાથે લડવા માટે ઉપડયો. સુગ્રીવને પણ પોતાની સાથે લીધો. વાલીને આવતો જોઈ પેલો રાક્ષસ એક ઊંડી ગુફામાં સંતાઇ ગયો. વાલી એ ગુફામાં ગયો. સુગ્રીવને પોતે ગુફામાંથી બહાર ન આવે ત્યાં સુધી ગુફાના મુખ આગળ ઉભા રહેવા માટે આજ્ઞા કરી. પેલા દૈત્યને શોધતાં ઘણો સમય વ્યતિત થઇ ગયો. પછી તે મળ્યો. વાલી અને દૈત્ય વચ્ચે ભીષણ દ્વંદ્વયુધ્ધ થયું. વાલી પેલા દૈત્યને મારતો હતો ત્યારે તે મોટેથી ચીસો પાડતો હતો. અંતે વાલીએ દૈત્યને માર્યો. તેના મુખમાંથી લોહી વહેવા લાગ્યું. લોહી ગુફાના દ્વારસુધી આવ્યું. આ જોઈ સુગ્રીવને થયું કે વાલીજ મૃત્યુ પામ્યો છે. આથી ગુફાના દ્વાર પર પથ્થર મૂકી સુગ્રીવ કિષ્કિંધા પાછો ફર્યો અને વાલીના મૃત્યુના સમાચાર તેણે સર્વને આપ્યા.

તારા પતિના મૃત્યુના સમાચારથી ગભરાઇ ગઈ. એણે સુગ્રીવનો આશ્રય માગ્યો. સુગ્રીવ પોતાની ભાભી પ્રત્યે આદરની દૃષ્ટિથી જોતો હતો. એના સદ્‌ગુણોથી એ વાકેફ હતો એટલે રૂમાની સાથે એને પણ રહેવા માટે હા પાડી. સુગ્રીવ, રૂમા અને તારાના દિવસો સુખેથી પસાર થતા હતા એટલામાં વાલી પોતાના રાજ્યમાં પાછો ફર્યો. તારા સુગ્રીવ સાથે રહે છે તેની જાણ થતાં વાલી સુગ્રીવ પર ખૂબ રોષે ભરાયો. સુગ્રીવે પોતાના ભાઇ વાલીને ખૂબ સમજાવ્યો કે એ પોતે નિર્દોષ છે અને એણે કોઈ દુષ્કૃત્ય કર્યું નથી. એણે તારાને કંઇ દુઃખ પડવા દીધું નથી. પણ વાલી એના મનનું સમતોલપણું ગુમાવી બેઠો હતો. એણે કંઇપણ સાંભળ્યું નહિ. એણે સુગ્રીવને રાજ્યમાંથી હાંકી કાઢયો અને રૂમાને ફરીથી પોતાને કબજે કરી.

---

હતાશ થયેલો સુગ્રીવ રામ પાસે ગયો અને મદદ માગી. સુગ્રીવ અને વાલી વચ્ચે યુદ્ધ થયું. રામ સુગ્રીવના પક્ષમાં હતા. અંતે રામના બાણથી વાલી વીંધાયો અને મરણ પામ્યો.

પતિના મૃત્યુથી તારા સ્ત્રી સહજ વિલાપ કરવા લાગી. એણે રામને કહ્યું કે જે બાણ વડે એમણે એના પતિ વાલીના પ્રાણ હર્યા તેજ બાણ વડે એના પોતાના પ્રાણ પણ હરવા કે જેથી મૃત્યુમાં પણ એ પોતાના પતિને સાથ દઇ શકે. રામ વાલીની ઉદારતાથી અને મહાનતાથી પ્રભાવિત થયા જ હતા અને તારાના આવા શબ્દોથી વધુ પ્રભાવિત થયા. એમની આંખમાં આંસુ આવી ગયાં. છતાં વિધાતાના લેખ પ્રમાણે બધું બનતું જ રહે છે અને એને કોઇ ટાળી શકતું નથી. કરેલાં કર્મના ફળ તો ભોગવવાં જ પડે એ નિયતિનો સિદ્ધાંત છે એમ કહી તારાને આશ્વાસન આપ્યું. રામના આશ્વાસનથી, તારાએ પોતાના મન ઉપર કાબૂ મેળવ્યો અને સુગ્રીવ સાથે રાજ્યમાં પાછી ફરી. સુગ્રીવે રાજ્યધુરા સંભાળી પણ રાજ્યના વૈભવ અને ભોગોમાં એ તલ્લીન બનતો ગયો. રાજ્ય કારભાર તરફ બેદરકાર રહેવા લાગ્યો. પ્રજાને ત્રાસ થવા લાગ્યો. તારાના સૂચનો પર પણ હવે એ ખાસ ધ્યાન આપતો નહિ. મનસ્વી થતો ગયો. રામને સુગ્રીવ મોજશોખમાં રચ્યો પચ્યો રહે છે એટલે સીતાની શોધમાં વિલંબ થાય છે, એ વાતની જાણ થઇ એટલે લક્ષ્મણને સુગ્રીવ પાસે એને ચેતાવવા માટે અને ઠપકો આપવા માટે મોકલ્યો. લક્ષ્મણ સુગ્રીવ પર ખૂબ ગુસ્સે થયો અને પોતાનો આચાર સુધારવા માટે સખ્ત શબ્દોમાં ઠપકો આપ્યો.

તારા ખૂબ બુદ્ધિશાળી, ચતુર અને કુનેહબાજ નારી હતી. લક્ષ્મણને સમજાવતાં એણે કહ્યું: 'સુગ્રીવ લુચ્ચો, નીચ, હૃદયહીન, કપટી, કે નિષ્ઠુર નથી. મનોવિજ્ઞાનની દૃષ્ટિએ તપાસો તો સુગ્રીવે લાંબા સમય સુધી અનેક યાતનાઓ ભોગવી છે અને હવે જ્યારે રામની મદદથી એને વૈભવ સાંપડ્યો તો સ્વાભાવિક છે કે એ રંગરાગમાં ડૂબે.' લક્ષ્મણને પણ મીઠો ઠપકો આપતાં કહ્યું કે ખરાં કારણો જાણ્યા વગર ક્રોધ કરવો અને સામા માણસને ગમે તેવા શબ્દો કહી નાંખવા એ તમારા જેવા જ્ઞાની અને સમજુ માણસને છાજે નહિ, અને ઉમેર્યું, 'રાવણ મહાસમર્થ હોવા સાથે અતિ કપટી યોદ્ધો છે. એની સામેના યુદ્ધમાં રામને સુગ્રીવની મદદની આવશ્યકતા છે. સુગ્રીવ, કેટલી જહેમત ઉઠાવી બધી બાજુએથી મહાન વાનરસેના ઉભી કરવાના પ્રયાસો કરી રહ્યો છે, અને આજે જ એ વાનરસેના એકઠી થવાની છે' એ હકીકત સમજાવી અને એમના ક્રોધથી સુગ્રીવ, એની પત્ની અને કુટુંબીજનોની શાંતિ ઉડી ગઈ છે અને બધા વિલાપ કરે છે એમ જણાવ્યું. લક્ષ્મણને પોતે કરેલી ભૂલનો પસ્તાવો થયો. એણે સુગ્રીવની માફી માગી. આવી બુદ્ધિશાળી, ચતુર, વિચક્ષણ નારી તારા માટે કોને માન ન ઉપજે ?



# ત્રિજાતા

અશોક વાટિકામાં રાવણે સીતાને રાખી હતી ત્યારે એની તહેનાતમાં રહેવા માટે ત્રિજાતાને રાવણે નીમી હતી. એ વૃદ્ધ નારી હતી. તે અતિ બુધ્ધિશાળી હતી. પ્રેમાળ, મમતાળુ એનો સ્વભાવ હતો. એ નીડર હતી. એનામાં કપટ ન હતું. એ સહૃદયી નારી હતી. જ્યારે બીજી રાક્ષસીઓ સીતાને રામને ભૂલી જઈ રાવણને અપનાવી લેવાની સલાહ આપતી હતી, રાવણની પટરાણી બની અનેરા ભોગ વિલાસમાં, વૈભવમાં, ઠાઠમાઠમાં અને સર્વ પ્રકારના સુખોમાં રાચવાની સલાહ આપતી હતી ત્યારે ત્રિજાતા કોઈ પણ પ્રલોભનમાં નહિ ફસાવા માટે અને પોતાનો પતિવ્રતાધર્મ નહિ છોડવા માટે સીતાને સમજાવતી હતી. પેલી રાક્ષસીઓને જ્યારે સીતાએ કહ્યુ કે તે પોતાનો પતિવ્રતાધર્મ નહિ છોડી શકે અને રાવણની પટરાણીનું તુચ્છ પદ એ કદી નહીં સ્વીકારે ત્યારે રાક્ષસીઓએ એને ધમકીઓ આપવા માંડી કે જો એમ નહિ કરે તો એના શરીરના ટુકડે ટુકડા કરી એને આરોગી જશે. પણ ત્રિજાતાએ સીતાને સાંત્વન આપ્યું, નિર્ભય રહેવા માટે સમજાવ્યું. એને કોઈ કંઈ કરી શકવાનું નથી એની ખાત્રી આપી, પછી એણે પેલી રાક્ષસીઓને પોતાને આવેલા સ્વપ્નની વાત કહી. એણે સ્વપ્નમાં શું જોયું તે કહેવા માંડ્યું. એણે કહ્યું, 'રામ અને લક્ષ્મણ સફેદ વસ્ત્રોમાં સજ્જ હતા. તેઓ સુંદર રથમાં બેઠેલા હતા. તેમણે રાવણ સાથે યુધ્ધ કર્યું. રાવણને હરાવ્યો. પછી સીતાજીને રામ પોતાની સાથે રથમાં બેસાડી ચાલ્યા ગયા. હારેલો રાવણ દક્ષિણ દિશા તરફ ભાગી ગયો અને રામ, લક્ષ્મણ અને સીતા રથમાં બેસી અયોધ્યા નગરી તરફ ચાલ્યાં ગયાં.' માટે સીતાજી સાથે દુશ્મનાવટ કરવામાં કંઈ પણ લાભ થવાનો નથી. જો તેઓ સીતા સાથે દુશ્મનાવટ રાખશે તો તેઓનો નાશ થશે પરંતુ જો તેઓ સીતા સાથે સારી રીતે વર્તશે તો સીતાજી જ તેમનું રક્ષણ કરશે એમ કહ્યું.

રાક્ષસીઓ આ વૃત્તાંત સાંભળી ઘણીજ પ્રભાવિત થઈ. હવે તેમણે સીતાને ધમકીઓ આપવાનું અને બીવડાવવાનું બંધ કર્યું અને ઉલટી એની સેવામાં લાગી ગઈ. પછી રામ રાવણના યુધ્ધ દરમિયાન જ્યારે ઈંદ્રજીતે રામ અને લક્ષ્મણને ઘાયલ કરી મૂર્છિત કરી નાંખ્યા ત્યારે રાવણ સીતાને પોતાના પુષ્પક વિમાનમાં બેસાડી યુધ્ધભૂમિમાં લઈ ગયો અને ત્યાં રામ અને લક્ષ્મણને જમીન પર ઢળેલા બતાવ્યા. પોતાના સ્વામીને જમીન પર લોહીના ખાબોચિયામાં પડેલા જોઈ સીતાજી કલ્પાંત કરવા લાગ્યાં. આ વખતે પણ ત્રિજાતાએ સીતાને કલ્પાંત નહિ કરવા માટે સમજાવ્યું, ધીરજ ધરવા કહ્યું એણે કહ્યું 'રામ અને લક્ષ્મણ માત્ર મૂર્છિત થઈ ગયા છે, મૃત્યુ પામ્યા નથી. એમની મૂર્છા વળશે ત્યારે બેઠા થશે. એમને મારી નાખવાને કોઈ સમર્થ નથી. રામને હાથે જ રાવણનો સંહાર થવાનો છે. માટે કશી પણ ચિંતા કરવાની જરૂર નથી.' સીતાને શાંતિ અને હિંમત આપ્યાં. ત્રિજાતા રાક્ષસ કુળમાં જન્મેલી હોવા છતાં એનામાં ભલમનસાઈ હતી, સદાચાર અને સદ્‌વિચાર હતો.



# --: સુલોચનાનું દિવ્ય સતીત્વ :--

સુલોચના શેષનાગની પુત્રી અને રાવણપુત્ર ઈન્દ્રજીતની પતિવ્રતા સ્ત્રી હતી. રામજીએ સીતાજીને પાછા લઈ આવવા માટે લંકા પ્રવેશ કર્યો ત્યારે વાનરો અને રાક્ષસોનું ભયંકર યુધ્ધ થયું. ઈન્દ્રજીત અને લક્ષ્મણ વચ્ચે યુધ્ધ થયું તેમાં ઈન્દ્રજીત મરાયો. લક્ષ્મણ ઈન્દ્રિયજીત હતો. જે ઈન્દ્રિયજીત છે તે ઈન્દ્ર કરતા પણ મોટો છે. ઈન્દ્રજીતનો હાથ ઊડીને સુલોચનાના આંગણમાં આવ્યો. તે હાથે લખી આપ્યું. 'લક્ષ્મણે કપટથી મને માર્યો છે.'

સુલોચના વિલાપ કરવા લાગ્યા અને સતી થવા તૈયાર થયા. તેમણે રાવણ પાસે ઈન્દ્રજીતનું મસ્તક માગ્યું ત્યારે રાવણે કહ્યું "બેટા, તારા પતિનું મસ્તક તો વાનરો લઈ ગયા છે. તું રામજી પાસે જા, તે તને મસ્તક જરૂર આપશે." સુલોચનાએ કહ્યું "મને શત્રુ પાસે મોકલો છો ? તમે જાણો છો હું અતિ સુંદર છું એટલે ત્યાં મને મોકલશો નહીં" રાવણે કહ્યું "રામમાં મને પૂર્ણ વિશ્વાસ છે. આ જગતમાં રામજી જેવો કોઈ મહાન નથી. હું રામજી સાથે વેર રાખું છું પણ તે મારી સાથે વેર રાખતા નથી. તે તને તારા પતિનું મસ્તક જરૂર આપશે."

સુલોચના રામ પાસે ગયાં અને પતિનું મસ્તક માગ્યું. તેમણે કહ્યું "મારા પતિનો હાથ મારા આંગણામાં આવ્યો હતો તેણે પત્રમાં લખી દીધું છે તેથી મને ખબર પડી છે કે મારા પતિનો દેહાંત થયો છે. હવે હું સતી થવા માગુ છું" સુલોચનાને પૂછવામાં આવ્યું "જડ હાથ પત્ર કેવી રીતે લખી શકે ? તું તારા પતિની પ્રાર્થના કર અને તેની આંખો હસશે તો અમને વિશ્વાસ થશે કે જડ હાથે પત્ર લખ્યો છે."

સુલોચના બહુજ વિનવણી કરે છે પણ આંખો હસતી નથી. સુલોચના કહે છે 'નાથ, તમે નારાજ થયા છો ?' આ સાંભળી મસ્તક ડોલવા લાગ્યું અને સ્મિત કર્યું. લક્ષ્મણજી શેષનાગનો જ અવતાર હતા એ કથનનો ઉલ્લેખ કરતા મસ્તકે કહ્યું: 'તારા પિતાએ મને માર્યો છે. આજનું યુધ્ધ તે સસરા જમાઈનું યુધ્ધ ન હતું પણ બે પતિવ્રતા નારીઓનું યુધ્ધ હતું. ઉર્મિલા અને સુલોચનાનું; ને સુલોચનાની હાર થઈ.'

સુલોચનાએ લક્ષ્મણજીને કહ્યું "જીત તમારી નથી પણ તમારા પત્ની ઉર્મિલાની છે. ઉર્મિલાનું પાતિવ્રત્ય મારા કરતા ચઢે છે. મારા પતિ રાવણના પક્ષમાં હતા તેથી તે દુર્બળ બન્યા. મારા પતિ કુભાવ રાખનારને મદદ કરતા હતા. અને હું તેમને વારી ન શકી, તેથી મારી હાર થઈ અને ઉર્મિલાની જીત થઈ મારા પતિદેવ પરસ્ત્રીનું હરણ કરનાર રાવણને મદદ કરતા હતા તેથી તેમની હાર થઈ છે."

રામજીએ સુલોચનાને તેના પતિનું મસ્તક પાછું આપ્યું. સતી સુલોચનાના વિલાપથી રામજી પીગળી ગયા. તેમણે ઈન્દ્રજીતને સજીવન કરવા કહ્યું પણ સુલોચનાએ ના પાડી "મારા પતિ યુધ્ધ કરતાં કરતાં વીરગતિને પામ્યા છે તેને જીવતા કરો તો તેઓ મને ઠપકો આપશે" સુલોચના સતી થયા. રામજીએ સુલોચનાના ખુબ ખુબ વખાણ કર્યા.



## —: સ્વયંપ્રભા :—

રામાયણમાં ખાસ જાણીતું નહિ છતાં ધ્યાન ખેંચે એવું સ્ત્રી પાત્ર સ્વયંપ્રભાનું છે. એ સન્યાસીની હતી અને યોગવિદ્યામાં પારંગત હતી. જંગલની એક ગુફામાં એ વાસ કરતી હતી. રામના સીધા સંસર્ગમાં એ આવી ન હતી. પરંતુ રામભક્ત હનુમાનજી અને એમની વાનરસેનાને, મદદરૂપ થવાની તક એને સાંપડી હતી. એમની સેવા કરવામાં એણે ધન્યતા અનુભવી હતી. હનુમાનજી અને વાનરસેના રામની મદદે આવ્યા હતા. લંકામાં પહોંચવાનું હતું. સમુદ્રપર સેતુ બંધ બાંધવાનો હતો. જંગલની લાંબી મુસાફરી કરી, હનુમાનજી અને વાનરસેના ખૂબ થાકી ગયા હતા. ભૂખ અને તરસથી પીડાતા હતા એટલે ખોરાક અને પાણીની શોધમાં તેઓ સ્વયંપ્રભા જે વિશાળ ગુફામાં રહેતી હતી તેમાં દાખલ થયા.

આ ગુફામાં વૃદ્ધ સંન્યાસીની સ્વયંપ્રભા સાથે એમનો ભેટો થયો. ગુફાની રમણીયતા, અને અલૌકિક વાતાવરણથી હનુમાનજી ઘણા પ્રભાવિત થયા. એમણે સ્વયંપ્રભાને પૂછ્યું કે આવી આકર્ષક ગુફાની રચના કોણે કરી? સ્વયંપ્રભાએ જવાબમાં કહ્યું કે આ ગુફાની રચના માયા નામના ગાંધર્વે બ્રહ્માજીના આશીર્વાદથી કરી છે. માયા ઈન્દ્રની અપ્સરા હેમા પર મોહિત થઈ ગયો હતો. હેમા સાથેની એની પ્રેમચેષ્ટા જોઈ ઈન્દ્ર ક્રોધે ભરાયા અને પોતાના વજ્રથી માયાનો નાશ કર્યો. હેમાને મૃત્યુલોકમાં જવાની આજ્ઞા કરી. હેમાએ બ્રહ્માજીની સ્તુતિ કરી, દયા માટે યાચના કરી. બ્રહ્માજીને હેમા પર અનુકંપા ઉપજી. બ્રહ્માજીએ આ ગુફા હેમાને અર્પણ કરી અને એમાંની દરેક અલૌકિક ચીજોનો ઉપભોગ કરવાનો અધિકાર આપ્યો. હેમા નૃત્ય અને સંગીત કલામાં અતિ પ્રવિણ હતી અને તે અર્થે બહાર ગઈ હતી. સ્વયંપ્રભા હેમાની બેનપણી હતી. એની આ પ્રિય સખીને ગુફાનું રક્ષણ કરવાનું કહીને હેમા બહાર ગઈ હતી એટલે ગુફામાં માત્ર સ્વયંપ્રભા હતી. એણે સંપૂર્ણ યોગસિધ્ધિ પ્રાપ્ત કરી હતી અને કુદરતના તત્ત્વો પર એ કાબૂ ધરાવતી હતી. એની મહાન શક્તિનો ઉપયોગ એ માનવ કલ્યાણાર્થે જ કરતી હતી.

એની ગુફામાં આશ્રયે આવેલા હનુમાન અને એમની વાનરસેનાને જે કંઈ ખાવું પીવું હોય તેની છૂટ આપી. એટલે તેઓએ પોતાને ભાવતી વસ્તુઓ ધરાઈને આરોગી. ખાઈ પીને સંતુષ્ટ થયા પછી એમણે સેતુબંધ બાંધવાના કાર્ય માટે ગુફામાંથી બહાર જવાની ઈચ્છા સ્વયંપ્રભાને દર્શાવી. એમના સ્વાગત બદલ સ્વયંપ્રભાનો આભાર માન્યો. પણ એક મોટી મુસીબત હતી. ગુફામાં દાખલ થયેલી કોઈ પણ વ્યક્તિ જીવતી બહાર જઈ શકે નહિ. આ બાબત સ્વયંપ્રભાએ હનુમાનજીને સમજાવી. આ આપત્તિમાંથી ઉગારવા માટે એમણે સ્વયંપ્રભાને વિનંતિ કરી. દયાની દેવી સમ સ્વયંપ્રભાને, રામને સમુદ્ર ઓળંગવા માટે સેતુબંધ બાંધવાના કાર્યમાં ઢીલ થાય તે યોગ્ય નથી, એની પ્રતીતિ થઈ અને હનુમાનજી અને એમની વાનરસેનાને આ કાર્ય કરવા માટે સમુદ્ર કિનારે તાત્કાલિક પહોંચાડવા જોઈએ એમ તેને લાગ્યું. એણે નિર્ણય કરી લીધો. મહાન મમતાળુ અને કલ્યાણકારી સ્વયંપ્રભાએ એમને આંખો બંધ કરવાનું કહ્યું. આદેશ અનુસાર હનુમાનજી અને એમની વાનરસેનાએ પોતાની આંખો બંધ કરી એટલે સ્વયંપ્રભાએ પોતાની યોગશક્તિના પ્રભાવે બધાને એક ક્ષણમાં સમુદ્ર કિનારે મૂકી દીધા.

અતિ શક્તિશાળી હોવા છતાં સ્વયંપ્રભામાં નિરાભિમાન, સાદાઈ, મમતા, કલ્યાણની ભાવના વગેરે ગુણો હતા. એવા સદ્‌ગુણો આજની નારી કેળવે તો માનવ કલ્યાણના કાર્યમાં મહત્વનો ફાળો આપી શકે.



ॐ

श्री गोविंदाय नमः



# ઉત્સવ–દર્શન

તહેવારો–ઉત્સવોની મૂક વાણી આપણને જીવનમાં ઉપયોગી એવા સંદેશાઓ આપે છે. સમ્યક્ દિશા બતાવે તે સંદેશ. આ રીતે તહેવારો–ઉત્સવો એક ઉત્કૃષ્ટ માર્ગદર્શક ભોમિયાની ગરજ સારે છે.

ઐક્યના સાધક, પ્રેમના પોષક, પ્રસન્નતાના પ્રેરક, ધર્મના સંરક્ષક અને ભાવના સંવર્ધક એવા તહેવારો–ઉત્સવો આપણું જીવન દર્શન બની રહો !




ॐ

श्री गोविंदाय नम



# ઉત્સવ–દર્શન

તહેવારો–ઉત્સવોની મૂક વાણી આપણને જીવનમાં ઉપયોગી એવા સંદેશાઓ આપે છે. સમ્યક્ દિશા બતાવે તે સંદેશ. આ રીતે તહેવારો–ઉત્સવો એક ઉત્કૃષ્ટ માર્ગદર્શક ભોમિયાની ગરજ સારે છે.

ઐક્યના સાધક, પ્રેમના પોષક, પ્રસન્નતાના પ્રેરક, ધર્મના સંરક્ષક અને ભાવના સંવર્ધક એવા તહેવારો–ઉત્સવો આપણું જીવન દર્શન બની રહો !

# (૨)

## —: ભાઇ–બીજ :—

નવા વર્ષના જૂના રાગદ્વેષ ભૂલી જઈ સમગ્ર વિશ્વ પર પ્રેમ કરવાનો સંકલ્પ કર્યા પછી એની શરૂઆત ભાઈ–બહેનના નિર્વ્યાજ પ્રેમથી થાય તે યથોચિત જ ગણાય. કાર્તિક માસના શુક્લ પક્ષની દ્વિતીયા યમદ્વિતીયા કહેવાય છે. તે જ આપણી ભાઈ-બીજ. તે દિવસે યમુનાજીએ પોતાને ઘેર યમની પૂજા કરી યમને પ્રથમ જમાડેલ છે. પ્રસન્ન થયેલા યમરાજાએ બહેનને વરદાન માગવા કહ્યું. યમુનાજીએ માગ્યું, 'હે ભાઈ, તમારે દર વર્ષે આ દિવસે મારે ઘેર જમવા આવવું તેમજ આ દિવસે જે ભાઈ પોતાની બહેનના હાથથી ભોજન કરે તેને તમારે સુખ આપવું.'

यमद्वितीयां यः प्राप्य भगिनीगृहभोजनम् ।
न कुर्याद्वर्षजं पुण्यं नश्यतीति रवेः श्रुतम् ॥

या तु भोजयते नारी भ्रातरं युग्मके तिथौ ।
अर्चयेश्चापि तांबुलैर्न सा वैधव्यमाप्नुयात् ॥

भ्रातुरायःक्षयो नूनं न भवेत्तत्र कार्हचित् ।

'જે માણસ યમદ્વિતીયાને દિવસે બહેનને ઘેર ભોજન કરતો નથી, તેનું આખા વર્ષમાં કરેલું સઘળું પુણ્ય નાશ પામે છે. જે સ્ત્રી યમદ્વિતીયાને દિવસે ભાઈને જમાડી, તાંબુલ વગેરેથી પ્રસન્ન કરે છે તે વિધવા થતી નથી અને તેના ભાઈના આયુષ્યનો ક્ષય પણ કોઈ વખત થતો નથી.'

ભાઈનું આયુષ્ય વધે તે માટે બહેને વિધિપૂર્વક યમરાજાની પૂજા કરવી અને કહેવું :

'मार्कंडेयो बलिर्व्यासो हनुमांश्च विभीषणः ।
कृपोद्रौणिः परशुरामः एतेऽष्टौ चिरजीविनः ॥'
'मार्कंडेयो महाभाग सप्तकल्पांतजीवन ।
चीरंजीवी यथात्वं हि तथा मे भ्रातरं कुरु ॥'

'માર્કંડેય, બલિ, વેદવ્યાસ હનુમાન, વિભીષણ, કૃપાચાર્ય, અશ્વત્થામા અને પરશુરામ એ આઠ

'એક વખતે કાર્તિક માસના શુક્લ પક્ષના પડવાને દિવસે ભગવાન શ્રીકૃષ્ણ ગાયો લઈ ગોવાળિયાઓની સાથે વનમાં ગયા.'

ત્યાં વનમાં ગોવાળિયાઓને આનંદોલ્લાસથી નાચતા જોઈને તેમણે પૂછ્યું: 'આ કોનો ઉત્સવ કરો છો? અને તેમાં કયા દેવનું પૂજન કરો છો? ગોવાળિયાઓએ કહ્યું કે, 'અનાવૃષ્ટિ અને દુષ્કાળથી બચવા અમો વર્ષોવર્ષ વૃત્રહંતા ઈંદ્રનો મહોત્સવ કરીએ છીએ.' કૃષ્ણને સમાજમાં ચાલતી રહેલી આવી સત્તાધીશોની પૂજા ગમી નહિ. તેમણે લોકોને ઈંદ્રપૂજા છોડીને ગોવર્ધનપૂજા કરવાનો આદેશ આપ્યો.

अयं गोवर्धन : साक्षाद्‌वृष्टि सौभिक्ष्यकारकः।
मथुरास्थैर्व्रजस्थैश्च पूजितव्यः प्रयत्नतः॥
हित्वेत्पूजनं लोके पृथेंद्रः पूज्यते कथम्।
उत्सवः क्रियतामस्य प्रत्यक्षोऽयंभुनक्ति च।
करिष्यति कृपिं सम्यगुपसर्गान्हनिष्यति॥

'આ સાક્ષાત્ ગોવર્ધન પર્વત કે જે વૃષ્ટિ અને સુભિક્ષ–સારું વર્ષ કરનાર છે, માટે મથુરા અને વ્રજના રહીશોએ તો મહેનત લઈને પણ એની પૂજા કરવી જોઈએ. આ ગોવર્ધનની પૂજા છોડીને ફોકટ ઈંદ્રની પૂજા શા માટે કરો છો? આ ગોવર્ધન પર્વત પ્રત્યક્ષ ભોજન કરે છે, માટે એનો ઉત્સવ કરો. આ પર્વત તમારી-ખેતીવાડીમાં સારી બરકત મૂકશે અને ઉપદ્રવોનો નાશ કરશે.

તે દિવસથી ગોવાળિયાઓએ ઈંદ્રપૂજા છોડીને કૃષ્ણના આદેશ પ્રમાણે ગોવર્ધન પૂજા શરૂ કરી. નવું વર્ષ એટલે નવા સંકલ્પ કરવાનો દિવસ–નવા નિર્ણયો લેવાનો દિવસ–ધ્યેયને માર્ગે પુનઃ કટિબદ્ધ થઈને આગળ વધવાનો દિવસ!

'નવા વરસના નવા નિશ્ચયો નવા નિર્ણયો લેવાશે;
નવું ધ્યેય લઈ આગળ ધપશો, નવું વર્ષ તો કહેવાશે!

જૂના રાગદ્વેષો ભૂલી જઈને નવા વર્ષથી માણસે નવો વ્યવહાર શરૂ કરવો જોઈએ. 'જાગ્યા ત્યાંથી સવાર' અને 'ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું' આ નવા વર્ષનાં સૂત્રો હોવાં જોઈએ. નવા વર્ષે કરેલા શુભસંકલ્પો એ માત્ર સંકલ્પો જ ન રહેતાં જીવનમાં સાકારિત બને તો ગમે તેવી બગડેલી બાજી સુધરી જાય અને સામાન્ય માનવ મહાનતાના ઉત્તુંગ શિખરોને આંબી શકે. આપણા સંકલ્પોમાં પ્રાણ પૂરવાની જવાબદારી આપણી છે. દિલની સાચી લગનથી જીવનને યોગ્ય દિશામાં ગતિ આપવાનો આપણો પ્રયત્ન જ નવું વર્ષ યશસ્વી બનાવી શકે.

'નવા પ્રાણ પૂરાય જીવનમાં, નવો વેગ જીવન પામે;
નવા ઉમંગો ઊઠે જીવનમાં, નવું વર્ષ તો કહેવાશે!
નવું વર્ષ કંઈ નથી સમયમાં, નવું જુનું મુજ મનમાં છે;
નવયુવાન થઈ રહું સદા હું, નવું વર્ષ તો કહેવાશે!
નવો દીસે આવેશ જીવનમાં, નવું જગત આ લાગે છે;
ખરો ભક્ત તો નવા વરસમાં, નવું જીવન એ માગે છે!'



# (૧)

## —: નવું વર્ષ :—

કારતક સુદ એકમના દિવસે વિક્રમનું નવું વર્ષ શરૂ થાય છે. તેથી એ દિવસ આખા વર્ષનું પ્રભાત ગણાય. 'જેની સવાર સારી તેનો આખો દિવસ સારો.' તે રીતે 'જેનો વર્ષનો પ્રથમ દિવસ માંગલિક તેનું આખું વર્ષ માંગલિક !'

આ દિવસને બલિપ્રતિપદા પણ કહેવામાં આવે છે; ત્રિપદા ભૂમિ માગીને વામને બલિને પાતાળમાં મોકલી આપ્યો. એવી કથા એના પાછળ રહેલી છે. બલિ એ વિરોચનનો પુત્ર. પ્રહલાદનો પુત્ર વિરોચન નાસ્તિક નીકળ્યો. તેની અસર તેના દીકરા બલિ પર પડી. બલિએ સારામાં સારું રાજ્ય કર્યું; પણ તેણે લોકોમાં રહેલી ઈશ્વરનિષ્ઠા અને વેદનિષ્ઠા શિથિલ કરી નાખી; વિભિન્ન વર્ણના લોકોને તેમના કાર્યોની યોગ્ય નિષ્ઠામાંથી ચલિત કર્યાં. બલિએ ત્રિવર્ણોને ખતમ કર્યાં. સમાજમાંથી ભગવદનિષ્ઠા અને પ્રભુપ્રેમ ચાલ્યા ગયા. પૈસો જ પ્રમુખ બન્યો.

તે સમયે એક સ્ત્રીએ ભગવાન પાસે તેજસ્વી સંતાનની માગણી કરી. અદિતિની નિષ્ઠા અને કશ્યપની તપશ્ચર્યાને લીધે ભગવાને અદિતિના પેટે જન્મ લીધો અને એ જ વામન !

વામને લોકજાગૃતિ નિર્માણ કરી. સાંસ્કૃતિક વિચારો લઈને તે ઘર ઘરમાં ઘુસ્યો; વિષ્ણુ બન્યો; વ્યાપક થયો એટલે કે વામનનો વિરાટ થયો. બલિને તેની સાથે સુલેહ કરવી પડી. વામને ત્રણ શરતો મૂકી. (૧) શિક્ષણતંત્ર બ્રાહ્મણોના હાથમાં સોંપવું. ૨) રાજ્યકારભાર ઈશ્વરવાદી ક્ષત્રિયોના હાથમાં સોંપવો. (૩) ધંધો રોજગાર ઈશ્વરને માનનાર સાત્ત્વિક વૈશ્યોના હાથમાં સોંપવો. આ જ ત્રિપદા ભૂમિ. આ માગણીથી બલિ ખલાસ થયો. તેણે પોતાના અસ્તિત્વ વિશે શંકા પ્રગટ કરતાં ભગવાને તેને પુષ્કળ ધનસંપત્તિ આપીને દક્ષિણમાં-સુતલમાં મોકલી આપ્યો અને પોતે એના દ્વાર-રક્ષક થઈને રહ્યા. અર્થાત બલિને રાજકેદી તરીકે નજર-કેદમાં રાખ્યો.

ભોગ અને સ્વાર્થને છોડીને બીજો કોઈ વિચાર જ માણસ ન કરતો હોય તો તેનું નવું વર્ષ શરૂ થયું એમ કેમ કહી શકાય ?

જીવનમાં જો કંઈ 'નવીનતા ન હોય તો નવું અને જૂનું વર્ષ એ નિરર્થક શબ્દો છે. પોતાની સગવડતાને માટે માનવે પાડેલા કાળના એ શુષ્ક વિભાગો છે.

વળી આ દિવસે ભગવાન શ્રી વિષ્ણુની પ્રીતિ માટે ગોવર્ધનોત્સવ તેમજ અન્નકૂટ કરવાનું વિધાન છે.

'एकदा भगवान् कृष्णो गतो गोपालकैः सह।
गृहीत्वा गाः प्रतिपदि कार्तिकस्य सिते वने ॥

# (૧)

## —: નવું વર્ષ :—

કારતક સુદ એકમના દિવસે વિક્રમનું નવું વર્ષ શરૂ થાય છે. તેથી એ દિવસ આખા વર્ષનું પ્રભાત ગણાય. 'જેની સવાર સારી તેનો આખો દિવસ સારો.' તે રીતે 'જેનો વર્ષનો પ્રથમ દિવસ માંગલિક તેનું આખું વર્ષ માંગલિક !'

આ દિવસને બલિપ્રતિપદા પણ કહેવામાં આવે છે; ત્રિપદા ભૂમિ માગીને વામને બલિને પાતાળમાં મોકલી આપ્યો. એવી કથા એના પાછળ રહેલી છે. બલિ એ વિરોચનનો પુત્ર, પ્રહલાદનો પુત્ર વિરોચન નાસ્તિક નીકળ્યો. તેની અસર તેના દીકરા બલિ પર પડી. બલિએ સારામાં સારું રાજ્ય કર્યું; પણ તેણે લોકોમાં રહેલી ઈશ્વરનિષ્ઠા અને વેદનિષ્ઠા શિથિલ કરી નાંખી. વિભિન્ન વર્ણના લોકોને તેમનાં કાર્યોની યોગ્ય નિષ્ઠામાંથી ચલિત કર્યા, બલિએ ત્રિવર્ણોને ખતમ કર્યા. સમાજમાંથી ભગવદનિષ્ઠા અને પ્રભુપ્રેમ ચાલ્યા ગયાં. પૈસો જ પ્રમુખ બન્યો.

તે સમયે એક સ્ત્રીએ ભગવાન પાસે તેજસ્વી સંતાનની માગણી કરી. અદિતિની નિષ્ઠા અને કશ્યપની તપશ્ચર્યાને લીધે ભગવાને અદિતિના પેટે જન્મ લીધો અને એ જ વામન !

વામને લોકજાગૃતિ નિર્માણ કરી. સાંસ્કૃતિક વિચારો લઈને તે ઘર ઘરમાં ઘુસ્યો; વિષ્ણુ બન્યો; વ્યાપક થયો એટલે કે વામનનો વિરાટ થયો. બલિને તેની સાથે સુલેહ કરવી પડી. વામને ત્રણ શરતો મૂકી. (૧) શિક્ષણતંત્ર બ્રાહ્મણોના હાથમાં સોંપવું. ૨) રાજ્યકારભાર ઈશ્વરવાદી ક્ષત્રિયોના હાથમાં સોંપવો. (૩) ધંધો રોજગાર ઈશ્વરને માનનાર સાત્ત્વિક વૈશ્યોના હાથમાં સોંપવો. આ જ ત્રિપદા ભૂમિ. આ માગણીથી બલિ ખલાસ થયો. તેણે પોતાના અસ્તિત્વ વિશે શંકા પ્રગટ કરતાં ભગવાને તેને પુષ્કળ ધનસંપત્તિ આપીને દક્ષિણમાં–સુતલમાં મોકલી આપ્યો અને પોતે એના દ્વાર-રક્ષક થઈને રહયા. અર્થાત બલિને રાજકેદી તરીકે નજર-કેદમાં રાખ્યો.

ભોગ અને સ્વાર્થને છોડીને બીજો કોઈ વિચાર જ માણસ ન કરતો હોય તો તેનું નવું વર્ષ શરૂ થયું એમ કેમ કહી શકાય ?

જીવનમાં જો કંઈ 'નવીનતા ન હોય તો નવું અને જૂનું વર્ષ એ નિરર્થક શબ્દો છે. પોતાની સગવડતાને માટે માનવે પાડેલા કાળના એ શુષ્ક વિભાગો છે.

વળી આ દિવસે ભગવાન શ્રી વિષ્ણુની પ્રીતિ માટે ગોવર્ધનોત્સવ તેમજ અન્નકૂટ કરવાનું વિધાન છે.

'एकदा भगवान् कृष्णो गतो गोपालकैः सह।
गृहीत्वा गाः प्रतिपदि कार्तिकस्य सिते वने॥

'એક વખતે કાર્તિક માસના શુક્લ પક્ષના પડવાને દિવસે ભગવાન શ્રીકૃષ્ણ ગાયો લઈ ગોવાળિયાઓની સાથે વનમાં ગયા.'

ત્યાં વનમાં ગોવાળિયાઓને આનંદોલ્લાસથી નાચતા જોઈને તેમણે પૂછ્યું : 'આ કોનો ઉત્સવ કરો છો? અને તેમાં કયા દેવનું પૂજન કરો છો? ગોવાળિયાઓએ કહ્યું કે, 'અનાવૃષ્ટિ અને દુકાળથી બચવા અમો વર્ષોવર્ષ વૃત્રહંતા ઈંદ્રનો મહોત્સવ કરીએ છીએ.' કૃષ્ણને સમાજમાં ચાલતી રહેલી આવી સત્તાધીશોની પૂજા ગમી નહિ. તેમણે લોકોને ઈંદ્રપૂજા છોડીને ગોવર્ધનપૂજા કરવાનો આદેશ આપ્યો.

अयं गोवर्धन : साक्षाद्वृष्टि सौभिक्ष्यकारकः।
मथुरास्थैर्व्रजस्थैश्च पूजितव्यः प्रयत्नतः॥
हितवैत्पूजनं लोके धृर्येंद्रः पूज्यते कथम्।
उत्सवः क्रियतामस्य प्रत्यक्षोऽयंमुनक्ति च।
करिष्यति कृषिं सम्यगुपसर्गान्हनिष्यति॥

'આ સાક્ષાત્ ગોવર્ધન પર્વત કે જે વૃષ્ટિ અને સુભિક્ષ–સારું વર્ષ કરનાર છે, માટે મથુરા અને વ્રજના રહીશોએ તો મહેનત લઈને પણ એની પૂજા કરવી જોઈએ. આ ગોવર્ધનની પૂજા છોડીને ફોકટ ઈંદ્રની પૂજા શા માટે કરો છો! આ ગોવર્ધન પર્વત પ્રત્યક્ષ ભોજન કરે છે, માટે એનો ઉત્સવ કરો. આ પર્વત તમારી-ખેતીવાડીમાં સારી બરકત મૂકશે અને ઉપદ્રવોનો નાશ કરશે.

તે દિવસથી ગોવાળિયાઓએ ઈંદ્રપૂજા છોડીને કૃષ્ણના આદેશ પ્રમાણે ગોવર્ધન પૂજા શરૂ કરી. નવું વર્ષ એટલે નવા સંકલ્પ કરવાનો દિવસ–નવા નિર્ણયો લેવાનો દિવસ–ધ્યેયને માર્ગે પુનઃ કટિબદ્ધ થઈને આગળ વધવાનો દિવસ!

'નવા વરસના નવા નિશ્ચયો નવા નિર્ણયો લેવાશે;
નવું ધ્યેય લઈ આગળ ધપશો, નવું વર્ષ તો કહેવાશે!

જૂના રાગદ્વેષો ભૂલી જઈને નવા વર્ષથી માણસે નવો વ્યવહાર શરૂ કરવો જોઈએ. 'જાગ્યા ત્યાંથી સવાર' અને 'ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું' આ નવા વર્ષમાં સૂત્રો હોવા જોઈએ. નવા વર્ષે કરેલા શુભસંકલ્પો એ માત્ર સંકલ્પો જ ન રહેતા જીવનમાં સાકારિત બને તો ગમે તેવી બગડેલી બાજી સુધરી જાય અને સામાન્ય માનવ મહાનતાના ઉત્તુંગ શિખરોને આંબી શકે. આપણા સંકલ્પોમાં પ્રાણ પૂરવાની જવાબદારી આપણી છે. દિલની સાચી લગનથી જીવનને યોગ્ય દિશામાં ગતિ આપવાનો આપણો પ્રયત્ન જ નવું વર્ષ યશસ્વી બનાવી શકે.

'નવા પ્રાણ પૂરાય જીવનમાં, નવો વેગ જીવન પામે;
નવા ઉમંગો ઊઠે જીવનમાં, નવું વર્ષ તો કહેવાશે!
નવું વર્ષ કંઈ નથી સમયમાં, નવું જૂનું મુજ મનમાં છે;
નવયુવાન થઈ રહું સદા હું, નવું વર્ષ તો કહેવાશે!
નવો દીસે આવેશ જીવનમાં, નવું જગત આ લાગે છે;
ખરો ભક્ત તો નવા વરસમાં, નવું જીવન એ માગે છે!'

卐

# (૨)

## —: ભાઇ–બીજ :—

નવા વર્ષના જૂના રાગદ્વેષ ભૂલી જઈ સમગ્ર વિશ્વ પર પ્રેમ કરવાનો સંકલ્પ કર્યા પછી એની શરૂઆત ભાઈ–બહેનના નિર્વ્યાજ પ્રેમથી થાય તે યથોચિત જ ગણાય. કાર્તિક માસના શુક્લ પક્ષની દ્વિતીયા યમદ્વિતીયા કહેવાય છે. તે જ આપણી ભાઈ-બીજ. તે દિવસે યમુનાજીએ પોતાને ઘેર યમની પૂજા કરી યમને પ્રથમ જમાડેલ છે. પ્રસન્ન થયેલા યમરાજાએ બહેનને વરદાન માગવા કહ્યું. યમુનાજીએ માગ્યું, 'હે ભાઈ, તમારે દર વર્ષે આ દિવસે મારે ઘેર જમવા આવવું તેમજ આ દિવસે જે ભાઈ પોતાની બહેનના હાથથી ભોજન કરે તેને તમારે સુખ આપવું.'

यमद्वितीया यः प्राप्य भगिनीगृहभोजनम् ।
न कुर्याद्वर्षजं पुण्यं नश्यतीति रवे श्रुतम् ॥

या तु भोजयंते नारी भ्रातरं युग्मके तिथौ ।
अर्चयेश्चापि तांबुलैर्न सा वैधव्यमाप्नुयात् ॥

भ्रातुराय-क्षयो नूनं न भवेत्तत्र कार्हचित् ।

'જે માણસ યમદ્વિતીયાને દિવસે બહેનને ઘેર ભોજન કરતો નથી, તેનું આખા વર્ષમાં કરેલું સઘળું પુણ્ય નાશ પામે છે. જે સ્ત્રી યમદ્વિતીયાને દિવસે ભાઈને જમાડી, તાંબુલ વગેરેથી પ્રસન્ન કરે છે તે વિધવા થતી નથી અને તેના ભાઈના આયુષ્યનો ક્ષય પણ કોઈ વખત થતો નથી.'

ભાઈનું આયુષ્ય વધે તે માટે બહેને વિધિપૂર્વક યમરાજાની પૂજા કરવી અને કહેવું :

'मार्कंडेयो वलिर्व्यासो हनुमांश्च विभीषण ।
कृपोद्रौणि परशुराम एतेऽष्टौ चिरजीविन ॥'
'मार्कंडेयो महाभाग सप्तकल्पांतजीवन ।
चीरंजीवी यथात्वं हि तथा मे भ्रातरं कुरु ॥'

'માર્કંડેય, બલિ, વેદવ્યાસ હનુમાન, વિભીષણ, કૃપાચાર્ય, અશ્વત્થામા અને પરશુરામ એ આઠ

ચિરંજીવી છે. હે માર્કંડેય ! હે મહાભાગ ! હે સાત કલ્પ પર્યંત જીવનાર ! જેમ આપ ચિરંજીવી છો, તેમજ મારા ભાઈને ચિરંજીવી કરો.'

( ૬ )

બહેન ભાઈનું પૂજન બીજના દિવસે કરે એ કેટલું સૂચક છે ! બીજનો ચંદ્ર કર્તૃત્વનું પ્રતીક છે. પોતાનો ભાઈ બીજના ચંદ્ર જેવો કર્મયોગી બને એવી બહેનની અભિલાષાનો આ ઉત્સવ દ્યોતક છે. બીજનો ચંદ્ર વિકાસશીલ છે. રામાયણમાં એક પ્રસંગ છે.જેમાં રાવણ સીતાને રામ અને પોતામાં રહેલો તફાવત પૂછે છે. સીતા કહે છે કે, 'તું પૂનમનો ચંદ્ર છે જ્યારે રામ બીજના ચંદ્ર છે; અર્થાત તારા આવતી કાલથી ક્ષયના દહાડા શરૂ થવાના છે જ્યારે રામની જીવનકલા ઉત્તરોત્તર વિકસતી જવાની છે.'

ચંદ્ર સુદ પક્ષમાં કમાવે છે અને વદ પક્ષમાં પોતાની કલાઓ વહેંચતો જાય છે. અમાસના દિવસે તે ખાલી થઈ જાય છે અને સુદ બીજથી વળી કમાવવાની શરૂઆત કરે છે. જે કમાવી શકે છે તે જ આપી શકે છે. ચંદ્રમાં ઔદાર્ય અને કર્તૃત્વનો યોગ્ય સન્વય જોવા મળે છે. વિશ્વજિત યજ્ઞ કરીને સમગ્ર વિશ્વનો વૈભવ જેણે મેળવ્યો છે એટલું જ નહિ પરંતુ મેળવેલું બધું જ સર્વદક્ષિણા દાનથી આપી દઈ જે ખાલી થયો છે એવો રઘુ મહાકવિ કાલિદાસને વર્ણનીય લાગે છે. તેને માટે તે લખે છે:

'દેવો વડે જેની કલાઓ પીવાઈ ગઈ છે એવા ચંદ્રનો કલાક્ષય તેની વૃદ્ધિ કરતાં જેમ વધુ પ્રશંસનીય છે તેમ સર્વ દક્ષિણાદાન યજ્ઞથી તમને પ્રાપ્ત થયેલું અકિંચનત્વ (દરિદ્રતા) તમને વધારે શોભાવે છે'.

ભારતીય સંસ્કૃતિ ઔદાર્યની અને કર્તૃત્વની પૂજક છે. તે આવા કર્મયોગીને જ સન્માને છે. કદાચ તેથી જ ભગવાન શિવજીએ બીજના ચંદ્રને માથે લીધા હશે.

બીજના ચંદ્રનાં દર્શન કરીને લોકો કૃતાર્થતા અનુભવે છે. તેનું દર્શન પવિત્ર મંગલકારી, પાવનકારી છે. કદાચ વદ પક્ષમાં જોવા ન મળ્યો તેથી પણ બીજના ચંદ્રનું દર્શન મધુર તેમજ આહ્લાદક લાગતું હશે.

પરણીને સાસરે ગયા પછી ભાઈ બહેનનું મિલન રોજ શક્ય નથી. બીજના ચંદ્રની માફક ભાઈ, બહેનને ક્યારેક ક્યારેક મળતો હોય છે. ભાઈના મિલનમાં અને બીજના ચંદ્રદર્શનમાં રહેલી દુર્લભતા ધ્યાનમાં લઈને આપણા શાસ્ત્રકારોએ ભાઈ અને બીજને જોડી નાખ્યા અને ભાઈબીજનો અનોખો ઉત્સવ સર્જ્યો. કેટલીકવાર સ્થાનાંતરના કારણે ભાઈબીજના દિવસે પણ જો ભાઈ, બહેનને મળી શકે તેમ ન હોય તો ભાવભીની બહેન આકાશના ચંદ્રને પોતાનો ભાઈ ગણી તે દિવસે તેની પૂજા કરે છે. ભાઈ પણ તે જ સમયે ચંદ્રને જોતો બેસે છે, અને આ રીતે ચંદ્રના માધ્યમથી ભાઈ અને બહેન પરોક્ષ મિલનનો સંતોષ અનુભવે છે. વૈજ્ઞાનિકો ચંદ્ર પર પહોંચ્યા તેનાથી હજારો વર્ષ પહેલાં ભારતીય નારીએ ચંદ્ર સાથેનો પોતાનો સંબંધ સ્થાપિત કરી લીધો છે. ભારતીય સ્ત્રીને ચંદ્ર ઘરનો લાગે છે, પાસેનો લાગે છે, પોતાનો લાગે છે, ભાઈ લાગે

છે અને તેથી તેના બાળકો પણ ચંદ્રને 'ચાંદામામા' કહીને પ્રેમથી બોલાવે છે.

માત્ર હિંદુ ધર્મ જ બીજના ચંદ્રની પૂજા કરે છે. એવું નથી; ઇસ્લામ ધર્મ પણ બીજના ચં[illegible] ઉપાસક છે. બીજનો ચાંદ તો તેના ધર્મ–ધ્વજનું પ્રતીક છે. ને બીજના ચંદ્રના દર્શન કરીને તેઓ [illegible] પારણાં કરે છે. વેપારીઓ પણ બીજના ચંદ્રના દર્શન પરથી બજારની તેજી મંદીનું અનુમાન કરે છે.

બીજનો ચંદ્ર બાળકોને આનંદ આપે છે, યુવાનોને કર્મયોગની પ્રેરણા આપે છે, વૃધ્ધોને નવજી[illegible] સંદેશ સુણાવે છે; વેપારીઓને માર્ગ-દર્શન આપે છે. શ્રીમંતોને ઔદાર્યનો મહિમા સમજાવે છે, તેમજ ભા[illegible] બહેનના ભાવજીવનને પુષ્ટ કરે છે.

બીજનો ચંદ્ર એટલે ત્યાગનો મહિમા; બીજનો ચંદ્ર એટલે કર્તૃત્વ અને પુરુષાર્થ માટેની મૂર્તિમંત પ્રેરણા; બીજનો ચંદ્ર એટલે જીવનની શોભા, જીવનનું સૌંદર્ય, જીવનનું કાવ્ય !

ભાઈ–બીજના દિવસે પોતાનો ભાઈ ઉપરોક્ત બધા ગુણોથી અલંકૃત બને એવી મંગલ કામના સાથે પ્રત્યેક બહેન જો પોતાના ભાઈનું ભાવપૂજન કરે અને ભાઈ પણ પોતામાં બહેને રાખેલી અપેક્ષા પરિપૂર્ણ રૂપે સાકારિત કરવા કટિબદ્ધ બને તો ભાઈ-બીજનો ઉત્સવ શ્રેષ્ઠ સંસ્કૃતિ અને સંસ્કારનો સર્જક બની રહે !



## (૩)

## —: મકર સંક્રાંતિ :—

'મારે કરવું છે જીવનમાં સાચું સંક્રમણ,
કરું જીવન-અંધારે બની વીર આક્રમણ !

સંક્રાંતિનો ઉત્સવ નિસર્ગનો ઉત્સવ છે. પોષ મહિનામાં સૂર્ય મકર રાશિમાં પ્રવેશે છે, તેથી આ ઉત્સવને મકરસંક્રાંતિ કહેવામાં આવે છે. સૂર્ય એની પૃથ્વી આસપાસની પરિભ્રમણની દિશા બદલે છે, એ સહેજ ઉત્તર તરફ ખસતો જાય છે. તેથી તેને ઉતરાયણ પણ કહેવામાં આવે છે. સૂર્યના સંક્રમણની સાથે સાથે જીવનનું સંક્રમણ પણ સંકળાયેલું છે. એ દૃષ્ટિએ આ ઉત્સવનું સાંસ્કૃતિક રીતે પણ અનોખું મહત્ત્વ છે.

'તમસો મા જ્યોતિર્ગમય'—અંધકારમાં પ્રકાશ તરફ પ્રયાણ કરવાની વૈદિક ઋષિઓની પ્રાર્થના આ દિવસના સંકલિપત પ્રયત્નોની પરંપરાથી સાકારિત થવી સંભવિત છે. કર્મયોગી સૂર્ય પોતાના ક્ષણિક પ્રમાદને ખંખેરીને અંધકાર ઉપર આક્રમણ કરવાનો આ દિવસે દૃઢ સંકલ્પ કરે છે. આ દિવસથી અંધારું ધીરે ધીરે ઘટતું જાય છે. દેવો પણ આ દિવસે ઊંઘમાંથી જાગે છે. સારાં કામો કરવા માટેના શુભ દિવસોની શરૂઆત થાય છે. ધાર્મિક હિંદુઓ મકરસંક્રાંતિ પછી જ પોતાનું મૃત્યુ આવે એમ ઝંખે છે. કૃતાન્ત યમરાજને ઉતરાયણ સુધી રોકી રાખનાર પિતામહ ભીષ્મ આ માટેનું જ્વલંત ઉદાહરણ પૂરું પાડે છે. ગીતા પણ સાંકેતિક ભાષામાં આ વાત સમજાવે છે:

અગ્નિ, જ્યોતિ અને પ્રકાશથી મુક્ત ગતિ એટલે શુક્લ ગતિ તથા ધુમાડો તેમજ અંધકારથી મુક્ત ગતિ એટલે કૃષ્ણ ગતિ. આ દૃષ્ટિએ જોતાં ઉતરાયણમાં મૃત્યુની આકાંક્ષા એટલે તેજસ્વી અને પ્રકાશમય મરણની ઝંખના. ધુમાડા જેવું કાળું અને અંધકાર જેવું બિહામણું જીવન માણસને નિકૃષ્ટ મૃત્યુ ભણી ખેંચી જાય છે. 'मुहूर्तं ज्वलितं श्रेयः न च धूमायितं चिरम्।'

મકરસંક્રાંતિ એટલે પ્રકાશનો અંધકાર ઉપર વિજય. માનવીનું જીવન પણ અંધકાર અને પ્રકાશથી ઘેરાયેલું છે. તેના જીવનનું વસ્ત્ર કાળા અને ધોળા તંતુઓથી વણાયેલું છે. આજના દિવસે માનવે પણ સંક્રમણ કરવાનો શુભ સંકલ્પ કરવાનો છે. માનવતા જીવનમાં રહેલા અજ્ઞાન, વહેમ, અંધશ્રદ્ધા, જડતા, કુસંસ્કાર વગેરે અંધકારનાં દ્યોતક છે. માણસે અજ્ઞાનને જ્ઞાનથી, વહેમને વિજ્ઞાનથી, અંધશ્રદ્ધાને સમ્યક્‌શ્રદ્ધાથી, જડતાને ચેતનાથી અને કુસંસ્કારોને સંસ્કાર સર્જનથી દૂર હટાવવાના છે. એ જ એના જીવનની સાચી સંક્રાંતિ કહેવાશે.

સંક્રાંતિ એટલે સંગક્રાંતિ. માણસે આ દિવસે સંગમુક્ત થવાનો સંકલ્પ કરવો જોઈએ. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર ઇત્યાદિ વિકારોની અસરમાંથી શક્ય તેટલા મુક્ત રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ. ગીતામાં કહ્યું છે :

'બધા જ પ્રકારના સંગ છોડવા જોઈએ પણ તે જો શક્ય ન હોય તો સારા માણસો જોડે સંગ રાખવો જોઈએ, કારણ સત્સંગ એ જીવનનું ખરું ઔષધ છે' કુસંગથી માણસ પતનની ગર્તામાં ગબડી પડે

છે. અનંત ગુણોથી અલંકૃત એવો કર્ણ, ધૃતરાષ્ટ્ર, શકુનિ, દુર્યોધન અને દુઃશાસન એ ચોંડાળ ચોકડીના સંગથી અધોગતિને પામ્યો તેનું હુબહુ ચિત્રણ મહાભારતમાં વ્યાસે આપણી સામે કર્યું છે. જીવનમાં આપણે ઉત્તરોત્તર મહાન માણસોનો સંગ કરતા જવું જોઈએ એવો સંક્રાંતિનો સંદેશ છે.

'સંક્રાંતિનો કાળ' ખરેખર ક્રાંતિ કેરો કાળ છે,
ભક્તિની શક્તિ ધરશું આ વિશ્વ ઘણું જ વિશાળ છે
વન્દે જગદ્‌ગુરુમ્ (૨)

સંઘમાં ભેગા થયેલા લોકોના સંબંધો સ્નેહપૂર્ણ અને મધુર રહેવા જોઈએ. આ વાતની સ્મૃતિ તરીકે સંક્રાંતિના દિવસે તલગોળના લાડુ એકબીજાને આપવાની પ્રથા શરૂ થઈ હશે એમ લાગે છે. તલમાં સ્નિગ્ધતા છે. રૂક્ષ થયેલા આપણા સંબંધોમાં સ્નિગ્ધતા તલ લાવી શકશે. અને ગોળની મીઠાશ મનની કડવાશ દૂર કરશે. તલ એ સ્નિગ્ધતાનું દ્યોતક છે; ગોળ અંતરની મીઠાશનું સૂચક છે. સ્નેહ અને મીઠાશનું પ્રતીક એટલે તલ અને ગોળ.

તલના લાડુમાં પૈસા મૂકીને આપવાની પ્રથા ગુપ્ત દાનનો મહિમા સમજાવે છે. સાંસ્કૃતિક કાર્ય કરનાર તેજસ્વી બ્રાહ્મણની જીવનવ્યવસ્થા સમાજે ગુપ્ત રીતે ચલાવવી જોઈએ. તલના લાડુમાં રહેલું ઘી પુષ્ટિપ્રદ છે. સાંસ્કૃતિક કાર્યનો ક્રાંતિ-વીર પુષ્ટ મનબુદ્ધિનો હોવો જોઈએ. આ ઉત્સવમાં તલના લાડુને મહત્ત્વ મળ્યું તેનું નૈસર્ગિક કારણ પણ છે. કુદરત ઋતુ પ્રમાણે ફળ અને વનસ્પતિ આપે છે. ઋતુમાં જે પ્રકારના રોગો થવાની સંભાવના હોય છે તે ઋતુમાં તે મુજબ ઔષધિ, વનસ્પતિ ફળો વગેરે કુદરત નિર્માણ કરે છે. શિયાળાની સખત ઠંડીમાં શરીરનું અંગેઅંગ જકડાઈ ગયું હોય, લોહીનું ભ્રમણ મંદ થવાની સંભાવના રહે, રક્તવાહિનીઓ ઠંડીની અસર નીચે આવે અને શરીર રૂક્ષ થાય ત્યારે તેને સ્નિગ્ધતાની જરૂર રહે છે અને તલમાં આ સ્નિગ્ધતાનો ગુણ છે.

આ દિવસે પતંગ ચગાવવાની શરૂઆત થઈ તેની પાછળ પણ વિશિષ્ટ અર્થ રહેલો છે. સામાન્ય રીતે જોતાં પતંગ ચગાવવા માટે ખુલ્લા મેદાનમાં, કોઈ મકાનની છત પર કે અગાશીમાં જવું પડે અને ઠંડીના દિવસોમાં આ રીતે સહજ સૂર્યસ્નાન સાંપડી રહે. તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં આપણા જીવનનો પતંગ પણ આ વિશ્વની પાછળ રહેલી અદૃષ્ટ શક્તિ કોઈ અજ્ઞાત અગાશીમાં ઊભી રહીને ચગાવે છે. સંક્રાંતિના દિવસે જેમ આકાશમાં લાલ, પીળા લીલા-વગેરે રંગના પતંગો ઊડતા દેખાય છે તેમ આ વિશ્વના વિશાળ આકાશમાં સત્તાધીશો, શ્રીમંતો, વિદ્વાનો વગેરે અનેક પ્રકારના પતંગો ઊડતા હોય છે. પતંગની હસ્તી અને મસ્તી ત્યાં સુધી જ રહે છે કે જ્યાં સુધી એનો દોર સૂત્રધારના હાથમાં હોય છે. સૂત્રધારના હાથમાંથી છૂટેલો માનવ-પતંગ પણ થોડા જ દિવસોમાં રંગ ઊતરી ગયેલો, ફિક્કો અને અસ્વસ્થ જોવા મળે છે. તેથી જ સંક્રાંતિના દિવસે પ્રભુ પાસે પ્રાર્થના કરવાની કે:

"જીવન-પતંગ પ્રભુ ઝોલે ચઢે ના,
અર્પ્યો છે દોર તારા હાથમાં,
આશાની દોર ચગે વ્યોમમાં !"

સંક્ષેપમાં આ પર્વ નિમિત્તે સૂર્યનો પ્રકાશ, તલગોળની મીઠાશ અને પતંગનો તેના સૂત્રધાર ઉપરનો વિશ્વાસ આપણા જીવનમાં સાકારિત થાય તો જ આપણા જીવનનું યોગ્ય સંક્રમણ ગણાય.



# (૪)
## --: વસંત પંચમી :--

મહા સુદ પાંચમને દિવસે વસંત પ્રવૃત્ત થાય છે. વસંતનો ઉત્સવ એ નિસર્ગનો ઉત્સવ છે, સતત સુંદર લાગતી પ્રકૃતિ વસંત ઋતુમાં સોળે કળાએ ખીલી ઉઠે છે, યૌવન એ જો આપણા જીવનની વસંત હોય તો વસંત એ સૃષ્ટિનું યૌવન છે. મહર્ષિ વાલ્મીકિએ રામાયણમાં વસંતનું અતિ સુંદર અને મનોહારી ચિત્રણ કર્યું છે, ભગવાન કૃષ્ણે પણ ગીતામાં "ઋતુનાં કુસુમાકર:!" કહીને ઋતુરાજ વસંતને પોતાની વિભૂતિ તરીકે બિરદાવ્યો છે, કવિવર જયદેવ તો વસંતનું વર્ણન કરતાં થાકતો જ નથી.

સતત આકર્ષક લાગતો નિસર્ગ વસંત ઋતુમાં વધુ લોભામણો બને છે, પોતાના અનોખા સૌંદર્યથી તે માણસને પોતા તરફ ખેંચી લે છે, માત્ર માણસે તે તરફ દષ્ટિપાત કરવાની ફુરસદ મેળવવી જોઇએ.

માનવે પોતાની અસ્વસ્થ પ્રકૃતિને સ્વસ્થ બનાવવા માટે પ્રકૃતિનું સાનિધ્ય સેવવું જોઇએ. નિસર્ગમાં એક એવો અજબ જાદુ છે કે જે, માનવને એની બધી વેદનાનું તત્કાલ પુરતું વિસ્મરણ કરાવી દે છે, જો એ નિસર્ગનું સાનિધ્ય સતત ચાલુ રહે તો એનો માનવજીવન ઉપર ખૂબ જ ઘેરો પ્રભાવ પડે છે અને તેની અસરો ચિરગામી બને છે.

નિસર્ગમાં સરલતા છે, સહજતા છે અને નિષ્પાપતા છે. નિસર્ગ જેવો હોય છે તેવો જ દેખાય છે અને તેમાં જ એનું ગૌરવ છે. દંભનો અંચળો ઓઢવો નિસર્ગને ગમતો નથી. તેથી તે પ્રભુની વધારે પાસે છે. આ કારણથી નિસર્ગના સાનિધ્યમાં ગયા પછી આપણે પ્રભુની વધારે પાસે ગયા હોઈએ એવો અનુભવ થાય છે.

નિસર્ગ સુખ દુઃખના દ્વંદ્વોથી પર છે. વસંત હો કે વર્ષા—જુદા જુદા રૂપે પ્રભુનો હાથ સૃષ્ટિ પર ફરતો રહે છે અને સમગ્ર નિસર્ગ પ્રભુસ્પર્શ પામીને ખીલી ઉઠે છે.

> 'હાથ ફર્યો કિરતાર તણો ત્યાં સૃષ્ટિ ગઈ બદલાઈ,
> જલ, સ્થલ, નભ જ્યાં જ્યાં નીરખું ત્યાં યૌવન લે અંગડાઈ!'

જીવનમાં પણ જો પ્રભુનો સ્પર્શ થાય, પ્રભુનો હાથ ફરે તો આખું જીવન જ બદલાઈ જાય જીવનમાં વસંત ખીલી ઉઠે; જીવનમાં દુઃખ દૈન્ય અને દારિદ્રય ક્ષણવારમાં દૂર થઈ જાય.

> 'દુઃખ, દૈન્ય, દારિદ્ર જીવનમાં પલમાં જાયે નાસી;
> આશા કેરી અમર વેલ સમ ઈશ કલા જ્યાં છાઈ!'

પ્રભુસ્પર્શી જીવનમાં હમેશાં એક જ ઋતુ હોય છે અને તે એટલે વસંત ! તેના જીવનમાં એક જ અવસ્થા કાયમ હોય છે અને તે એટલે યૌવન !

નિસર્ગના સાનિધ્યથી માનવીનાં તનમાં સ્ફૂર્તિ, મનમાં ઉલ્લાસ, બુધ્ધિમાં પ્રસન્નતા અને હૃદયમાં ચેતના પ્રગટે છે ! સમગ્ર સૃષ્ટિ એને સુમધુર લાગે છે.

પરંતુ નિસર્ગની સુંદરતા અને માનવની રસિકતામાં જો પ્રભુનો સૂર ન ભળે તો એ સુંદરતા અને રસિકતા વિલાસનો સુંવાળો પંથ સર્જી માનવને વિનાશની ગર્તામાં પણ ધકેલી દે; શ્યામની વેણુ જીવન વસંતને ભાવપુષ્પોથી નવપલ્લવિત કરે છે.

"ગીતા મુરલી કેરા સૂર ગુંજે કાનમાં;
શ્યામની લગન મુને લાગી,
જીવનમાં વેણુ વસંતની વાગી !"

વસંતનો ઉત્સવ એ અમર આશાવાદનું પ્રતીક છે. વસંતનો સાચો પૂજારી જીવનમાં કદી નિરાશ બનતો નથી. પાનખરમાં જેમ વૃક્ષનાં પર્ણો ખરી જાય તેમ તે પોતાના જીવનમાંથી નિરાશાને ખંખેરી નાખે છે.

નિર્બળ નિરાશાના પાંદડા ખરી ગયા;
આશા અમર વેલ વાધી,
જીવનમાં વેણુ વસંતની વાગી !"

નિરાશાથી ઘેરાયેલા જીવનમાં વસંત આશાનો સંદેશો આપે છે. વગર વર્ષાએ સૃષ્ટિને પુનઃ નવપલ્લવિત કરવાનો પ્રભુનો ચમત્કાર વસંતમાં સાકારિત થયેલો જોવા મળે છે. વસંત-સૃજનની આ ઇશ શક્તિનો વિશ્વાસ જેના લોહીમાં વણાઇ ગયો છે તેવા વસંતવીરનું જીવનગાન હમેશાં આશાથી પરિપ્લાવિત હોય છે. ભક્તિ અને શક્તિના સુંદર સહયોગને કારણે તેની જીવનદષ્ટિ પણ વિશિષ્ટ પ્રકારની હોય છે

વસંત એટલે આશા અને સિદ્ધિનો સુંદર સંયોગ; કલ્પના અને વાસ્તવનો સુભગ સમન્વય સાચા મહાપુરુષના જીવનમાં આશાને સિધ્ધિમાં પલટનારી સાધનાનું ખૂબ જ મહત્વ હોય છે. તે કેવળ કલ્પનામાં રાચતો રહે એવો સ્વપ્નશીલ હોતો નથી; તેમજ રોજબરોજના વાસ્તવિક જીવનથી જરા પણ ઊંચું ન જુએ તેટલો જડ હોતો નથી. કલ્પનાની પાંખ અને વાસ્તવની આંખથી યુક્ત એવું એનું માનસપક્ષી મુક્ત રીતે વિશ્વના વિશાળ ગગનમાં ઘુમતું હોય છે.

જીવન અને વસંતને જેણે જોડ્યાં કરી બતાવ્યાં તેમને આપણી સંસ્કૃતિ સંત કહીને વધાવે છે. જીવનમાં વસંત પ્રગટાવે તે સંત !

યૌવન અને સંયમ, આશા અને સિદ્ધિ, કલ્પના અને વાસ્તવ, જીવન અને કવન, ભક્તિ અને શક્તિ, સર્જન અને વિસર્જન આ સર્વેનો સમન્વય સાધતો તેમજ જીવનમાં સૌંદર્ય, સંગીત અને સ્નેહને પ્રગટાવતો વસંત આપણા જીવનમાં સાકારિત બને તો જ આપણે વસંતના વૈભવને જાણ્યો, માણ્યો અને પચાવ્યો એમ કહી શકાય.

---

# (૫)
# —: મહાશિવરાત્રી :—

મહા વદ ચૌદસને દિવસે આવતું મહાશિવરાત્રિનું વ્રત માનવને શિવ બનવાની પ્રેરણા આપે છે; સકલ સૃષ્ટિને તે શિવત્વનો સંદેશ સુણાવે છે, શુભ ચિંતન અને સતત જાગૃતિપૂર્વક આ વ્રતનું પાલન કરાવામાં આવે તો એક જ રાતમાં માનવ શિવત્વને પામી શકે, એ નિઃસંશય વાત છે. શિવરાત્રિના દિવસે એક પારધિના થયેલા હૃદય પરિવર્તનની પૌરાણીક કથા તો આપણને વિદિત જ છે. હરણાંઓના વચન પર વિશ્વાસ રાખી તે તેમના બાળકોને મળવા જવાની રજા આપે છે. હરણાંઓની રાહ જોતો શિકારી આખી રાત બીલીના વૃક્ષ પર બેસી રહે છે. આખા દિવસનો ઉપવાસ, રાતભરનું જાગરણ અને બીલીપત્રો તોડી તોડીને નીચે નાખતા જવાથી વૃક્ષ નીચે રહેલા શિવલિંગનું અનાયાસે થયેલું પૂજન–આ બધી વાતો તેનામાં એક વિશિષ્ટ મનોભૂમિકા સર્જે છે. તેમાંય સવાર પડતાં જ હરણાંઓને સહકુટુંબ પાછા આવેલા જોઈને તેનું હૃદય પીગળી જાય છે. હરણાંઓનું વચન પાલન અને વાત્સલ્ય તેના હૃદયને દ્રવિત કરે છે. બે પગનો માનવ ચાર પગના પ્રાણીઓને તેમની મહાનતા માટે ભાવપૂર્વક નમસ્કાર કરે છે. આ નમ્રતા અને સાચી સૂઝ પારધિનું હૃદય પરિવર્તન કરે છે અને તેનામાં પણ શિવત્વ પ્રગટ કરે છે.

શિવ થઈને શિવની ઉપાસના કરવી જોઈએ. શિવ બનવાની પ્રેરણા શિવ-દર્શનમાંથી જ સાંપડે છે. શિવ એ જ્ઞાનના દેવ છે. તેમના મસ્તકમાંથી સતત જ્ઞાન ગંગા વહેતી રહેલી છે. જ્ઞાનરાણા શિવજીની ઉપાસના કરવા ઈચ્છનાર માનવ પણ જ્ઞાનપિપાસુ હોવો જોઈએ. ગંગા જેમ શિવજીની જટામાંથી નીકળે છે તે રીતે જ્ઞાની માણસની વિશુદ્ધ બુદ્ધિએ જીવનના જટિલ કોયડાઓમાં આરપાર જવાની હિંમત રાખવી જોઈએ. સાચા જ્ઞાનની સામે કોઈ જ સમસ્યા રહેતી નથી. સાચા જ્ઞાનીને ગમે તેવા જટિલ પ્રશ્નોનો જવાબ સહજ સાધ્ય હોય છે.

ભગવાન શિવજી હિમાચ્છાદિત ધવલગિરિશૃંગ પર બેઠા છે. જ્ઞાનની બેઠક વિશુદ્ધ હોવી જોઈએ, એવું એમાં સૂચન રહેલું છે. ચારિત્ર્યની વિશુદ્ધ બેઠક વગરનું જ્ઞાન શોભતું નથી, સંસ્કૃતમાં એક સુભાષિત છેઃ

दुर्जनः परिहर्तव्यो विधयाऽलंकृतोऽपि सन्।
मणिना भूपितो सर्पः किमसौ न भयंकरः॥

'વિદ્યાથી અલંકૃત હોય તો પણ દુર્જન માણસનો ત્યાગ કરવો જોઈએ. મણિથી શોભતો રહેલો નાગ શું ભયંકર નથી હોતો? ચારિત્ર્યહીન માણસના મોઢામાં રહેલી સારી વાત પણ 'શેતાનના મુખે શાસ્ત્ર' જેવી બની રહે છે. જ્ઞાની માણસ વિચારનો વિદ્વાન તેમજ આચારનો સજ્જન હોવો જોઈએ. જ્ઞાન ચારિત્ર્ય

ઘડતરને માટે છે, નહિ કે વાણિવલાસને માટે !

વળી કૈલાસના ઉન્નુત શિખર પર બેઠેલા શિવજી આપણને સમજાવે છે કે શિવ એટલે કલ્યાણને પામવા માટે જીવનની ચોક્કસ ઊંચાઈએ પહોંચવું જોઈએ. કલ્યાણનો માર્ગ કપરો અને કાંટાળો હોય છે, કઠીન સાધના સિવાય શિવત્વ સાંપડતું નથી.

શિવજી એ ત્રિલોચન છે. ત્રીજી આંખથી એણે કામદહન કર્યું હતું. ગીતાકાર પણ નિષ્કામ કર્મ યોગનો મહિમા ગાય છે. કર્મનું બીજ છે કામના. તે બળી ગયા પછી કર્મો માણસને કનડતાં નથી. સાચો જ્ઞાની પોતાના જ્ઞાનાગ્નીથી કામનાને બાળી મૂકે છે.

'જ્ઞાનાગ્નિः सर्व कर्माणि भस्मसात् कुरुतेऽर्जुन ।'

પુષ્પદંત કવિએ પોતાના શિવમહિમ્ન સ્તોત્રમાં લખ્યું છે કે ભગવાન વિષ્ણુ શિવજીની પૂજા કરતા હતા, સહસ્ર કમળ ચડાવતા હતા. એક કમળ ઓછું પડતાં વિષ્ણુએ પોતાનું નેત્ર કમળ ચડાવી દીધું. આ પણ એક રૂપક છે. શિવજી જ્ઞાનના દેવ છે જ્યારે વિષ્ણુ પ્રેમના દેવ છે, શિવજીને વિષ્ણુની આંખ મળવી જોઈએ; અર્થાત જ્ઞાનીએ પ્રેમની નજરથી સૃષ્ટિ તરફ જોવું જોઈએ. પ્રેમ વગરનું જ્ઞાન જીવનને અને જગતને નિરાનંદી બનાવશે. જ્ઞાન અને પ્રેમનો સમન્વય જ વસ્તુતઃ જાણે છે અને છતાં પણ તેના સૌંદર્યને માણે છે.

ભગવાન શિવજી દિગંબર છે. અર્થાત્ તેમણે દિશાઓનાં વસ્ત્ર ધારણ કર્યા છે. સમગ્ર સૃષ્ટિને આવરીને પણ જે શેષ રહે એવા એ પરમાત્મ તત્ત્વને કોણ આવૃત કરી શકે? એમને આચ્છાદિત કરવા માટે બધાં જ વસ્રો અપૂરતાં છે. તેવી જ રીતે સમગ્ર વિશ્વને આચ્છાદિત કરનાર તત્ત્વને આચ્છાદનની જરૂર નથી. વિશ્વનો વૈભવ પગ પાસે પડયો છે, એટલું જ નહીં. સમગ્ર વિશ્વ એ પોતાનું સર્જન છે છતાં તેમાંના ઉપભોગો માણવાની સ્વલ્પમાત્ર ઇચ્છા પણ તેમને થતી નથી.

જ્ઞાની પુરુષે વિભૂતિનો વૈભવ સમજવાની હિંમત રાખવી જોઈએ. એ સૂચવવા ભગવાન શિવજી પોતાના શરીર પર ભસ્મનું લેપન કરે છે. એ ભસ્મ પણ સામાન્ય માનવોની નથી. મહાપુરુષોના મૃત્યુ પછી એમની ભસ્મને ભગવાન શિવજી માથે ચઢાવે છે. તેમજ આવા પ્રભુનિષ્ઠ લોકોની ખોપરીઓનો હાર બનાવી પ્રભુ પોતાના ગળામાં ધારણ કરે છે. અને તેથી જ તેઓ કપાલી કહેવાય છે. જેમના મસ્તકમાં સતત શિવજીના જ વિચારો ચાલે છે તેવા લોકોની ખોપરીઓના હાર ભગવાન ધારણ કરે છે. શિવજીનું સ્મશાનમાં રહેવું એ સામાન્ય માનવીની મૃત્યુની ભીતિને દૂર કરનાર બને છે.

ભગવાન શિવજીના હાથમાં રહેલું ત્રિશૂળ સજ્જનોને આશ્વસ્ત અને દુર્જનોને ભયગ્રસ્ત બનાવે છે. સજ્જનોની રક્ષાને માટે શિવ સદા જાગૃત છે તેમજ દુર્જનોની હિંસાને માટે તેઓ સદા કટિબદ્ધ છે. શિવજી ભોળા નથી પરંતુ ભોળાનાથ છે. તેથી દુર્જનોની લુચ્ચાઈને તેઓ તરત જાણી જાય છે. જગતમાં રહેલા

પોતાના ભોળા ભક્તોનું તેઓ દુષ્ટોથી રક્ષણ કરે છે. ઈશ્વરનું અસ્તિત્વ ન સ્વીકારનારું સત્કાર્ય પણ, ભગવાનને માન્ય નથી, એ દેખાડવા શિવજીએ દક્ષપ્રજાપતિના યજ્ઞનો વિધ્વંસ કર્યો.

સંહારના દેવ શિવજીના હાથમાં ત્રિશૂળ શોભે છે પરંતુ તેમના હાથમાં રહેલું ડમરુ આશ્ચર્ય નિર્માણ કરે છે. ડમરુ એ સંગીતનું પ્રતીક છે. સંસ્કૃતમાં સંહારનો અર્થ શણગાર કે સજાવટ એવો પણ થાય છે. સર્જન અને વિસર્જન બંનેના સહયોગથી સૃષ્ટિની સજાવટ સુંદર લાગે છે. વળી ડમરુ એ જ્ઞાનનું ઉદ્દ્ગાતા છે. મહર્ષિ પાણિનિને તેમના વ્યાકરણના બીજમંત્રો ડમરુના અવાજમાંથી સાંપડયા હતા, એવી દંતકથા છે. ભગવાન શિવજીએ તેના કાન પાસે ડમરુ વગાડીને આ જ્ઞાન તેમને આપ્યું હતું. સૃષ્ટિના આવા કેટલાંએ રહસ્યો ભગવાન સૃષ્ટિશોધકોના કાનપાસે ડમરુ વગાડીને તેમને કહેતા હશે. જગતમાં મોટા ભાગની શોધ ઈશકૃપાથી જ માનવને સાંપડી છે. પરંતુ આજના માનવ પાસે ઈશકૃપાની એ સાચી વાત કબૂલ કરવા જેટલી પાણિનિની પ્રમાણિકતા નથી.

ભગવાન શિવજી સર્પોને પોતાના શરીર પર રમાડે છે. સર્પો વિષયોના પ્રતીક છે. ઝેરી દાંત પાડી નાખેલો સાપ જેમ હાનિકારક નથી તેમ નિર્વિષ વિષયો પણ નુકસાન કર્તા નથી. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ વિકારો જવાના નથી. તેમની જોડે આસાનીથી રમી શકાય છે. વળી સાપ જેવા ઝેરી માણસો પાસેથી પણ સારૂં કામ કરાવી લેવાની જ્ઞાની પુરુષોની કુશળતાનું પણ અહીં દર્શન થાય છે.

ભગવાન શિવજી નીલકંઠ કહેવાય છે. શિવનું-કલ્યાણનું કામ કરવા ઈચ્છતા માનવે સતત ઝેર પીવાની, કડવા ઘૂંટડા પચાવવાની હિંમત રાખવી જોઈએ. સમુદ્રમંથનમાંથી રત્ન સાંપડયાં તે બધાએ લીધાં, અમૃત બધાએ પીધું; પરંતુ ઝેર નીકળતાં જ બધા ભાગ્યા. તે વખતે સૃષ્ટિના કલ્યાણ માટે એ ઝેર ભગવાન શિવજીએ પી નાખ્યું. અમૃત પીએ તે દેવ પરંતુ વિષપાન કરે તે મહાદેવ! એ રીતે ભગવાન શિવજી તે દિવસથી દેવોમાં દેવ એવા મહાદેવ ગણાયા.

શિવજી એ જ્ઞાનના દેવ છે. જ્ઞાનીને બીજાનો દોષ તરત દેખાય વિદ્વાન તે જ કે જે બીજાના દોષોને ઓળખી શકે. પરંતુ, સાથે સાથે વિષરૂપ એવા તે દોષોને ગળામાં રાખવાની હિંમત હોય તો જ તે જ્ઞાની, મહાપુરુષ ગણી શકાય. બીજાના દોષો આપણી અંદર ઉતરવા ન જોઈએ તેમજ બહાર જાહેર પણ થવા ન જોઈએ; તેથી તેનું યોગ્ય સ્થાન છે ગળામાં. નીલકંઠ ભગવાન આ વાતનું પણ સૂચન કરે છે.

ભગવાન શિવજીએ બીજના બંકિમ ચંદ્રને મસ્તક પર ધારણ કર્યો છે. બીજાના ગુણોને એ રીતે માથે ચઢાવવાની હિંમત જ્ઞાનીને મહાનતા અર્પે છે. 'પરગુણ પરમાણૂન પર્વતીકૃત્યનિત્યં નિજહૃદિ વિકસન્તઃ સન્તિ સંત કિયન્તઃ!' વળી બીજનો ચંદ્ર એ કર્મયોગીનું પ્રતીક છે. ભગવાન સાચા કર્મયોગીને જ મસ્તક પર ધારણ કરે છે, એ વાતનું એ દ્યોતક છે.

શિવમંદિરમાં પ્રવેશ કરતી વખતે પહેલાં નંદિ અને કાચબાને નમસ્કાર કરવાના હોય છે. નંદી

શિવને વહન કરે છે તે રીતે આપણે પણ સાચા જ્ઞાનના વાહક બનીએ તો નંદીની માફક આપણી પણ વિશ્વમાં પૂજા થાય.

કૂર્મ એટલે કાચબો. એ ઇંદ્રિય નિગ્રહ અને 'સંયમનું' પ્રતીક છે. શિવ પાસે જવું હોય તો જીવન સંયમી હોવું જોઇએ. ઇંદ્રિયોનો ગુલામ જ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી કે શિવને પામી શકતો નથી. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં સ્થિતપ્રજ્ઞને કાચબાની ઉપમા આપી છે:

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता॥

ઇંદ્રિયારામ નહીં પરંતુ આત્મારામ જ શિવ સુધી પહોંચી શકે, એ વાત કાચબો આપણને સમજાવે છે. કાચબો એ ધીમી પણ સતત સાધનાનું પ્રતીક છે. કાચબાની પીઠ ઢાલ જેવી મજબુત હોય છે. બહારના પ્રહારો તેના પર અસર કરતા નથી. માનવે પણ શિવ બનવાની સાધના કરતી વખતે થતા રહેલા આંતરબાહ્ય પ્રહારોથી બચવા ભક્તિની મજબુત ઢાલ ધારણ કરવી જોઇએ.

ભગવાન શિવજી પર રહેલી જલધારી અને તેમાંથી ટપકતું ટીપું ટીપું પાણી એ સાતત્ય સૂચવે છે. ભગવાન પરનો આપણો અભિષેક સતત ચાલુ રહેવો જોઇએ 'સતુ દીર્ઘકાલ નૈરન્તર્ય સત્કારાસેવિતો દ્રઢ ભૂમિઃ'

શિવ-નિર્માલ્યને ઓળંગવાથી માનવ શક્તિહીન બને છે. પુષ્પદંત નામનો ગંધર્વ ફૂલોની ચોરી કરવા જતી વખતે અજાણતાં શિવનિર્માલ્યને ઓળંગી જાય છે તેથી તેની અદ્દષ્ટ થવાની શક્તિ નાશ પામે છે. શક્તિહીન બનેલો તે ભગવાનના મહિમાનું ગાન કરે છે અને તે જ આપણું શિવમહિમ્ન સ્તોત્ર. તેનાથી તેની શક્તિ પાછી આવે છે. આપણે પણ શિવનિર્માલ્યને ઓળંગાય નહીં એ દૃષ્ટિએ શિવમંદિરમા સંપૂર્ણ પ્રદક્ષિણા કરતા નથી. આ વાતની પાછળ રહેલું રહસ્ય પણ સમજવા જેવું છે. જે કાર્યો કે જીવનો પ્રભુ પર ચઢી ગયાં હોય તે શિવનિર્માલ્ય ગણાય. તેવાં જીવનનાં લોકો માટે કે તેવાં મહાન કાર્ય માટે ગમે તેમ બોલવું એ શિવનિર્માલ્યનું ઉલ્લંઘન ગણાય અને આવું પાપ કરનારો માણસ ગમે તેવો શક્તિશાળી હોય તો પણ થોડા જ વખતમાં શક્તિહીન બને. તેથી પ્રભુ પર ચઢેલું વિત્ત, પ્રભુને માટે થાલતું રહેલું કાર્ય કે પ્રભુને અર્પિત થયેલા જીવનોનું આપણે સતત સન્માન કરવું જોઈએ.

જેમના મસ્તકમાંથી જ્ઞાનગંગા વહે છે, ચારિત્ર્યના ઉત્તુંગ અને ધવલ શિખર પર જે બેઠા છે, સાદાઇ એ જ જેનો શણગાર છે, વિભૂતિને જે વૈભવ સમજે છે, સજ્જનોનું સંરક્ષણ અને દુર્જનોનો સંહાર એ જેનું જીવન–વ્રત છે, કામ નહીં પણ પ્રેમ એ જેનો આરાધ્યદેવ છે, કર્મયોગી એવા બાલેન્દુને જેમણે મસ્તક પર ધારણ કર્યો છે, જગતની રક્ષા કાજે જેમણે હસ્તે મુખે વિષપાન કર્યું છે, તેમજ કલ્યાણ અને જ્ઞાનના જે મૂર્તિમંત આકાર સ્વરૂપ છે, એવા ભગવાન શિવજીને અનંત નમસ્કાર !.



# (૬)

# --: હોળી :--

'હોળી આવી, આવી હોળી, આવો જન સૌ દોડી;
રાગદ્વેષ મિટાવી દઈને નાખો જીવન જોડી !
ઉષામાં આનંદ જગવતી આવી આજે હોળી;
પ્રભુઅર્પણની નિષ્ઠા રાખી, બાંધો સાચી ટોળી !'

ફાગણ સુદ પુનેમને દિવસે હોળિકોત્સવ મનાવવામાં આવે છે. તે દિવસે લોકો થોડા મુક્ત મને વિહરે છે. સભ્યતાના ભારેખમ બંધનોને આઘાં રાખી માનવ થોડો હળવો થવા પ્રયત્ન કરે છે. અતિ બંધનોથી અકળાયેલો માનવ અતિ સ્વૈર બનવાનો પ્રયત્ન કરે તો બીજા પ્રકારની આફતને નોતરે છે અને એ તો ઉલમાંથી ચૂલમાં પડવા જેવું થાય. કડક શિસ્ત અને શિથિલ સ્વચ્છંદ વચ્ચેની લક્ષ્મણરેખા જે શોધી શકે તેજ હોળીના ઉત્સવને મનભર માણી શકે.

હોળીનો ઉત્સવ એટલે વસંતને વધાવતો ઉત્સવ ! પરંતુ વસંતના વૈભવમાં પણ સંયમનું સૂત્ર ભૂલાવું જોઈએ નહીં. ભગવાન શિવજીએ કરેલું કામ–દહન પણ એક સુંદર વાત સમજાવી જાય છે. વસંતને નિમિત્ત બનાવીને જે કામ શિવત્વ ઉપર હુમલો કરવા પ્રયત્ન કરે તો તે પોતાનો વિનાશ જ સર્જે છે. મર્યાદામાં રહે તો કામ એ ભગવાનની વિભૂતિ છે, અને મર્યાદા ચૂકે તો તે આત્મઘાતક બને.

હોળીના રંગને લઈને આવતો ફાગણિયો આપણને નવજીવનનો સંદેશ આપે છે.

'આવ્યો રે આવ્યો ફાગણિયો રે આવ્યો,
હોળીનો રંગ લાવ્યો રે હો !
તન-મનને રંગે છે ઉમંગે, અંતરને ભીંજવતો;
ભાવોની ભરતીને સોના, હૃદિયામાં રેલવતો !
છોરુ ગામના ભેળા મળ્યા સૌ, જબરો જંગ મચાવ્યો;
ગોકુળમાં પિચકારી લઈને, નાચે જસોદા જાયો !
જીર્ણ જૂનાં પર્ણો ખંખેરી, નવલે રંગ રંગાયો;
નવજીવનનો આપે સંદેશો, નવતર ચેતન લાવ્યો !

હોળીના ઉત્સવની પાછળ રહેલી કથા પણ ખૂબ જ પ્રસિધ્ધ છે. હિરણ્યકશ્યપુ નામે એક રાક્ષસ હતો. તેને સર્વત્ર હિરણ્ય એટલે કે સોનું દેખાય ! ભોગ જ એના જીવનનો પ્રધાન ભાવ હતો. રાક્ષસ

એટલે ખાઓ, પીઓ અને મઝા કરો એવી મનોવૃત્તિનો માનવ; ભોગ સિવાય જે હાલે નહીં અને સ્વાર્થ સિવાય ડગલું ભરે નહીં. તેના રાજ્યમાં પણ તેણે સૌને રોટલો અને ઓટલો મળે એટલું જ જોવાનો પ્રયત્ન કર્યો, લોકોના ભાવજીવન તરફ તેણે સદંતર દુર્લક્ષ સેવ્યું. પોતાની જાતને જ ઈશ્વર સમજનાર તે બીજા ભગવાનનો ક્યાંથી સ્વીકાર કરે ?

કાદવમાં કમળ જેમ તેને ત્યાં પ્રહ્લાદ જેવો ભક્તપુત્ર જન્મ્યો. પ્રહ્લાદ જ્યારે ગર્ભમાં હતો ત્યારે તેની માતા નારદના આશ્રમમાં રહી હતી; જયાંના સંસ્કારોની અસર પ્રહ્લાદ પર પડી હતી. ભારતીય સંસ્કૃતિની એજ વિશિષ્ટતા છે કે:

"પ્રહ્લાદ સમા ભક્તો અહીંયાં રાક્ષસને પેટે પાકયા છે:
કાંટા વચ્ચે રહીને પણ પુષ્પો પ્રભુચરણને પામ્યાં છે !"

પ્રહ્લાદનું અંતઃકરણ ભગવદ્ ભક્તિથી ભરેલું હતું. તેના પિતાએ તેને બદલવાના અનેક પ્રયત્નો કર્યા પણ નિષ્ઠાવાન બાળકને બદલવામાં તે સમર્થ બન્યો નહીં. ત્યાર બાદ તેણે તેને મારવાના પ્રયત્નો શરૂ કર્યા. પ્રહ્લાદનો ઈશ્વરવાદ જો સર્વત્ર ફેલાઈ જાય તો ભોગવાદ પર ઊભા રહેલાં તેના સામ્રાજ્યના પાયા હચમચી જાય. આસુરી વૃત્તિનો બાપ, દીકરાની ઈશ્વર તરફી વાતો કેમ સાંખી લે ? પ્રહ્લાદને મારવાના અનેક પ્રયત્નોમાંનો એક એટલે એને જીવતો જ અગ્નિમાં બાળી મૂકવો. પ્રહ્લાદ અગ્નિમાંથી ઊઠીને ભાગી ન જાય માટે તેને તેની ફોઈના ખોળામાં બેસાડયો. હિરણ્યકશ્યપુની બહેન હોલિકાને વરદાન હતું કે જો તે સદ્વૃત્તિના માનવને કનડશે નહીં તો અગ્નિ તેને બાળશે નહીં. પોતાના ભાઈના આગ્રહને વશ થઈને હોલિકાએ પ્રહ્લાદને ખોળામાં લઈને અગ્નિમાં બેસવાનું કબૂલ્યું. પરિણામ જે આવવું જોઈએ તે જ આવ્યું. હોલિકા બળીને ભસ્મ થઈ ગઈ; જ્યારે સદ્વૃત્તિનો ઈશ્વરનિષ્ઠ પ્રહ્લાદ રમતો રમતો બહાર આવ્યો. પ્રહ્લાદ નાનો હતો, જગતમાં પણ સદ્વૃત્તિના લોકો અલ્પ સંખ્યામાં હોય છે. પરંતુ જો તેઓ સંનિષ્ઠ હોય, પ્રભુનિષ્ઠ હોય, તેમજ તપસ્વી અને ક્રિયાશીલ હોય તો વ્યાપક એવી અસદ્વૃત્તિ પણ એને ગ્રસી શકતી નથી. આવો અનુપમ સંદેશ હોળીનો ઉત્સવ આપણને આપે છે.

હોલિકા પૂજન એ અસદ્વૃત્તિના નાશ માટે તેમજ સદ્વૃત્તિના રક્ષણ માટે લોકોના હૃદયમાં રહેલી શુભ ભાવનાનું પ્રતીક છે; અને તેથી જ લોકો હર્ષપૂર્વક હોલિકાનું સ્વાગત કરે છે.

હોલિકાદહનથી ખુશ થયેલા લોકોએ ઉત્સવ મનાવ્યો. આનંદના વાતાવરણથી રંગીન બનેલા લોકો એક બીજા પર રંગ ગુલાલ વગેરે ઉડાડવા લાગ્યા. કોઈકે વળી ધૂળ ઉડાડવાનું શરૂ કર્યું અને તેમાંથી ધૂળેટી સર્જાઈ છે. આસમાની રંગો અને ધરતીની ધૂળનું આ ઉત્સવમાં મિલન સર્જાયું. નાના મોટાના ભેદ ભૂલી, મહેલ અને ઝૂંપડીના લોકો એકત્ર થઈ ઉલ્લાસથી નાચવા લાગ્યા. આમાં પ્રહ્લાદ જેવા મહાપુરુષનું

કર્તુત્વ દેખાય છે. વિદ્દગણ ( class ) અને સામાન્ય જનતા ( Mass ) ને સાથે કામે લગાડવા એ કંઈ નાની સૂની વાત નથી.

પ્રહ્લાદે નાના, મોટા સૌને પ્રાણવાન બનાવ્યા છે. હિરણ્યકશ્યપુને મારવા થાંભલામાંથી નરસિંહ પ્રગટ્યો તે આજ. થાંભલા જેવા જડ, ચેતનાશૂન્ય અને નિષ્ક્રિય બની ગયેલા લોકોમાં પ્રહ્લાદે પ્રાણ પૂર્યા; નરમાં સિંહ પ્રગટાવ્યો. નરમાંનો પ્રેમ અને સિંહમાં રહેલો અવિવેક કે સાહસ એકત્ર મળ્યા અને હિરણ્યકશ્યપુ હણાયો લોક હૃદયમાં રહેલા પ્રહ્લાદ માટેના પ્રેમે લોકોને અવિવેકી બનાવ્યા; અને તેમનામાં નિર્માણ થયેલી સાહસવૃત્તિએ તેમને હિરણ્યકશ્યપુને મારવા પ્રેર્યા. હિરણ્યકશ્યપુને નર કે પશુ, ઘરમાં કે બહાર, રાત્રે કે દિવસે કોઈ મારી ન શકે એવું જે વરદાન હતું તે તેની અતિશય કડક જાતરક્ષણની વ્યવસ્થાનું દ્યોતક છે

હોળીમાં કેવળ નકામી ચીજો કે કચરો જ નહીં પણ આપણા જીવનમાં રહીને આપણને પજવતા રહેલા ખોટા વિચારો તેમજ મનના મેલ કે કચરાને બાળવા જોઈએ.

હોળીના તહેવારમાં થોડી અશ્લીલતા ભળી તેનું કારણ તે સાર્વજનીન ઉત્સવ છે. સમાજના બધા જ સ્તરના લોકોના સંસ્કારોનું સંમિશ્રિત રૂપ ત્યાં જોવા મળે છે.

ટૂંકમાં, હોળીનો ઉત્સવ એ ફાગણના રંગોથી આપણા જીવનને રંગીન બનાવતો, વસંતોત્સવમાં પણ સંયમની દીક્ષા આપતો, સંઘનિષ્ઠાનો મહિમા સમજાવતો તેમજ માનવ મનમાં અને માનવ સમાજમાં રહેલી અસદ્‌વૃત્તિને બાળવાનો સંદેશ આપનારો ઉત્સવ છે.

'પાપ જલાવો હોલિકામાં, ભરો પુણ્યની ઝોળી,
પ્રભુપાદ જીવન ધરશો તો હોળી એ જ દીવાળી !'



# (૭)

# —: રામનવમી :—

**શ્રી** રામ જય રામ જય રામ બોલ,
મનની આંખોને તું ખોલ !
સત્યનિષ્ઠ પ્રભુ રામ ખરા,
સત્ય ઉપર ઉભી છે ધરા;
સત્ય વચન મુખથી તું બોલ
મનની આંખોને તું ખોલ !

રામ અને કૃષ્ણ એ તો ભારતીય સંસ્કૃતિના આધાર સ્તંભો અને ભારતીય જનતાના નિષ્ઠાકેંદ્રો છે. આ રામ–કૃષ્ણના રંગે ભારત જેટલું રંગાયું છે એટલું બીજા કોઈના રંગે રંગાયું નથી. પ્રત્યેક ભારતીયના હૃદય પર તેઓનું પ્રેમશાસન હજી પણ ચાલી રહ્યું છે. ઠેર ઠેરથી આવતો 'શ્રી રામ જય રામ જય જય રામ' અને 'ગોપાલકૃષ્ણ રાધેકૃષ્ણ'ની ધૂનોનો ઉદ્ઘોષ એની સાક્ષી પૂરી રહ્યો છે.

રામ આપણા જીવનમાં ઓતપ્રોત થઈને ભળી ગયો છે. ભારતના ગામડાંઓમાં બે વ્યક્તિઓ સામ–સામે મળે તો પરસ્પર હાથ જોડીને 'રામ રામ' કહે છે. 'રામ રાખે તેને કોણ ચાખે' એ શબ્દોમાં ભગવાનની રક્ષણશક્તિમાં રહેલો માનવનો વિશ્વાસ પ્રતિબિંબિત થાય છે. 'રામ રાખે તેમ રહીએ' એ શબ્દોમાં સાચા ભક્તની સમર્પણ વૃત્તિની ઝલક દેખાય છે. કોઈ પણ સુવ્યવસ્થિત અને સંપન્ન રાજ્ય વ્યવસ્થા માટે 'રામ–રાજ્ય' શબ્દ પર્યાય સમો બની ગયો છે. અજ્ઞાન ભાવિ તરફ અસહાય બનીને જોતો રહેલો માનવ બોલી ઊઠે છે, 'ન જાણ્યું જાનકીનાથે સવારે શું થવાનું છે ?' માથે બોજો ન રાખતાં સહજ ભાવે કુદરતનો ખોળો ખૂંદવા નીકળી પડનાર માણસને માટે 'રમતારામ' શબ્દપ્રયોગ પણ ધ્યાન ખેંચે તેવો છે. નિસ્તેજ તેમજ નિરાશ બનીને માથે હાથ દઈ બેઠેલા માનવમાં 'રામ નથી' એ વાક્ય પ્રયોગ રામને તેજ, આશા અને જીવનનો પર્યાય બનાવી મૂકે છે. માનવ જ્યારે જીવનની બાજી હારી બેસે ત્યારે તેના 'રામ રમી ગયા' એવું કહેવાય છે. આવી રીતે રામ આપણા સમગ્ર જીવન વ્યવહારમાં ગૂંથાઈ ગયો છે. એટલું જ નહીં પરંતુ મૃત્યુ પછી પણ ઘેરો સ્મશાન યાત્રામાં માનવને 'રામ બોલો ભાઈ રામ' બોલતા બોલતા જ લઈ જાય છે.

મર્યાદા પુરુષોત્તમ શ્રીરામનો જન્મ ચૈત્ર સુદ નવમીને દિવસે બપોરના બાર વાગે થયો. બળબળતા બપોરમાં, જીવ અને જગત જ્યારે આધિ, વ્યાધિ અને ઉપાધિથી તપ્ત થઈ જાય ત્યારે એમને શાંતિ અને સુખ આપવા, પ્રેમ, પાવિત્ર્ય અને પ્રસન્નતાના પુંજ એવા પ્રભુ રામ જન્મ લે છે.

રામનો જન્મોત્સવ ભારતમાં ઠેર ઠેર ધામધૂમથી ઊજવાય છે. કારણ કે તેમના જન્મથી અને જીવનથી

આખાયે રાષ્ટ્રને મનનીય માર્ગદર્શન મળ્યુ છે. કૌટુંબિક, સામાજિક, નૈતિક, તેમજ રાજકીય 'મર્યાદા'માં રહીને પણ 'પુરુષ' 'ઉત્તમ' શી રીતે થઇ શકે એ મર્યાદા–પુરુષોત્તમ રામનું જીવન આપણને સમજાવે છે. 'આત્માનં માનુષં મન્યે રામં દશરથાત્મજમ્' એમ કહેતા અને પોતાને માનવ સમજતા રામ દેવકોટિમા શી રીતે પહોંચી જાય એ રામાયણ દર્શાવે છે. રામમા દેવત્વ રામે નિર્માણ કર્યું છે. માનવ ઉચ્ચ ધ્યેય અને આદર્શ રાખી ઉન્નતિ સાધી શકે તે રામે પોતાના જીવન દ્વારા બતાવ્યું છે. અને તેવી જ વ્યક્તિ દેવત્વ પામી શકે એની પ્રતીતિ મહર્ષિ વાલ્મીકિએ આપણને કરાવી છે. વિકારોમા, વિચારોમા તથા વ્યવહારિક સર્વ કાર્યોમા તેમણે માનવીની મર્યાદા છોડી નથી, તેથી તે 'મર્યાદા-પુરુષોત્તમ' કહેવાય છે.

માનવજાત રાજા બનવાનું ધ્યેય અને આદર્શ રાખે એટલા માટે મહર્ષિએ રામનું ચિરિત્ર ચિત્રણ કર્યું છે, સદ્‌ગુણોની ટોચ અને તેમનો સમુચ્ચય એટલે રામ ! 'આ ગુણો હું મારામાં લાવીશ એટલે હું રામ બનીશ'—આવી મહત્વકાંક્ષા દરેક માનવના મનમાં નિર્માણ કરવા માટે ઋષિએ લેખિની હાથમાં પકડી હતી.

રામના જીવનમાં પ્રતીત થતી દૈવી તેજસ્વીતા અને સાંસ્કૃતિક અસ્મિતા રામને મળેલા દિવ્ય શિક્ષણને આભારી છે. વિશ્વામિત્ર રામને લઇ ગયા હતા યજ્ઞના રક્ષણ માટે, પણ ત્યાં તેઓ રામને જુદી જ પદ્ધતિથી શિક્ષણ આપતા. રામની સાથે વાતો અને ચર્ચાઓ કરતાં કરતાં તેમણે રામને જીવનનું શિક્ષણ આપ્યું. રામને ખબર પણ ન પડી કે હું કંઇક ભણી રહયો છું. વિશ્વામિત્રને પણ કદી એમ ન લાગ્યું કે હું ભણાવી રહયો છું. આમ વિશ્વામિત્ર રોજ રામની જીવનદીવીમા સાંસ્કૃતિક પ્રેમનું ઘી પૂરતા રહયા. એક અંતઃકરણ બીજા અંતકરણ પાસે બોલે તેમ વિશ્વામિત્ર દિલ ખોલીને રામ પાસે બોલતા.

રામ આપણા સૌની સામે એક કૌટુંબિક આદર્શ મૂકી ગયા છે રામને બીજા ત્રણ ભાઈઓ હતા છતા તેઓની વચ્ચે ઝગડો થયો એવું આપણે કદાપિ સાંભળ્યું નથી, કારણ કે ત્યાગમા આગળ અને ભોગમા પાછળ એ તેઓનો જીવનમંત્ર હતો. સ્વાર્થ ત્યાગની પરાકાષ્ઠા એટલે રામ. જયાં હંમેશાં બીજાનો વિચાર કરવામાં આવે છે, ત્યાગની તૈયારી રાખવામાં આવે છે ત્યાંથી કલેશ કંકાસ સેંકડો યોજન દૂર રહે છે.

રામની માતૃ–પિતૃ ભક્તિ તો ખરેખર અનુકરણીય છે. વનમા જવાની પિતાની આજ્ઞાનું રામ જરા પણ દુઃખ કે આનાકાની વગર પાલન કરે છે. રાજ્યભિષેકની વાત સાંભળતી વખતે કે વનમાં જવાનો આદેશ સ્વીકારતી વખતે રામના ચહેરા પરના ભાવો એક સરખા જ હતા. કયાં વસુંધરાનું રાજ્ય અને કયાં વનવાસ ! વાલ્મીકિ કહે છે, 'શ્રુત્વા ન વિવ્યથે રામઃ' વનવાસની આજ્ઞા સાંભળીને રામ જરા પણ વ્યથિત થયા નહીં.

પિતાશ્રીનો શબ્દ તરત જ કબૂલ. આમ પ્રસન્નતા એટલે જ રામ. પ્રભાતનો પાંચથી સાતનો સમય, રામની યાદમાં રામ–પ્રહર તરીકે આથી જ રાખ્યો છે. મોટા ભાગના લોકો તે સમયે પ્રસન્ન હોય છે. વળી જે કૈકેયી માતાને લીધે આ પ્રસંગ ઉપસ્થિત થયો તે જ માતાને, જરા પણ દ્વેષ, મત્સર ન રાખતાં, રામ નમસ્કાર કરવા જાય છે અને પ્રથમ જેટલો જ પ્રેમ રાખી બોલે છે—એ રામના ચરિત્રની ભવ્યતાનું દર્શન કરાવે છે.

---

'યથા રાજા તથા પ્રજા' એ વચનાનુસાર પ્રજાને આદર્શ બનાવવા પોતાનું જીવન કેવું વ્રતશીલ અને તપસ્વી હોવું જોઈએ, એ માટેની એમની જાગૃતિ એમને રામરાજ્ય પ્રણેતા પુરુષોત્તમ રામ પૂરવાર કરે છે. તેમણે 'યસ્માન્નોદ્વિજતે લોકો લોકાન્નોદ્વિજતે ચ યઃ।' એ ગીતા કથન જીવનમાં ચરિતાર્થ કર્યું હતું. તેઓને પ્રજા પર પ્રેમ હતો એટલું જ નહીં પ્રજાને પણ તેઓના પર એટલો જ પ્રેમ હતો.

લોકોત્તર શત્રુ પણ રામ જ. મારીચ રામની ઉદાત્તતા અને ભવ્યતાનું વર્ણન કરતાં કહે છે. "મિત્ર જોઈએ તો રામ જેવો અને શત્રુ જોઈએ તો પણ રામ જેવો જ" રાવણના મૃત્યુ પછી વિભીષણ રાવણનો અગ્નિસંસ્કાર કરવાની ના પાડે છે. ત્યારે રામ તેને કહે છે, "મરણની સાથે વેર પૂરું થાય છે. તેથી ભાઈને શોભે તેવો અગ્નિસંસ્કાર કર. તું નહીં કરે તો હું એ કરીશ. એ જેવો તારો ભાઈ તેવો જ મારો પણ ભાઈ છે."

લોકોત્તર વલ્લભ એટલે રામ. સાધ્વી સ્ત્રીની અપેક્ષા રામ જેવા પતિની હોય છે. રામનો અલૌકિક અને અનહદ પ્રેમ સીતા પર હતો. એ પ્રેમગીતથી રામાયણ ભર્યું છે. રામે સીતાનો ત્યાગ કર્યો એ પ્રસંગ પરથી કેટલાક લોકો રામના સીતા માટેના પ્રેમ વિષે શંકા ઊભી કરે છે, પરંતુ તે અસ્થાને છે. રામ રાજા હતા. રાજા તરીકે પ્રજાનો વિશ્વાસ સંપાદન કરવો એ એમનું પ્રથમ કર્તવ્ય હતું. આ દષ્ટિએ રાજા તરીકે રામે રાણી સીતાનો ત્યાગ કર્યો અને નહીં કે પતિએ પત્નીનો. દાંપત્ય ધર્મ અને રાજ્ય ધર્મ વચ્ચે ઊભા થયેલા સંઘર્ષનો રામે યોગ્ય ઉકેલ સાધ્યો છે. રામે પત્નીનો ત્યાગ કર્યો હોત તો રામ યજ્ઞ પ્રસંગે બીજી સ્ત્રીને પરણત પરંતુ રામે તેમ ન કરતાં સ્પષ્ટ ભાષામા કહ્યુ છે કે 'રામના હૃદય-સિંહાસન પર એક સ્ત્રીને જ સ્થાન છે. અને તે સ્ત્રી એટલે સીતા.' અંતે સીતાની સુવર્ણ-પ્રતિમા બનાવીને યજ્ઞ કર્યો છે.

સીતા પણ જન્મ જન્માંતર સુધી રામને જ પતિ તરીકે ઝંખે છે. આ રીતે જોતા રામનો સીતા-ત્યાગ એ આત્મબલિદાનની ઉચ્ચતમ ભાવનાનું પ્રતીક છે.

રામને પોતાની જન્મભૂમિ ખૂબ વહાલી હતી. વાલીને માર્યા પછી કિષ્કિંધાનું રાજ્ય તેઓ સુગ્રીવને આપે છે અને રાવણને માર્યા પછી લંકાનું રાજ્ય વિભીષણને આપી દે છે. આ ભૂમિઓ સુંદર હતી પણ રામને લોભ કે મોહ ન થયો.

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी।
अपि स्वर्णमयी लंका न मे रोचते लक्ष्मण॥

"લંકા સોનાની હોવા છતાં તે મને ગમતી નથી. હે લક્ષ્મણ ! જનની અને જન્મભૂમિ સ્વર્ગથી પણ મહાન છે" એમ રામ કહે છે.

'દુર્લભં ભારતે જન્મ ।' જે ભૂમિમાં જન્મ દુર્લભ છે એ ભૂમિમાં જન્મ મળ્યા પછી એ ભૂમિની મહત્તા એમને કોણ સમજાવશે? રામના ઉપાસકોનું આ કામ છે. રામનવમીને દિવસે આ કાર્ય માટે કટિબદ્ધ બનીએ. માનવ માત્રને પ્રેરણા અને પ્રોત્સાહન આપતા સાગર જેવા ગંભીર, આકાશ જેવા વિશાળ અને હિમાલય જેવા ઉદાત્ત શ્રીરામના જીવનનો વિચાર કરી તેમના ગુણોને જીવનમાં લાવવા, તેમના વિચારો અને સંસ્કૃતિ સમાજમાં ટકાવી રાખવા કૃતનિશ્ચયી બનીએ તો જ રામનવમી સાચા અર્થમાં ઊજવી કહેવાય

卐

---

# (૮)
# ગંગા–દશહરા

ज्येष्ठस्य शुक्लदशमी संवत्सरमुखी स्मृता।
तस्यां स्नानं प्रकुर्वीत दानं चैव विशेषतः॥
यां कांचित्सरितं प्राप्य दद्यादर्घ्यं तिलोदकम्।
मुच्यते दशभिः पापैः सुमहापातकोपमैः॥

'સ્કંદ પુરાણમાં લખ્યું છે કે, જ્યેષ્ઠ સુદ દશમી સંવત્સરમુખી કહેવાય છે. તે દિવસે ભાવથી સ્નાન અને દાન કરવું. હર કોઈ નદીએ જઈ તલનો અને જળનો અર્ધ્ય આપવો, તેથી મહાપાપ જેવાં દશ પાપો દૂર થાય છે.'

આ પાપો છે, 'દીધા વિના પોતાની મેળે લઈ લેવું' એટલે ચોરી કરવી, વિધિ વગરની હિંસા અને પરસ્રી ગમન–એ કાયાથી થનારાં ત્રણ પાપો કહેલાં છે; કડવું બોલવું, અસત્ય બોલવું, ચાડી ખાવી અને સંબંધ વગરનો બકવાદ કરવો એ ચાર વાણીનાં પાપો છે અને મનથી બીજાના દ્રવ્યની આશા રાખવી, અનિષ્ટ વિચારવું અને ખોટો આગ્રહ રાખવો એ ત્રણ મનનાં પાપો કહેવાય છે.'

'હે ગંગે ! ઉપર કહેલાં દશ પાપોનો નાશ કરો. દશ પાપોને હરે છે તેથી જ ગંગા દશહરા કહેવાય છે.'

ગંગા-દશહરાનું ઉત્સવ તરીકે વિશેષરૂપે ઉત્તર ભારતમાં ખૂબ જ મહત્ત્વ છે; પરંતુ ગંગાસ્નાનનું મહાત્મ્ય તો સર્વદેશીય છે.

માનવે રોજ મન, બુધ્ધિ અને શરીર એમ ત્રિવિધ સ્નાન કરવાં જોઈએ. મનનું સ્નાન ભક્તિથી થાય, બુદ્ધિનું સ્નાન સ્વાધ્યાયથી થાય અને શરીરનું સ્નાન પાણીથી થાય. ગંગાસ્નાન જો સમજણ અને ભાવપૂર્વક કરવામાં આવે તો એમાં આ ત્રણ સ્નાનોનો સમાવેશ થઈ જાય.

જ્ઞાનરાણા શિવજીની જટામાંથી પડતો રહેલો એ જીવંત જ્ઞાનપ્રવાહ છે. અવિરત કર્મયોગ કરનાર ભગીરથના પ્રયત્નોથી અવતરિત થનાર એ ભાગીરથી માનવમાત્રને કર્મયોગનો ચિરંતન સંદેશ આપે છે. દોડતી, ઊછળતી, પોતાના ઉજ્જવલ કર્મયોગથી અનંત ગામોને ફળદ્રુપ કરતી, પ્રસન્નવારિથી યુક્ત એવી એ ગંગા અંતે સાગરમાં ભળી જઈને ભગવાન વિષ્ણુના પગ પખાળે છે. સમર્પણ ભક્તિનો આનાથી શ્રેષ્ઠ સંદેશ બીજો કયો હોઈ શકે ? માનવ પણ જ્ઞાન મેળવીને અવિરત કર્મયોગ કરતાં કરતાં અંતે પોતાનું જીવન ભગવાનને ચરણે સમર્પિત કરે તો તે પણ ગંગા જેવો પાવન બની શકે.

---

ગંગાસ્નાનની પાછળ રહેલા ભાવનું મહત્વ છે. ભાવશૂન્ય સ્નાન કેવળ શરીરને સ્વચ્છ કરે જ્યારે ભાવયુક્ત સ્નાન શરીર જોડે મનબધિને પણ વિશુદ્ધ બનાવી જીવનને પાવન કરે.

देवे तीर्थे द्विजे मंत्रे दैवज्ञे भेषजे गुरौ।
यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी॥

'દેવ, તીર્થ, દ્વિજ, મંત્ર, જ્યોતિષી, વૈદ્ય, અને ગુરુ–એમના વિષે જેવી જેની શ્રધ્ધા હોય તેવું તેને ફળ મળે.' "ગંગાસ્નાનથી મારામાં પાવિત્ર્ય પ્રગટશે જ" એવી શ્રધ્ધા સાથે સ્નાન કરવામાં આવે તો એ સ્નાન માણસના મનમાં ગંગાના ઉજ્જ્વળ ઈતિહાસનું સ્મરણ પ્રેરે અને તે સ્મરણ માનવના મનમાં ભાવ જાગૃતિ, તેમજ જ્ઞાનનો પ્રકાશ સર્જે.

ગંગાનું જળ જ્ઞાનવારિ કહેવાય. મરતી વખતે પણ જો એનું એકાદ બિંદુ મોંમાં પડે તો પણ માનવની સદ્ગતિ થાય. શ્રીમદ્ આદ્યશંકરાચાર્ય ભાવભીના થઈને મા–ગંગાનું સ્તવન ગાય છે:

रोगं शोकं तापं पापं हर मे भगवति कुमतिकलापम्।
त्रिभुवनसारे वसुधाहारे त्वमसि गतिर्मम खलुसंसारे॥

'હે ભગવતિ ! તું મારા રોગ, શોક, તાપ, પાપ અને કુમતિને હરી લે. તું ત્રિભુવનનો સાર છે, વસુધાનો હાર છે. હે દેવિ ! આ સંસારમાં તું જ એક મારી ગતિ છે.'

'જેણે તારા પ્રવાહમાં સ્નાન કર્યું તે પાછો માતૃગર્ભમાં પ્રવેશ નથી કરતો. હે જહ્નવી, તું ભક્તોને નરકમાંથી બચાવે છે અને તેના પાપોનો નાશ કરે છે. તારો મહિમા મહાન છે.'

ગંગાને કિનારે સેંકડો ઋષિઓએ તપશ્ચર્યા કરી છે. હજારો ઋષિઓએ ગંગાકાંઠે પોતાના આશ્રમો બાંધી જ્ઞાનની ઉપાસના કરી છે. ગંગાના આ ભવ્ય ઈતિહાસની જેને ખબર છે, તે ગંગાના દર્શનથી રોમાંચ અનુભવશે, તેમાં સ્નાન કરી પોતાને કૃતાર્થ સમજશે, તેમજ ત્યાંથી કોઈ અનેરી પ્રેરણા લઈ પાછો ફરશે. ગંગાનો કિનારો એક કાળે સાચા અર્થમાં તપોભૂમિ હતો. તેના તટ ઉપર બ્રહ્મર્ષિઓએ તપ કર્યાં છે, તેમજ અનેક રાજર્ષિઓએ પોતાનાં રાજ્ય ન્યોચ્છાવર કર્યાં છે. પંડિતરાજ જગન્નાથ કહે છે:

अपि प्राज्यं राज्यं तृणमिव परित्यज्य सहसा।
विलोलद्वानीरं तव जननी तीरं श्रितवताम्॥

સમગ્ર વિશ્વના પ્રેરક એવા રામાયણ જેવા પાવન ગ્રંથ સર્જનાર મહર્ષિ વાલ્મીકિ ભાવપૂર્ણ અંતઃકરણથી ગંગામૈયાને પોતાને પાવન કરવાની પ્રાર્થના કરે છે.

---

'गांगं वारी मनोहरि मुरारिचरणच्युतम्
त्रिपुरारिशिरश्चारि पापहरि पुनातु माम्॥

'જે મુરારિના ચરણથી ઉત્પન્ન થઈ છે, જે ત્રિપુરારિ શંકરના શિર પર બિરાજમાન છે તેવાં પાપો હરનારાં ગંગાજળ મને પાવન કરો'.

ગંગા એ જ્ઞાનભૂમિ હતી ગંગાના જળપ્રવાહની સાથે સાથે તેનાં જ્ઞાનવારિ આખા ભારત વર્ષમાં ઠલવાતાં અને ગંગામૈયાની ગોદમાં તેનું સ્તનપાન કરીને પુષ્ટ થયેલું, તેના પોતાના સંતાન જેવું કાશી, એ તો વિદ્યાનું તીર્થધામ હતું.

સંસ્કૃત વાઙ્મયમાં ગંગાની અતિ સુંદર વ્યાખ્યા છેઃ 'ગમ્યતે પ્રાપ્યતે ભગવદ્ પદં અનયા સા ગંગા।' ગંગા એ ભગવદ્ પદ પમાડનારી છે અને તેથી જ તો રોજ સવારે સ્નાન કરતી વખતે ગંગાસ્મરણ કરવાનો આપણા ઋષિઓનો આદેશ છે.

नमामि गंगे! तव पादपंकजं सुरासुरैर्वन्दित दिव्यरूपम॥
मुक्तिं च मुक्तिं च ददासि नित्यं भावानुसारेण सदा नराणाम्॥

'હે ગંગાજી! દેવો અને દૈત્યોથી પૂજાતા અલૌકિક રૂપવાળા તમારાં ચરણકમળને હું વંદન કરું છું. તમો મનુષ્યને હંમેશા તેમની ભાવના પ્રમાણે સંસારના ભોગ અને મોક્ષ આપો છો'.

ગંગા એટલે ગંગા જ છે. તેનું વર્ણન કરવું શક્ય નથી. વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ ગંગાનું સંઘરેલું નીર બગડતું નથી. ગંગામૈયા એટલે પાવિત્ર્યનો પ્રેમળ-પ્રવાહ! પ્રભુના ચરણમાંથી નીકળેલું પાવિત્ર્ય, જ્ઞાનરાણા શિવજીના મસ્તક પર ઊતર્યું અને ત્યાંથી સેવાની દીક્ષા ગ્રહણ કરી પ્રવાહરૂપે પૃથ્વી પર વહેવા લાગ્યું. જ્ઞાનનો પરિપાક એટલે સેવા અને સેવાનું મૂર્તિમંત પ્રતીક એટલે માતા! ગંગાના આ ઊછળતા પ્રેમ-પ્રવાહને જોઈને ભાવિક હૃદય પોકારી ઊઠે છે—'ગંગામૈયા કી જય'

વ્રતનિષ્ઠ, ચારિત્ર્યસંપન્ન, તેજોમૂર્તિ, તત્ત્વજ્ઞ, ભીષ્મને જન્મ આપીને ગંગા કૃતાર્થ થઈ છે. ભારતીય જનોના દિલમાં તેણે માતાનું સ્થાન મેળવ્યું છે. ગંગા તરફ ભોગની દૃષ્ટિથી જોતા અસુરોને ભોગ મળે છે, જ્યારે ભક્તિની દૃષ્ટિથી જોતા દેવોને મોક્ષ મળે છે.

અંતે આ ગંગાના ચરણે આટલી જ પ્રાર્થના કરવાનું મન થાય છે,

"દેજે પ્રભાતે દર્શન મુજને નિરંતરા તું,
આવ્યો છું ગંગામૈયા આજે શરણમાં તારી!
હું છું ભલે ને પાપી, તું છે ઉગારનારી;
કરજે ઉદ્ધાર મારો, પાપો જલાવનારી!
તું છે પવિત્ર જનની, જીવનઅમી તું દેજે,
આત્મિક વિકાસ થાયે અભિષેક એવો કરજે!"



# (૯)
# —: ગુરુ પૂર્ણિમા :—

અષાઢ સુદ પૂનમ એટલે વ્યાસપૂજાનો દિવસ. વ્યાસપૂજાના પવિત્ર દિવસે સંસ્કૃતિના ઘડવૈયાઓનું પૂજન થાય છે. સંસ્કૃતિના ઘડતરનું કામ છૂટી છવાઈ રીતે અનેક ઋષિઓએ કર્યું હતું. પણ વેદવ્યાસે બધા વિચારોનું સંકલન કરી આપણને સંસ્કૃતિના જ્ઞાનકોષરૂપ 'મહાભારત' ગ્રંથ આપ્યો. "ભારતઃ પાંચમો વેદ" તેમના આ ગ્રંથને પાંચમા વેદની ઉપમા મળી. મહાભારત દ્વારા તેમણે સંસ્કૃતિના વિચારો દૃષ્ટાંતો સહિત સરળ ભાષામાં સમાજ પાસે મૂક્યા. "મુનિનામપ્યહમ્ વ્યાસઃ !" એમ કહીને ભગવાન શ્રીકૃષ્ણે તેમને બિરદાવ્યા છે. વેદવ્યાસના જીવન અને કવનને અમર બનાવવા તેમના અનુગામી ચિંતકોએ, સંસ્કૃતિના વિચારોનો પ્રચાર કરનાર સૌને "વ્યાસ" તરીકે સંબોધવાનું નક્કી કર્યું. સંસ્કૃતિના વિચારો જે પીઠ પરથી વહેતા થયા છે તે પીઠ આજે પણ "વ્યાસપીઠ" કહેવાય છે. આ વ્યાસપીઠ પર આરૂઢ થઈને જે નિઃસ્વાર્થ ભાવે, કાં તો ભકિત સમજીને, સ્વકર્તવ્યરૂપે સંસ્કૃતિના પ્રચારનું જીવનવ્રત લે તેની પૂજા આ દિવસે કરી કૃતકૃત્ય થવાનું છે.

"વ્યાસજીને જ આપણે હિંદુ ધર્મના પિતા માની શકીએ. 'વ્યકિતનો મોક્ષ' અને 'સમાજનો ઉદ્ધાર' એ બંને આદર્શો પ્રત્યે અભેદ બુદ્ધિથી જોનાર, અભ્યુદય અને નિઃશ્રેયસ બંનેનો સમન્વય સાધનાર, અધ્યાત્મ પરાયણ એવા વ્યાસજીથી ચઢી જાય તેવો બીજો કોઈ સમાજ શાસ્ત્રી નથી. તેમનું વૈદિક તેમજ લૌકિક જ્ઞાન એટલું અમર્યાદ હતું કે, સર્વજ્ઞ લોકોએ કૃતજ્ઞાપૂર્વક કહ્યું છે કે, "વ્યાસોચ્છિષ્ટં જગત્ સર્વમ્" અને વ્યાસગિરા મહાભારતને 'સાર' વિશ્વસ્ય' કહ્યું છે.

મહર્ષિ વ્યાસ એ જીવનના સાચા ભાષ્યકાર છે, કારણ કે તેમણે જીવનને તેના સમગ્ર સ્વરૂપમાં જાણ્યું છે. જીવન એ ન કેવળ પ્રકાશ છે કે ન કેવળ અંધકાર ! જીવન તો છે તેજછાયાની સંતાકૂકડી, ભરતી–ઓટની રમત અને સુખદુઃખનો સમન્વય. મહર્ષિ વ્યાસનું કહેવું છે કે આપણું જીવન તો કાળા અને ધોળા તંતુઓથી વણેલું વસ્ત્ર છે. સદ્‌ગુણ અને દુર્ગુણ જીવનમાં સાથે જ જોવા મળે છે.

વ્યાસપીઠ પર બેસનાર માણસે કેટલીક મર્યાદા પાળવી જોઈએ. સૌથી પહેલી વાત તો એ કે વ્યાસપીઠ પરથી વ્યાસને અમાન્ય એવા એક પણ વિચાર ઉચ્ચારી શકાય નહીં, અને તેથી વ્યાસપીઠ પર બેસનારે વ્યાસ સાહિત્યનો ઊંડો અભ્યાસ કરવો જોઈએ. વ્યાસપીઠ પરથી કોઈની ખોટી નિંદા કે ખુશામત કરી શકાય નહીં. વ્યાસપીઠ પર બેસનારો માણસ સરસ્વતીનો સાચો ઉપાસક હોવો જોઈએ, તેની વાણી વાડ્‌મય વિલાસ તરીકે નહીં પરંતુ ઈશભકિત રૂપે વહેવી જોઈએ. તેની વાણી સરળ, સ્પષ્ટ, ઊંડી અને સમાજની ઉન્નતિની સાધક હોવી જોઈએ.

વ્યાસ એ સમાજનો સાચો ગુરુ હતો. તે પરથી પરંપરાનુગત વ્યાસપૂજા એ, ગુરુપૂજા કહેવાઈ અને વ્યાસપૂર્ણિમા એ ગુરુપૂર્ણિમા તરીકે ઊજવાવા લાગી. નિર્જીવ વસ્તુને ઉપર ફેંકવા જેમ સજીવની જરૂર થઈ છે તેમ લગભગ જીવનહીન અને પશુતુલ્ય બનેલા માનવને દેવત્વ તરફ મોકલવા જીવંત વ્યક્તિની આવશ્યકતા રહે છે. આ વ્યક્તિ એટલે જ ગુરુ. માનવને દેવ બનવા માટે પોતાની પશુતુલ્ય વૃત્તિઓ પર સંયમ મૂકવો પડે છે. આ સંયમની પ્રેરણા તેને ગુરુના જીવન પરથી મળી રહે છે. ગુરુ એટલે જે લઘુ નથી તે અને જે લઘુને ગુરુ બનાવે તે. જે જીવનને મનના વશમાં જવા દે છે તે લઘુ અને જે મનનો સ્વામી છે તે ગુરુ. ગુરુ સ્થિતપ્રજ્ઞ હોવો જોઈએ. જીવનના લપસણા પ્રવાહો વચ્ચે પણ જે સ્થિર ઊભો રહી શકે તે ગુરુ. કનક, કાંતા કે કીર્તિના વંટોળિયા પવન તેને ઉડાવી શકતા નથી અને તેથી જ તે અસ્થિર અને અવ્યવસ્થિત મનના માનવોને માટે માર્ગદર્શક બની રહે છે.

ગુરુપૂજન એટલે ધ્યેયપૂજન, ગુરુનું જીવન ધ્યેયમૂર્તિ જેવું હોય છે, ધ્યેયનું સાકાર સ્વરૂપ હોય છે. માનવના જીવનમાં ધ્યેય આવતાં જ સંયમ આવે છે, સંયમથી શક્તિ સંગ્રહિત થતી જાય છે અને એ શક્તિથી જ માનવ ધ્યેયની સમીપ જાય છે અને અંતે તેનો સાક્ષાત્કાર કરે છે.

અજ્ઞાનના અંધકારને નિવારવા જ્ઞાનની જ્યોત પ્રગટાવનાર ગુરુ અને જીવન વિકાસની તમન્ના રાખનાર શિષ્યનો સંબંધ અલૌકિક હોય છે.

ગુરુની પાસે બેસી "તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા." એ ગીતા વચનાનુસાર શિષ્ય નમ્રતા, જિજ્ઞાસા, અને સેવાથી ગુરુ પાસે રહેલું જ્ઞાનામૃત પીએ છે.

ગુરુના ઉપકારોથી જેનું હૃદય ભરાઈ આવ્યું છે એવા કોઈ કૃતજ્ઞ માનવે ગાયું હશે કે:

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः।
गुरुः साक्षात्परं ब्रह्म तस्मै श्रीगुरवे नमः॥

બ્રહ્માની જેમ સદ્ગુણોના સર્જક, વિષ્ણુની જેમ સદ્વૃત્તિના પાલક અને મહાદેવની જેમ દુર્ગુણો અને દુર્વૃત્તિઓના સંહારક, તેમજ જીવ અને શિવનું મિલન કરાવનાર ગુરુ એ સાક્ષાત પરબ્રહ્મ સમાન છે. આ ગુરુનું પૂજન એ ભારતીય સંસ્કૃતિનું સુમધુર તેમજ ભાવભીનું કાવ્ય છે.

ગુરુના અનેક પ્રકાર છે, જેવા કે માર્ગદર્શક ગુરુ, પૃચ્છક ગુરુ, દોષ વિસર્જક ગુરુ, ચંદન ગુરુ, વિચાર ગુરુ, અનુગ્રહ ગુરુ, સ્પર્શ ગુરુ, વાત્સલ્ય ગુરુ, કૂર્મ ગુરુ, ચંદ્રગુરુ, દર્પણ ગુરુ, કાંચ ગુરુ, વગેરે. આ પ્રત્યેક ગુરુની આગવી વિશિષ્ટતા છે.

માર્ગદર્શક ગુરુ શિષ્યના જીવનમાં યોગ્ય માર્ગદર્શન આપે છે. ગુરુ–શિષ્યના જીવ એક બીજામાં સંપૂર્ણપણે મળી ગયા હોય તો જ સાચું માર્ગદર્શન શક્ય બને.

પૃચ્છક ગુરુની પણ અનોખી ભૂમિકા છે. સામાન્ય રીતે શિષ્ય પૂછે પછી જ ગુરુ જવાબ આપે છે.

---

પૂછવા વગર કોઈને કાંઈ કહેવું નહીં એવી સ્મૃતિની આજ્ઞા છે. 'નાપૃષ્ટઃ કસ્યચિત્ બ્રૂયાત્ ।' પરંતુ અહીં તો શિષ્ય સાથેના ઘનિષ્ઠ, આત્મીય સંબંધને કારણે પૃચ્છક ગુરુ પોતે જ શિષ્યને પ્રશ્નો પૂછી પૂછીને યોગ્ય જવાબોના સંકેત કે સૂચનો દ્વારા તેને જીવનના સાચા રાહ તરફ વાળે છે.

દોષ વિસર્જક ગુરુ પાસે શિષ્ય આત્મીય ભાવથી વિના સંકોચે પોતાના દોષ કહે છે. તેને ખાત્રી હોય છે કે ગુરુને દોષો કહીને પણ હું તેમની નજરમાંથી ઊતરી જઈશ નહીં; તેમજ તે મારા દોષોનો ખોટો ગેરલાભ પણ ઉઠાવશે નહીં. પંકમાંથી પંકજ નિર્માણ કરવાની હિંમત આ ગુરુમાં હોય છે.

જેમના સમાગમ માત્રથી શિષ્યના જીવનમાં સુગંધ નિર્માણ થાય તે ચંદન ગુરુ. જેમ ચંદન પોતાની જાત ઘસીને અન્યને સુગંધ આપે છે તેમ આવા ગુરુ પ્રભુકાર્યાર્થે પોતાની જાત ઘસીને જગતમાં સૌરભ પ્રસરાવે છે. આવા ગુરુ વાણીથી નહીં પણ પોતાના વર્તનથી ઉપદેશ આપતા હોય છે.

વિચાર ગુરુ મળવા ખૂબ જ દુષ્કર છે. શિષ્યના અંધકારમય જીવનમાં તે પ્રકાશદીપ પ્રગટાવે છે. આવા ગુરુને સ્વબુદ્ધિ તેમજ શિષ્યબુદ્ધિ પર પૂર્ણ વિશ્વાસ હોય છે. અને તેથી જ તેઓ દુરાગ્રહી ન બનતાં શિષ્યને સમજાવીને, તેની બુદ્ધિમાં પોતાનો વિચાર ઉતારીને તેને સન્માર્ગે લઈ જાય છે. આ માટે અપેક્ષિત ધૈર્ય તેની પાસે અખૂટ પ્રમાણમાં હોય છે. અર્જુનનો મોહ નાશ કરવા તેમજ તેમની બુદ્ધિમાં જ્ઞાનનો પ્રકાશ કરવાના નિમિત્તે ગીતાના અઢાર અધ્યાય કહેવામાં ભગવાન કૃષ્ણ કંટાળ્યા નથી. આવા ગુરુના સાંનિધ્યમાં શિષ્યની બુદ્ધિનિષ્ઠા ખીલે છે.

અનુગ્રહ ગુરુ અતિશય કૃપાળુ હોય છે. અપંગ બાળકને મા જેમ પોતાની કેડ ઉપર બેસાડી પર્વત પર ચડે તેમ આવા અપંગ બાળક જેવા બુધ્ધિના મંદ એવા શિષ્ય ઉપર અનુગ્રહ કરીને આ ગુરુ તેમને આગળ વધારે છે. ગુરુ વગર જ્ઞાન નહીં એનો અર્થ એ કે ગુરુ આપણને વિકાસ અને અધિકાર જોઈને જ્ઞાન આપે છે. યોગ્યતા વગરની વિદ્યા પચતી નથી પણ ફૂટી નીકળે છે. અધિકાર જોઈને ઉપદેશ કરે, પાત્ર જોઈને પીરસે એ સામાન્ય ગુરુઓ માટે કહેવાયું હશે, પણ જેમણે જગત ઉપર માતૃપ્રેમ કર્યો છે એવા આ ગુરુઓ તો યોગ્યતા અને પાત્રતા નિર્માણ કરવામાં ગૌરવ અનુભવે છે.

સ્પર્શ ગુરુ તો પારસમણિની માફક સ્પર્શ માત્રથી જ શિષ્યના જીવનમાં મહાન પરિવર્તન સર્જે છે. ગુરુ સ્પર્શ થતાં જ ગુરુની બધી શકિત શિષ્યમાં સંક્રમિત થાય એ પ્રયોગને શક્તિપાતનો પ્રયોગ કહેવામાં આવે છે.

વાત્સલ્ય ગુરુના સહવાસથી તેની બધી શકિતનો સંચાર થાય તો પણ શિષ્યને આવા ગુરુની હુંફ અને ઉષ્મા મળે છે, જે જીવન વિકાસમાં અતિ ઉપયોગી છે. 'Man does not live by bread alone' માણસ માત્ર રોટલી પર જીવતો નથી. જીવવા માટે તેને ભાવની ભીનાશ તેમજ પ્રેમની હુંફ જોઈએ

છે, જે શિષ્યને ગુરુ પાસેથી મળી રહે છે.

કૂર્મ ગુરુની અમીદૃષ્ટિ શિષ્યના વિકાસમાં કારણભૂત બને છે. કાચબો જેમ મીઠી નજરથી પોતાના બચ્ચાંનું સંવર્ધન કરે છે તેમ કૂર્મ ગુરુની મધુર દૃષ્ટિ શિષ્યમાં પ્રેમ, શક્તિ અને તેજસ્વીતા વધારે છે.

ચંદ્ર જેમ દૂર રહીને પણ ચંદ્રકાંતમણિને પીગળાવી શકે છે તેમ ચંદ્ર ગુરુ પોતાના પ્રભાવથી દૂર રહેલા શિષ્યના જીવનમાં પણ પરિવર્તન સર્જી શકે છે.

દર્પણ ગુરુ શિષ્યને આત્મનિરીક્ષણ કરતો કરી મૂકે છે. દર્પણમાં જોવું એટલે પોતાની જાતને ઓળખવાનો પ્રયત્ન કરવાનો. દર્પણમાં પડતું આપણું પ્રતિબિંબ તે આપણો ખરો મિત્ર છે. પ્રસિધ્ધિના શિખરે પહોંચ્યા પછી માનવે આત્મપરિક્ષક બનીને દર્પણની સામે ઊભા રહેવું જોઈએ. 'Know thyself' 'તું તારી જાતને ઓળખ.'

ક્રૌંચ ગુરુ સ્મરણ માત્રથી શિષ્યનું કલ્યાણ સાધી શકે છે. ક્રૌંચ પક્ષીની માદા છ છ મહીના સુધી દૂર રહીને પણ પોતાના ઈંડાનું પોષણ કરે છે. એ સ્વાભાવિક ક્રમ ગણાય. પરંતુ ગુરુ પોતે શિષ્યના સ્મરણમાં ખોવાઈ જાય એ શિષ્ય પણ કેટલો અનન્ય ગુરુનિષ્ઠ હોવો જોઈએ ! ભગવાન ભક્તનું ચિંતન કરે તેના જેવું માધુર્ય એમાં છે.

ભારતમાં ગુરુ પરંપરા હતી. 'હું કોઈનો છું'' એ મધુર ભાવ તેમાં હતો. આ ભાવનામાં કૃતાર્થતા હતી. જનકના ગુરુ યાજ્ઞવલ્કય હતા અને શુક્રાચાર્યના ગુરુ જનક હતા. સાંદીપનીના શિષ્ય કહેવડાવવામાં કૃષ્ણ અને સુદામા બંને ગૌરવ અનુભવતા હતા. વિશ્વામિત્રની સેવા કરવામાં રામ અને લક્ષ્મણ કદી ન થાકતા. પાશ્ચાત્ય દેશોમાં પણ 'હું અમુકનો શિષ્ય છું'' એમ કહેવામાં ગૌરવ લેવાતું. 'હું' સોક્રેટીસનો શિષ્ય છું'' એમ કહેવામાં પ્લેટો જીવનની કૃતકૃત્યતા સમજતો અને 'પ્લેટો મારા ગુરુ છે' એમ કહેવામાં એરિસ્ટોટલને જીવન ધન્ય લાગતું.

ભારતીય સંસ્કૃતિએ ગુરુઓમાં કળશરૂપે સદ્‌ગુરુને હંમેશાં પૂજ્યા છે ગુરુ વિશ્વની અનંતતાનું તેમજ સૃષ્ટિના જ્ઞાનનું દર્શન કરાવે છે. પરંતુ સદ્‌ગુરુ જીવનની કલા શીખવી માનવને ઈશ્વરાભિમુખ બનાવે છે. અધ્યાત્મવિદ્યાના દર્શન કરાવનાર સદ્‌ગુરુ છે. જીવનને સુંદર, નિર્દોષ, પવિત્ર બનાવી આપણો હાથ પકડી પ્રભુચરણમાં આપણને લઈ જનાર આ સદ્‌ગુરુ છે.

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वन्द्वातीतं गगनसदृशं तत्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

આવા ગુરુને કંઈ આપવાનું હોતું નથી અને તેને આપીએ તેટલું થોડું જ છે. ગુરુની વિશિષ્ટતા જ એ છે કે તેને ગમે તે આપો, તે ઘણું સમજી લે છે. આપણા શાસ્ત્રકારો તો કહે છે કે તારી પાસે બીજું કાંઈ ન હોય તો વાંધો નહીં, એકાદ ફૂલ લઈને તેની પાસે જા. કૃતજ્ઞતાના પ્રતીક તરીકે તેમને ચરણે યથા શકિત દક્ષિણા આપવાનો દિવસ એટલે ગુરુપૂર્ણિમા, ગુરુના ચરણે આપણે જે કંઈ પણ ધરીએ તે જો ગુરુ દ્વારા સ્વીકાર્ય બને તો તેમાં આપણું જ આત્મકલ્યાણ સમાયેલું છે.

'गुरवः बहवः सन्ति शिष्यवित्तापहारकाः।
क्वचितु दृश्य ते तत्र शिष्यचित्तापहारकः॥

"વિત્તનું હરણ કરવાવાળા ગુરુ ઘણા મળે છે પણ જીવન બદલાવી નાખતા, હૃદય પલટાવી નાખતા આંખોમાં તેજ અને બુદ્ધિમાં ખુમારી નિર્માણ કરતા, ચિત્તનું હરણ કરવાવાળા ગુરુ દુર્લભ છે" ભાગ્યવશાત એવા ગુરુ મળે તો તેને ઓળખવા એ તેથીય વધુ મુશ્કેલ છે.

गुरु गोविन्द दोऊ खडे काके लागुँ पाय।
बलिहारी गुरुदेवकी गोविन्द दियो बताय॥

કબીરના આ દોહામાં ગુરુની શ્રેષ્ઠતા સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર થાય છે. ગોવિંદને બતાવનાર ગુરુ એ ગોવિન્દ કરતાં શ્રેષ્ઠ છે કારણ કે એના વગર આપણે ગોવિન્દનો મહિમા શી રીતે જાણી શકીએ?

જ્ઞાનના સૂર્ય, પ્રેમના મહાસાગર અને શાંતિના હિમાલય એવા ગુરુનું આ દિવસે પૂજન કરવાનું હોય છે. ગુરુપૂજન એટલે સત્યનું પૂજન. ગુરુપૂજન એટલે જ્ઞાનનું પૂજન. ગુરુપૂજન એટલે અનુભવોનું પૂજન. પરંતુ આ કાળમાં આવા સદ્‌ગુરુ ન મળે તો? "કૃષ્ણં વંદે જગદ્‌ગુરુમ્" ભગવાન કૃષ્ણને ગુરુ બનાવીને તેમણે દાખવેલા જીવન-રાહ પર ચાલવું એ જ શ્રેયકર છે.

સાચી ગુરુપૂજા કરતાં કરતાં ગુરુજીવનનું ગૌરવ આપણા જીવનમાં પ્રગટો એજ આજના દિવસે સદ્‌ગુરુ અને જગતગુરુના ચરણોમાં પ્રાર્થના !.



# (૧૦)

## —: નાગપંચમી :—

ભારતીય સંસ્કૃતિ એટલે વેદોની સંસ્કૃતિ, આર્યોની સંસ્કૃતિ. ભારતીય સંસ્કૃતી એટલે ભારતની–મહાભારતની સંસ્કૃતિ. એટલે જ શ્રીકૃષ્ણની સંસ્કૃતિ. શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છેઃ 'ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ'–ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો છે. તેથી જ ભારતીય સંસ્કૃતિ આપણને માનવ તેમજ માનવેતર સૃષ્ટિ તરફ પ્રેમ અને આદરથી જોવાનું સૂચવતી રહી છે. આ રીતે જોતાં 'સર્વે' ભૂતહિતે રતાઃ' ની કલ્પના માનવતાની કલ્પના કરતાં ઘણી વિકસિત અને વ્યાપક લાગે છે. માનવ જો માત્ર પોતાનો જ વિચાર કરે તો તેનામાં અને પશુમાં ફેર શું ? માનવ એ સાચો માનવ ત્યારે જ કહેવાય કે જ્યારે એ બીજા માનવોનો અને પ્રાણીઓનો વિચાર કરે. તેની તરફ સ્નેહાળ નજરથી જુએ. તેની સાથે આત્મીયતા બાંધવાનો પ્રયત્ન કરે...

આપણી સંસ્કૃતિએ પશુ–પક્ષી, વૃક્ષ-વનસ્પતિ સૌની સાથે આત્મીય સંબંધ જોડવાનો યત્ન કર્યો છે. આપણે ત્યાં ગાયની પૂજા થાય છે. વટ-સાવિત્રી જેવા વ્રતમાં વડલાની પૂજા કરાય છે. પરંતુ નાગપાંચમ જેવા દિવસે નાગનું પૂજન જયારે આપણે કરીએ છીએ ત્યારે તો આપણી સંસ્કૃતિના વૈશિષ્ટયની પરાકાષ્ઠા આવી જાય છે.

નાગને દેવ તરીકે સ્વીકારી લેવામાં આર્યોના હૃદયની વિશાળતાના આપણને દર્શન થાય છે 'કૃણ્વન્તો વિશ્વમાર્યમ' એ ગર્જના સાથે આગળ વધતા આર્યોને વિભિન્ન વિભિન્ન ઉપાસના કરતા રહેલા અનેક પુંજોના સંપર્કમાં આવવું પડયું. વેદોના પ્રભાવિ વિચારો તેમના સુધી પહોંચાડવા માટે આર્યોને અથાગ પરિશ્રમ કરવો પડયો. વિભિન્ન સમૂહોના ઉપાસના વિધિમાં રહેલા તફાવતને કારણે ઊભો થતો ડંખ જો કાઢી નાખવામાં આવે તો માનવ માત્ર વેદોના તેજસ્વી અને ભવ્ય વિચારો સ્વીકારશે એવી આર્યોની અખંડ શ્રધ્ધા હતી. આ વાતને શક્ય બનાવવા આર્યોએ જુદા જુદા પુંજોમાં ચાલતી જુદા જુદા દેવની પૂજા સ્વીકાર્ય ગણી. અને એ રીતે અનંત પુંજોને તેમણે આત્મસાત્ કરી પોતામાં ભેળવી નાખ્યા. આ વિભિન્ન પૂજાઓના સ્વીકારમાંથી આપણને નાગપૂજા સાંપડી હશે એમ લાગે છે.

આપણો દેશ ખેતીપ્રધાન દેશ હતો અને છે. આ સાપ આપણા ખેતરોનું રક્ષણ કરે છે, તેથી તેને ક્ષેત્રપાલ પણ કહે છે. જીવજંતુઓ ઉંદરો ઇત્યાદી જે પાકને નુકશાન કરનારાં તત્વો છે તેમનો નાશ કરી તે આપણા પાકને હરિયાળો રાખે છે. આ શું તેનો નાનો–સૂનો ઉપકાર છે ?

સાપ આપણને કેટલાક મૂક સંદેશાઓ પણ આપે છે. સાપના ગુણો જોવા માટે આપણી પાસે

ગુણગ્રાહી અને શુભગ્રાહી દૃષ્ટિ હોવી જોઈએ. ભગવાન દત્તાત્રેયની આવી શુભ દૃષ્ટિ હતી તેથી જ તેમને દરેક વસ્તુ પાસેથી કંઈકને કંઈક પાઠ મળ્યો.

સાપ એમ જ કોઈને કરડતો નથી. તેને હેરાન કરનાર કે છંછેડનારને જ તે ડંખ મારે છે. એ જો આપણને નુકશાન કર્યા વિના સરળતાથી જતો હોય, કે નિરુપદ્રવી રીતે જીવતો હોય તો એને મારવાનો આપણને અધિકાર નથી. જ્યારે આપણે તેના પ્રાણ લેવા પ્રયત્ન કરીએ ત્યારે પોતાના પ્રાણ બચાવવા, પોતાનું જીવન ટકાવવા જો તે આપણને ડંખ દે તો તેને દુષ્ટ શી રીતે કહેવાય ?

સાપને સુગંધ ખૂબ ગમે છે. ચંપાના છોડને વીંટળાઈને તે રહે છે, કાં તો ચંદનના વૃક્ષ પર તે નિવાસ કરે છે. કેવડાના વનમાં પણ તે ફરતો હોય છે. તેને સુગંધ પ્રિય છે. તેથી ભારતીય સંસ્કૃતિને તે પ્રિય છે. જે માણસના જીવનમાંથી સદ્‌ગુણોની સુગંધ આવતી હોય છે, સુવિચારોની સુવાસ આવતી હોય છે, તે માણસ આપણને પ્રિય હોવો જોઈએ.

આપણે આગળ જોયું કે સર્પ કારણ વગર કોઈને કરડતો નથી. વર્ષો સુધી મહેનત કરીને પ્રાપ્ત કરેલી શક્તિ એટલે કે ઝેર તે ગમે તેને કરડીને વ્યર્થ બગાડતો નથી. આપણે પણ જીવનમાં કંઈ તપ કરીએ તેનાથી આપણામાં શક્તિ પેદા થાય છે. આ શક્તિનો કોઇના પર ગુસ્સો કરવામાં, નિર્બળને હેરાન કરવામાં કે અશક્તોને દુઃખ દેવામાં ન ખર્ચતાં તે શક્તિથી આપણો વિકાસ કરી બીજા અસમર્થોને સમર્થ બનાવવામાં, નિર્બળોને સબળ બનાવવામાં ખરચવી એ ઈચ્છનીય છે.

કેટલાક દૈવી સાપના માથા પર મણિ હોય છે. મણિ અમૂલ્ય હોય છે. આપણે પણ જીવનમાં અમૂલ્ય વાતોને માથે ચઢાવવી જોઈએ. સમાજના મુકુટમણિ સમા મહાપુરુષોનું સ્થાન આપણા મસ્તક પર હોવું જોઈએ. તેમના વિચારો મુજબ આપણા જીવનનું ઘડતર કરવાનો અહર્નિશ પ્રયત્ન કરવો જોઈએ. સર્વ વિદ્યાઓમાં મણિરૂપ જે અધ્યાત્મવિદ્યા છે તેને માટે આપણા જીવનમાં અનોખું આકર્ષણ હોવું જોઈએ. આત્મવિકાસ ન સાધી આપે તે જ્ઞાન કેમ કહેવાય ?

સાપ દરમાં રહે છે અને મોટે ભાગે એકાંત સેવે છે. તેથી મુમુક્ષુઓએ જનસમૂહ ટાળવો જોઈએ એ અંગે સાપનો દાખલો આપવામાં આવે છે. વળી સાપ જેમ કાંચળી ઉતારી નાખે છે તેમ યોગ્ય સમયે માણસને સંસારની પ્રવૃત્તિનો કે ખોટી મમતાનો બોજ ઉતારતાં આવડવું જોઈએ. વાનપ્રસ્થ અવસ્થા માણસ માટે કાંચળી ઉતારવાનો યોગ્ય સમય છે. વળી સાપ અતિશય સંતોષી પણ છે. કેટલાક સાપ તો કેવળ વાયુસેવન પર જ જીવે છે.

દેવ-દાનવોએ કરેલ સમુદ્રમંથનમાં સાધનરૂપ બનીને વાસુકી નાગે દુર્જનોને માટે પણ પ્રભુ કાર્યમાં

નિમિત્ત બનવાનો માર્ગ ખુલ્લો કરી મૂકયો છે. દુર્જન માણસ પણ જો સાચા માર્ગે વળે તો તે સાંસ્કૃતિક કાર્યમાં પોતાનો બહુ મોટો ફાળો આપી શકે છે. વળી પોતાની દુર્જનતા સતત સાલતી હોવાથી આ માણસને પોતે કરેલા સત્કાર્ય માટે ઝાઝો ઘમંડ પણ નિર્માણ થતો નથી.

'विषभार सहस्रेण न गर्वं या ति वासुकिः।
वृश्चिको बिंदु मात्रेण प्रोर्ध्वं वहति कंटकम् ॥'

દુર્જન પણ જો ભગવદ્ કાર્યમાં જોડાય તો પ્રભુ પણ તેનો સ્વીકાર કરે છે. એ વાતનું સમર્થન શિવજીએ સાપને પોતાના ગળામાં રાખીને અને વિષ્ણુએ શેષ-શયન કરીને કર્યું છે.

સમગ્ર સૃષ્ટિના હિત માટે વરસતા વરસાદને કારણે, નિર્વાસિત બનેલો સાપ જ્યારે આપણા ઘરમાં અતિથિ બનીને આવે ત્યારે તેને આશરો આપી કૃતજ્ઞ બુધ્ધિથી તેનું પૂજન કરવું એ જ આપણું કર્તવ્ય થઈ પડે છે. આ રીતે નાગ પંચમીનો ઉત્સવ શ્રાવણ મહિનામાં જ ગોઠવવામાં આપણા ઋષિઓએ ખૂબ જ ઔચિત્ય દાખવ્યું છે.



## (૧૧)

# —: શીતળા–સાતમ :—

શ્રાવણ માસની સુદ અને વદ બન્ને સાતમને શીતળા–સાતમ કહેવામાં આવે છે. તેના આગળના દિવસને રાંધણ છઠ કહે છે, રાંધણ છઠના દિવસે બધું રાંધી લીધા પછી બહેનો સગડી ઇત્યાદિ રસોઇના સાધનોની પૂજા કરે છે, અને બીજે દિવસે એટલે કે શીતળા-સાતમને દિવસે ઠંડુ જમે છે.

આ ઉત્સવ સાધન પૂજનો મહિમા સમજાવે છે. જે સાધનો દ્વારા આપણે આપણું કાર્ય સાધીએ છીએ તે સાધનો જડ હોવા છતાં પણ આપણા ઉપયોગમાં આવ્યા છે તેથી આપણી તેના માટે કૃતજ્ઞબુદ્ધિ રહેવી જોઇએ. તાત્વિક દૃષ્ટિએ જોતાં જગતમાં કશું જડ છે જ નહીં'. અને એ રીતે આપણા કામમાં સહાયક બનનાર નિમિત્તરૂપ સાધનોમાં રહેલા સુષુપ્ત ચૈતન્યની આપણે પૂજા કરવી જોઇએ.

શીતળા–સાતમને દિવસે સ્ત્રીઓ સગડીની પૂજા કરે છે. ચૂલો એ તો ઘરનો દેવતા છે. કૃતજ્ઞતાના પાયા પર ઊભેલી ભારતીય સંસ્કૃતિ આ ગૃહદેવતાના ઉપકારને કેમ ભૂલી શકે ? પોતે તપીને જે રોજ આહાર પકવી આપે છે તે ચૂલાનું પૂજન કરીને સ્ત્રીઓ પોતાની કૃતજ્ઞતા પ્રદર્શિત કરે છે. એટલું જ નહીં પણ સતત સંતપ્ત રહેલા એ ચૂલામાં તે દિવસે આંબાનો નાનો રોપ પણ મૂકવામાં આવે છે. એની પાછળ આમ્રવૃક્ષની શીતલતા સતત તેને મળતી રહે તેમજ આંબાના ફળ જેવી મીઠાશ તે રસોઈમાં ભરતો રહે એવી ભાવના છુપાવેલી છે

ભારતીય સંસ્કૃતિ કાર્ય સાધતી વખતે કે કાર્ય સિદ્ધ થયા પછી સાધનોની ઉપેક્ષામાં માનતી નથી. એટલું જ નહીં પણ જે સાધનો કાર્ય–સાધક બન્યા કે બની શકે તેને માટે તે હંમેશા ગૌરવ રાખવાનું સૂચવે છે. સ્ત્રી સગડી કે ઘંટીની પૂજા કરે છે, ખેડુત પોતાના હળની પૂજા કરે છે, વેપારી ત્રાજવાને પવિત્ર માને છે, તેમજ પંડિત પોતાના પુસ્તકનું પૂજન કરે છે. પ્રત્યેક સેવાના સાધનને પવિત્ર માની જે ભારતીય સંસ્કૃતિએ તેનું પૂજન કર્યું છે તે ભારતીય સંસ્કૃતિ 'પ્રત્યેક સેવા કર્મને પવિત્ર માન' એવો ઉદ્‌ઘોષ કરે એ યથાર્થ જ છે. 'સ્વે સ્વે કર્મણ્યભિરત : સંસિદ્ધિં લભતે નરા:'.

કલમ હો કે તલવાર, હળ કે ત્રાજવું, સગડી કે ઝાડુ, પ્રત્યેક વસ્તુને પવિત્ર માનવામાં જ તેનું પૂજન પૂરું થતું નથી. દરેક વસ્તુની પવિત્રતા ટકાવી રાખવામાં, તે વસ્તુને ઉત્કૃષ્ટ રાખવામાંજ તેની પૂજાની પૂર્ણાહુતિ થાય છે. જેમ મળેલું કાર્ય ઉત્કૃષ્ટ રીતે કરવુ એ કાર્યનું પૂજન છે તેમ મળેલી વસ્તુ ઉત્કૃષ્ટ રીતે રાખવી એ વસ્તુનું પૂજન છે. આપણા વસ્ત્રોને આપણે સ્વચ્છ અને પવિત્ર રાખીએ

એ આપણા વસ્ત્રોની પૂજા છે. આપણા પુસ્તકોને પૂઠું ચડાવી નવા જેવાં રાખીએ એ પુસ્તકોનું પૂજન છે.

દાંતને સાફ અને સફેદ રાખવા, શરીરને સ્નાનાદીથી સ્વચ્છ રાખવું, વાળ ઓળેલા રાખવા વગેરે તેમની પૂજા જ છે. વાર-તહેવારે પોતાના વાહનને હાર પહેરાવનાર માણસ પણ તેની પૂજા જ કરે છે. તે જ રીતે સોંપેલું કામ સારામાં સારી રીતે કરવું એ કામની પૂજા છે. ઉત્કૃષ્ટ અભ્યાસ કરવો, માતા–પિતાની આજ્ઞાનું પાલન કરવું, ગુરુની સેવા કરવી ઈત્યાદિ સૌ આપણી કર્મપૂજા છે.

સાધનપૂજા અને કર્મપૂજાનું મહત્વ સાચા અર્થમાં જે સમજી લે છે તેના પર શીતળામાતા પ્રસન્ન થાય છે, તે જ જીવનમાં શીતળતા અનુભવી શકે છે. શીતળા-માતા સેવાની દેવી છે. સેવા કરનાર જેટલી અંતરની શાંતિ મેળવી શકે છે એટલી બીજું કોઈ નથી મેળવી શકતું. સૂપડું અને સાવરણી જેવા ક્ષુદ્ર સેવાનાં સાધનોને તેમની ઉપયોગિતા જોઈ તેમણે પોતાની પાસે રાખ્યા છે. તેમની પૂજા કરવાથી બાળકોને રોગો થતા નથી. સૂપડાથી સાફ કરેલું શુદ્ધ અનાજ ખાવામાં આવે અને રહેવાના સ્થાનો સાવરણીથી સાફ કરી સ્વચ્છ અને સુઘડ રાખવામાં આવે તો રોગોનું પ્રમાણ ઘટી જાય એવો આ ઉત્સવનો સંદેશ છે.





# (૧૨)

## —: શ્રાવણી–પૂર્ણિમા :—

જ્ઞાનનિષ્ઠ બ્રાહ્મણોને યજ્ઞોપવિત બદલવાનો ઉત્સવ, ભક્તિપ્રધાન ભાઈ–બહેનોનો રક્ષા–બંધનનો ઉત્સવ અને કર્મવીર વેપારીઓનો સમુદ્રપૂજનનો ઉત્સવ—આ ત્રણે ઉત્સવોનો ત્રિવેણી સંગમ એટલે જ શ્રાવણી-પૂર્ણિમા.

**ઉપનયન સંસ્કાર :** યજ્ઞોપવિત ધારણ કરવાના સંસ્કારને સોળ સંસ્કારમાં ઉપનયન સંસ્કાર એવું નામ આપવામાં આવ્યું છે. ઉપ એટલે પાસે અને નયન એટલે લઈ જવું. જે સંસ્કારથી શિષ્યને ગુરુની પાસે લઈ જવામાં આવે તે સંસ્કાર એટલે ઉપનયન સંસ્કાર. યજ્ઞોપવિત ધારણ કરનારે વેદનિષ્ઠા અપનાવી હોય છે અને વેદનિષ્ઠા અપનાવેલા શિષ્યને જ ગુરુ જ્ઞાન આપે છે; તેને જ ગુરુ દીક્ષા આપે છે. દીક્ષા એટલે જે દિશા બતાવે તે. દૃષ્ટિ આપે તે, યજ્ઞોપવિત ધારણ કર્યા પછી ગુરુ પાસે જનારને કર્તવ્યની દિશા અને જીવનની દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. આ અર્થમાં ઉપનયનનો અર્થ બીજી આંખ-નવી દૃષ્ટિ—એવો પણ કરી શકાય.

ઉપનયન સંસ્કાર એ દિવ્ય સંસ્કાર છે. તેના દ્વારા માનવને નવો જન્મ મળે છે. તે એનો સંસ્કાર–જન્મ છે. 'જન્મનો જાયતે શૂદ્રો સંસ્કરૈઃ દ્વિજ ઉચ્યતે ।' ઉપનયન સંસ્કાર એટલે તેજસ્વી જીવનની દીક્ષા. જનોઈ આપતી વખતે બટુકને લંગોટી પહેરાવે છે. લંગોટી બાંધવી એટલે વિષયવાસના ઉપર કાબૂ રાખવો. લંગોટી એટલે જીવનમાં ભોગને પ્રાધાન્ય ન આપતાં ત્યાગને આપેલું પ્રાધાન્ય. સુખને ગળે ન લગાડતાં સાદાઈને આલિંગન આપવું. સાદાઈ હોય તો જ વિદ્યા સંપાદન થઈ શકે.

જનોઈ લેતી વખતે કમરે મેખલા બાંધવી પડે છે. મેખલા બંધન એટલે વ્રતબંધન, મેખલા બંધન એટલે જિંદગીમાં આવનારી અગવડો સામે કમર કસીને સંઘર્ષ કરવાની તત્પરતા. મેખલા બંધન જીવનના દેવાસુર સંગ્રામમાં આસુરી વૃત્તિ વિજયી ન બની જાય તે માટેની સતત જાગૃતિ.

બટુકના હાથમાં દંડ આત્મશાસનનું પ્રતીક છે. આત્મશાસન એ જ શ્રેષ્ઠ શાસન છે. બાહ્યશાસન ગમે તેટલું સમર્થ હોય તો પણ માનવને બદલવામાં અસફળ નીવડે છે. પોતાનાં હાથે થયેલા અપરાધનો દંડ કાં તો સજા પોતે જ માગી લેવી એ આત્મશાસનનું રહસ્ય છે. પોતાની જાતથી છુપાવીને માણસ કોઈ જ ગુનો કે પાપ કરી શકતો નથી. વળી દંડ, સંરક્ષણાર્થે પણ ઉપયોગી છે. દંડ જેમ સરળ અને સીધો છે તેમ દંડ ધારણ કરનાર બટુકે સરળ, સીધા અને ટટ્ટાર રહેવાનું છે. ગમે ત્યાં ગમે તેની પાસે નમવાનું નથી. નમીશ તો ફક્ત માતાપિતાને, ગુરુને, સંતોને અને ભગવાનને. માણસ બધે જ ઠેકાણે નમે એટલો દીન કે

લાચાર ન હોવો જોઈએ, તેમજ કોઈને પણ ન નમે એટલો ઉન્મત્ત ન હોવો જોઈએ. નમવાનું યોગ્ય સ્થાન હોય ત્યાં દંડવત્ પ્રણામ કરવાની માનસની તૈયારી હોવી જોઈએ.

જનોઈ લેતી વખતે બટુકે મૃગાજિન બાંધવાનું હોય છે. તે કૃતજ્ઞતાનું પ્રતીક છે. માનવને માંસાહાર પરથી વનસ્પત્યાહાર પર લાવવા માટે ઋષિઓએ વર્ષોના વર્ષો સુધી અથાક પરિશ્રમ કર્યો છે. હરણાંઓની દોડથી પાકને નુકશાન થવા લાગ્યું. અનાજ નષ્ટ થાય તો માનવ ફરી માંસ ખાવા લાગે. એ રીતે મૃગશ એ રાજધર્મ બન્યો. માનવના વિકાસ માટે હરણાંઓનું બલિદાન લેવાય છે એ વાતને ધ્યાનમાં રાખી કૃતજ્ઞ બુદ્ધિથી ઋષિઓએ મૃગચર્મને પવિત્ર માન્યું. દેવસ્થાન કે પૂજામાં ચામડું ચાલે નહીં પણ મૃગચર્મને ત્યાં બાધ આવતો નથી.

જનોઇ એ વૈદિક જીવન-ધારણાનું પ્રતીક છે. જનોઈના નવ તાંતણા હોય છે. અને પ્રત્યેક તાંતણા ઉપર જુદા જુદા નવ દેવતાઓની સ્થાપના કરી હોય છે: પહેલા તંતુ ઉપર ૐકાર, બીજા ઉપર અગ્નિ, ત્રીજા ઉપર નાગ, ચોથા તંતુ ઉપર સોમ, પછી અનુક્રમે પિતૃઓ, પ્રજાપતિ, વાયુ, યમ અને નવમા તંતુ ઉપર વિશ્વ દેવતાઓ—આ રીતે આ દેવોનું આહ્વાન કરી તેમની સ્થાપના કરી હોય છે. જનોઇ હંમેશા આ દેવતાઓની યાદ આપે છે. શરીર ઉપર દેવતા બેઠા છે તે મારા જીવનને અંકુશમાં રાખે છે. જનોઈ દ્વિજના શરીર પર કાયમને માટે ધારણ કરાયેલી હોય છે. તેના પ્રત્યેક કર્મોની તે સાક્ષી છે, તેના કર્તવ્ય અને સંકલ્પોની સ્મારક છે અને પ્રભુના સતત સાંનિધ્યનું પ્રતીક છે.

જનોઈ માનવીને નમ્રતાનો પાઠ શીખવે છે. 'ભગવાન તારી સાથે રહીને તારું જીવન ચલાવે છે—તું તો નિમિત્ત માત્ર છે.' એમ કહીને જનોઇ માનવને નમ્ર બનાવે છે. આ ત્રિસૂત્રી-જ્ઞાન, ભક્તિ અને કર્મનું-પ્રતીક છે.

જનોઈના નવ તંતુઓને ત્રણ ત્રણમાં ગૂંથી ત્રિસૂત્રી બનાવવામાં આવે છે અને એ સૂત્રો પર અનુક્રમે ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદની સ્થાપના કરવામાં આવે છે. ત્યાર પછી આ ત્રણેની ગાંઠ મારવામાં આવે છે. તેને બ્રહ્મગાંઠ કહે છે. ત્યાં અથર્વવેદની સ્થાપના કરવામાં આવે છે. આ ત્રિસૂત્રિ-જ્ઞાન, ભક્તિ અને કર્મ—નું પ્રતીક છે.

જનોઇ એટલે તેજસ્વી બુધ્ધિની દીક્ષા. જનોઇ એટલે બુધ્ધિને પ્રજ્ઞામાં પરિવર્તન કરાવનારું રસાયણ ૐ ભૂર્ભુવઃ સ્વઃ ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્गो देवस्य धीमहि। धियो यो नः प्रचोदयात्॥

'પ્રેરણા આપનાર, ઉત્પન્ન કરનાર, પરમાત્મા દેવનું વરવાયોગ્ય શુધ્ધ તેજ અમે ધારણ કરીએ છીએ, કે જે અમારી બુદ્ધિ કર્મ વગેરેને હંમેશા સન્માર્ગ તરફ પ્રેરણા કરતું રહો.' બુદ્ધિને તેજસ્વી કરનારા ગાયત્રી મંત્રની દીક્ષા જનોઇની સાથે જ આપવામાં આવે છે.

જનોઇ એટલે સંધ્યાની દીક્ષા. પિતૃઓનું તેમજ ઋષિઓનું તર્પણ કરવાનું. આપણને આ

વિશ્વમાં લાવનાર તેમજ સંસ્કાર આપનાર પિતરોનું ભાવપૂર્વક સ્મરણ કરવું.

ટૂંકમાં, જનોઈ લેવી એટલે જીવનનું પરમ લક્ષ્ય નક્કી કરવું. જનોઈ લેવી એટલે જીવનમાં નિયંત્રણ માન્ય કરવું. જનોઈ એટલે તેજની ઉપાસના, સ્વકર્તવ્યનું ભાન તેમજ હરિની હાજરીની અનુભૂતિ!

**રક્ષા-બંધન :** રક્ષા બંધન એટલે પ્રેમ-બંધન. આજના દિવસે બહેન ભાઈના હાથે રાખડી બાંધે છે અને સાથે સાથે હૃદયને પ્રેમથી બાંધે છે. ભાઈ-બહેનનું મિલન એટલે પરાક્રમ અને પ્રેમ તથા સાહસ અને સંયમનો સહયોગ. ભારતની સંસ્કૃતિએ સ્ત્રીનું પૂજન કર્યું-'યત્ર નાર્યસ્તુ પુજ્યન્તે રમન્તે તત્ર દેવતાઃ ।-જ્યાં સ્ત્રી પૂજાય છે, તેનું માન સચવાય છે ત્યાં દેવો રમે છે; ત્યાં દેવોનો વાસ હોય છે.' એવું ભગવાન મનુનું વચન છે. સ્ત્રી-સમાજ તરફ ભોગની દૃષ્ટિથી ન જોતા પવિત્ર દૃષ્ટિથી, માનની ભાવનાથી જોવાનો આદેશ આપનારી ભારતીય સંસ્કૃતિ છે.

રક્ષા-બંધનનો ઉત્સવ એટલે દૃષ્ટિ પરિવર્તનનો તહેવાર! બહેનની રાખડી હાથ પર બંધાતાં જ ભાઈની દૃષ્ટિ બદલાઈ જાય છે. રાખડી બાંધનાર બહેન તરફ એ વિકૃત દૃષ્ટિથી જોતો નથી એટલું જ નહીં પણ એની રક્ષાની જવાબદારી તે પોતે લે છે, જેથી બહેન સમાજમાં નિર્ભય બની ફરી શકે.

વિશ્વમાં સ્ત્રી-પુરુષના સંબંધો અનાદિ છે અને અંત સુધી રહેશે. પતિ-પત્ની, મા-દીકરો, ભાઈ-બહેન વગેરે બધા સંબંધોમાં માત્ર ભાઈ-બહેનનો સંબંધ જ નિરપેક્ષ છે. બાકી બધા સંબંધો સાપેક્ષ છે.

ભાઈને રાખડી બાંધતા પહેલાં બહેન તેના પર તિલક કરે છે. આ કેવળ ભાઈના મસ્તકની પૂજા નથી પણ ભાઈના વિચારો અને બુદ્ધિ પરના વિશ્વાસનું દર્શન છે. બહેન જ્યારે ભાઈના કપાળે તિલક કરે છે ત્યારે સામાન્ય લાગતી એ ક્રિયામાં દૃષ્ટિ પરિવર્તનની મહાન પ્રક્રિયા સમાયેલી હોય છે. સામાન્ય દૃષ્ટિથી જગતને જોતી રહેલી બે આંખો ઉપરાંત ભોગને ભૂલીને ભાવ દૃષ્ટિથી જગતને જોવા માટે જાણે કે ત્રીજી એક પવિત્ર આંખ આપીને બહેને પોતાના ભાઈને ત્રિલોચન બનાવ્યો હોય એવો સંકેત એ ક્રિયામાં દેખાય છે. ભગવાન શંકરે ત્રીજું નેત્ર ઉઘાડી કામને ભસ્મ કરી નાખ્યો હતો. બહેન પણ ભાઈનું ત્રીજું નેત્ર, બુદ્ધિનું લોચન ખોલી તેને વિકાર વાસના ઇત્યાદિને ભસ્મ કરવાનું સૂચવતી હોય છે.

રક્ષા-બંધનને દિવસે પ્રત્યેક બહેન હર્ષઘેલી બને છે. ભાઈના હાથે રાખડી બાંધવી એ બહેનને પોતાના જીવનનો અમૂલ્ય લ્હાવો લાગે છે. રક્ષાના પ્રત્યેક તંતુમાં બહેનના હૃદયનો નિર્વ્યાજ પ્રેમ ભરેલો હોય છે. રક્ષાનું બંધન જીવનમાં ઉપયોગી એવા અનેક બંધનોની રક્ષા કરે છે. લોખંડની મજબૂત બેડીને તોડવા સમર્થ એવો ભાઈ, બહેને બાંધેલી એ નાનકડી રક્ષાના બંધનને તોડી શકતો નથી; તેમજ તેની મર્યાદાને ઉલ્લંઘી શકતો નથી. રક્ષા એ કેવળ સુતરનો દોરો નથી, એ તો છે શીલ અને સ્નેહનું રક્ષણ કરતું તેમજ જીવનમાં સંયમની મહત્તા સમજાવતું પવિત્ર બંધન!

---

"ત્યાગ અને શ્રદ્ધાના છેડા, ભક્તિ ગાંઠ બંધાઈ;
નિરપેક્ષ બાંધવ બહેનીની, સાચી પ્રેમ સગાઈ !"

ભાઈના હાથે રક્ષા બાંધીને બહેન તેની પાસેથી કેવળ પોતાનું રક્ષણ ઇચ્છે છે એટલું જ નહીં પરંતુ સમસ્ત સ્ત્રી જાતને પોતાના ભાઈનું રક્ષણ મળે એવી ઇચ્છા રાખે છે.

વેદોમાં દેવાસુર સંગ્રામમાં દેવોના વિજય નિમિત્તે ઈંદ્રાણીએ હિંમત હારી ગયેલા ઈન્દ્રના હાથમાં રક્ષા બાંધી હતી તેવો ઉલ્લેખ છે. અભિમન્યુની રક્ષા ઇચ્છતી કુંતા માતાએ તેને રાખડી બાંધી હતી. રક્ષા-બંધન એ તો બંધન-રક્ષાનું સ્મારક છે, બંધન-રક્ષા એટલે ધ્યેય-રક્ષા.

રક્ષા-બંધનના પ્રસંગે ભાઈ બહેનને કહે છે, 'તારી રક્ષા કાજે જરૂર પડે તો સર્વસ્વ આપવાની મારી તૈયારી છે.' અને તે સર્વસ્વ આપવાની તૈયારીના પ્રતીકરૂપે બહેનને ભાઈ રૂપિયો આપે છે.

ટૂંકમાં, રક્ષા-બંધન એટલે સ્ત્રી તરફ જોવાની દૃષ્ટિ બદલાવવી. રક્ષા-બંધન એટલે ભાઈએ લીધેલી બહેનના રક્ષણની જવાબદારી; રક્ષા-બંધન એટલે ભાઈ-બહેનના વિશુદ્ધ પ્રેમનું અસ્ખલિત વહેતું ઝરણું ! ભાઈ અને બહેન પરસ્પર પ્રેરક, પોષક અને પૂરક છે એ સંદેશો આપનાર આ ઉત્સવ ભારતીય સંસ્કૃતિની અમૂલ્ય દેણ છે.

**સાગર-પૂજન :** આ ઉત્સવ સાહસિક વેપારીઓ માટે મહત્વનો ઉત્સવ ગણાય છે. સમુદ્ર પર સત્તા ચલાવનાર વરુણદેવ પૂજનથી પ્રસન્ન થઈ માર્ગ લાવતાં અને લઈ જતા વહાણોને નુકશાન ન પહોંચાડે એવો ભાવ આ સમુદ્ર પુજન પાછળ હોઈ શકે. લોહાણા જ્ઞાતિના લોકો તો દરિયાલાલને પોતાના દેવ માને છે. અને આખું વર્ષ તેનું પૂજન કરે છે.

આ ઉત્સવ દ્વારા પ્રાચીનહિંદના વેપાર-ઉદ્યોગની સ્મૃતિ તાજી થાય છે. આ દિવસે ઈજીપ્ત, ગ્રીસ, લંકા, બ્રહ્મદેશ, ચીન, જાવા, ઇત્યાદિ દેશોમાં જઈ પોતાના દેશની સંપત્તિ વધારનારા વેપારી પુર્વજો, તેમજ કલા-કૌશલ્ય, તત્વજ્ઞાન, ધર્મ, ઇત્યાદિનો પ્રચાર વિદેશમાં કરનાર સંસ્કૃતિવીરોની પુણ્યશીલ અને પ્રેરણાદાયી સ્મૃતિ, સાગરમાં નાળિયેર ચઢાવતાં તાજી કરવાની હોય છે. ભારતવર્ષની આધ્યાત્મિક સંસ્કૃતિ એ તો સૌની મજિયારી મિલકત છે. આ સંસ્કૃતિએ ભૌતિક વિજયોની લાલસા ઓછી રાખી છે. ધાર્મિક-દિગ્વિજયો, હૃદયપરિવર્તનો અને પ્રેમશાસન, ધર્મનો પ્રચાર અને સંસ્કૃતિનો પ્રસાર ઠેઠ મુનિ-અગસ્ત્યના કાળથી ચાલ્યો આવ્યો છે. ભગવાન મનુએ કહ્યું છે કે—

'एतद्द्देश प्रसूतस्य सकाशादग्रजन्मनः।
स्वं स्वं चरित्रं शिक्षरेन् पृथिव्यां सर्व मानवाः॥'

---

અર્થાત–આ દેશમાં જન્મેલા સંસ્કૃતિવીરો પાસેથી વિશ્વના સમસ્ત માનવોએ પોત પોતાના ચરિત્રો શીખવાં જોઈએ. સંસ્કૃતિની મશાલ હાથમાં લઈને વિશ્વમાં ઘૂમી વળનાર ધર્મ-વીરો અને લોકયાત્રીઓનું સ્મરણ કરવાનો દિવસ શ્રાવણી–પૂર્ણિમા છે.

'સાગરં સર્વં તીર્થાનિ...' સરિતા કરતાં સંગમ અને સંગમ કરતાં સાગર વધુ પવિત્ર છે એમ ઋષિઓએ કહ્યું છે. ગીતાકારે સ્થિતપ્રજ્ઞને સાગરની સાથે સરખાવ્યો છે.

સાગર ભરતી તેમજ ઓટમાં એક સરખો જ પ્રસન્ન હોય છે. પ્રસન્ન મનુષ્ય જ બીજાને પ્રસન્નતા આપી શકે છે. A smiling face makes ohters smiling. માનસિક વ્યથા અનુભવતો સંતપ્ત માનવ સાગર કિનારે ફરવા જાય તો તેને તત્કાળપુરતી શાંતિનો અનુભવ થાય છે.

વળી સમુદ્ર મૂગો દાની છે. સાગર પોતે વરસાદ આપે છે પરંતુ તે આપવાનો યશ વાદળના નામે ચઢાવે છે. સાગરનો આ ગુપ્તદાનનો મહિમા સાગર-પૂજન કરનાર સૌને સમજાય તો કેટલું સારું !.

ખારો છતાં પણ મીઠો સમુદ્ર ચંદ્રને જોઈને ગાંડો બને છે. સમુદ્ર-પૂજન કરનાર વેપારીએ પણ વિચારવું રહ્યું કે જેને જોઈને ગાંડોઘેલો થવાય એવા કોઈ સંતને પોતાના જીવનમાં સ્થાન છે કે? ચંદ્રને જોઈને જેમ સાગર ઉછળે છે તેમ કોઈ મહાપુરુષના મુખ ચંદ્રને જોઈને આપણા હૃદય-સાગરમાં પણ ભરતી આવવી જોઈએ.

જગત સાગરના મહિમાને જાણે કે ન જાણે પરંતુ ભગવાન યોગેશ્વર સ્વમુખે તેના ગુણગાન ગાય છે.

'વાદળ દ્વારા નિત્ય વહાવે, જે વર્ષા મુશળધાર;
કામ કરે ફળ ના ચહે, એના ગાતા ગુણ ભગવાન !'

સાગર નદીઓને શોધવા નીકળતો નથી; નદીઓ સ્વયં આવીને સાગરને મળે છે; તે રીતે સ્થિતપ્રજ્ઞ કામનાઓની પાછળ દોડતો નથી; કામનાઓ સ્વયં એને શોધતી આવે છે.

આ રીતે વેદનિષ્ઠા અને વેદરક્ષણની પ્રતિજ્ઞાને યાદ આપતો, દધીચનું સ્મરણ કરાવતો, ભાવજીવનને પુષ્ટ બનાવતો, સંપત્તિ ઈશ્વરાર્પણ કરવાનું સૂચવતો શ્રાવણી–પુર્ણિમાનો આ ઉત્સવ ભારતીય જનતા માટે ગૌરવ લેવા જેવો છે. વેદનિષ્ઠાથી સૃષ્ટિનું સંસ્કાર સ્વાસ્થ્ય ટકાવતો, રક્ષા-બંધનથી સમાજનું ભાવજીવન પુષ્ટ કરતો, તેમજ સાગરપુજનથી વૈયક્તિક જીવનની મહાનતાના શિખરોનું દર્શન કરાવતો ત્રિવેણી સંગમ સમો આ ઉત્સવ આપણને પાવન કરે એ જ અભ્યર્થના !

卐

# (૧૩)

# —: જન્માષ્ટમી :—

માનવજાતિને એના કપરા પંથમાં ભાતભાતના લોકોનો સંગાથ થાય છે. આંગળીને વેઢે ગણાય એવા બહુ જ થોડા લોકો ચિરંતન કાળ સુધી સમાજને માર્ગદર્શન કર્યા કરે છે. સ્થળ, કાળ કે પરિસ્થિતિ કાંઈ પણ એમને નકામા બનાવી શકતા નથી. કાંચનની જેમ તપી તપીને એ અધિક ઉજ્જ્વળ બને છે. ચંદનની જેમ ઘસાઈ ઘસાઈને તે વધુ સુગંધ આપે છે. શ્રીકૃષ્ણ આવા અજર-અમર લોમિશામાંના એક છે. કાળની દીવાલોમાં એમણે પોતાના જીવનનું જે ચિત્ર દોર્યું છે એને હવા, પાણી, ટાઢ કે તડકો ઝાંખું કરી શકે તેમ નથી.

કૃષ્ણપક્ષની અષ્ટમીના ચંદ્રની પેઠે એક પગ ઉપર ભાર મૂકી, એક પગ વાંકો રાખી, શરીરને કમનીય વળાંક આપી, મુરલીધરે જે દિવસે સંસારમાં પ્રથમ પ્રાણ ફૂંક્યો તે દિવસ ઈતિહાસના પાને અમર થઈ ગયો. વાદળોનો ગડગડાટ થતો હોય, વીજળીના કડાકા બોલતા હોય, મુશળધાર વરસાદ તૂટી પડ્યો હોય તે વખતે શ્રીકૃષ્ણનો જન્મ થાય છે. જ્યારે જીવનમાં અંધારું લાગતું હોય, નિરાશાનું ગમગીન વાતાવરણ ફેલાઈ ગયું હોય, આપત્તિનો વરસાદ તુટી પડ્યો હોય, દુખ દૈન્યનાં કાળાં વાદળ ધમકી દેતાં ગડગડાટ કરતાં હોય ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ જન્મ લે છે.

ભારતમાં અનંત અવતારો થયા છે. નરરત્નોની પરંપરા ભારતમાં છે. ભારતદેશના રત્નોમાં શોભતો કૃષ્ણ એ કૌસ્તુભમણિ ! યશસ્વી, મુત્સદ્દી, વિજયી યોદ્ધા, ધર્મસામ્રાજ્યના ઉત્પાદક, માનવ વિકાસની પરંપરાનું નૈતિક મૂલ્ય સમજાવનાર ઉદ્‌ગાતા, ધર્મના મહાન પ્રવચનકાર, ભક્તવત્સલ તેમજ જ્ઞાનીઓની અને જિજ્ઞાસુઓની જિજ્ઞાસા પૂરી કરનાર જગદ્‌ગુરુ કૃષ્ણને અનંત પ્રણામ.

બધી જ દૃષ્ટિએ કૃષ્ણ પૂર્ણાવતાર છે. એના જીવનમાં કોઈ ઠેકાણે ચાંચ મારવાની જગ્યા નથી. એક પણ સ્થાન એવું નથી કે જ્યાં ખામી જણાય. આધ્યાત્મિક, સામાજિક, નૈતિક કે બીજી કોઈ પણ દૃષ્ટિથી જોશો તો કૃષ્ણ જેવો સમાજ ઉધ્ધારક બીજો કોઈ પાક્યો નથી, કૃષ્ણના તોલે ઊતરે એવો રાજનીતિજ્ઞ જગતમાં કોઈ ઠેકાણે જોવા મળતો નથી. અધ્યાત્મ તો ભગવાન શ્રીકૃષ્ણનું જ. કૃષ્ણ એટલે નરરત્નોનો કૌસ્તુભમણિ.

જે કાળે ધર્મ સિધ્ધાંતો જીવનમાં નહીં પણ માત્ર પુસ્તકોમાં જ રહેતા તે કાળે કૃષ્ણ જન્મ્યા હતા. સત્તા કે સંપત્તિ વગર પણ સેંકડો 'લોકોનું' સંગઠન કરી શકાય છે, એ એમણે ગોકુળમાં કરી દેખાડ્યું. 'કર્ષતિ આકર્ષતિ ઈતિ કૃષ્ણ'—જે ખેંચે છે, આકર્ષે ,છે, તે કૃષ્ણ. કૃષ્ણે ગોવાળિયાઓને ભેગા કરી તેમનો પ્રેમ જીતી લીધો. કૃષ્ણના કહેવાથી ગોકુળના લોકોએ ઈંદ્રપૂજાની વર્ષોજૂની પરંપરા તોડી નાખી અને ગોવર્ધનપૂજા અપનાવી. આ ઘટનાથી કંસ, જરાસંધ ઈત્યાદિ લોકોની માન્યતાને મોટો ધક્કો લાગ્યો. કૃષ્ણે

સામાન્ય માણસને સમજાવ્યું કે ગજવામાં ભલે દોઢિયું ન હોય, પણ તેજસ્વિતાથી અને નિષ્ઠાથી એકત્ર થઈને શ્વાસ મૂકશો તો જગત બદલાઈ જશે.

ભગવાન શ્રીકૃષ્ણે પોતાનું જીવન એટલું તો સુંદર અને સુગંધીત કર્યું હતું કે જે કોઈ તેમના તરફ જોતું તેને તે પોતાના લાગતા. આજે પણ કૃષ્ણ આપણને એટલો જ આકર્ષક લાગે છે. જન્માષ્ટમી પ્રત્યેક વર્ષે આવે છે પણ લોકોને કેટલો આનંદ આપે છે ! કૃષ્ણનું જીવન જ તેવું છે. જન્માષ્ટમી એટલે પ્રભુપ્રેમીઓના આનંદની પરાકાષ્ઠા !

કૃષ્ણે બધાનાં હૃદયો જીતી લીધાં હતાં. સામાન્ય લોકોમાં તેમણે આત્મપ્રત્યય ઊભો કર્યો. ગોવાળિયાઓમાં ભળી જઈ જેહાદ જગાવ્યું. તેમણે અઘાસુર અને બકાસુરને માર્યા. કાલીયનાગને નાથ્યો. અઘ એટલે પાપ અને બક એટલે દંભ. ગોકુળની અંદર પાપી વિચારો અને દંભી વૃત્તિના લોકોનો તેમણે નાશ કર્યો. કાલીય એ નાગ જાતિનો રાજા હતો. પોતાના ઝેરી અને વિકારી વિચારોના પ્રચારથી તે યમુનાના આસપાસના પ્રદેશને રંજાડી રહ્યો હતો. એ કાલીય નાગનો પણ શ્રીકૃષ્ણે નાશ કર્યો. ઈંદ્રનું પૂજન એટલે વૈભવનું પૂજન. લોકો પૈસાવાળાનું પુજન કરતા હતા તે બંધ કરાવી ભગવાને 'ગો' એટલે ઉપનિષદો (સર્વોપનિષદો ગાવો)નું વર્ણન કરનારા, તેનો વિચાર અને પ્રચાર કરનારાઓનું પૂજન શરૂ કરાવ્યું.

ભગવાન શ્રીકૃષ્ણ નાના હતા ત્યારે ઘેરે ઘેરેથી માખણની ચોરી કરતા હતા. અને તે માખણ તેઓ સૌ બાળગોપાળની સાથે ખાતા. આથી સૌ ગોવાળિયાઓ હૃષ્ટપુષ્ટ થતા. માખણ એટલે નવનીત, અર્ક, સાર. પ્રત્યેક ઘરમાં જે સારરૂપ હોય, જે કંઈ અપનાવવા જેવા સદ્‌ગુણો હોય તે શ્રીકૃષ્ણ ગોપબાળો પાસે પ્રદર્શિત કરતા. આવા ઘરઘરના અને વ્યક્તિવ્યક્તિના સદ્‌ગુણોનું માખણ તેઓ સૌ ગોપબાળોને ખવડાવતા. આનાથી તેઓનું જીવન પુષ્ટ થતું. બીજાના સદ્‌ગુણો દેખાતા. તેના તરફ જોવાની દૃષ્ટિ બદલાઈ જતી. તેથી અંદર અંદર ક્લેશ, કલહ, ઘણુંખરું થતાં જ નહીં. સૌ પ્રેમથી અને શાંતિથી રહેતા.

ગોકુળને તેમણે સ્વાવલંબી, આરોગ્યસંપન્ન, ઉદ્યમશીલ અને પ્રેમાળ બનાવ્યું. શણગાર તરીકે માથા પર મોરપીંછ અને ગળામાં ચણોઠીની માળા ધારણ કરી. ભરવાડોની વેણુને પોતાના શોભની વસ્તુ બનાવી. દેશના પશુધન પર તેમણે પ્રેમ કર્યો. ગેડીદડા જેવી રમત અને મલ્લ-કુસ્તી જેવા કસરતના દાવો અને પ્રયોગોને પ્રચલિત કર્યા. આસુરી વૃત્તિથી ગભરાતા રહેલા લોકોને દિવ્ય અને દૈવી દૃષ્ટિ આપી, તેમનામાં તેજસ્વિતા અને અસ્મિતા નિર્માણ કરી, તેઓને તેમણે નિર્ભય બનાવ્યા. ગોપીઓમાં ભળી જઈ તેમણે સ્ત્રી શક્તિને જાગૃત કરી. સ્ત્રી જો બદલે તો આખો સમાજ બદલે, તે વાત એમણે ગોકુળમાં પ્રયોગ-સિદ્ધ કરી બતાવી. ગોપીઓ જોડેની તેમની લીલામાં વિકાર જોનારની દૃષ્ટિ જ વિકૃત છે અને ભેજું સડી ગયું છે. સાંસ્કૃતિક નિષ્ઠા માટે પ્રયત્ન કરનાર સ્ત્રી-પુરુષ, સામાન્ય-અસામાન્ય સર્વે જનો પર કૃષ્ણે પ્રેમનો વર્ષાવ કર્યો છે.

ભગવાન શ્રીકૃષ્ણ એટલે દૈવી સંસ્કૃતિના નિઃસ્પૃહી, નિરહંકારી અને નમ્ર ઉપાસક. સંસ્કૃતિ માટે

---

એમનું આખું જીવન હતું. તેથી જ તો દુર્યોધન, કંસ, કાલયવન, નરકાસુર, શિશુપાલ અને જરાસંધ જેવા જડવાદી, આસુરી સંસ્કૃતિના પ્રચારકો તાંડવ નૃત્ય કરી રહ્યા હતા ત્યારે ધર્મ નીતિનું સુદર્શન ચક્ર હાથ ધરી તેઓ તે ષડરિપુઓનો નાશ કરે છે. સંસ્કૃતિ પ્રેમી પાંડવોના તેઓ સદાને માટે માર્ગદર્શક રહ્યા છે. અર્જુનના રથની જેમ તેના જીવનરથને પણ પ્રભુ જ સંભાળતા હતા.

શ્રીકૃષ્ણની મૂર્તિ સામે જોતાં કદીક એમ પણ થઈ આવે છે કે પેલી મુરલી કેટલી નસીબદાર છે! તેને પ્રભુએ પોતાના હોઠ પર ધારણ કરી છે અને તેનામાંથી પ્રભુ મધુર સંગીત વહાવી રહ્યા છે. પેલું મોરપીંછ કેટલું ભાગ્યશાળી છે! તેને પ્રભુએ મસ્તક પર ધારણ કર્યું છે અને ચણોઠીની માળાના ભાગ્યની તો વાત જ શી કરવી? કે જેને પ્રભુએ ગળામાં રાખી છે, છાતી સરસી ચાંપી છે! પેલી પાસે ઉભેલી ગાય કેટલી નસીબવંત છે! પ્રભુ તેના પર પ્રેમથી હાથ ફેરવે છે. પણ તેઓ સૌ મૂંગા મૂંગા આપણને કંઈક કહી રહ્યા છે.

પેલી મોરલી કહે છે, "હું. તો પોલી બની છું. પોકળ બની છું; ત્યારે જ મને ભગવાને પોતાની બનાવી છે. તું પણ તારા જીવનમાં પોકળ બન. વાસના વિકારોથી જો તું ઠસોઠસ ભરેલો હશે તો તારામાંથી સંગીત શી રીતે નીકળશે? વળી પ્રભુ મને વગાડે એટલા માટે હું વિંધાઈ પણ ગઈ છું તું પણ પ્રભુનું સંગીત તારામાંથી વહે તે માટે વિંધાઈ જવા અર્થાત તપશ્ચર્યા કે સાધના કરવા તત્પર બન, જે માનવો નિરહંકારી, નમ્ર, પ્રભુકાર્ય માટે કષ્ટ સહન કરવા તૈયાર અને સમર્પિત વૃત્તિના બને છે, તેવા સાધનરૂપ બની ગયેલા લોકોના જીવનમાંથી પ્રભુ મધુર સંગીતના સૂર છેડે છે.

પેલું મોરપીંછ કહે છે, 'તારું જીવન સાવ કોરું હશે તે નહીં ચાલે. ભક્તિના રંગે તારું જીવન રંગાઈ જવા દે. ભક્તિના રંગે રંગાયેલાને પ્રભુ માથા પર ધારણ કરે છે.' વળી મોર એ સરસ્વતીનું વાહન છે. સદ્‌વિદ્યાના વાહકને પણ પ્રભુ મસ્તક પર ધારણ કરે છે.

પેલી લાલ ચણોઠીની માળા કહે છે કે, 'લાલ રંગ પ્રભુને પ્રિય છે કારણ કે તે ક્રાંતિનો રંગ છે. આસુરી સંસ્કૃતિનો નાશ કરી સમાજમાં દૈવી ક્રાંતિ આણનારા સંઘને પ્રભુ પ્રેમથી આલિંગન આપે છે. એ ન ભૂલીશ.'

પ્રભુ પાસે ઊભેલી ગાય આપણને સમજાવે છે, 'ભાઈ, મારા પર પ્રભુ વહાલસોયો હાથ ફેરવે છે કારણ કે હું મારી પ્રત્યેક વસ્તુ બીજાના ઉપયોગ માટે આપી દઉં છું. મારું દૂધ પીને માનવો પુષ્ટ થાય છે, મારું છાણ ખાતર તરીકે અને બળતણ તરીકે તેઓને કામ લાગે છે, મારો પુત્ર બળદ હળે કિંવા ગાડે જોડાઈને તેઓની સેવા કરે છે. મારા મૃત્યુ પછી પણ મારું ચામડું જોડા બનાવવામાં, મારાં શિંગડાં બટન ઈત્યાદિ બનાવવામાં તેઓને ઉપયોગી થાય છે; જેઓ બીજાને માટે ઘસાઈ જાય છે, બીજાના વિકાસાર્થે પોતાનું સર્વસ્વ આપવા તૈયાર અને તત્પર રહે છે, તેની પ્રભુ પોતે સંભાળ રાખે છે.'

---

આ સૌની મૂક વાણી આપણને કર્તવ્યનું ભાન કરાવે છે, જીવનની દિશા સુઝાડે છે.

ભગવાન ખાલી ભાવનાના ભૂખ્યા છે. ભાવનાથી મૂકેલા રુકિમણીના તુલસીદળથી તેઓ તોલાયા છે, દુર્યોધનના છપ્પન ભોગોનો ત્યાગ કરી તેઓ વિદુરજીની ભાવભીની ભાજી જમ્યા છે. રાજસૂય યજ્ઞમાં તેઓએ એઠવાડ ઉપાડયો છે અને અર્જુનના રથના સારથી થઈ તેઓએ તેના ઘોડાને નવરાવ્યા છે.

જગતનો ઈતિહાસ હમેશાં પ્રવૃત્તિ અને નિવૃત્તિમાં ડોલતો રહયો છે. આ બંનેનો સમન્વય ભગવાન શ્રીકૃષ્ણે કર્યો છે. ગીતામાં તુલનાત્મક વિચાર રજુ કરી પ્રવૃત્તિ અને નિવૃત્તિનું માધ્યમ તેમણે આપ્યું છે. તેમણે જીવનનો કર્મયોગ સમજાવ્યો છે તેથી તે જગદગુરુ થયા છે.

ભકિત અને જ્ઞાન જેણે જીવનમાં ઉતાર્યાં છે એવા નિષ્કામ કર્મયોગીની સમજણ શ્રીકૃષ્ણે ગીતામાં આપી છે. ગીતાના શ્લોકો સ્વયં ભગવાન વડે ગવાયા છે. એનું ગાન સૂતેલાને બેઠો કરે છે, એના વિચારો મરેલામાં ચેતન્ય પૂરે છે. કૃષ્ણની મોરલીનું સંગીત એટલે ગીતા.

કૃષ્ણ ગોકુળમાં જન્મે છે. ગોકુળ એટલે આ શરીર. 'ગો' એટલે ઈંદ્રિયો અને કુલ એટલે સમુદાય. આ ઈંદ્રિયોનો સમુદાય જયાં છે તે ગોકુલ. એ ગોકુલમાં કૃષ્ણજન્મ કરો. સ્વેરતાથી ઈંદ્રિયો દોડે છે. તેથી જીવનમાં અસ્વસ્થતા છે. અશાંતિ છે, ગડબડ છે. આ ગોકુલમાં મુરલી વાગતી નથી. ને જે બેસુરું જીવન ચાલતું રહયું છે, તે એક સૂરથી ચાલવું જોઈએ.

સમુદ્રમંથનની જેમ માનવીનું હૃદયમંથન સતત ચાલતું રહયું છે. એ મંથનમાં શું શું વાતો આવે છે? એકાદ વખત અપ્સરા નચાવે છે તો એક વાર એમાંથી દારૂ નીકળે છે, તો એકાદ વખત લક્ષ્મી આવે છે, ઊભી રહે છે અને મોહ પમાડે છે. આ ગોકુલ (દેહ) માં સમુદ્રમંથન સતત ચાલ્યા જ કરતું હોય છે.

તત્વજ્ઞાનનો દ્રષ્ટા, અધ્યાત્મનો મહાન ઉદ્‌ગાતા, ઉપનિષદનાં તત્વોનો સમન્વયાત્મક ચિંતક અને સૃષ્ટિના વિકાસના ઉત્કૃષ્ટ ઉપયોગ માટે એ બધા વિચારોની છણાવટ કરી માનવવંશના ગળામાં ગીતારૂપી સુંદર હાર પહેરાવનાર તત્વજ્ઞાનનો મહાન માળી એટલે કૃષ્ણ. કૃષ્ણ એટલે કલ્યાણ, કૃષ્ણ એટલે આનંદ, કૃષ્ણ એટલે જીવનની સુગંધ, કૃષ્ણ એટલે નૃત્ય ! જેના જીવનમાં આ કૃષ્ણ આવ્યો હોય તે નાચતો હોય, ગાતો હોય, હસતો હોય.

આત્મવિસ્મૃતિ વગર આત્મમિલનનો આનંદ નહીં, એ સમજાવવા જ રાસ દરમ્યાન કૃષ્ણ ખોવાઈ ગયો અને ગોપીઓ ભાન ભૂલી ગઈ. વાંસના સામાન્ય કટકામાં સંગીત નિર્માણ કરનાર કૃષ્ણ, વાંસળીમાં નહીં, વગાડનારમાં માધુર્ય છે, એ વાતની આપણને પ્રતીતિ કરાવે છે. સર્જન અને વિસર્જનનો અજબ સમન્વય તેનામાં દેખાય છે. પોતાની સગી માને વિયોગના દુઃખથી રડાવનાર કૃષ્ણમાં હજારો સ્ત્રીઓનો માતૃપ્રેમ

સ્થિર થયો. ગોકુળમાં ગોકુળના બનીને રહયા પણ ગોકુળ છોડયા પછી પાછું વળીને ત્યાં જોયું પણ નથી. જેના પ્રેમમાં આસક્તિ નહીં, જેના ક્રોધમાં ડંખ નહીં, એવા મહાન કર્મયોગીનો આદર્શ એટલે કૃષ્ણ.

જેને ગૌરવનું ભાન છે છતાં જે નમ્ર છે; જેને દુર્ગુણોનો પડછાયો અડતો નથી છતાં જે કેવળ સદ્‌ગુણોનો જ મહિમા ગાતો નથી; ધોળું શું છે એ સમજે છે છતાં કાળા પ્રિયે જે ઉદાસીન નથી, એ માનવ જ દુનિયાનું નીતિધોરણ ઘડી શકે; એવું ધોરણ કે જે તમામને થોડા ઊંચા લે. આ દૃષ્ટિએ જોતાં કૃષ્ણ એ સાચા અર્થમાં જગદ્‌ગુરુ બનવા યોગ્ય છે. કૃષ્ણે ગીતા જેવું અદ્‌ભુત તત્ત્વજ્ઞાન આપ્યું છે.

પ્રત્યેક માનવના જીવનમાં શ્રીકૃષ્ણની ગીતા, સાંસ્કૃતિક માતાનું પદ પામવી જોઈએ. તેનું ધાવણ પી પ્રત્યેક માણસ પુષ્ટ થવો જોઈએ. મગજમાં કૃષ્ણનો વિચાર, હૃદયમાં કૃષ્ણ પર પ્રેમ, મુખે કૃષ્ણનું નામ અને હાથથી કૃષ્ણનું કામ—આવો સુલભ સમન્વય દરેકના જીવનમાં થવો જોઈએ. માનવ પાસે પૈસો, અધિકાર, વિદ્યા કે વૈભવ કંઈ નહીં હોય તો ચાલશે; ફક્ત કૃષ્ણ પર પ્રેમ,અંતઃકરણનો પ્રેમ હોવો જોઈએ.

અતિ ઉત્કટ જીવન જીવી દેખાડનાર અને અતિ સામાન્ય મનુષ્યને સહજ રીતે સ્વીકારનાર કૃષ્ણ એ ભારતનો આદર્શ યુગપુરુષ છે. પ્રત્યેક ભારતીયે જીવંત પ્રેરણામૂર્તિ કૃષ્ણને પોતાના હૃદય મંદિરમાં અને પોતાના માનસચક્ષુ સમક્ષ સતત રાખવો જોઈએ.



# (१४)

## —: શ્રાદ્ધ :—

ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષનું પખવાડિયું શ્રાધ્ધ પક્ષ અથવા મહાલય પક્ષ કહેવાય છે. આ દિવસો એટલે પૂર્વજો અને ઋષિમુનિઓના સ્મરણ–તર્પણના દિવસો. શ્રાધ્ધ એટલે 'શ્રદ્ધયા યત્ ક્રિયતે તત્।' શ્રધ્ધાથી જે અંજલિ આપવામાં આવે છે તેને શ્રાધ્ધ કહેવામાં આવે છે. જે પિતરો અને પૂર્વજોએ આપણા કલ્યાણ માટે ચામડી ઘસી નાખી, લોહીનું પાણી કર્યું, એ સૌનું શ્રધ્ધાથી સ્મરણ કરી તેઓ જે યોનિમાં હોય તે યોનિમાં તેઓને દુઃખ ન પડે, સુખ અને શાંતિ મળે તે માટે પિંડદાન અને તર્પણ કરવાનું.

તર્પણ કરવાનું એટલે તૃપ્ત કરવાના. જે વિચારો માટે, જે ધર્મ અને સંસ્કૃતિ માટે તેઓએ પોતાનું જીવન ખર્ચી નાખ્યું હોય, તે વિચારો, ધર્મ અને સંસ્કૃતિ ટકાવી રાખવા આપણે પ્રયત્ન કરીએ; તેઓની આબરૂ પ્રતિષ્ઠા વધે એવું વર્તન અને જીવન રાખીએ તો તે જરૂર તૃપ્ત થાય. રોજ દેવો, પિતૃઓ અને ઋષિઓની તૃપ્તિ રહે એવું જીવન જીવવું જોઈએ અને વર્ષમાં એક દિવસ જે પિતૃને, ઋષિને આપણે માન્યા હોય તેમના શ્રાધ્ધ નિમિત્તે આપણા જીવનનું આત્મપરીક્ષણ કરવું જોઈએ અને કેટલા આગળ ગયા તથા ક્યાં ભૂલ્યા તેનો વિચાર તટસ્થ રહીને કરવો જોઈએ.

શ્રાધ્ધના દિવસો એટલે કૃતજ્ઞતાપૂર્વક પિતૃઓનું સ્મરણ કરવાના દિવસો. કૃતઘ્નતા જેવું બીજું એકેય પાપ નથી.

> ब्रह्मघ्ने च सुरापे च चौरे भग्नव्रते तथा।
> निष्कृतिर्विहिता लोके कृतघ्ने नास्ति निष्कृतिः॥

"બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી તેમજ વ્રતભંગ આ બધાં પાપોનું પ્રાયશ્ચિત છે પણ કૃતઘ્નતાનું કોઈ પ્રાયશ્ચિત નથી." આવા મોટાં પાતકમાંથી આપણે બચીએ એટલા માટે આપણા પૂર્વજોએ, ઋષિઓએ શ્રધ્ધાના દિવસો નક્કી કર્યા.

શ્રાધ્ધ પરંપરા જાળવે છે, સાંસ્કૃતિક વારસો જીવંત રાખે છે. નિસર્ગ જેને શરીરથી લઈ જાય છે તેને શ્રધ્ધામય સ્મરણ અમર બનાવે છે. કાળે જેમનો નાશ કર્યો છે પણ કર્મો અને વિચારોએ જેમને ચિરંજીવ બનાવ્યા છે એવા ધર્મવીરો અને કર્મવીરોનું કૃતજ્ઞભાવે પૂજન કરી આ દિવસોમાં કૃતકૃત્ય થવાનું.

માનવજીવન વિવિધ ઋણમુક્તિ માટે છે. આપણા પર દેવોનું ઋણ છે. અને ઋષિઓનું ઋણ છે. આપણો સાંસ્કૃતિક બગીચો મહેકતો અને મઘમઘતો બનાવવા માટે તથા પછીની પેઢીઓ શાંત, કલ્યાણકારી અને પવિત્ર જીવન ગાળી શકે તે માટે તેઓએ પોતાના સુખ–સગવડનું બલિદાન આપ્યું છે. આ નિઃસ્વાર્થ

---

કર્મયોગીઓના ઋણમાંથી મુકત થવા આપણે શું શું કરવું જોઈએ તેનો આ પંદર દિવસમાં વિચાર કરવાનો.

દેવનું સતત ધ્યાન, પૂજન તેમજ સ્મરણ કરનારો દેવના ઋણમાંથી મુકત થતો જાય છે, "દેવો ભૂત્વા દેવં યજેત્" દેવ થઈને દેવની પુજા કરવી જોઈએ. દેવ 'સત્યમ્ શિવમ્ સુંદરમ્' છે. તેથી આ ઋણમાંથી મુકત થવાની ઈચ્છા રાખનારે સતત દેવના થવા તેમજ દેવ જેવા પ્રભાવંત થવા પ્રયત્ન કરવો જોઈએ.

શ્રાધ્ધના દિવસો એટલે ઋષિતર્પણના દિવસો. ભારતીય સંસ્કૃતિની મહાનતા, ભવ્યતા, દિવ્યતા, એ ઋષિઓને આભારી છે. ભારતની આજે પણ વિશ્વમાં કિંમત થાય છે તેનું કારણ આપણા ઋષિઓ છે. ભાવિ પેઢી આનંદમય જીવન જીવે તે માટે નિરપેક્ષ ભાવે લોહીનું પાણી કરી તેમણે દિવ્ય વિચારસરણી આપી. પોતે બળીને લોકોનાં જીવન પ્રકાશીત કર્યાં. તેથી સમાજ તેમનો ઋણી છે. ઋષિઓનું ઋણ અદા કરવા ઋષિના વિચારોનો પ્રચાર કરવો જોઈએ.

જેમણે આપણને જન્મ આપ્યો, જેમની કૃપાથી આપણે નાનાના મોટા થયા, આપણા કલ્યાણ માટે જેમણે પોતાના સ્વાર્થનો ત્યાગ કર્યો તે પિતરોનું આપણા પર ઋણ છે. કોઈ પણ માનવ નિઃસ્વાર્થ ભાવે આપણું કંઈક કામ કરે, આપણા પર કંઈક ઉપકાર કરે તો આપણે તેના ઋણી થયા કહેવાઈએ. આપણા પિતરોએ આપણા પર અસંખ્ય ઉપકારો કર્યા છે. તેમને તૃપ્તિ થાય તેવું કંઈક કરવું એ જ પિતૃઋણમાંથી મુકત થવાનો ઉપાય છે. કોઈ કારણ વશ પિતા પોતાના જીવનનું નિશ્ચિત ધ્યેય સિધ્ધ ન કરી શકે તો તે સિધ્ધ કરવાની જવાબદારી પુત્રની છે. પુત્ર આ અભિલાષા પૂર્ણ કરે તો પિતા સંતુષ્ટ થાય એ સ્વાભાવિક છે. પિતાએ આપેલા ધ્યેયને આગળ વધારે તે સંતાન. આવો પુત્ર જ પિતાનું સાચું તર્પણ કરી શકે. પિતૃતર્પણ એટલે પિતૃઓને યાદ કરી તેમણે આપેલા ધ્યેય તરફ હું કેટલો આગળ વધ્યો તેનું સરવૈયું કાઢવું. મારે પણ મારા પિતૃઓની માફક જવાનું છે એનું સ્મરણ કરીને સત્કૃત્યોનું ભાથુ બાંધવા તત્પર થવું જોઈએ.

ત્રિવિધ ઋણમાંથી મુકત થવાનો આ દિવસોમાં વિચાર કરવાનો, એટલું જ નહીં પણ આપણામાં આ સમજણ આવતાં જ તે બીજાને પણ આપવાની. શ્રધ્ધાથી થાય તે શ્રાધ્ધ.



# (૧૫)

# —: નવરાત્રિ :—

નવરાત્રિના દિવસો એટલે શક્તિની ઉપાસના કરવાના દિવસો. જગતમાં કોઈ પણ નૈતિક મૂલ્યો કેવળ સારાં છે તેથી ટકતાં નથી; પરંતુ તેમનું અસ્તિત્વ ટકાવી રાખવા માટે તેમની પાછળ સમર્થ લોકોની તપશ્ચર્યાનું પીઠબળ હોવું જરૂરી છે. જગતમાં તપશ્ચર્યને યશ મળે છે—એ વાત સત્યના ઉપાસકોએ ભૂલવી ન જોઈએ. તપશ્ચર્યાના બળથી જગતમાં ઘણી વાર અસત્ મૂલ્યો પણ વિજયી થયાં છે, એ વાત આપણને ઉપરોક્ત સત્યની ઝાંખી કરાવે છે. નબળા લોકોનાં સત્વ, સંસ્કાર કે સંસ્કૃતિને કોઈ જ પુછતું નથી.

આસો મહિનામાં આવતા આ નવરાત્રિ ઉત્સવ માટે એક પૌરાણિક કથા પ્રસિધ્ધ છે. મહિષાસુર નામનો એક રાક્ષસ અતિ પ્રભાવી થયો હતો. તેણે પોતાના સામર્થ્યના જોરે બધા જ દેવો તેમજ મનુષ્યોને 'ત્રાહિ મામ્' પોકારતા કરી મૂકયા હતા. દૈવી વિચારોની પ્રભા ઝાંખી થઈ હતી અને દૈવી લોકો ભયગ્રસ્ત બન્યા હતા. હિંમત હારી ગયેલા દેવોએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની આરાધના કરી. દેવોની પ્રાર્થનાથી પ્રસન્ન થયેલા આદ્ય દેવો મહિષાસુર પર ક્રોધે ભરાયા. તેમના પુણ્ય પ્રકોપમાંથી એક દૈવી શક્તિ નિર્માણ થઈ. બધા દેવોએ જયજયકાર કરી તેને વધાવી, તેનું પૂજન કર્યું, તેને પોતાના દિવ્ય આયુધોથી મંડિત કરી. આ દૈવી શક્તિએ નવ દિવસના અવિરત યુદ્ધ પછી મહિષાસુરને હણ્યો, આસુરી વૃત્તિને ડામી દઈને સંપત્તિની પુનઃ સ્થાપના કરી, દેવોને અભય આપ્યું. આ દૈવી શક્તિ તે જ આપણી જગદંબા. આ દિવસોમાં મા પાસે સામર્થ્ય માગવાનું તેમજ આસુરી વૃત્તિ પર વિજય મેળવવાનો. આજે પણ મહિષાસુર પ્રત્યેકના હૃદયમાં પોતાનું સ્થાન જમાવી બેઠો છે અને અંદર રહેલી દૈવી વૃત્તિને ગૂંગળાવી રહ્યો છે. મહિષાસુરની માયાને ઓળખવા તેમજ તેની આસુરી નાગચૂડમાંથી મુક્ત થવા જરૂર છે દૈવી શક્તિની આરાધનાની ! નવેનવ દિવસ અખંડ દીપ પ્રગટાવી મા જગદંબાની પૂજા કરી તેની પાસેથી શક્તિ મેળવવાના દહાડા તે જ નવરાત્રિના દહાડા !

અસુર એટલે "અસુષુ રમન્તે ઈતિ અસુરાઃ"—પ્રાણોમાં રમમાણ થનારો, ભોગોમાં જ રમમાણ થનારો. તેમજ મહિષ એટલે પાડો; અને એ રીતે જેનાં પાડાની વૃત્તિ રાખનારો અસુર તે મહિષાસુર. આ મહિષાસુરને નાથવા મા પાસે સામર્થ્ય માગવાના દિવસો એટલે નવરાત્રિના દિવસો !

આપણા વેદોએ પણ શક્તિની ઉપાસનાને ખૂબ જ મહત્વ આપ્યું છે. મહાભારતનું પાનેપાનું બ્રહ્મોપાસના તેમજ શૌર્યપૂજાથી ભરેલું છે. વ્યાસ, ભીષ્મ અને કૃષ્ણનાં બધાં જ આખ્યાનો તેજ, ઓજ, શૌર્ય, પૌરુષ અને પરાક્રમથી અંકિત થયેલા દેખાય છે. મહર્ષિ વ્યાસે પાંડવોને શક્તિ ઉપાસનાનું સમજાવ્યું છે. તેમજ પાંડવોને શિખામણ આપી છે કે તમારે જો ધર્મનાં મૂલ્યો ટકાવવાં હોય તો હાથ જોડી બેસી રહે નહીં ચાલે, શક્તિની ઉપાસના કરવી પડશે. અર્જુનને દિવ્ય અસ્ત્ર મળવવા તેમણે જ સ્વર્ગમાં જવાનું સૂચન કર્યું હતું.

---

અનાદિ કાળથી સદ્‌વિચારો ઉપર, દૈવી વિચારો ઉપર આસુરી વૃત્તિ હુમલો કરતી આવી છે અને દૈવી વિચાર અગવડમાં આવતા જ દેવોએ ભગવાન પાસે શક્તિ માગી, સામર્થ્ય માગ્યું અને આસુરી વૃત્તિનો પરાભવ કર્યો. ફક્ત સદ્‌વિચાર હોવા એ પૂરતું નથી. તેનું રક્ષણ થવું પણ જરૂરી છે અને તે માટે શક્તિની ઉપાસના જરૂરી છે.

આપણે પણ આળસને ખંખેરી, ક્ષણિક પ્રમાદને આઘો કરી, પુનઃશક્તિની ઉપાસના શરૂ કરવી જોઈએ. 'સંઘે શક્તિ: કલૌ યુગે ।' એ વાત ધ્યાનમાં રાખી નવરાત્રિના દિવસોમાં દૈવી વિચારના લોકોનું સંગઠન સાધવાનો પ્રયત્ન કરવો જોઈએ. એ સંગઠનમાં પ્રમુખસ્થાને જગદંબા રહેશે અને એની ભક્તિથી જ આપણામાં શક્તિ પ્રગટશે એ સૂચવવા જ નવરાત્રિના દિવસો દરમ્યાન ગરબા કે રાસરૂપે માની આસપાસ ઘૂમવાનું હોય છે. માની આસપાસ ફરતા ફરતાં મા પાસેથી માગવું જોઈએ કે. 'મા, તું અમને સદ્‌બુદ્ધિ આપ. અમને સંઘબળ આપ. અમારા સંઘબળ આડે અમારો અહંકાર આવે છે, અમારી પાઢાવૃત્તિ આવે છે, અમારો દ્વેષ આવે છે, તેને તું ખાઈ જા.'

આ દિવસોમાં એકત્રિત થઈ માનું સ્તવન ગાયું, તેની પ્રાર્થના કરી માગીશું :

'या देवी सर्वभूतेपु बुद्धिरूपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥'

'મા, અમારી બુદ્ધિ કુંઠિત થઈ છે, અમો સદ્-અસદ્‌નો વિવેક ભૂલ્યા છીએ. અમને બુદ્ધિ શક્તિ આપ'.

या देवी सर्वभूतेपु श्रद्धारूपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥

'મા, અમો શ્રદ્ધાહીન થયા છીએ. શ્રદ્ધાનું પાથેય બુદ્ધિની ચાપલૂસીમાં ખલાસ કર્યું છે. અમને કોઈમાં પણ શ્રદ્ધા નથી. અમારી જાતમાં પણ શ્રદ્ધા નથી. શ્રદ્ધા સ્વરૂપિણી મા, અમને શ્રદ્ધાનું પાથેય આપ'.

या देवी सर्वभूतेपु शक्तिरूपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥

'મા, અમે શક્તિહીન થયા છીએ, અમર્યાદિત ભોગો ભોગવીને અમે ગલિતવીર્ય થયા છીએ. મા, તું શક્તિ આપ, બળ આપ. તું શક્તિ આપશે તો જ આસુરી વૃત્તિનો પરાભવ કરી શકાશે'.

મા જગદંબાની આપણી આ ઉપાસના નવરાત્રિમાં શરૂ થાય, પરંતુ માત્ર નવ દિવસ પૂરતી સીમિત ન રહે એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. જગદંબાની આસપાસ ફરતાં ફરતાં સાચાભાવથી પ્રાર્થના કરવી જોઈએ કે,

'ચરણો ભમે સદાય મારા તવ કામમાં,
તારા એ રૂપમાં રમે સદાય આંખડી!
પુષ્પ બની હારમાં તારા વેરાઈ રહું,
કંટકથી રક્ષવા બનું હું તારી રાખડી!

સંક્ષેપમાં કહેવું હોય તો નવરાત્રિના દિવસો એટલે શક્તિની ઉપાસનાના દિવસો. 'મા'ની પૂજાના દિવસો, સંઘશક્તિનું મહત્વ અને ભક્તિની મહત્તા સમજાવતા દિવસો! આ દિવસોમાં વહેતો રહેશો, સાધનાનો સૂર પકડી લઈએ અને જીવનને સમર્પણના સંગીતથી ભરી દઈએ.



## (૧૬)

# —: વિજયા—દશમી :—

'यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥'

'જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે, તેમ જ જ્યાં ધનુર્ધર પાર્થ છે ત્યાં જ વિજય છે, લક્ષ્મી છે, કલ્યાણ છે તેમજ શાશ્વત નીતિ છે એવો મારો મત છે.' એમ મહર્ષિ વ્યાસ ગીતાના અંતિમ શ્લોકમાં કહે છે.

યોગેશ્વર કૃષ્ણ એટલે ઈશકૃપા અને ધનુર્ધર પાર્થ એટલે માનવ પ્રયત્ન—આ બંનેનો જ્યાં સુયોગ સધાય ત્યાં શું અસંભવિત રહે? ચઢતો માનવ—પ્રયત્ન અને અવતરતી ઈશકૃપાનું મિલન જ્યાં સર્જાય ત્યાં વિજયનો જ ઘંટનાદ સંભળાય એ નિર્વિવાદ ઘટના છે. દશેરાનો ઉત્સવ એટલે ભક્તિ અને શક્તિનો સમન્વય સમજાવતો ઉત્સવ. નવરાત્રિના નવ દિવસ જગદંબાની ઉપાસના કરી શક્તિ પ્રાપ્ત કરેલો મનુષ્ય વિજય પ્રાપ્તિ માટે થનગની ઊઠે એ તદ્દન સ્વાભાવિક છે. આ રીતે જોતાં દશેરાનો ઉત્સવ એટલે વિજય પ્રસ્થાનનો ઉત્સવ.

ભારતીય સંસ્કૃતિ વીરતાની પૂજક છે, શૌર્યની ઉપાસક છે. વ્યક્તિ તેમજ સમાજના લોહીમાં વીરતા પ્રગટે તે માટે તેણે દશેરાનો ઉત્સવ રાખ્યો. જો યુદ્ધ અનિવાર્ય હોય તો શત્રુના હુમલાની રાહ જોયા વગર તેના ઉપર ચઢાઈ કરી તેનો પરાભવ કરવો એ કુશળ રાજનીતિ છે.

પ્રભુ રામચંદ્રના સમયથી જ આ દિવસ વિજય પ્રસ્થાનનું પ્રતીક બન્યો છે. ભગવાન રામચંદ્રે રાવણને મહાત કરવા આ જ દિવસે પ્રસ્થાન કર્યું હતું. છત્રપતિ શિવાજીએ પણ ઔરંગઝેબને જેર કરવા આ જ દિવસે પ્રસ્થાન કરી હિન્દુ ધર્મનું રક્ષણ કર્યું હતું. આપણા ઈતિહાસમાં આવા અનેક દાખલા છે કે જ્યારે હિંદુ રાજાઓ આ દિવસે વિજય પ્રસ્થાન કરતા હતા.

રઘુરાજાને પણ સીમોલ્લંઘન કરવાનો પ્રસંગ આવ્યો હતો. રઘુરાજાને ત્યાં વરતંતુનો શિષ્ય કૌત્સ આશ્રમ માટે ગુરુદક્ષિણાના રૂપમાં ચૌદ કરોડ સોનામહોર લેવા આવ્યો. સર્વ દક્ષિણાદાન આપી શરદના મેઘની જેમ રઘુરાજા ખાલી થઈ ગયા હતા. રઘુરાજાને લાગ્યું કે 'વેદવિદ્યાવ્રતસ્નાતક ગુરુદક્ષિણા માટે આવે અને ખાલી હાથે મારે આંગણેથી પાછા ફરે તો તો મારી સાત પેઢી લાજે. એ અપયશ હું નહીં લઉં.'

રઘુએ કુબેર, જે હંમેશાં ધન સંગ્રહીને જ બેઠો છે, તેને સીમોલ્લંઘનનું 'અલ્ટીમેટમ' આપ્યું. ગભરાઈને કુબેરે શમી વૃક્ષ ઉપર સોનામહોરોનો વરસાદ વરસાવ્યો. શમી વૃક્ષે વૈભવ આપ્યો તેથી તેનું પૂજન થવા લાગ્યું. પાંડવોએ પોતાના દિવ્ય અસ્ત્રો શમી વૃક્ષ ઉપર સંતાડી રાખ્યા હતા તેથી પણ તેનું મહાત્મ્ય વધ્યું.

રઘુએ શમી વૃક્ષ ઉપર વર્ષારૂપે પડેલી સોનામહોરો કૌત્સને આપી. 'ચૌદ કરોડથી વધુ ન લઉં' તેવો તેણે આગ્રહ રાખ્યો અને 'તારા નિમિત્તે આવી છે તેથી વધારાની મારી તિજોરીમાં રખાય નહીં' એવો આગ્રહ રઘુએ સેવ્યો. વૈભવ ન લેવા માટેનો આગ્રહ કદાચ ભારતમાં જ માત્ર જોવા મળશે. વધેલી સોનામહોરો લોકોમાં લૂંટાવી.

સુવર્ણમહોરના પ્રતીક તરીકે આજે પણ શમીપૂજન પછી શમીના પાન આપણે પરસ્પર એક બીજાને આપીએ છીએ. જે વૈભવ મળ્યો છે તે હું એકલો ભોગવીશ નહીં, આપણે સાથે ભોગવીશું: આપણે વહેંચીને ખાઈશું. કેવો ઉદાત્ત ભાવ!

બાહ્ય શત્રુઓની માફક આપણા આંતર શત્રુઓ પણ ઘણા છે. કામ, ક્રોધ, લોભ, મોહ મદ અને મત્સર એ માનવ માત્રના ષડ્‌રિપુ છે. આજના વિજય પ્રસ્થાનના શુભ દિવસે તેમની ચાલ ઓળખી લઈ, તેઓ આપણા પર હુમલો કરે તે પહેલાં આપણે તેમના પર હુમલો કરી તેમને આપણી સીમમાં આગળ વધતાં અટકાવીએ

તે જ રીતે આળસ એ પણ આપણો એક મહાન શત્રુ છે. દૃઢ સંકલ્પથી આપણે એ કાયમના શત્રુ ઉપર કાબુ મેળવીએ.

'પૌરુષને પ્રેરે જીવનમાં
આળસને ખંખેરે પલમાં;
રહેતો ના લવલેશ પ્રમાદ,
છે જ અમારો ઇશ્વરવાદ!'

આજે નૈતિક મૂલ્યો ભયમાં મુકાયાં છે. ભવ્ય અને મહાન સંસ્કૃતિ મૃત્યુશય્યા પર છેલ્લો શ્વાસ લઈ રહી છે, ત્યારે હું ચૂપચાપ કેમ બેસી શકું? વધતી જતી આસુરી શક્તિને યથાશક્તિ ખાળવા પ્રયત્ન કરીશ. યોગેશ્વર મારી જોડે છે. 'મારામાં રહેલું સર્વ સામર્થ્ય શત્રુને ડામવામાં ખર્ચી નાખીશ; અને પાછો ફરીશ તો જયમાળા પહેરીને જ આવીશ. આ દૃઢ સંકલ્પ સાથે રણે ચઢવાનો દિવસ એટલે દશેરાનો દિવસ!

"યોગેશ્વર સથવારે દોડે,
પ્રભુકાર્યથી મુખ નવ મોડે;
વિજય તણો હો ઘંટાનાદ,
છે જ અમારો ઇશ્વરવાદ!"

ટૂંકમાં દશેરાનો દિવસ એટલે સમાજમાં રહેલી દીન, હીન, લાચાર તેમજ ભોગની વૃત્તિને સંહારવા કટિબદ્ધ થવાનો દિવસ! ધન અને વૈભવને વહેંચીને ભોગવવાનો દિવસ! બાહ્ય શત્રુની સાથે સાથે અંદર બેઠેલા ષડ્‌રિપુ ઉપર વિજય મેળવવા કૃતનિશ્ચયી બનવાનો દિવસ! દશેરા એટલે વીરતાનો વૈભવ, શૌર્યનો શૃંગાર અને પરાક્રમની પૂજા! દશેરા એટલે ભક્તિ અને શક્તિનું પવિત્ર મિલન!



# (૧૭)

## —: શરદ–પૂર્ણિમા :—

अश्विने शुक्लपक्षे तु भवेद्या चैव पूर्णिमा।
तद्रात्रौ पूजनं कुर्याच्छ्रियो जागृतिपूर्वकम् ॥
निशीथे वरदा लक्ष्मीः को जागर्तीति भाषिणी।
जगति भ्रमते तस्यां लोकचेष्टावलोकिनी।
तस्मै वित्तं प्रयच्छामि यो जागर्ति महीतले ॥'

'આસો સુદ પૂર્ણિમાએ રાતે લક્ષ્મીનું પુજન કરવું અને જાગરણ કરવું. તે દિવસે મધરાત વખતે વર આપનારી લક્ષ્મી, "કોણ જાગે છે?" એમ બોલતા બોલતાં અને "જે જાગતો હશે તેને ધન આપીશ" એવો વિચાર કરી, મનુષ્યની ચેષ્ટા જોતાં પૃથ્વીમાં ફરે છે'

લક્ષ્મી એટલે શ્રી, શોભા! લક્ષ્મી અનેક પ્રકારની છે, વિત્ત લક્ષ્મી, ગુણ લક્ષ્મી, સૌંદર્ય લક્ષ્મી, ભાવ લક્ષ્મી વગેરે. બધા જ પ્રકારની લક્ષ્મી જાગૃત માણસને મળે છે. આળસુ, પ્રમાદી કે ઊંઘતો માણસ પ્રત્યક્ષ સામે આવેલી લક્ષ્મીને પણ વધાવી શકતો નથી. તેથી જ તો સંતવાણીએ ગાયું છે કે:

'ઉઠ જાગ મુસાફિર ભોર ભઈ
અબ રૈન કહાં જો સોવત હૈ;
જો સોવત હૈ સો ખોવત હૈ
જો જાગત હૈ સો પાવત હૈ!'

ઉપનિષદમાં કહ્યું છે કે, ઉત્તિષ્ઠત, જાગ્રત પ્રાપ્ય વરાન્નિ બોધત' 'Arise, awake and stop not till the goal is reached' આ વાક્યમાં પહેલાં ઊઠવાનું અને પછી જાગવાનું કહ્યું છે. એનો અર્થ ઊઠયા પછી પણ માણસે જાગવાની જરૂર છે. ઘણા ઊઠેલા માણસો પણ જાગેલા હોતા નથી. ઊઠવું એ શારીરિક છે જ્યારે જાગવામાં માનસિક તેમજ બૌદ્ધિક જાગૃતિ અપેક્ષિત છે.

જન જાગે તો જ સવાર, નહીં તો ઘોર અંધારી રાત;
કહું છું અજબ અનોખી વાત!
કૂકડો બોલે રાત સિધાવે, વાત ન સાચી ભ્રાત,
સોડ તાણી સૂતેલા નરનું ક્યાંથી થાય પ્રભાત?
કહું છું અજબ અનોખી વાત'

શરદ–પૂર્ણિમા એટલે જાગૃતિનો ઉત્સવ, વૈભવનો ઉત્સવ, આનંદનો ઉત્સવ, ઉલ્લાસનો ઉત્સવ! તે

---

દિવસે ચંદ્ર પોતાની સોળે કળાએ ખીલે છે. જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ તે દિવસે ચંદ્ર પૃથ્વીની વધારેમાં વધારે નજીક હોય છે. આખા વરસમાં તે દિવસનો ચંદ્ર સૌથી મોટો લાગે છે. ચોમાસાના ચાર મહિના વાદળઘેર્યા આકાશને કારણે સ્પષ્ટ ચંદ્રદર્શન ન થઇ શકવાથી પણ શરદ-પૂર્ણિમાનો ચંદ્ર વધુ આકર્ષક લાગે છે.

ચંદ્ર પાસે સુંદરતા અને શીતળતાનો સમન્વય જોવા મળે છે કેવળ બાહ્ય સૌંદર્ય કેટલીકવાર મોહક, માદક કે દાહક પણ બને છે. પરંતુ એમાં જ્યારે આંતરસૌંદર્ય ભળે ત્યારે તે શીતળ અને શાંતિદાયક બને છે. સંતો પાસે ચંદ્રની શીતળતા ચાંદની જેવું સૌંદર્ય હોય છે. આપણા અતિ પ્યારા અવતારો રામ અને કૃષ્ણ પાસે પણ ચંદ્ર જેવું શાંત અને પ્રસન્ન સૌંદર્ય હતું. તેથી જ લોકો તેને પ્રેમથી રામચંદ્ર અને કૃષ્ણચંદ્ર કહેવા લાગ્યા.

ગીતામાં ભગવાને 'નક્ષત્રાણામહં શશી' એમ કહીને ચંદ્રને પોતાની વિભૂતિ ગણાવી છે. સૂર્યના તેજ સામે જોવું અઘરું છે પણ ચંદ્ર સામે તો કલાકો સુધી મીટ માંડીને બેસી શકાય છે. ચંદ્ર એ મનનો દેવ છે. સંતપ્ત મનનો માણસ પૂર્ણિમાની રાત્રે ચાંદનીમાં વિહરવા નીકળી પડે તો તે તેને માનસિક શાંતિનો કંઇક અંશે અનુભવ થાય. મનોવિહારમાં મસ્ત રહેનારા કવિઓ તો પોતાનાં ઘણાં કાવ્યોની પ્રેરણા ચંદ્ર પાસેથી મેળવતા હોય છે; એટલું જ નહીં કેટલીકવાર તો ચંદ્રને જ કાવ્યનો વિષય બનાવતા હોય છે. ચંદ્રના અસ્તિત્વના કારણે કવિઓને સુંદરતાનું પ્રતીક શોધવાનો પરિશ્રમ કરવો પડતો નથી. સ્ત્રી કે પુરુષનું વર્ણન કરતી વખતે ચંદ્રમુખી કે ચંદ્રવદન કહેતાં જ સૌંદર્ય પ્રગટ કરવાનું તેમનું કામ સમાપ્ત થઈ જાય છે. સાગર તો ચંદ્રને જોઈને ગાંડો જ બને છે. પ્રેમીઓના હૃદય સાગરમાં પણ ચંદ્રદર્શનથી ભરતી આવે છે. સાગર અને શશીનું સાંનિધ્ય મેળવવા જ કદાચ યુવાન પ્રેમીઓ ચાંદની રાતે નૌકાવિહાર કરવા જતા હશે.

ચંદ્રનો પ્રકાશ કેવળ શાંત અને શિતળ છે એટલું જ નહીં પરંતુ તે ઉપયોગી અને ઉપકારક પણ છે. ખેતરમાં પડી રહેલા અન્નને તેમજ અનેક પ્રકારની ઔષધિના ગુણને પુષ્ટ કરવામાં ચંદ્ર ખૂબ જ મહત્વનો ભાગ ભજવે છે. ભગવાન ગીતામાં કહે છે કે, 'રસાત્મક સોમ બનીને હું સર્વ ઔષધિઓને પુષ્ટ કરું છું.' 'પુષ્ણામિ ઔષધીઃ સર્વાઃ સોમો ભૂત્વા રસાત્મકઃ ।'

તે દિવસે નવા તૈયાર થયેલા અનાજના પૌંવા દૂધ સાથે ખાવાઃ ચંદ્ર, ચાંદની, દૂધ, પૌંવા સાકર બધું જ સફેદ છે તેથી શરદપૂર્ણિમા એ ધવલરંગી ઉત્સવ ગણાય છે. તે દિવસે નાચવાનું, કૂદવાનું, ગાવાનું, રાસ-ગરબા લેવાના પણ આ બધા આનંદમાં ઉજ્જવલતા રાખવાની. વિશુધ્ધ મને અને નિર્મળ અંતઃકરણથી જે ઉત્સવના ઉલ્લાસને કે જીવનના આનંદને માણી શકે તે પૂર્ણતાને પામી શકે, એવો સંદેશ આપણને સૌને આપતો શરદનો શ્રેષ્ઠ ચંદ્ર રાતભર ગગનમાં ઘૂમતો રહે છે. આપણે એ સંદેશ ઝીલીએ તો કેવું સારું !

---

# (૧૮)

## —: દીપોત્સવી :—

દીપોત્સવી એટલે આનંદનો ઉત્સવ, પ્રસન્નતાનો ઉત્સવ, પ્રકાશનો ઉત્સવ ! દીપોત્સવી એ કેવળ એક ઉત્સવ નથી પરંતુ ઉત્સવોનું સ્નેહ સંમેલન છે. ધનતેરસ, કાળીચૌદશ, દીવાળી; બેસતું વર્ષ અને ભાઈ-બીજ આ પાંચ ઉત્સવો પાંચ વિભિન્ન સાંસ્કૃતિક વિચારધારાઓ લઈને આ ઉત્સવમાં સમ્મિલિત થયા છે. જાગૃત સમજપૂર્વક જો આ ઉત્સવ ઊજવવામાં આવે તો માનવને સમગ્ર જીવનનું સુસ્પષ્ટ દર્શન એમાંથી સાંપડી રહે.

'દીપકના અજવાળે દિલને પાવન કરતી આવી દિવાળી !
અંતરમાં અજવાળાં કરતી જ્યોત જગવતી આવી દિવાળી;
અંધારાં ઉલેચી ઉરનાં આનંદ આનંદ કરતી દિવાળી !
બાળ વૃદ્ધ સૌને ખેલવતી હસતી રમતી આવી દિવાળી;
નીરસ થયેલા માનવના હૃદયને રસ ભરતી આવી દિવાળી !

ધનતેરસ : ધનતેરસ એટલે લક્ષ્મીપૂજનનો દિવસ. ભારતીય સંસ્કૃતિએ લક્ષ્મીને તુચ્છ કે ત્યાજ્ય માનવાની ભૂલ કરી નથી. લક્ષ્મીને 'મા' ગણી તેને પૂજ્ય માની છે. વૈદિક ઋષિએ તો લક્ષ્મીને ઉદ્દેશીને શ્રીસૂક્ત ગાયું છે :

ॐ महालक्ष्मी च विग्रहे विष्णु पत्नी च धी महि ।
तन्नो लक्ष्मी : प्रचोदयात् ॥

'મહાલક્ષ્મીને હું જાણું છું (જે) વિષ્ણુપત્નીનું ધ્યાન ધરું છું તે લક્ષ્મી અમારા મન, બુદ્ધિને પ્રેરણા આપે'

લક્ષ્મી ચંચલ નથી પણ લક્ષ્મીવાન માનવની મનોવૃત્તિ ચંચલ બને છે. વિત્ત એ એક શક્તિ છે. તેનાથી માનવ દેવ પણ બની શકે અને દાનવ પણ બની શકે. લક્ષ્મીને ભોગપ્રાપ્તિનું સાધન ગણનાર માનવ પતનની ઊંડી ગર્તામાં ગબડી પડે. જ્યારે લક્ષ્મીનું માતૃવત્ પૂજન કરી તેને પ્રભુની પ્રસાદી ગણનાર માણસ પોતે પવિત્ર બને તેમજ સૃષ્ટિને પાવન કરે. વિકૃત માર્ગે વપરાય તે અલક્ષ્મી, સ્વાર્થમાં વપરાય તે વિત્ત, પરાર્થે વપરાય તે લક્ષ્મી અને પ્રભુકાર્યાર્થે વપરાય તે મહાલક્ષ્મી. મહાલક્ષ્મી હાથી પર બેસીને ગાજતે વાજતે આવે છે. હાથી એ ઔદાર્યનું પ્રતીક છે. સાંસ્કૃતિક કાર્યમાં ઉદાર હાથે લક્ષ્મી વેરનારને ત્યાં લક્ષ્મી પેઢીઓની પેઢીઓ સુધી રહે છે. રઘુવંશ આનું જ્વલંત ઉદાહરણ છે. લક્ષ્મી એ એક મહાન શક્તિ હોવાથી તે સારા માણસોના હાથમાં જ રહેવી જોઈએ કે જેથી તેનો સુયોગ્ય ઉપયોગ થાય.

---

**કાળી–ચૌદસ :** આ દિવસે મહાકાળીનું પૂજન કહ્યું છે. પરપીડન માટે વપરાય તે અશક્તિ, સ્વાર્થ માટે વપરાય તે શક્તિ, રક્ષણાર્થે વપરાય તે કાલી અને પ્રભુકાર્યાર્થે વપરાય તે મહાકાલી. પોતાના સ્વાર્થ માટે શક્તિ વાપરનાર દુર્યોધન. બીજાના ચરણે શક્તિ ધરનાર કર્ણ તેમજ પ્રભુકાર્યમાં શક્તિનું હવન કરનાર અર્જુન–મહાભારતમાં આ ત્રણ પાત્રોનું ઉત્કૃષ્ટ ચિત્રણ કરીને મહર્ષિ વેદવ્યાસે આપણને સ્પષ્ટ જીવનદર્શન આપ્યું છે.

કાળીચૌદસ એ નરક ચતુર્દશી પણ કહેવાય છે. ચતુર્દશીને દિવસે ભગવાન શ્રીકૃષ્ણે નરકાસુરનો નાશ કર્યો અને તેના ત્રાસમાંથી મુક્ત થયેલા લોકોએ ઉત્સવ મનાવ્યો. અમાસની અંધારી રાતને, દીવાઓ પ્રગટાવી તેમણે પ્રકાશીત કરી નાખી અસુરના નાશથી આનંદિત થયેલા લોકો નવાં વસ્ત્રો પહેરી ફરવા નીકળી પડયા.

**દિવાળી :** દિવાળી એટલે વૈશ્યોના ચોપડા–પૂજનનો દિવસ. સમગ્ર વર્ષનું સરવૈયું કાઢવાનો દિવસ. આ દિવસે માનવે જીવનનું પણ સરવૈયું કાઢવું જોઈએ રાગ–દ્વેષ, વેર–ઝેર, ઈર્ષા–મત્સર કે જીવનમાંથી કટુતા દૂર કરી નવા વર્ષના દિવસે પુરાંતમાં પ્રેમ, શ્રદ્ધા અને ઉત્સાહ રહે તેનું ધ્યાન રાખવું જોઈએ.

દિવાળી એટલે દીપોત્સવ બહાર તો દીવા પ્રગટાવવાના જ પરંતુ ખરો દીવો તો દિલમાં પ્રગટવો જોઈએ. દિલમાં જો અંધારું હોય તો બહાર પ્રગટાવેલા હજારો દીવડાઓ નિરર્થક બની રહે છે.

'દિલમાં જો દીવો પ્રગટે તો રોજ દિવાળી પ્રભાત,
શુભ બુદ્ધિ વર્જિત જીવનમાં હોળી છે દિનરાત
કહું છું અજબ અનોખી વાત !'

દીવો એ જ્ઞાનનું પ્રતીક છે.—દિલમાં દીવો કરવો એટલે ચોક્કસ પ્રકારની સમજણપૂર્વક દિવાળીનો ઉત્સવ ઊજવવો. ધનતેરસના દિવસે વિત્તને અનર્થ ન માનતાં જીવનસાર્થક કરવાની શક્તિ માની મહાલક્ષ્મીની પૂજા કરવાની કાળી ચૌદસને દિવસે જીવનમાં નરક સર્જનારા આળસ, પ્રમાદ, અસ્વચ્છતા, અનિષ્ઠતા વગેરે નરકાસુરો મારવાના. દિવાળીના દિવસે 'તમસો મા જ્યોતિર્મંમય ।' મંત્રની સાધના કરતાં કરતાં જીવનપથ પ્રકાશિત કરવાનો; જીવનના ચોપડાનું સરવૈયું કાઢતી વખતે જમા પાસે ઈશકૃપા રહે તે માટે પ્રભુકાર્યના પ્રકાશથી જીવનને ભરી દેવાનું.

બેસતા વર્ષના દિવસે જૂનું વેરઝેર ભૂલી શત્રુનું પણ શુભચિંતન કરવાનું. નવું વર્ષ એટલે શુભ-સંકલ્પોનો દિવસ. આવી સુંદર સમજણ નિર્દેશતો જ્ઞાનદીપક જો દિલમાં પ્રગટે તો આપણું જીવન સદૈવ દીપોત્સવી મહોત્સવ સમું બની રહે.





यत्र योगेश्वर कृष्णो यत्र पार्थो धनुर्धर ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ २८/७८



श्री हरि:

"स्वाध्यायान्मा प्रमदः"

## —: ગીતા જ્ઞાન તણો ભંડાર :—

ગીતા ગાન સુણી મન રમતું, ભૂલી જગ જંજાળ;
ગીતા જ્ઞાન તણો ભંડાર......(૨)

ગીતા જ્ઞાન ખરેખર સાચું, સાંભળતા મન નવ રહે કાચું
પ્રભુ ચરણે મન અર્પણ કરતાં, થાશે બેડો પાર;
ગીતા જ્ઞાન તણો ભંડાર......

આત્માને ઓળખશે જો તું, શોક તજી દેશે ખોટો તું;
દેહ તણા વસ્ત્રો બદલે ત્યાં, રોવું શું બેકાર ?
ગીતા જ્ઞાન તણો ભંડાર......

કર્મ મહી પ્રેરે એ સહુને ફળનો મોહ ભૂલાવી દઇને,
રાત–દિવસ કરતાં શીખવે એ સેવા સૌ નિષ્કામ;
ગીતા જ્ઞાન તણો ભંડાર......

ભક્તિની શક્તિ સમજાવે, શિવ જોડે સહવાસ કરાવે,
જ્ઞાન ભક્તિને કર્મ રૂપી એ તીરથરાજ પ્રયાગ;
ગીતા જ્ઞાન તણો ભંડાર......

શાસ્ત્ર સકલનો સાર ગ્રહીને પાર્થ પ્રતિ સંદેશ દીધો જે;
હૃદિયામાં ધરજો સૌ માનવ, કૃષ્ણ તણો ઉદ્ગાર
ગીતા જ્ઞાન તણો ભંડાર.

卐

---

# —: ગીતા–ચૂંટેલા પુષ્પો :—

## માહાત્મ્ય અને સંદેશ

વિશ્વના ધાર્મિક ગ્રંથોમાં ગીતાનું સ્થાન અગ્રગણ્ય છે. એની પ્રભા જ કઈ ઓર છે. જ્યારે એ વાંચો ત્યારે કંઇ નવું જ્ઞાન એમાંથી સાંપડે છે. એ અત્યંત પવિત્ર ગ્રંથ છે માનવનું ઉત્થાન કરવાની એની શક્તિ અજબ છે. એ જીવનપ્રદાન કરે છે આ ભવસાગરમાં એ દીવાદાંડી સમાન છે. ભગવાન શ્રીકૃષ્ણે એના પરમ ભક્ત અને મિત્ર અર્જુનને મહાભારતના કૌરવો અને પાંડવોના યુદ્ધ દરમિયાન રણભૂમિની મધ્યમાં એનો વિષાદ દૂર કરવા માટે અને જનકલ્યાણાર્થે ગીતાનો બોધ આપ્યો. વૈદિક ધર્મનો અને ઉપનિષદોનો નિચોડ અને એનું સમગ્ર તત્ત્વજ્ઞાન ગીતાના ઉપદેશમાં શ્રીકૃષ્ણ ભગવાને સમાવ્યા છે. એનું રહસ્ય સમજી. જીવનમાં આચરવામાં આવે તો જન્મ–મરણનો ફેરો ટળી જાય છે અને મુક્તિ સાંપડે છે. ગીતા એક મહાન જીવન–શાસ્ત્ર છે. ગીતામા માત્ર તત્ત્વજ્ઞાન જ સમજાવવામાં આવ્યું છે એવું નથી. એમાં ભક્તિ પણ સમજાવવામાં આવી છે. તદુપરાંત એ કર્મયોગ સમજાવે છે. કર્મવીરો માટે એમાં માર્ગદર્શન છે ગીતા વિશ્વવ્યાપક છે કારણ કે એ સર્વ સામાન્ય માણસો માટે છે. એમાં શ્રીકૃષ્ણે માનવને માર્ગદર્શન તેમજ આશ્વાસન આપ્યાં છે. એ લોકોત્તર ગ્રંથ છે એમાં કોઇ સંશય નથી. એના સિદ્ધાંતો શાશ્વત છે. એટલે જ એ શાસ્ત્ર છે. એમાં રાજવિદ્યા, બ્રહ્મવિદ્યા, અને અધ્યાત્મવિદ્યા સમજાવવામાં આવ્યાં છે. જીવ, જગત અને જગદીશનો સબંધ એમાં સમજાવવામાં આવ્યો છે. ઇશ્વર સત્ય છે શાશ્વત છે પણ આ વિશ્વ અને એના માનવીઓ ક્ષણિક જ છે. એ શૂરાનું ગાન છે. ગાંધીજીએ કહ્યું છે : "ગીતા એક મહાન ધર્મકાવ્ય છે. એના મહાશબ્દોના અર્થ યુગે યુગે બદલાશે પણ એનો મૂળ મંત્ર નહિ બદલાય." ગીતાની લીટીએ-લીટીમાં મંત્ર છે. આ ગીતાનું મહત્ત્વ છે

ગીતાનું જ્ઞાન સર્વવ્યાપક, વૈશ્વિક અને પાવક છે. એનો સદેશ જ્ઞાન, પ્રેમ કર્મ અને ભક્તિનો છે. માનવે પોતાની ફરજ બરાબર બજાવવાની છે. નિયમિતરૂપે ભક્તિ અને ધ્યાનથી પરમેશ્વરની પ્રાપ્તિ થઇ શકે છે. આ સદેશ ગીતા આપે છે.

ગીતાના સતત અભ્યાસીને પાપો કદી સ્પર્શ કરતા નથી. જ્યાં ગીતાનું વાંચન થાય છે ત્યાં સર્વ દેવો, ઋષિઓ વગેરે અને સર્વ તીર્થોનો વાસ થાય છે. એનો અભ્યાસી જ્ઞાનની સિદ્ધિ મેળવે છે અને પરમ પદ પામે છે.

ગીતા યોગશાસ્ત્ર સમજાવનાર અસામાન્ય ગ્રંથ છે ભગવાનની વાણી એમાં છે એટલે એ મંત્રરૂપ છે. મંત્રના છ અગો છે–ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને કીલક (ખીલી). ઋષિ એટલે કે દૃષ્ટા. ભગવાન વેદવ્યાસ છે; છંદ અનુષ્ટુપ છે; દેવતા શ્રીકૃષ્ણ છે; બીજ–'જે શોક નહિ કરવા યોગ્ય છે તેનો તું શોક કરે છે'–છે, શક્તિ–"સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને એક મારે જ શરણે આવ"–છે, અને કીલક–"હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોક ન કર"–છે.

આ વિભાગમાં દરેક અધ્યાયમાંથી એકેક શ્લોક લઇ તેનું રહસ્ય સમજાવવાનો અમે નમ્ર પ્રયાસ કર્યો છે.

---

અધ્યાય પહેલો

## —: અર્જુન વિષાદ યોગ :—

જ્ઞાન મોક્ષ અથવા સ્વાધીનતા પ્રાપ્ત કરવાનો આરંભ વિષાદ સ્થિતિમા થાય છે. વિષાદ થયા વિના આનંદનું મહત્વ ધ્યાનમા આવતુ નથી વિષાદ એટલે ખિન્નતા ખેદ પોતાની શકિતની ન્યુનતા થવી, ઉત્સાહનો સંકોચ થવો કુરૂક્ષેત્રના મેદાનમા મહાભારતના યુદ્ધ સમયે અર્જુન જેવા મહાવીરને ચિન્તા થઇ અને મોહ થયો આવા બંધનમાથી મુક્ત કરવા માટે શ્રીકૃષ્ણ ભગવાનના સ્વમુખેથી ગીતાની રચના થઇ. ગીતા મનુષ્યમાત્રનો ખેદ દૂર કરી એના જીવનને આત્માનંદ આપે છે આત્માનંદ પ્રાપ્ત કરવા આપણે ગીતાનો અભ્યાસ કરવો જરૂરી છે પહેલા અધ્યાયમા અર્જુનને સંબોધીને શ્રીકૃષ્ણ કહે છે

ભીષ્મદ્રોણપ્રમુખત સર્વેષાં ચ મહિક્ષીતામ્<br>
ઉવાચ પાર્થ પશ્યૈતાન્સમવેતાન્કુરૂનિતિ ૨૫

અર્જુને શ્રીકૃષ્ણને કુરૂક્ષેત્રના રણમેદાનની મધ્યમા કૌરવો અને પાડવોના સૈન્યની વચ્ચે, પોતાના રથને ઉભો રાખવા માટે કહ્યુ કે જેથી યુદ્ધ કરવા આવેલા વીરોને એ જોઇલે અને એને કોની સાથે લડવાનું છે તે જાણીને ત્યારે ભગવાને રથ બે સૈન્યોની વચ્ચે ભીષ્મ દ્રોણ આદિ સર્વ રાજાઓની સામે ઊભો રાખ્યો અને અર્જુનને કહ્યુ "હે અર્જુન ! આ એકઠા થયેલા કૌરવોને જો"

અર્જુને જેવુ કહ્યુ કે બે સૈન્યો વચ્ચે રથને ઉભો રાખો કે તરતજ શ્રીકૃષ્ણ ભગવાને તેમ કર્યું. આ શ્લોકમા સેવક કેવો હોવો જોઇએ તેનુ ઉત્તમ ઉદાહરણ શ્રીકૃષ્ણ ભગવાને પોતાના આચરણથી પુરૂં પાડયુ છે સેવક હમેશા જાગ્રત, સતર્ક અને વિવેકી હોવો જોઇએ એ વાત ભગવાને બોધ પૂર્વક અહી કહી છે

પોતાના વડીલો, સ્વજનો, ભાઇ ભાડુઓ અને સ્નેહીઓને યુદ્ધમા ઉપસ્થિત થયેલા જોઇને અર્જુનના મનમા વિષાદ થયો, એને થયુ આ બધાની સામે લડી તેમનો વધ કરી, પોતાને શુ મેળવવાનુ છે ? એથી કયુ કલ્યાણ સધાવાનુ છે ? માટે નથી લડવુ એમ કહી હથીયાર નીચે મુકયા ! આમ મોહ અને કરૂણાતાથી અર્જુન જેવો મહાવીર પણ દુર્બળ બન્યો એણે શ્રીકૃષ્ણ ભગવાનને કહ્યુ

એતાન્ન હન્તુમિચ્છામિ ઘ્નતોઽપિ મધુસૂદન,।<br>
અપિ ત્રૈલોકયરાજ્યસ્ય હેતો કિંતુ મહીકૃતે, ।। ૩૫

"હે મધુસૂદન ! આ એકત્ર થયેલા લોકો મારો નાશ કરે તો પણ હું એને મારવા ઇચ્છા રાખતો નથી એમને મારવાથી મને ત્રણે લોકોના રાજ્યની પ્રાપ્તિ થતી હોય તો પણ હુ એમને હણીશ નહિ પૃથ્વીના રાજ્ય માટે તો હુ એમને શાનોજ મારૂ ?

વિષાદે અર્જુનના મનને ઘેરી લીધુ હતુ જયારે માનવ મન વિષાદથી ઘેરાયેલુ બને છે ત્યારે એ આનંદ ઉત્સાહ અને આશાવાદનો ઉપદેશ ગ્રહણ કરવાને લાયક બને છે અર્જુનના મનની ભૂમિકા આવો ઉપદેશ ગ્રહણ કરવા તૈયાર થઈ છે એમ જાણી શ્રીકૃષ્ણ ભગવાને એને ગીતાનો બોધ ઉપદેશ આપ્યો અને એના મનમા આત્મોન્નતિના બીજ વાવ્યા આપણે ગીતાના સ્વાધ્યાયથી આત્મોન્નતિ અવશ્ય સાધી શકીએ

અધ્યાય બીજો

## —: સાંખ્ય યોગ :—

પહેલા અધ્યાયમાં આપણે જોયું કે. અર્જુનને યુદ્ધભૂમિમાં સ્વજનોને જોઇ વિષાદ થયો. હું લડીશ નહિ એમ એણે શ્રીકૃષ્ણને કહ્યુ. ભગવાને વિષાદ દૂર કરી એના મનમાં આનંદ ઉત્પન્ન કરવા માટે ઉપદેશ આપ્યો.

અશોચ્યાનન્વશોચસ્ત્વં પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે ।
ગતાસૂન ગતાસૂંશ્ચ નાનુશોચન્તિ પંડિતા: ૧૧

જેમનો શોક કરવો યોગ્ય નથી તેમનો શોક તું કરે છે અને જ્ઞાનની મોટી મોટી વાતો બોલે છે ? પરંતુ જ્ઞાની લોકો મરેલાઓનો અને જીવતાઓનો શોક નથી કરતા.

ગીતા જ્ઞાનનો આરંભ અહીંથી શરૂ થાય છે. બેસી ગયેલા અર્જુનને ઉભો કરવા માટે ગીતાનુ જ્ઞાન એને શ્રીકૃષ્ણ આપે છ ભગવાન કહે છે. આ યુદ્ધ તારા 'રાજ્યસુખ' માટે નથી. દુર્યોધનની ગાદી લઇ લેવા માટે પણ નથી એ તો સમાજમાથી અધર્મતત્વને નાબુદ કરી તેને ઠેકાણે ધર્મ તત્વની સ્થાપના કરવા માટે છે. ધર્મની પ્રતિષ્ઠા માટે યુદ્ધ અનિવાર્ય છે અને અર્જુને સર્વ વિષાદ છોડી પોતાના ધર્મનું પાલન કરવાનુંજ છે. ધર્મતત્વના પ્રતિનિધિઓ પાડવોનો વિજય થાય તો જ ધર્મનુ પાલન થાય. અને શ્રીકૃષ્ણ અર્જુનને ઉઠવાની આજ્ઞા કરે છે.

ભગવાને અર્જુનને સમજાવેલ આ તત્વજ્ઞાનને સાંખ્ય નામ આવવામાં આવ્યુ છે. સાંખ્ય ઉપરથી સાંખ્ય શબ્દ ઉદ્ભવ્યો છે. 'સાખ્ય' શબ્દનો અર્થ (સમ્યક જ્ઞાન, વિચાર કરવો, તત્વનિશ્ચયતા માટે વાદવિવાદ કરવો એવો થાય છે બીજો અર્થ છે આત્મવિષયક નિશ્ચીત જ્ઞાન કોઇ સિદ્ધાન્તના વિચારમાં દોષો અને ગુણોના પ્રમાણનો વિચાર કરવો એનુ નામ સાખ્ય છે. જગતના સર્વે જડચેતન પદાર્થોની સંખ્યા બનાવીને એનુ યથાવત્ જ્ઞાન જે શાસ્ત્રમાં આપવામા આવ્યુ છે તે સાખ્ય શાસ્ત્ર છે. અર્જુનનો પારકું અને પોતાનું એ સબધનો મોહ દૂર કરવા સાંખ્ય શાસ્ત્રનું તત્વજ્ઞાન શ્રીકૃષ્ણ એને સમજાવે છે. પંડિતો 'ગતાસુન' એટલે મૃત અને 'અગતાસુન' એટલે જીવિત એમાથી કોઇનો શોક નથી કરતા. જેને આત્માના વિષયનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયુ છે. તે પડિત છે એમ શકરાચાર્ય પણ કહે છે. શરીર નાશવંત છે. એનો નાશ નિશ્ચિત છે. તો પછી એનો શોક શા માટે કરવો જોઇએ ? આત્મા અવિનાશી છે. એનો જન્મ થતો નથી એટલે એનું મૃત્યુ પણ થતું નથી

પ્રાપ્ત અવસ્થામાં યોગ્ય કર્તવ્ય કર્મ કરતા કરતાં જ આપણે ઉન્નતિને માર્ગે ચઢી શકીએ છીએ. શ્રીકૃષ્ણે કહ્યું : 'ધર્મયુદ્ધ કરવું એ તારૂં ક્ષત્રિય તરીકેનુ કર્તવ્ય છે તુ તારૂં કર્મ કર એના ફળનો વિચાર ન કર. સિદ્ધી અને અસિદ્ધીના વિષયમાં સમભાવ ધારણ કરી કર્મ કર.'

卐

અધ્યાય ત્રીજો

## —: કર્મ યોગ :—

બીજા અધ્યાયમા આપણે જોયુ કે શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને 'તું તારૂં કર્મ કર ફળનો વિચાર ન કર' એવો ઉપદેશ આપે છે કોઇ પણ કર્મ આપણે દભ રહિત થઇને નિષ્કામભાવે કરવુ જોઇએ. તે માટે ઇન્દ્રીય સયમ કેળવવો જોઇએ

આપણે કર્મો તો કરવાનાજ છે આપણે અકર્મ રહી શકતા નથી ગીતાના આદેશ અનુસાર આપણે કર્મ–સ્વામી બનીને કર્મ કરવાના છે, કર્મ દાસ બનીને નહિ યોગેશ્વર ભગવાન અર્જુનને કહે છે ·

મયિ સર્વાણિ કર્માણિ સન્યસ્યાધ્યાત્મચેતસા, ।
નિરાશીર્નિર્મમો ભૂત્વા યુધ્યસ્વ વિગતજ્વર, ॥ ૩૦ ॥

'મારામા અધ્યાત્મચિત્તથી સર્વે કર્મોનુ અર્પણ કરીને, આશા રહિત મમતા રહિત અને સતાપ રહિત થઇ યુદ્ધ કર" આ શ્લોકમા ચાર વાતોનો સમાવેશ કરવામા આવ્યો છે (૧) મનમા વિવેક બુદ્ધિ રાખવી. (૨) વિવેક બુદ્ધિથી બધુ કર્મ મને અર્પણ કરવુ. (૩) આશા રહિત મમતા રહિત અને શોક-મોહ સતાપ રહિત રહેવુ અને (૪) સ્વધર્મનુ પાલન કરવુ.

આપણે જો પોતાના આત્મામા ચિત્તને સ્થિર કરી કર્મ કરીએ તો આપણુ હિત થાય છે, પરંતુ ભોગોમા ચિત્ત લગાડી કર્મ કરીએ તો આપણુ અહિત થાય છે સર્વે કર્મો પરમેશ્વર માટે આપણે કરવાના છે, એમ કરવાથી આપણા વ્યવહારમા પવિત્રતા આવે છે અને અતે આપણે પરમ પદના અધિકારી બનીએ છીએ

શ્રીકૃષ્ણ કહે છે 'હે અર્જુન તુ નક્કી સમજ કે મારો ભક્ત કદી નાશ નહિ પામે તુ ફળની આશા છોડીને તથા મમતા રહિત બનીને કર્મ કર કારણ કે એમ કરવાથી તને સતાપ થશે નહિ" જ્યારે મનમા સતાપ ન હોય ત્યારે માણસ શાત ગભીર અને પ્રસન્ન રહે છે આવો શાત મનુષ્ય યુદ્ધ કરે તો એને કોઇ દોષ લાગતો નથી

છતા પણ અર્જુનને હજી એક શકા ઉઠે છે એ કહે છે 'જો કર્મ માર્ગ ગૌણ છે અને જ્ઞાન માર્ગ શ્રેષ્ઠ છે તો હુ ઘોર યુદ્ધ કર્મનુ આચરણ કેમ કરૂ ? મને કોઇ એક માર્ગનો ઉપદેશ કરો" જ્વાબમા યોગેશ્વર કહે છે આ લોકમા કેટલાક જ્ઞાનનિષ્ઠ હોય છે અને કેટલાક કર્મનિષ્ઠ હોય છે એકનુ કર્મ બીજાથી થતુ નથી અર્જુન કર્મનિષ્ઠ હતો અને એ માર્ગેજ એને બ્રાહ્મ સ્થિતિ પ્રાપ્ત કરવી રહી કર્મ નહિ કરવાની કોઈ મનુષ્ય તત્વજ્ઞાની નથી બની શકતો જ્ઞાની અને બ્રહ્મનિષ્ઠ સિદ્ધ પુરૂષ આત્મામા મગ્ન રહે છે કર્મના ત્યાગથી કોઇ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી મનની ઇદ્રીઓને સયમમા રાખી કર્મ કરનારની યોગ્યતા વિશેષ છે પરમાર્થે કરેલુ કર્મ એજ યજ્ઞ છે અશક્તિ રહીત બનીને આપણે કર્મ કરવુ જોઇએ શ્રીકૃષ્ણ અર્જુનને સમજાવે છે કે તુ તો એક નિમિત માત્ર છે સર્વ કર્તા હર્તા તો હુ જ છુ દભ રહિત અને અભિમાન રહિત કર્મથી અવશ્ય વિજય પ્રાપ્ત થાય છે. સર્વે કર્મો ઇશ્વરને સમર્પણ કરવાના છે આમ કરનાર મુક્ત બને છે પ્રકૃતિ–સ્વભાવને અનુરૂપ પ્રાપ્ત કર્તવ્ય કરવામાજ ખરૂ શ્રેય સમાયેલુ છે આવા કર્મો જનતાની રક્ષા કરે છે, અને ઉન્નતિ સાધવામા મદદરૂપ બને છે આવા કર્મો કરવાથી આપણે આત્મરત આત્મ તૃપ્ત અને આત્મ સતુષ્ટ બનીએ છીએ

અધ્યાય ચોથો

## —: જ્ઞાન કર્મ સન્યાસ યોગ :—

આગળના અધ્યાયમાં ભગવાને અર્જુનને દંભ રહિત અને અહંકાર રહિત કર્મ કરવાથી અવશ્ય વિજય પ્રાપ્ત થાય છે એમ સમજાવ્યુ જ્ઞાન કર્મ અને સન્યાસનો યોગ સમજાવે છે એમા કર્મોનો ઘણો સૂક્ષ્મ વિચાર કરવામાં આવ્યો છે. આપણે જો આપણા કર્મો ભગવાનને માટે કરીએ તો આપણે સિદ્ધિ પ્રાપ્ત કરી શકીએ એ પ્રાપ્ત કરવાનાં સાધનોમા જોગોમા અનાસક્તિ, આત્મસયમ, મન સાગ, વાસનાઓનો ત્યાગ, સર્વે કર્મોનું પરમેશ્વરને સમર્પણ, ઇશ્વર ભક્તિ સમદૃષ્ટિ અને સમભાવ વગેરેનો સમાવેશ થાય છે આપણે આવા ગુણો કેળવવા જરૂરી છે

શ્રી યોગેશ્વર અર્જુનને કહે છે કે "હુ અજન્મા અવિનાશી અને ભૂતોનો ઇશ્વર હોવા છતા જગતના કલ્યાણઅર્થે પોતાની શક્તિ વડે જન્મ લઉ છુ અને જ્યા ધર્મની ગ્લાનિ અને અધર્મની પ્રબળતા થાય છે ત્યા ધર્મની પુન. સ્થાપના માટે હુ મને પોતાને ઉત્પન્ન કરૂ છુ" અને વધુમા કહે છે

પરિત્રાણાય સાધૂના વિનાશાય ચ દુષ્કૃતામ્ ।
ધર્મસસ્થાપનાર્થાય સભવામિ યુગે યુગે ॥૮॥

"સાધુઓની રક્ષા કરવા માટે, દુષ્ટોનો નાશ કરવા માટે અને ધર્મની સ્થાપના કરવા માટે હુ યુગે યુગે જન્મ લઉ છુ" છઠ્ઠા શ્લોકમા ભગવાન અવતાર, કેવી રીતે લે છે તે બતાવ્યુ છે સાતમા શ્લોકમા અવતાર ક્યારે લ્યે છે તે સમજાવ્યુ છે અને આ આઠમા શ્લોકમા કયા કાર્ય માટે ભગવાન અવતાર લ્યે છે તે કહેવામા આવ્યુ છે આ શ્લોકમા ભગવાને ચાર વાતનો ઉલ્લેખ કર્યો છે (૧) સાધુ અને સંતોના રક્ષણાર્થે (૨) પાપીજનોના વિનાશ માટે (૩) ધર્મની સ્થાપના માટે ૪) (ઉપરના ત્રણ કાર્યો માટે) દરેક યુગમા સમયે સમયે અવતાર ધારણ કરવો

શ્રીકૃષ્ણ પરમેશ્વરનાં પૂર્ણ અવતાર છે એ પુરૂશોત્તમ છે એમનામા જ આખુ વિશ્વ સમાયેલુ છે આખા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર પણ એજ છે એનો જન્મ અને કર્મ દિવ્ય છે આપણે જો એમના દિવ્ય જન્મ તથા કર્મના રહસ્યને જાણી શકીએ તો દેહ છોડયા પછી ફરીથી જન્મ લેવો પડતો નથી આપણે મોક્ષગતિને પામીએ છીએ. અર્જુનને ભગવાન કહે છે "મારામા મન અને બુદ્ધિ લગાડવાથી તું અવશ્ય મને પામીશ' આ ઉપદેશ આપણે જીવનમાં હતારવાનો છે આપણે જો એક નિષ્ઠ ભક્તિ યોગ દ્વારા ઇશ્વરની સેવા કરીએ તો, કર્મના બધનને તોડીને બ્રહ્મરૂપ બની શકીએ છીએ બ્રહ્મરૂપ બનવાના સાધનોમા ઇશ્વરની એક નિષ્ઠ ભક્તિ, ગુણાતીત થવાનો પ્રયત્ન, કામ, ક્રોધ લોભ, અહકાર, મદ, જગનું ધમડ છોડવુ શોક તથા કામના તો ત્યાગ કરવો, સર્વત્ર સમભાવ ધારણ કરવો વગેરેનો સમાવેશ થાય છે સર્વ ભૂતોમા બ્રહ્મની પ્રત્યક્ષવત ઉપસ્થિતિનું જ્ઞાન થવાથી અને સર્વ ભૂતોમા એક આત્મા છે, અને એજ આત્મામા સર્વ ભૂત છે એનુ પ્રત્યક્ષવત જ્ઞાન થવાથી મનુષ્યનો મોહ દુર થાય છે એ નર નારાયણરૂપ થઇ જાય છે અ પરમ પદની પ્રાપ્તિ છે "નરમાથી નારાયણ બનો' એમ ગીતા આપણને શીખવે છે

અધ્યાય પાંચમો

## —: કર્મ સંન્યાસ યોગ :—

ચોથા અધ્યાયમા નરમાથી નારાયણ બની પરમ સિદ્ધિ પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવ્યા પછી શ્રી યોગેશ્વર અર્જુનને હવે સન્યાસ યોગ અને કર્મયોગની એકતા, અભિન્નતા તેમજ અકર્માવસ્થા વિષે ઉપદેશ આપે છે આ રીતે આત્મા એકલો, અભોકતા અને નિષ્કય છે તે સમજાવે છે અર્જુન પોતાની શકા વ્યકત કરતા કહે છે, કર્મયોગ અને કર્મ સન્યાસ એ બે માર્ગમાથી કયો માર્ગ મારામાટે વધુ કલ્યાણ-કારી છે, તે મને સમજાવો કે જેથી મારા મનમા કોઇ ભ્રમ ન રહે

શ્રી યોગેશ્વર જવાબમા કહે છે "તારા માટે કર્મયોગ વિશેષ હિતકર છે" આનુ કારણ એ છે કે સન્યાસ સ્વભાવવાળા માટે સન્યાસમાર્ગ શ્રેયસ્કર છે, અને કર્મ સ્વભાવવાળા માટે કર્મયોગ શ્રેયસ્કર છે અર્જુન કર્મ સ્વભાવવાળો છે માટે એને માટે કર્મયોગ વધુ હિતકર છે કર્મયોગીને સન્યાસફળની પ્રાપ્તિ થઇ શકે છે, આ વાત પણ ભગવાન અર્જુનને સમજાવે છે નિત્ય સન્યાસીના ત્રણ લક્ષણો છે ઇચ્છા ન કરવી, દ્વેષ ન કરવો અને દ્વૈતભાવ ધારણ ન કરવો, સન્યાસમાર્ગ અને કર્મમાર્ગ ભિન્ન નથી એકજ છે બન્નેમા કર્મો કરવા આવશ્યક છે શ્રીકૃષ્ણ કહે છે

ઇહૈવ તૈર્જિત સર્ગો યેષા સામ્યે સ્થિત મન ।
નિર્દોષ હિ સમ બ્રહ્મ તસ્માદ્બ્રહ્મણિ તે સ્થિતા ॥૧૯॥

'જેમનુ મન સામ્યાવસ્થામા સ્થિર થયુ હોય છે, તેમણે આ લોકમા જીવતાજ જન્મને જીત્યો છે. કારણ કે સર્વ સ્થળે બ્રહ્મ સમ અને નિર્દોષપણે રહેલુ છે, એટલે તે આ બ્રહ્મના સ્થિર થયેલા છે" આ શ્લોકમા ચાર વાત છે (૧) જે લોકો સર્વેમા પરમાત્માનુ દર્શન કરે છે અને તેથી બધાની સાથે તેમનો વ્યવહાર સમ-અવસ્થાનો એટલે કે નિર્વિકાર, અલિપ્ત અનાસકત રહે છે (૨) તે લોકોએ સસારને છતી લીધો છે, તેમ સમજવુ જોઇએ (૩) કારણ કે બ્રહ્મ અર્થાત પરમાત્મા સમ છે એટલે નિર્વિકાર દોષ રહિત છે (૪) આવો પુરૂષ બ્રહ્મમા અથવા પરમાત્મામા 'સ્થિત' છે, આ સસારમા વ્યવહારમા રચ્યા પચ્યા રહેનારા સામાન્ય માનવીઓને જ્યારે જોઇએ છીએ ત્યારે આપણી નજરે ઉચ્ચ, નીચ આદિ ભેદભાવ આવે છે શાસ્ત્રનુ 'સમદર્શન સમજમા નથી આવતું સુવર્ણની દેવ પ્રતિમામા તથા સુવર્ણના પાટનામા સુવર્ણની દ્રષ્ટિએ જોનાર પુરૂષ સમાનતાજ જુએ છે, એ સુવર્ણના જુદા જુદા રૂપ છે એમ એ સમજે છે, પણ આકારની દ્રષ્ટિએ જોનારો તેમા ભિન્નતા જુએ છે, એને માટે સુવર્ણની મૂર્તિ અને સુવર્ણનો પાટલો ભિન્ન વસ્તુઓ છે બ્રહ્મ દ્રષ્ટિથી જોનારો પુરૂષ સર્વ પદાર્થોને બ્રહ્મતરીકે જુએ છે, અને વ્યવહારીક દ્રષ્ટિએ જોનારો પુરૂષ સર્વ સ્થળે ભિન્નતા અનુભવે છે સમ દ્રષ્ટિ રાખવી જ્ઞાનીનેજ સાધ્ય છે જે મનુષ્ય સર્વને પોતાના સમાન જુએ છે અને સુખના વિષયમા તથા દુઃખના વિષયમા સમાન ભાવ રાખે છે એ પરમ શ્રેષ્ઠ યોગી છે એને બ્રાહ્મણ ચડાળ, ગાય હાથી, કુતરા વગેરેમા ભિન્નતા લાગતી નથી એને તો સમગ્ર વિશ્વ બ્રહ્મરૂપ જ લાગે છે સમદ્રષ્ટિ થતાજ માનવના સર્વ બધન તૂટી જાય છે અને તે મોક્ષ પ્રાપ્ત કરે છે એ પોતાના દેહમા આત્માના સમત્વને જુએ છે, અને પરમાત્માના વિશ્વમા પ્રવર્તતા સમત્વને જાણે છે આને વિશ્વરૂપ દર્શન કહે છે આપણે આપણા કાર્યો કુશળતાપૂર્વક કરવા જોઇએ દ્વદ્વોના વિષયમા આપણે સમ બુદ્ધિ ધારણ કરવી જોઇએ અને કામ ક્રોધાદિ વેગો સહન કરવા જોઇએ આપણે આત્મા, બુદ્ધિ મન, વાણી ઇદ્રીઓ, શરીર આદિ ઉપર સપૂર્ણ સયમ ધરાવવો જોઇએ અને પોતાની પરમ ઉન્નતિ સિદ્ધ કરવી જોઇએ આપણે માટે ગીતાનું આ કેવુ અદ્ભૂત માર્ગ દર્શન છે

અધ્યાય છઠ્ઠો

## : આત્મ સંયમ યોગ :

પાંચમા અધ્યાયમાં કર્મ યોગી બની પોતાના કાર્યો ફળની આશા રાખ્યા વગર કુશળતા પૂર્વક કરવા માટે અર્જુનને શ્રી યોગેશ્વરે સમજાવ્યુ હવે બધા કર્મો આત્મસંયમથી કરવા જોઇએ યોગી અને ભક્ત બની કરવા જોઇએ કે જેથી પરમ પદને પામી શકાય એ વાત સમજાવે છે

જીવનના ઝંઝાવાતો વચ્ચે ધર્મ લક્ષ્ય ઉપર દષ્ટિને એકાગ્ર રાખી અડોલ જીવ્યે જવાની કળા એટલે જ ગીતાનો યોગ દેહદમન યોગ નથી, તેમજ અતિભોગ પણ યોગ નથી યોગ તો યુક્તાહાર, યુક્તવિહાર, યુક્તનિદ્રા અને યુક્ત અવબોધમા છે આપણે માટે બે માર્ગો ખુલ્લા છે એક ઇન્દ્રીય પરાયણ બનવાનો અને બીજો લક્ષ્યપરાયણ બનવાનો ઇન્દ્રીયપરાયણ વ્યક્તિ અનિમા રાચે છે જેનો ત્યાગ કરવાનો બોધ ગીતા આપે છે લક્ષ્યપરાયણ વ્યક્તિ યોગને પોતાનુ લક્ષ્ય બનાવી પોતાનુ કર્મ કરતો રહે છે એ યોગસ્થ બને છે એટલે જેમ શાંત વાયુમા દીવો સ્થિર તેજે પ્રકાશે છે તેમ એનો પ્રકાશ સુસ્થિર બને છે ગીતા આપણને લક્ષ્યપરાયણ બનવાનુ કહે છે

યોગના આઠ અંગો છે યમ, નિયમ, આસન પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ યમમા પાંચ વસ્તુઓનો સમાવેશ થાય છે અહિંસા સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય અને અસંગ્રહ નિયમો પણ પાંચ છે પવિત્રતા, સંતોષ તપ, અધ્યયન અને ઇશ્વર ભક્તિ આસન સ્થિરતાને લીધે સુખનો અનુભવ થાય છે શ્વાસ તથા ઉચ્છ્વાસની ગતિનો નિરોધ કરવો તેનુ નામ પ્રાણાયામ છે વિષયોમાથી ઇન્દ્રીઓને હટાવીને પોતાના આત્મસ્વરૂપ પ્રતિ તેમને અંતરમુખ કરવી તેનુ નામ પ્રત્યાહાર ધારણા એટલે કોઇ વિશિષ્ટ સ્થાન પર ચિત્તને સ્થિર કરવુ ધારણાના અભ્યાસની ગતિ એટલે ધ્યાન એમા અનુભવની એકતાનતા થાય છે ચિત્તમા પોતાના ધ્યાન કાર્યને ન ભૂલવુ અને ધ્યાનના વિષય ની જ એકાગ્રતા રાખવી એનું નામ સમાધિ ધારણા, ધ્યાન અને સમાધિ એક સ્થાન પર કેન્દ્રિત રહે તેનુ નામ સંયમ છે

શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે પ્રયત્ન વડે સાધના કરનારો યોગી નિષ્પાપ થઇને અનેક જન્મોથી સિદ્ધિ મેળવી પરમ ગતિને પ્રાપ્ત થાય છે આવા યોગી બનવાની સલાહ આપતા ભગવાન કહે છે

તપસ્વિભ્યોઽધિકો યોગી જ્ઞાનિભ્યોઽપિ મતોઽધિક ।
કર્મિભ્યશ્ચાધિકો યોગી તસ્માદ્યોગીભવાર્જુન ॥ ૪૬ ॥

“યોગી તપસ્વી લોકોથી અધિક છે જ્ઞાનીઓથી પણ અધિક મનાય છે યોગી કર્મ કરનારાઓથી પણ અધીક છે, એટલા માટે હે અર્જુન તુ યોગી થા આ શ્લોકમા ચાર વાતનો નિર્દેશ છે (૧) તપસ્વી એટલે કે ભાવના પ્રધાન સાધકથી યોગી શ્રેષ્ઠ છે (૨) જ્ઞાનીથી (એટલે કે બુદ્ધિ પ્રધાન સાધક) થી પણ યોગી શ્રેષ્ઠ છે (૩) કર્મનિષ્ઠ (એટલે કે કર્મ પ્રધાન સાધક) થી યોગી શ્રેષ્ઠ છે (૪) માટે હે અર્જુન તું યોગી બન

પણ ભક્તિ વિના યોગ વ્યર્થ છે યોગની સાથે ભક્તિ જોઇએ

અધ્યાય સાતમો

## —: જ્ઞાન વિજ્ઞાન યોગ :—

છઠ્ઠા અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું : "તું તારૂં મન મારામાં સ્થિર કર, મારી ભક્તિ કર, મારો આશ્રય લે અને યોગી થા, અને મને સંપૂર્ણપણે જાણી લે એ જ્ઞાન સંપાદન કર્યાં પછી બીજું કશું જાણવા યોગ્ય રહેતું નથી." યોગી-ભકત બની પરમપદની પ્રાપ્તિ કરવાનું માર્ગદર્શન ભગવાને આપ્યું. હવે આ અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણ ઇશ્વરનાં સંપૂર્ણ સ્વરૂપ અને વિજ્ઞાન સહીત સમગ્ર જ્ઞાનનો બોધ આપે છે. ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે :

મત્તઃ પરતરં નાન્યત્કિંચિદસ્તિ ધનંજય ।
મયિ સર્વમિદં પ્રોતં સૂત્રે મણિગણા ઇવ. ॥૭॥

"ધનંજય ! મારા કરતાં અધિક શ્રેષ્ઠ બીજું કોઈ નથી. જેમ સુત્ર (દોરા)માં મણકાઓ પરોવાએલા હોય છે તેમ આ સર્વ જગત મારામાં પરોવાયેલું છે."

ઇશ્વરની પ્રકૃતિ કે શરીરનાં બે ભાગ છે. એક ગૌણ અને બીજો મુખ્ય. ગૌણ વિભાગમાં પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એમ આઠ તત્વોનો સમાવેશ થાય છે, અને મુખ્ય વિભાગમાં કેવળ એક જીવતત્વ છે. આ જીવ તત્વથી જ સંપૂર્ણ જગતને ધારણ કરવામાં આવ્યું છે. આ બન્ને પ્રકૃતિમાંથી સંપૂર્ણ જગતના પદાર્થ માત્ર તથા પ્રાણી માત્ર ઉત્પન્ન થયા છે; અને ઈશ્વર જ સંપૂર્ણ જગતનાં ઉત્પતિ, પાલન તથા લયનું કારણ છે. એટલે જ ઇશ્વર સર્વથા શ્રેષ્ઠ છે અને તેનાથી અધિક શ્રેષ્ઠ બીજું કોઇ પણ નથી. માળાની બનાવટમાં મણિ (મણકા) પરોવાએલા હોય છે તેમ આ ઇશ્વરરૂપી સૂત્રાત્મામાં આ સૂર્ય ચંદ્રાદિ જગતનાં ગ્રહ નક્ષત્ર આદિ મણિ પરોવાયેલાં છે.

પ્રાણી માત્ર પરમેશ્વરનાં શરીરનાં સૂક્ષ્મ અંશ છે. આપણા શરીરમાં સૂક્ષ્મ ટીટાણું હોય છે, તે આપણા શરીરનાં અંશ હોવા છતાં સ્વતંત્રતાપૂર્વક જન્મે છે. જીવતા રહે છે અને મરે છે. તેમના જીવવાથી કે મરવાથી આપણા અખંડજીવનમાં કાંઈ ન્યુનતા કે અધિકતા થતી નથી. તેજ પ્રમાણે સર્વ પ્રાણીઓના શરીર પરમેશ્વરનાં વિરાટ દેહમાં ટીટાણુ સમાન છે તેમનાં જીવવાથી કે મરણથી એમાં કંઇ ન્યુનતા આવતી નથી તેમજ અધિકતા પણ આવતી નથી ઇશ્વરની ઉપાસના કરવાથી અખંડ આનંદની પ્રાપ્તિ થાય છે. આ પરમ પદ છે.

સુખ દુઃખાદિ દ્વંદ્વ ઉત્પન્ન થવાનુ કારણ મનુષ્યની ઇચ્છા અને દ્વેષ છે. જે લોકો આ દ્વંદ્વોના મોહમાં ફસાયેલા હોય છે તેમને ભ્રમ ઉત્પન્ન થાય છે, પરંતુ જે લોકો દ્વંદ્વોનાં મોહથી દૂર રહે છે અને પોતાના સદાચારમાં સ્થિર રહેવાના કારણે જેઓ નિષ્પાપી બની ગયા છે, તેઓ જ નિર્ભ્રાંત થઇને એક નિષ્ઠાથી ઇશ્વરની ભક્તિ કરે છે અને ઉન્નત થાય છે. એટલે જ શ્રી કૃષ્ણ કહે છે "જેઓ મારો આશ્રય લઇને મરણથી મુકત થવાનો યત્ન કરે છે. તેઓ બ્રહ્મને. સંપૂર્ણ અધ્યાત્મને અને બધા કર્મોને જાણે છે. અને જેઓ અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સહિત મને જાણે છે, તેઓ-ચિત્તનો યોગ કરનારાઓ મૃત્યુ સમયે પણ મારૂંજ સ્મરણ કરે છે."

આપણે આપણો ઉદ્ધાર ઇચ્છીએ છીએ. ગીતા આદેશ કરે છે કે તમે તમારો ઉદ્ધાર ઇચ્છતા હો તો ઇશ્વરની એક નિષ્ઠાથી અનન્ય ભક્તિ કરો.

અધ્યાય આઠમો

## —: અક્ષર બ્રહ્મ યોગ :—

આગના અધ્યાયમાં યોગેશ્વરે અર્જુનને એક નિષ્ઠાથી અનન્યભાવે ભક્તિ કરી પરમ આનંદ પ્રાપ્ત કરવાનો અને પરમ પદ મેળવવાનો ઉપદેશ આપ્યા પછી હવે આ અધ્યાયમાં અક્ષર બ્રહ્મ યોગનું જ્ઞાન આપે છે

અક્ષર એટલે અવિનાશી બ્રહ્મ એટલે મહાન શક્તિવાળુ તત્વ એવુ એક તત્વ કે જે સર્વથી વિશાળ, સર્વથી શ્રેષ્ઠ, સર્વથી સમર્થ અને સર્વથી પર છે તે બ્રહ્મ છે બ્રહ્મનાં બે રૂપ છે એક મૂર્ત છે અને બીજુ અમૂર્ત છે વિશ્વનું જે રૂપ છે તે જ રૂપ આત્માનુ છે, તે પરમાત્માનું કે પર બ્રહ્મનું જ છે જેમ આપણા શરીરમા રહેનો આત્મા શરીરનું રૂપ ધારણ કરે છે, તેમ આ વિશ્વમા રહેનો પરમાત્મા વિશ્વરૂપ ધારણ કરે છે સ્વભાવને નિજભાવને અધ્યાત્મ કહે છે પ્રાણીઓના પોતપોતાના ભાવનો ઉદ્ભવ અને ઉન્નતિ કરનારા વ્યવહારનું નામ કર્મ છે જે નાશવાન વસ્તુભાવ છે તેને અધિભૂત કહે છે જડમા ચેતનભાન છે. તે ચેતન પુરૂષને અધિદૈવ કહે છે અને પ્રત્યેક દેહમા જે "હુ હુ" કહેનારો ઇશ્વરભાવ છે. તેને અધિયજ્ઞ કહે છે

ઇશ્વર સર્વજ્ઞ છે સર્વેનો નિયંતા અને શાસનકર્તા છે. એ સુક્ષ્મથી પણ અતિ સુક્ષ્મ છે સર્વેનો એજ આધાર છે, એજ દિવ્ય, પરમ શ્રેષ્ઠ પુરૂષ છે એ જ અક્ષર છે અને એ જ પરબ્રહ્મ છે મૃત્યુકાળે જે ભક્તિભાવથી એનું સ્મરણ કરે છે તે એને પામે છે

ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે

> અનન્યચેતા સતત યો મા સ્મરતિ નિત્યશ ।
> તસ્યાહ સુલભ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિન ॥૧૪॥

હે અર્જુન ! જે કોઇ અનન્ય ચિત્તથી મારૂં સતત સ્મરણ કરે છે, એ નિત્યમુક્ત યોગીને હુ સુલભતાથી પ્રાપ્ત છુ

હે પાર્થ ! બીજા કોઇ પણ સ્થળે ચિત્તને નહિ રાખીને નિરંતર દીર્ઘકાળ સુધી અર્થાત જ્યા સુધી જીવે ત્યા સુધી આદરપૂર્વક જે મારૂ સ્મરણ કરે છે તે યોગીઓને આવશ્યક એવા આહાર, વિહાર, યમ, નિયમ વગેરેમા સાવધાન રહીને યોગાનુષ્ઠાન કરનાર પુરૂષને હુ સુલભ છુ આ મનુષ્યની પરમ સિદ્ધિ છે. અને પરમ સિદ્ધિને પામેલા મહાત્મા પુરૂષો ઇશ્વરને પામે છે, અને દુ ખનાં સ્થાનરૂપ એવા નાશવંત જન્મને પુન પ્રાપ્ત થતા નથી

ઇશ્વરનું સ્મરણ કરવાથી ઇશ્વર પ્રાપ્ત થાય છે એ તદ્દન નિર્વિવાદ છે આત્માનુ સંપૂર્ણ સમર્પણ કરવાથી પોતાનું એવુ બીજુ કંઇજ રહેતું નથી કે જેનુ મનુષ્ય સ્મરણ કરે જ્યારે આવી અનન્ય અવસ્થા થાય છે ત્યારે જ સાધક ઇશ્વરનું સતત સ્મરણ કરી શકે છે, આવો યોગી કદાપિ મોહને વશ થતો નથી આ અનંતકાળમાં આપણુ જીવન એક બિંદુ જેવુ ગણી શકાય આપણે માટે એક જ માર્ગ છે અને તે એ કે વિશ્વરૂપમા આપણે સંપૂર્ણ સમર્પણ કરવુ આમ કરવાથી આપણે ઇશ્વરરૂપ બની શકીએ છીએ, અને કૃતાર્થ થઇ શકીએ છીએ

ગીતાનું આ જ્ઞાન, આ ઉપદેશ જીવનમાં ઉતારો સદાચાર આચરીએ તો આપણુ જીવન અનંતકાળની સરખામણીમા ભલે ક્ષણભંગુર ગણાતુ હોય છતા ખુબજ ઉન્નત બની શકે છે

KESHAVLAL J KHANDERIA
24, SARAT BOSE ROAD,
CALCUTTA—700020

M/S NATIONAL ART PRE
157A, DHARAMTALLA STREET
CALCUTTA-700013

અધ્યાય નવમો

## —: રાજવિદ્યા રાજગુહ્ય યોગ :—

આઠમાં અધ્યાયમાં ભગવાન શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યું 'મારો ભક્ત કદી નષ્ટ થતો નથી અનન્ય-ભાવથી ઈશ્વરની ભકિત કરનાર ધર્માત્મા બની નિરંતર શાંતિને પામે છે.' હવે ભગવાન શ્રીકૃષ્ણ આ અધ્યાયમાં અર્જુનને ગુહ્યયોગનું જ્ઞાન આપે છે. ગુહ્યયોગને ગુપ્તયોગ ગુહ્યવિદ્યા, રાજયોગ, રાજવિદ્યા પણ કહે છે. બધી વિદ્યાઓમા, જ્ઞાનોમાં અને યોગમાં આ શ્રેષ્ઠ હોવાથી તેને રાજવિદ્યા તથા રાજગુહ્ય કહેવામાં આવે છે. આ ગુહ્ય શાસ્ત્રને જાણનારો મનુષ્ય બુદ્ધિમાન બને છે, અને કૃતકૃત્ય પણ થાય છે જે મનુષ્ય આ શાસ્ત્ર વિધિને છોડીને સ્વેચ્છાપૂર્વક કામ ભોગમાં રચ્યો પચ્યો રહે તેને સુખ, સિદ્ધિ કે પરમ ગતિ પ્રાપ્ત થતાં નથી. કાર્ય—અકાર્યના નિર્ણય માટે શાસ્ત્રજ પ્રમાણછે. આપણે શાસ્ત્રનો આદેશ શો છે તે જાણવું જોઇએ અને તે પ્રમાણે આચરણ કરવુ જોઇએ. રાજ્યશાસનની ગુપ્ત વિદ્યા પવિત્રતા કરનારી, ઉત્તમ ફળદાયી, પ્રત્યક્ષ હિતકારી, ધર્મ ભાવને વધારનારી, સુખથી આચરણ કરવા યોગ્ય અને ઓછા વ્યયથી સિદ્ધ થનારી છે. અધ્યક્ષની પ્રેરણાથી જ ચરાચર જગતમાં પરિવર્તન થાય છે. રાજા, અધ્યક્ષ કે સભાપતિ આવી પ્રેરણા કરનારો જોઇએ. જેમ પરમેશ્વર પોતાના ભક્તનો યોગક્ષેમ ચલાવે છે તેમ રાજા પોતાના સેવકો તેમજ પ્રજા વગેરેનો યોગ ક્ષેમ ચલાવે છે. જે જેની ઉપાસના કરે છે તે તેવો બને છે. પ્રાણીમાત્ર સાથે સમભાવથી વ્યવહાર કરનાર અને ઇશ્વર ભકિતમાં રાચનાર સાધુ છે.

એટલે શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે :

ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ, ।
કૌન્તેય પ્રતિજાની હિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥૩૧॥

'હે કુંતી પુત્ર ! સદાચારી બનેલો ભકત શીઘ્ર જ ધર્માત્મા બને છે અને નિરંતર શાંતિ પ્રાપ્ત કરે છે. મારો ભક્ત કદી નાશને પ્રાપ્ત થતો નથી. તે તુ નિશ્ચય માન.' આ શ્લોકમાં ત્રણ વાત કહેવામાં આવી છે (૧) દુરાચરણ છોડી સદાચારી બનેલો મારો ભકત બહુ જ જલદી ધર્માત્મા બને છે. (૨) તે અખંડ શાંતિ મેળવે છે. (૩) મારા ભકતનો કદી નાશ થતો નથી તે નિશ્ચિત છે.

ઇશ્વર સર્વને સમભાવથી જ જુએ છે. એનો વ્યવહાર નિષ્પક્ષપણે જ ચાલે છે. આપણે આવો નિષ્પક્ષપાતી વ્યવહાર આચરણમા કરવો જોઇએ. પરમેશ્વરની ભકિત કરવાથી ગમે તેવો પાપી, દુરાચારી, ઉચ્ચ જાતિવાળો કે હીનજાતિવાળો, સ્ત્રી કે પુરૂષ, બાળક કે વૃદ્ધ ઉન્નતજ થાય છે. ઇશ્વર ભકિતમાં સર્વ દોષ દુર કરવાની શકિત છે.

એટલેજ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે "મારામાં મનને પરોવ, મારો ભકત બન મારા નિમિત્તે યજન કર, મને નમસ્કાર કર, આ પ્રમાણે મારામાં પરાયણ થઇ આત્માનો મારી સાથે યોગ કરવાથી તું મને પ્રાપ્ત કરીશ.

卐

અધ્યાય દશમો

## —: વિભૂતિ યોગ :—

નવમાં અધ્યાયમા નિષ્પક્ષપાતપણે વ્યવહાર કરી ઇશ્વર ભક્તિમા લીન બની, ઉન્નતિ અને પરમ પદ પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવ્યા પછી શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને "વિભૂતિયોગ"નું જ્ઞાન આપે છે

વિભૂતિ એટલે ઐશ્વર્ય, શોભા તથા પ્રભાવ વિભૂતિયોગ એટલે ઐશ્વર્ય, શોભા તથા પ્રભાવ પ્રકટ કરવાનું કૌશલ્યમય ઇશ્વરીય સામર્થ્ય. આ સામર્થ્ય. ક્યા દેખાય છે તેનો આ અધ્યાયમા ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપ્યો છે

ઇશ્વર પ્રાપ્તિ માટે દિવ્યદૃષ્ટિ જોઇએ જ્યા સુધી દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત ન થાય ત્યા સુધી શુ કરવાનુ ? વિભૂતિયોગ એનો જવાબ આપે છે કે દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થતા સુધી, અને વિશ્વરૂપમા ઇશ્વરનો સાક્ષાત્કાર થતા સુધી, જગતમા પરમેશ્વરની વિભૂતિ જોવી અને તેનુ ધ્યાન કરવુ

જ્યા વિશેષ ઐશ્વર્ય પ્રકટ થાય છે, જ્યા વિશેષ અધિક શોભા દેખાય છે અને જ્યા વિશેષ પ્રભાવ અનુભવાય છે, તે ઇશ્વરની વિભૂતિ છે એ વિભૂતિની પૂજા કરવાથી પરમેશ્વરી પૂજા થાય છે

અર્જુન શ્રીકૃષ્ણને એમની વિભૂતિઓનુ વિસ્તારપૂર્વક વર્ણન કરવા વિનવે છે, એટલે શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે

અહમાત્મા ગુડાકેશ સર્વભૂતાશયસ્થિત , ।
અહમાદિશ્ચ મધ્ય ચ ભૂતાનામન્ત એવ ચ ॥૨૦॥

"હે ગુડાકેશ ! હુ સર્વવ્યાપક છુ, સર્વ ભૂતોને એક થવાનુ સ્થાન છુ અને અચલ છુ તેમજ હુ જ સર્વભૂતોનુ જન્મ કારણ છુ સ્થિતિકારણ છુ અને લયસ્થાન છુ "

'હુ વાસુદેવ, સર્વના આત્મારૂપ છુ અર્થાત સર્વવ્યાપક છુ જેમ જળને એકત્ર થવાના સ્થાનભૂત સરોવર જળાશય કહેવાય છે તેમ હુ સર્વ ભૂતોને એકત્ર થવાના સ્થાનભૂત-સર્વ ભૂતાશય કહેવાઉ છુ અર્થાત્ હુ સર્વને એક થવાનુ સ્થાન છુ વળી હુ જ સર્વ ભૂતોનુ આદિ જન્મકારણ છુ મધ્ય સ્થિતિ કારણ છું અને અતતય સ્થાન છું અર્થાત સર્વ બ્રહ્માંડ મારામાં જ રહેલું છે હુ સર્વ ભૂતોના અત કરણમા રહેલો છુ અને તે સ્થળે જ નિત્યધ્યાન કરવા યોગ્ય છુ હું જ આ સર્વ જગતમા એક અશથી વ્યાપ્ત થઇને રહેલો છુ '

ભગવાન કહે છે મારામાથી જ સર્વ ભાવો પ્રકટ થાય છે બુદ્ધિ, જ્ઞાન, અસમોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ દુ ખ, ઉત્પતિ, વિનાશ, ભય, નિર્ભયતા, અહિસા, સમતા, સતોષ તપ, દાન યશ. અપયશ, દ.ડ, નીતિ, મૌન તેજ, જય, વ્યવસાય, સત્વ વાદવિવાદ, અધ્યાત્મવિદ્યા પૌરુષ, જીવન તથા કામ અને જુદા જુદા સર્વ સાત્વિક, રાજસ તથા તામસ ભાવ મારામાથી જ ઉત્પન્ન થાય છે એવુ જાણીને તે સર્વ મને સ્વાધીન કરવા જોઇએ, કારણ કે તેઓ બધા મારે વશ છે પરતુ હુ તેમને વશ નથી

દરેક વસ્તુમા ઇશ્વરનો ભાવ છે જ્યા એ વિશષરૂપે છે ત્યાં તેની વિભુતિ છે જગતના પદાર્થો અનત છે એટલે ઇશ્વરની વિભુતિઓ પણ અનત છે જે વિશેષ ઉચ્ચ તત્વજ્ઞાની વિદ્વાન છે જે વિશેષ વીરતાના કર્મ કરે છે તે ઇશ્વરની વિભુતિઓ છે અર્જુન પણ ઇશ્વરની વિભુતિ મનાય

આપણે દિવ્યદૃષ્ટિ કેળવી ઇશ્વર પ્રાપ્તિ કરી શકીએ છીએ, તેનુ માર્ગદર્શન ગીતા આપણને આપે છે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો હોય તો ગીતાનો આશ્રય લો

અધ્યાય અગિયારમો

## -: વિશ્વરૂપ દર્શન યોગ :-

દશમા અધ્યાયમા પરમેશ્વરની વિભૂતિઓનુ જ્ઞાન અને ઉપદેશ આપ્યા બાદ શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને પોતાના વિશ્વરૂપનુ દર્શન કરાવે છે, એ અનત દુર્લભ છે અને દેવો પણ એ રૂપના દર્શન માટે નિત્ય આકાક્ષા સેવે છે વેદના અભ્યાસીઓ, તપશ્ચર્યા કરનારાઓ, દાનવીરો અને યજ્ઞયાગાદિ કરનારાઓને પણ એ વિશ્વરૂપનુ દર્શન દુર્લભ છે ભગવાન કહે છે કે 'અનન્ય અખડ ભક્તિ વડે મારા એ પ્રકારના સ્વરૂપને જાણી શકાય છે, જોઇ શકાય છે અને તત્વ વડે તેમા પ્રવેશી શકાય છે સમગ્ર વિશ્વ પરમેશ્વરનુ જ રૂપ છે રામ પરમેશ્વરની વિભૂતિ છે, અન્ય વીરો પરમેશ્વરની મૂર્તિ છે અર્જુન ભગવાનની વિભૂતિ છે, પાડવો પરમેશ્વરની મૂર્તિ છે, એમા કોઈ ભિન્નતા નથી બધા રૂપોમા એક જ આત્મા રહેલો છે

વિશ્વરૂપનુ એ જ જ્ઞાન વૈદિક ધર્મનુ મુખ્ય જ્ઞાન છે વૈદિક ધર્મમાથી વિશ્વરૂપની આ કલ્પના કાઢી નાખવામા આવે તો પછી એ ધર્મના આધારમા કઇ પણ શેષ રહેતુ નથી. આ જ્ઞાનના આધારે જ વૈદિક ધર્મ ફેલાયો છે

'સપૂર્ણ વિશ્વરૂપ મળીને એક જ રૂપ થાય છે" એ જ વિશ્વરૂપની કલ્પના છે આ વિશ્વમા અનત રૂપ છે, તે વિવિધ પ્રકારના છે તે બધા મળીને પરમેશ્વરનુ જ એક અખડ, અનત અતુટ વિશ્વરૂપ બને છે વિશ્વના સર્વરૂપો પરમાત્માના રૂપો છે

વિશ્વરૂપ દર્શન યોગ સમજાવતા શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે

મત્કર્મકૃન્મત્પરમો મદ્ભક્ત સગવર્જિત:, ।
નિર્વૈર સર્વભૂતેષુ ય સ મામેતિ પાણ્ડવ ॥૫૫॥

"હેપાડવ ! જે પુરુષ મારા માટે જ કર્મ કરનારો છે, મન જ પરમ પ્રાપ્ય માનનારો છે મારુ ભજન કરનારો છે, જે ભોગોનો સગ છોડે છે અને સર્વ ભુતો પ્રતિ ભાન રહિત છે તે પુરુષ મને પામે છે"

આવી પરમ સિદ્ધિ પ્રાપ્ત કરવાના ભગવાને પાચ ઉપાયો બતાવ્યા છે મત્કર્મકૃત પહેલો ઉપાય છે, એ જ કર્મ યોગ છે, એનો અર્થ છે—ઇશ્વરના કર્મ કરવા, પરમેશ્વરના કર્મોમા સજ્જનોનુ પરિત્રાણ, દુર્જનોનો વિનાશ અને ધર્મની સ્થાપનાનો સમાવેશ થાય છે તેમ જ ઉપરના આ ત્રણ પરમેશ્વરના કાર્યોમા મદદરૂપ થાય તે બધા પરમેશ્વરના કાર્યો છે આ કાર્યો ઉત્તમમા ઉત્તમ રીતે કરવા એ મનુષ્યનુ કર્તવ્ય છે મત્પરમ બીજો ઉપાય છે, જે પરમેશ્વરને શ્રેષ્ઠતમ માને છે અને પોતાનુ સમગ્ર જીવન પરમેશ્વરને સમર્પિત કરે છે તે ભક્ત પોતાને ધન્ય માને છે ત્રીજો ઉપાય છે મદ્ભક્ત જે પરમેશ્વરની સેવા અનન્ય ભાવે કરે છે, તે ભક્ત કૃતકૃત્ય થાય છે ચોથો ઉપાય છે સગવર્જિત ભોગોના સગ નહિ કરનારા, ભોગકામના રાખ્યા વગર જે નિષ્કામ કર્મયોગી કર્મ કરે છે તેને ધન્ય છે પાચમો ઉપાય સર્વ ભૂતેષુ નિર્વૈર છે જે કોઇની સાથે પણ વેર નથી રાખતો તે ભક્ત કૃતકૃત્ય થાય છે આવો સાધક પરમેશ્વરને પ્રાપ્ત કરેછે પરમેશ્વરને પ્રાપ્ત કરવા સએટલે પૂર્ણ થતુ

ગીતાનુ આ જ્ઞાન આપણે જીવનમા ઉતારીએ અને તે અનુસાર આચરણ કરીએ તો આપણુ જીવન ધન્ય બને એમા કોઇ સશય નથી, માટે ગીતા વાચો, વિચારો મનન કરો અને જીવનમા ઉતારો

અધ્યાય બારમો

## -: ભક્તિ યોગ :-

અગ્યારમા અધ્યાયમા પરમેશ્વરના વિશ્વરૂપનુ દર્શન કર્યા પછી એ સ્વરૂપની કઇ રીતે સેવા કરવી એ પ્રશ્ન ઉઠે છે અર્જુન શ્રીકૃષ્ણને પૂછે છે 'કોણ શ્રેષ્ઠ ? સગુણોપાસક કે નિર્ગુણોપાસક' ? કેવો સગુણોપાસક પ્રભુને ગમે છે એ ભગવાન પોતે અર્જુનને કહે છે "જેઓ નિત્ય મારામા મન જોડી, મારામા પરાયણ થઇ, પરમ શ્રદ્ધાથી મને ઉપાસે છે, તેમને હુ શ્રેષ્ઠ યોગી ગણુ છુ" મનનુ અને જીવનનુ સંપૂર્ણ સમર્પણ કરનાર ભક્ત પ્રભુને ગમે છે આનો અર્થ એ નથી કે નિર્ગુણોપાસક પ્રભુને ગમતો નથી પ્રભુનો પ્રેમ તો બન્નેપ્રકારના ભક્તો પર સરખો જ હોય છે સગુણ ભક્તોનો માર્ગ સહેલો છે નિર્ગુણ ભક્તોનો માર્ગ અઘરો છે નિર્ગુણ ભક્તની એક પણ ભૂલ ભગવાન ચલાવી લેતા નથી ઘરમા સ્ત્રીને માટે પુરુષ અને પુરુષને માટે સ્ત્રી, માતાને માટે પુત્ર અને પુત્રને માટે માતા પિતા સાચો શિક્ષક, જનહિત કર્તા લોકો, રાષ્ટ્રહિતકારી કાર્યમા પોતાનુ સર્વસ્વ અર્પણ કરનાર, ઇશ્વરના સગુણ રૂપો છે વિશ્વરૂપ પરમાત્માનુ સગુણ રૂપ છે એ સગુણ રૂપની સેવા વિશ્વ સેવા છે પરમાત્માની સગુણ રૂપની ભક્તિને આપણે સગુણ ભક્તિ કહીએ છીએ પરમેશ્વરની નિર્ગુણ ઉપાસના કરનાર ભક્તને ઇશ્વર પ્રાપ્તિ માટે ખૂબ જ કષ્ટ વેઠવુ પડે છે ભગવાને તો કહ્યુ છે "જે સાધકો સર્વત્ર સમ બુદ્ધિ રાખે છે અને ભૂત માત્રનુ હિત કરવામા તત્પર રહે છે, તે સાધકોને પરમેશ્વરની પ્રાપ્તિ થાય છે

ઇશ્વરમા તત્પરતા, ઇશ્વર સાથે અનન્યભાવ અને ઇશ્વરને સર્વે કાર્યોનુ સમર્પણ એ મનુષ્યના ઉદ્ધારનો માર્ગ છે એટલે શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યુ

મય્યેવ મન આધત્સ્વ મયિ બુદ્ધિ નિવેશય, ।<br>
નિવસિષ્યસિ મય્યેવ અત ઊર્ધ્વં ન સશય ॥૮॥

"મારામાં જ મન લગાડ, મારામા બુદ્ધિને સ્થિર કર, એમ કરવાથી તુ મારામા જ નિવાસ કરીશ, એ બાબતમા કઇ સદેહ નથી "

માનવસમાજની સપૂર્ણ ઉન્નતિનો માર્ગ આત્મસમર્પણ દ્વારા 'અનન્ય યોગ' કરવાનો છે બધા યોગોમા 'અનન્ય યોગ' શ્રેષ્ઠ છે આ યોગ એકદમ સાધ્ય ન થઇ શકતો હોય તો ધીરે ધીરે અભ્યાસ કરવાથી સાધ્ય થઇ શકે છે આપણે નિયમપૂર્વક એનો અભ્યાસ કરવો જોઇએ આપણા સર્વે કર્મો પરમેશ્વરને સમર્પણ કરવા જોઇએ આપણે આપણુ કર્મ કરવાનુ છે પણ કર્મ ફળનો ત્યાગ કરવાનો છે આમ કરવાથી આપણામા સયમ આવે છે અને આપણે શાતી પ્રાપ્ત કરી શકીએ છીએ

નિર્મમ નિરહકાર અને અનિકેત, સગ વિવર્જિત, ઇંદ્રીયસયમ, સમદ્રષ્ટિ અથવા સમબુદ્ધિ વગેરે માનવ મનમા સ્થિર થાય તો માનવ ઉન્નતિ કરી શકે છે અને અનન્ય યોગ ભાવથી પરમેશ્વરની પ્રાપ્તિ કરી શકે છે

આપણે નિયમ પૂર્વક એનો અભ્યાસ કરવો જોઇએ આપણા સર્વ કર્મો પરમેશ્વરને સમર્પણ કરવા જોઇએ આપણે આપણુ કર્મ કરવાનુ છે પણ કર્મ ફળનો ત્યાગ કરવાનો છે આમ કરવાથી આપણામા સયમ આવે છે અને આપણે શાંતિ પ્રાપ્ત કરી શકીએ છીએ

અધ્યાય તેરમો

## —: ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ–વિભાગ યોગ :—

બારમા અધ્યાયમા શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને ભક્તિયોગનુ જ્ઞાન આપ્યુ સાચી ભક્તિ અને સાચા ભક્તની મહત્તા સમજાવી હવે ક્ષેત્ર તેમ જ ક્ષેત્રજ્ઞ યોગનુ જ્ઞાન આ અધ્યાયમા આપે છે અહિ ક્ષરાક્ષરનુ, દેહ અને આત્માનુ, જડ અને ચેતનનુ, અનાત્મા અને આત્માનુ પૃથક્કરણ કરી ઉચ્ચતમ તત્વજ્ઞાન ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને સમજાવે છે

ભગવાને કહ્યુ કે આ શરીર ક્ષેત્ર છે અને જે એ ક્ષેત્રને જાણે છે તે ક્ષેત્રજ્ઞ છે આ ક્ષેત્રમા જેવા બીજ વાવવામા આવે છે, તેવાજ ફળ સાધકને મળે છે એ નક્કીજ છે સાધકના પુરૂષાર્થ ઉપરજ એની સિદ્ધિ અવલંબિત છે શરીરરૂપી ક્ષેત્રમાથી બધા વિકારો કાઢી નાખી આપણે ઉત્તમ બનવાનો પ્રયત્ન કરવો જોઇએ જેમ ખેતીમા ઉદ્‌ભવેલા બગાડોને ખેડુત દૂર કરે છે, તેમ આપણે બધા વિકારો દૂર કરવા હંમેશ જાગૃત રહેવુ જોઇએ એટલા માટે ભગવાને અર્જુનને જ્ઞાનનો ઉપદેશ આપ્યો અને કહ્યુ કે 'બધુ વાસુદેવ છે' વિશ્વનુ બધુ રૂપ ઇશ્વરનુ જ છે તેથી હુ તેનાથી અભિન્ન છુ

જ્ઞાની પુરૂષ અહિંસક વૃત્તિવાળો, અમાની, દંભરહિત સરળ સ્વભાવનો, સહનશીલ અને ક્ષમાશીલ, સદ્‌ગુરુની સેવા કરનાર પવિત્ર મનનો, સ્થિર ચિત્તવાળો સંયમી, ભોગોનો ત્યાગ કરનાર નિરભિમાની, જરા- વ્યાધિદુઃખ-દોષોને પહેલેથી જોવાવાળો, અનાસક્ત, સમદૃષ્ટિ, સમચિત્ત, અનન્ય યોગી, વિશ્વરૂપ પરમાત્માની ભક્તિ કરવાવાળો, આત્મ પરીક્ષણ કરવાવાળો, અધ્યાત્મજ્ઞાનમા નિત્ય રૂચિ રાખવાવાળો, તત્વોનુ યથાયોગ્ય જ્ઞાન પ્રાપ્ત કરનાર ભૂત માત્રનું હિત સાધનાર હોય છે

એટલે ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે

બહિરન્તશ્ચ ભૂતાનામચરં ચરમેવ ચ, ।
સૂક્ષ્મત્વાત્તદવિજ્ઞેયં દૂરસ્થં ચાન્તિકે ચ તત્ ॥૧૫॥

" તે પરબ્રહ્મ સર્વ ભૂતોની બહાર છે, તેમ અંદર પણ છે તે અચર છે તેમ ચર પણ છે તે સૂક્ષ્મ હોવાથી અવિજ્ઞેય (જાણવાને અશક્ય) છે અને તે દૂર રહેલ છે તેમ પાસે પણ રહેલ છે." આ શ્લોકમા એમ પ્રતિપાદન કરવામા આવ્યુ છે કે બ્રહ્મ અજ્ઞાની માટે બહુ જ દૂર છે પણ જ્ઞાની માટે અત્યંત પાસે છે

સોળ વિકારોમા તથા આઠ પ્રકૃતિઓમા જ્ઞેય બ્રહ્મનો સંબંધ જ રહેલો છે અને ચરાચર જીવોનો તેમા જ્ઞેય-બ્રહ્મ ભાવ જ છે જ્ઞેય બ્રહ્મ સૂક્ષ્મ છે અને દુર્લભ છે એટલે તે દુઃખથી જાણી શકાય તેવો છે દાખલા તરીકે જાસુદના પુષ્પની સાથે સંબંધવાળા સ્ફટીક મણિની ધોળાશ તદ્દન સમીપમા હોવા છતા જેમ તે પુષ્પની રતાશને લીધે ઢંકાઇ જાય છે તેમ અસંગ એવા બ્રહ્મ (પરમાત્મા) નિત્ય અપરાધી છે છતા ઉપાધિયુક્ત હોવાને લીધે સ્પષ્ટતાથી ગ્રહણ કરી શકતા નથી અને તેથી જ મૂઢ પુરૂષો તે પરમાત્માને ઉપાધીના ધર્મોથી ગ્રહણ કરે છે, પણ વિદ્વાનો તો જ્ઞાન વડે ઉપાધીનો લય કરી નાખીને સુખેથી તે જાણી શકે છે આમ જ્ઞાની પુરૂષો માટે જ્ઞેય-બ્રહ્મ સમીપ જ છે એ તો બિંબના પ્રદેશમા જ પ્રતિબિંબને જુએ છે આત્મરૂપ જ્ઞાન ચક્ષુ વડે વિદ્વાન સમગ્ર બ્રહ્મને જુએ છે, જાણે છે અને અંતે મોક્ષ પામે છે

દિવ્યચક્ષુની પ્રાપ્તિ માટે ગીતાનુ અધ્યયન અનિવાર્ય છે

---

અધ્યાય ચૌદમો

## —: ત્રિગુણ વિભાગ યોગ :—

તેરમાં અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને સમજાવ્યું કે જેઓ જ્ઞાન દ્રષ્ટિવા ક્ષત્ર અને ક્ષત્રજ્ઞના ભેદને તથા આકાશ આદિ સર્વ ભૂતોનાં ઉપાદાન કારણભૂત એવી ત્રિગુણાત્મક અવિદ્યાના સમૂળગા નાશને જાણે છે તેઓ મોક્ષને પામે છે. હવે ભગવાન અર્જુનને ભૂત પ્રકૃતિ એટલે શું ? તેને કોનો આશ્રય છે ? કોના આશ્રયથી તે ભુતોને ઉતપન્ન કરે છે ? કેવી રીતે તે સર્વને બંધનકર્તા થઇ પડે છે ? તથા કેવી કેવી રીતે તેમાંથી મોક્ષ થાય છે ? આ બાબતોનો ઉપદેશ આપે છે. સત્વ, રજ અને તમ એમ ત્રિગુણોનું વર્ણન, તેમને દૂર કરવાના ઉપાય અને ગુણાતીત અવસ્થાનું વર્ણન ભગવાને આ અધ્યાયમાં કર્યું છે, અને તેનુ જ્ઞાન પરમ સિદ્ધિ પ્રાપ્ત કરાવનારૂં છે **તેમજ નરને નારાયણ બનાવનારૂં છે. એમ સમજાવ્યું છે.**

રજ એટલે સામર્થ્ય, પરમાત્માની આદિ શકિત જ રજ શકિત છે પરમાત્માનાં બીજને એ રજ પોતામાં ધારણ કરે છે. આ એના શુભ સંયોગથી પુત્ર ઉત્પન્ન થાય છે, આ બીજરૂપે પરમાત્મા શકિત આપણામાં છે.

આદિ શકિતમાં ત્રણ ગુણ છે. સત્વગુણ, રજોગુણ અને તમોગુણ. આ ત્રણે ગુણો દેહ ધારીને બંધનમાં નાખે છે. એમના પાશમાંથી છૂટવુ એ જ પુરૂષાર્થ છે અને એનું નામ જ મુકિત છે.

આ ત્રણે ગુણો ઉપર સંપૂર્ણ વિજય મેળવી મુકત બનેલો પુરૂષ નિર્ગુણાતીત બને છે. એટલે અર્જુનને ઉપદેશ આપતાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે :

માં ચ યોડવ્યભિચારેણ ભકિતયોગેન સેવતે. ।
સ ગુણાન્ સમતીત્યૈતાન્બ્રહ્મભૂયાય કલ્પતે. ॥૨૬॥

"જે પુરૂષ અવ્યભિચારી–એકનિષ્ઠ–ભકિતયોગથી મારૂ સેવન કરે છે તે પુરૂષ આ ત્રણેય ગુણોને ઉત્તમ પ્રકારે જીતી બ્રહ્મરૂપ થવાને માટે યોગ્ય થાય છે."

જે અનન્ય ભકિત વડે પરમેશ્વરની સેવા કરે છે તે આ ગુણોનો નાશ કરી શકે છે, આગળ વધીને બ્રહ્મભાવ પ્રાપ્ત કરે છે, ત્યારે તે સ્થિર, શાંત, સમદ્રષ્ટિવાળો બને છે. આવી સિદ્ધ સ્થિતિમાં સત્વથી થનારો પ્રકાશ અને જ્ઞાન, રજોગુણથી થનારાં લોભ અને કર્મ તથા તમો ગુણથી થનારા પ્રમાદ અને મોહને તે જુએ છે. એમાંથી કોઇ તેની પાસે આવે તો તેનો દ્વેષ કરતો નથી તેમ તેની સાથે પ્યાર પણ કરતો નથી. દરેક સ્થિતિમાં એ તટસ્થભાવ તેમજ અનન્યભાવ અનુભવે છે. તદ્દન સ્વસ્થ રહે છે. પર્વતની જેમ ગમે તેવા વેગો સામે એ સ્થિર જ રહે છે.

અનન્ય ભાવથી ઈશ્વર ભકિત કરનાર પણ ઇશ્વરભાવવાળો થાય છે. અનુકૂળ કે વિપરીત પરિસ્થતિમાં એની મનોવૃત્તિ સ્થિર જ રહે છે. આવો ગુણાતીત પુરૂષ પ્રભુ પ્રાપ્તિ કરે છે.

આવા ગુણાતીત બનવા માટે ગીતા આપણને પ્રેરણાના પિયુષ પાય છે.

અધ્યાય પંદરમો

## —: પુરૂષોત્તમ યોગ :—

ચૌદમાં અધ્યાયમાં ત્રિગુણ વિભાગ યોગનો ઉપદેશ આપ્યા પછી શ્રીકૃષ્ણ અર્જુનને પુરૂષોત્તમ યોગનો બોધ આપે છે. પ્રભુ કહે છે "તારૂં ધ્યેય પુરુષોત્તમ થવાનું રાખ" આ ધ્યેયને પ્રાપ્ત કરવા માટે માર્ગમાં જે ત્રિગુણો આવે છે એને દૂર કરવા માટે જ્ઞાન, કર્મ અને ભક્તિથી ઉપાસના કરવા માટે ભગવાન અર્જુનને ઉપદેશ આપે છે. તેજસ્વિતા, જ્ઞાનમયતા અને વ્યાપકતા વિષે તેમજ જીવ અને શિવની એકતા વિષે ભગવાન અર્જુનને સમજણ આપે છે. આમ આ અધ્યાય શાસ્ત્રરૂપ છે.

ઉત્તમોત્તમ પુરૂષ તે પુરુષોત્તમ કહેવાય તેમજ ક્ષર અને અક્ષર બન્ને એ પુરૂષોત્તમમાં એક રસ થયેલા છે પુરૂષોત્તમમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ આકાશ, મન બુદ્ધિ, અહંકાર અને જીવ તત્વનું મિલન છે. પુરૂષોત્તમનાં વિશ્વ શરીરમાં સંસારનાં સર્વ પ્રાણીઓનાં શરીર સમાયેલાં છે એમાં કોઇ ભિન્નતા નથી. આપણું શરીર વિશ્વ શરીરનું અંશ છે; ઇશ્વર જ સર્વ વ્યાપક છે. ઇશ્વરજ આ સંસારનો પરમ આધાર છે. આપણો આત્મા એ વિરાટ વિશ્વાત્માનોજ અંશ છે. જન્મથી કે મૃત્યુથી આ વિશ્વાત્માની સ્થિતિમાં કંઇ ફેર પડતો નથી. જેમ પરમાત્મા અનાદિ, અનંત અને અવિનાશી છે, તેમ વિશ્વરૂપ-સંસારવૃક્ષ જેને અશ્વત્થ વૃક્ષ કહે છે અને જેનાં મૂળ ઉપર છે શાખાઓ નીચેની તરફ છે તે અનાદિ, અનંત અને અવિનાશી છે. વૈરાગ્યરૂપી શસ્ત્રથી આ વિચિત્ર અશ્વત્થ વૃક્ષને છેદવાનું છે. સંયમથી બંધનોને તોડવાના છે. આમ કરનાર પરમ પદને પ્રાપ્ત કરી શકે છે, એટલે જ તો ભગવાને કહ્યું છે કે મન જ મનુષ્યોનાં બંધન અને મોક્ષનું કારણ છે. મનોવૃત્તિને કાબુમાં રાખવાથી સ્થિરતા આવે છે. જે અભિમાનરહિત, મોહરહિત, અનાસકત, આત્મનિષ્ઠ ભોગવાસનારહિત દ્વંદ્વ ભાવથી દૂર અને જ્ઞાની છે તેને અવિનાશી પદ પ્રાપ્ત થાય છે.

એટલે ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે :

યતન્તો યોગિનશ્ચૈનં પશ્યન્ત્યાત્મન્યવસ્થિતમ્ ।<br>
યતન્તોઽપ્યકૃતાત્મનો નૈનં પશ્યન્ત્યચેતસઃ ૧૧ ॥

"પ્રયત્ન કરનાર યોગીઓ પોતાનામાં (બુદ્ધિમાં) રહેલા આત્માને જુએ છે, પરંતુ જે વિચારહીન અને શાસ્ત્ર સંસ્કાર રહિત હોય છે, તે પ્રયત્ન કરે, તો પણ આત્માને જોઇ શકતા નથી.

જીવ એ ઇશ્વરનો અંશ છે. દરેક શરીરમાં એ વિદ્યમાન છે. સર્વ ઇંદ્રીઓને ખેંચીને પોતાની પાસે રાખે છે. શરીર ધારણ કરતી વખતે જીવ ઇંદ્રીઓને પોતાની સાથે લાવે છે અને શરીર છોડતી વખતે પોતાની સાથે લઇ જાય છે.

જીવ અંશ છે, માટે એને અંશીને એટલે પરમાત્માને આત્મ સમર્પણ કરવું જોઇએ. અંશની ઇતિ કર્તવ્યતા, તત્પરતાથી અને અનન્યભાવે અંશીની સેવા કરવાથી થઈ જાય છે. તે સિવાય બીજો કોઇ ઉપાય નથી. અંશજીવ છે અને વિશ્વાત્મા પુરુષોત્તમ છે. વિશ્વાત્માનો અંશ જીવ-પુરૂષ છે એ જીવનો પુરૂષોત્તમ સાથે અખંડ અને અનન્ય યોગ છે. એનું જ્ઞાન પ્રાપ્ત કરવું અને એ યોગનો અનુભવ કરવો, એ મનુષ્યની પૂર્ણતા માટે ખાસ જરૂરી બાબત છે.

ગીતામાતાના આ આવા અલૌકીક બોધને ગ્રહણ કરવા માટે આપણે બાળકરૂપ બની, જીજ્ઞાસાથી એના બોલમા-એમી-એના-જ્ઞાનને સમજી, પચાવી, આચરણમાં ઉતારી જીવને ધન્ય કરવાનું છે.

અધ્યાય સોળમો

## —: દૈવાસુર સંપદ્વિભાગ યોગ :—

પંદરમા અધ્યાયમાં પુરુષોત્તમ યોગનું જ્ઞાન આપ્યા બાદ શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને ઉપદેશે છે કે પુરુષોત્તમ બનવા માટે દૈવી સંપત્તિ જીવનમાં લાવવી અને સમાજમાં તેનો પ્રચાર કરવો એ પહેલું પગથીયું છે. આસુરી સંપત્તિ સામે યુદ્ધ કરી તેનો વિનાશ કરવા માટે શાસ્ત્રોનો અભ્યાસ, સ્વાધ્યાય જરૂરી છે તે આ અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને સમજાવે છે.

દૈવી સંપત્તિવાળા પુરૂષને કોઇ બંધન હોતું નથી. આસુરી સંપત્તિવાળાને અનેક બંધનો હોય છે. દૈવી સંપત્તિવાળો મોક્ષનો અધિકારી છે. આસુરી સંપતિવાળાનું અધઃપતન થાય છે. દૈવી સંપત્તિવાળાઓમાં અનેક સદ્‌ગુણો હોય છે જેવા કે નિર્ભયતા, પવિત્રતા, જ્ઞાનમાં રુચિ, યોગાભ્યાસમાં તત્પરતા, દાન આપવાની ઇચ્છા, ઇંદ્રિય દમન કરવાની દક્ષતા, આત્મસમર્પણરૂપી યજ્ઞ કરવાની અભિલાષા, આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની તમન્ના, સહિષ્ણુતા, આનંદી સ્વભાવ, અહિંસા સત્ય-પાલન, ક્રોધ ન કરવો, કર્મફળનો ત્યાગ, શાંતસ્વભાવ, નિંદા ન કરવી, ભૂત દયા, નિર્લોભીપણું, મનની કોમળતા, કુકર્મ કરવામાં લજ્જા, સ્થિરતા, તેજસ્વિતા, ક્ષમા, ધૈર્ય, શુદ્ધતા, કોઇનો દ્રોહ નહિ કરવો અને ઘમંડ ન કરવો વગેરે.

આસુરી વૃત્તિવાળાઓમાં અનેક દુર્ગુણો હોય છે, જેવા કે કર્તવ્યાકર્તવ્યનો વિચાર ન હોવો, અપવિત્ર વ્યવહાર, સદાચાર તેમજ સત્યપાલનનો અભાવ, નાસ્તિકતા, પોતાના ઉપભોગ માટે આ જગત છે એવી માન્યતા, પોતાના ભોગ વધારવા માટે ક્રૂર કર્મો કરવા, જગતનો સંહાર કરીને પણ પોતાના ભોગ વધારવા, દંભ માન અને મદયુકત થઇને ભોગ વધારવાના કામમા તલ્લીન રહેવું, મોહથી અશુદ્ધ ને શુદ્ધ માનવુ, અશુદ્ધ વ્રતોનું પાલન કરવુ, ચિંતા વધારનારા કર્મો કરવાનો પ્રયત્ન કરવો, કામ ભોગ વધારવાનો પ્રયત્ન કરવો, નિર્દયતા, ઘમંડીપણું વગેરે અનેક દુરાચાર, અનાચાર અને અત્યાચાર કરવાં; આ બધા નરકના દ્વારો છે.

એટલે શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે :

> ત્રિવિધં નરકસ્યેદં દ્વારં નાશનમાત્મનઃ ।
> કામ ક્રોધસ્તથા લોભસ્તસ્માદેતત્રયં ત્યજેત્ . ॥૨૧॥

"કામ, ક્રોધ તથા લોભ એ ત્રણ નરકનાં દ્વાર છે, તેમાં પ્રવેશ કરવાથી આત્માનું અધઃપતન થાય છે, માટે એ ત્રણેયનો ત્યાગ કરવો."

પોતાના શ્રેયનું આચરણ કરનાર પરમ ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરી શકે છે અને જેઓ શાસ્ત્રોનો આદેશ છોડીને સ્વચ્છંદી વર્તન કરે છે તેમને સિદ્ધિ, સુખ તથા ઉન્નતિ પ્રાપ્ત થતાં નથી. કર્તવ્ય અને કર્તવ્યનો નિર્ણય શાસ્ત્રવચનો વડે થઇ શકે છે, તેથી શાસ્ત્રોકત કર્મ કરવા જોઇએ.

ભગવાને અહિં સંયમપૂર્વક વર્તવાની વાત કરી છે, ફાવે તેમ બેફામ વર્તવું ન જોઇએ એમ કહ્યું છે. આસુરી સંપત્તિનો ત્યાગ કરીને, દૈવી સંપત્તિને જીવનમાં ઉતારીને પોતાના શ્રેયનું કાર્ય આપણે કરીએ તો આપણો ઉદ્ધાર નિશ્ચિત છે.

---

અધ્યાય સત્તરમો

## —: શ્રદ્ધાત્રયવિભાગ યોગ :—

સોળમાં અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપતા કહ્યું કે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે કર્મ કરવાથી માણસની ઉન્નતિ થાય છે. હવે અહિં આપણી નિત્યક્રિયાઓ કઇ રીતે કરવી તે બાબત સમજાવતાં સાત્વિક શ્રદ્ધાથી તે કરવી જોઇએ એમ કહે છે. સાત્વિક શ્રદ્ધા નિર્માણ કરવા માટે સાત્વિક આહાર, યજ્ઞ, તપ અને દાન કરવા જોઇએ અને એના પ્રભાવથી જે શક્તિઓ આવે, જે સામર્થ્ય આવે તે પ્રભુને અર્પણ કરવા જોઇએ એમ કહે છે, અને અંતે આ અધ્યાયમાં ૐ તત્સત્ નો ગૂઢ અર્થ બતાવે છે.

અર્જુન ભગવાનને પ્રશ્ન પુછે છે કે કેટલાક લોકો સંપૂર્ણ શ્રદ્ધાથી પોતાનું કર્મ કરે છે તો તેમની નિષ્ઠા કેવી સમજવી જોઇએ ? જવાબમાં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે, મનુષ્યની શ્રદ્ધાનાં ત્રણ પ્રકાર છે. સાત્વિક, રાજસ અને તામસ. મનની સ્વાભાવિક પ્રવૃતિનું નામ શ્રદ્ધા. જેની જેવી શ્રદ્ધા તેવો જ તે થાય છે. જે સાત્વિક પ્રકૃતિનાં હોય છે તે દેવોની ઉપાસના કરે છે, રાજસ પ્રકૃતિવાળા યક્ષ–રાક્ષસોની પુજા કરે છે, તેમાં ગુણી પ્રકૃતિવાળાઓ ભૂત–પ્રેત–પિશાચોની ભક્તિ કરે છે. પોતાની પ્રકૃતિથી વિરૂદ્ધ કોઇ કંઇ કરી શકતું નથી.

જેની જેવી પ્રકૃતિ હોય છે તેને તેવું જ અન્ન પસંદ હોય છે. યજ્ઞ, દાન અને તપ પણ પ્રકૃતિને જ અનુસરતા હોય છે. સાત્વિક લોકો આયુષ્ય, શરીર બળ, શરીરનું સત્વ, આરોગ્ય, સુખ અને પ્રસન્નતા વધારે એવા સાત્વિક, સ્નિગ્ધ અન્નનું સેવન કરે છે રાજસ લોકો કડુ, તીખા ખાટા, ઉષ્ણ, દાહકારક અન્ન પસંદ કરે છે અને તામસ લોકો વાસી, એઠાં, અપવિત્ર, નીરસ, દુર્ગંધયુક્ત અન્નનું સેવન કરે છે.

શાસ્ત્ર વિધિ પ્રમાણે કરવામાં આવેલો યજ્ઞ સાત્વિક કહેવાય. દંભથી કરવામાં આવેલો યજ્ઞ રાજસ અને શ્રદ્ધા વગર શાસ્ત્રવિધિ વિરૂદ્ધ કરવામા આવેલો યજ્ઞ તામસ યજ્ઞ કહેવાય. તપમાં પણ ત્રણ પ્રકાર છે, શારિરીક તપ, વાચિક તપ અને માનસિક તપ. ફળ ભોગોની આસક્તિવિના સંપૂર્ણ શ્રદ્ધાથી આ ત્રણ પ્રકારના તપને સાત્વિક તપ કહેવાય. માન, પ્રતિષ્ઠા માટે દંભથી કરવામાં આવતા તપને રાજસ તપ કહેવાય, અને દુરાગ્રહથી પોતે કષ્ટ સહન કરી અને બીજાને કષ્ટ આપવા કરવામાં આવેલા તપને તામસ તપ કહેવામાં આવે છે. સાત્વિક તપથી સુખ મળે, રાજસ તપથી સુખનો આભાસ થાય છે જે શાશ્વત નથી, અને તામસ તપથી બધાને દુઃખ જ થાય છે. દાનના પણ ત્રણ પ્રકાર છે. સાત્વિકદાન, રાજસ દાન અને તામસદાન. યોગ્ય પાત્રને કંઇ પણ લાલસા વિના આપવામાં આવેલું દાન સાત્વિક દાન. ફળભોગની ઇચ્છાથી આપવામાં આવેલું દાન રાજસદાન અને અયોગ્ય પાત્રને આપેલું તામસદાન કહેવાય છે. આપણે જીવનમાં સાત્વિકતા લાવવાથી આપણો ઉદ્ધાર થાય છે.

ૐ તત્સત્ શબ્દો વડે બ્રહ્મનો નિર્દેશ કરવામાં આવે છે. તપ, યજ્ઞ, કર્મ કે વેદોચ્ચાર કરતી વખતે ઓમ્ કહેવામાં આવે છે. નિષ્કામ ભાવથી કર્મ કરતી વખતે તત્ કહેવામાં આવે છે. ઉત્તમ કર્મનાં અર્થમાં, શુભ કર્મ કરતી વખતે, યજ્ઞ, તપ, અને દાનમાં એકાગ્ર થવાને સત કહેવામાં આવે છે. આ એક સત્ય વસ્તુ છે જેમાં કોઈ પણ કાળમાં ફેરફાર થતો નથી એજ પરમેશ્વરનો, બ્રહ્મનો નિર્દેશ છે.

એટલે ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે :

અશ્રદ્ધયા હુતં દત્તં તપસ્તપ્તં કૃતં ચ યત્ ।
અસદિત્યુચ્યતે પાર્થ ન ચ તત્પ્રેત્યનો ઇહ. ॥૨૮॥

હે પાર્થ ! અશ્રદ્ધાથી જે યજ્ઞ કરવામાં આવે, દાન દેવામાં આવે, તપ કરવામાં આવે તેનો નિર્દેશ, અસત્ શબ્દથી કરવામાં આવે છે તે મરી ગયા પછી કે આ લોકમાં પણ સફળતા આપનાર હોતું નથી, હિતકારક હોતું નથી.

અધ્યાય અઢારમો

## —: મોક્ષ સંન્યાસ યોગ :—

સત્તરમાં અધ્યાયનાં અંતમાં ભગવાને કહ્યું 'શ્રદ્ધાવિનાનું કરેલું બધું વ્યર્થ છે.' અર્જુનને સંન્યાસ અને ત્યાગનું રહસ્ય સમજાવતાં શ્રીકૃષ્ણ કહે છે કે પોતાના ભોગવિલાસ વધારવા માટે જે કર્મ કરવામાં આવે છે તેનો ત્યાગ કરવો તેનું નામ સંન્યાસ અને સંપૂર્ણ કર્મોના ફળનો ત્યાગ કરવો તેનું નામ ત્યાગ છે. યજ્ઞ, દાન અને તપરૂપી કર્મ દરેક મનુષ્યે કરવા જોઇએ. એ કરવાથી મનુષ્ય પવિત્ર બને છે.

જે કર્મ નિષ્કામભાવથી રાગ–દ્વેષ રહિત થઇ કરવામાં આવે છે તે સાત્વિક કર્મ છે. જે ભોગ વૃદ્ધિ માટે અહંકારથી કરવામાં આવે છે છે તે રાજસ કર્મ છે. પરિણામનાં વિચાર વગર અજ્ઞાનથી અથવા મોહથી જે કર્મ કરવામાં આવે છે તે તામસ કર્મ છે. તે જ પ્રમાણે કર્તાઓના પણ ત્રણ વિભાગ છે. ઘમંડ અને ભોગાસક્તિરહિત, ઉત્સાહયુક્ત, દ્વંદ્વોની બાબતમાં સમભાવ રાખનાર કર્તા સાત્વિક છે. જે ભોગી કર્મ ફળની ઈચ્છાવાળો, લોભી, હિંસાશીલ, અશુદ્ધ, હર્ષ–શોક કરનાર છે તે રાજસકર્તા છે અને પ્રમાદી, આળસુ, સુસ્ત કર્તા તામસ કર્તા છે. ધૃતિ એટલે ધારણ કરવાની શક્તિના પણ ત્રણ પ્રકારો છે. સમબુદ્ધિથી ઇંદ્રિય શક્તિને ધારણ કરવાનું નામ સાત્વિક ધૃતિ છે. ફળ ભોગની ઇચ્છાથી ધર્માર્થ કામો ધારણ કરવાનું નામ રાજસધૃતિ છે અને નિદ્રા, ભય, શોકાદિને છોડે નહિ તેનું નામ તામસ ધૃતિ છે. સ્વર્ગમાં કે પૃથ્વીમાં એવી એક પણ વસ્તુ નથી જેમાં આ ત્રણમાંથી ગમે તે એક ભાવ ન હોય.

ચાર વર્ણોના કર્મો પણ સત્વ, રજ, તમરૂપ પ્રકૃતિ અનુસાર સ્વભાવિક જ છે. પ્રત્યેક મનુષ્ય પોતપોતાનું કર્મ તત્પરતાથી કરી, પોતાનું જીવન ઇશ્વરાર્પણ કરે છે તે મોક્ષપદ મેળવે છે. જે આસક્તિ રહિત, સંયમી અને નિર્લોભ છે તેજ સંન્યાસ દ્વારા નિષ્કર્મસિદ્ધિ પ્રાપ્ત કરે છે. ભગવાને કહ્યું છે કે જે મારો આશ્રય લઇને સદા સર્વ કર્મો કરતો રહે છે તે મારી કૃપાથી શાશ્વત અને અવ્યય પદને મેળવે છે. આજ અંતિમ સિદ્ધિ છે.

ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે :

સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ, ।
અહં ત્વાંસર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ।।૬૬।।

"સર્વધર્મોનો ત્યાગ કરી તું મારા એકલાને જ શરણે આવ. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ; શોક કર નહિ."

ભગવાન અર્જુનને કહે છે, મારામાં મન લગાડ, મારો ભક્ત બન મને નમસ્કાર કર, એવું કરવાથી તું મને પ્રાપ્ત કરીશ, એ મારી સત્ય પ્રતિજ્ઞા છે. તું મને અત્યંત પ્રિય છે તેથી આ ગુહ્યજ્ઞાન તને કહું છું. આ જ્ઞાનનો પ્રચાર કરનાર મારામાં દૃઢ ભક્તિ રાખશે તો અવશ્ય તે મને પ્રાપ્ત કરશે. શ્રદ્ધાવાન, દ્વેષ નહિ કરનાર જે મનુષ્ય આ જ્ઞાનનું શ્રવણ કરશે તે મુક્ત થઈને પુણ્ય કર્મ કરનારના શુભલોકને પ્રાપ્ત કરશે. ગીતાનાં જ્ઞાનને એકાગ્ર ચિત્તને શ્રવણ કરવાથી તમામ પ્રકારનો મોહ દૂર થાય છે.

અર્જુન હવે મોહરહિત, સંદેહ રહિત બને છે અને ભગવાનને કહે છે કે હવે હું આપના વચન પ્રમાણે કરીશ. યુદ્ધ કરવું એ મારો સ્વધર્મ છે અને મારૂં એ કર્તવ્ય હું કરીશ.

અંતે ભગવાન અર્જુનને કહે છે કે "જ્યાં યોગેશ્વર ભગવાન કૃષ્ણ સહાયક છે, અને જે પક્ષમાં લડનાર ધનુર્ધર અર્જુન છે, ત્યાંજ યશ, શ્રી અને વિજય ચોક્કસ છે."

ગીતાનાં અગાધ જ્ઞાનને પામવા માટે આપણે ગીતા વાંચવી જોઇએ, વિચારવી જોઇએ અને એના બોધને જીવનમાં ઉતારી તે પ્રમાણે આચરણ કરવું જોઇએ.

# બોધ કથાઓ
## તથા
# કેટલાક ચિંતનીય લેખો



ઉપદેશને આવરી લેતી બોધ કથાઓ દ્વારા ધાર્મિક ગૂઢ રહસ્યોને રમુજી પણ સચોટ શૈલીમાં અહીં રજૂ કરવામાં આવ્યા છે.

ગમ્મત સાથે જ્ઞાન આપતા પ્રસંગો હૃદયસ્પર્શી હોઇ વાંચકના આધ્યાત્મિક વિકાસમાં સહાયભૂત બનશે તેવી અપેક્ષા છે.

સાથે સાથે પુષ્ટિમાર્ગ તથા ભાગવત પુરાણના તુલનાત્મક લેખો સૌને માર્ગદર્શક બને એજ અભ્યર્થના.

## —: સહનશીલતા :—

મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત તુકારામ મહારાજના પત્ની કંઇક આકરા સ્વભાવના હતાં. સંત તો પોતાની પ્રભુ-ભક્તિમાં મશગુલ રહેતા અને ઘર-ધંધામા ખાસ ધ્યાન આપતા નહીં. તેમના પત્નીને આ પસંદ નહિ એટલે ઘણીવાર પતિને કટુ વચનો સંભળાવે. પરંતુ સંત તુકારામ તેની વાતને મહત્વ ન આપતા.

એક દિવસ સંત તુકારામ બજારમાંથી શેરડીના કેટલાક સાંઠા લઈને ઘેર આવી રહયા હતા. રસ્તામાં તેને એક પછી એક કેટલાક ગરીબ માણુસો મળ્યા. સંત તુકારામ ને દયા આવવાથી એક પછી એક ગરીબ માણુસને શેરડીનો સાંઠો આપતા ગયા. ઘેર પહોચતા સુધીમા તો તેમના હાથમાં શેરડીનો એકજ સાંઠો રહયો. રસ્તાના આ શેરડી દાનની તેમના પત્નીને ખબર પડી. તેઓ તુકારામ પાસે અવ્યાં એટલે સંતે પોતાના હાથમા રહેલો છેલ્લો સાંઠો પોતાની પત્નીને આપ્યો. પત્નીનો પિત્તો ઉછળ્યો અને ક્રોધના આવેશમા એ સાંઠો પતિદેવના પડખામાજ ઝીંક્યો. સાંઠાના બે કટકા થઇ ગયા. તુકારામજીને કેટલું વાગ્યુ હશે તેની કલ્પના સહેજે થઇ શકે પરંતુ એ પવિત્ર હ્રદયના સંતે હસીને કહ્યુ 'શાબાશ, સહધર્મચારિણીનો ખરો ધર્મ તેં સારી રીતે બજાવ્યો. મેં તને એક સાંઠો ખાવા માટે આપ્યો પરતુ તું એકલી તે કેમ ખાઇ શકે ? પતિને આપવા સારૂં તે તેના બે કટકા કર્યા' આ સાભળી તેની પત્ની શરમીંદી બની ગઇ અને અવિવેકી વર્તન બદલ સંત તુકારામની માફી માગી ખરેખર, સતોનો સ્વભાવ આવોજ સહનશીલ હોય છે. દરેક મનુષ્યે જીવન વ્યવહારમાં સાચી સહનશીલતા કેળવવી જોઇએ.



## -: સુખ—દુઃખ :-

એક ભાઇ કોઇ દયાળુ સંતના દર્શન કરવા ગયા તેણે વિનયપૂર્વક સંતને નમસ્કાર કર્યા સતે સહજ ભાવે પૂછ્યુ : 'કેમ ભાઈ, સુખી છોને ?' આટલું પૂછતાની સાથે જ પેલો ભાઈ બોલી ઉઠયો 'શુ કરૂં ? ગુરૂદેવ બહુ દુઃખી છું સંયુક્ત કુટુંબ છે. પાંચ ભાઇઓ છીએ ત્રણ બહેનો છે વૃધ્ધ મા બાપ પણ છે મને બે દિકરા અને છ દિકરીઓ છે મોંઘવારીનો કંઇ પાર નથી. આવક મર્યાદિત છે બહેનોનાં લગ્નની ચિંતા રહે છે બાળકોનું ભણતર મોઘું છે આપ જ મને કોઈ શાતિનો માર્ગ બતાવો.'

પેલા દયાળુ સંતે કરૂણાસભર સ્વરે કહ્યું, 'ભાઈ, ખરેખર તારી કથની તો દુ:ખ-ભરેલી છે. પરંતુ તમે એ વાત ન ભૂલો કે દુ:ખ પછી સુખ મળે છે. સુખ અને દુ:ખ એ ગાડાના પૈડાંના ચક્ર સમાન છે. પૈડુ ફરે અને ચક્રની ઘટમાળ એક પછી એક આવતી જાય, તેમ આ સંસાર રૂપી પૈડાંમાં સુખ અને દુ:ખ રૂપી ચક્રો એક પછી એક આવ્યા કરે છે. કમળ કાદવમાં પેદા થાય છે. સુખરૂપી કમળ દુ:ખરૂપી કાદવમાં ઉત્પન્ન થાય છે. જીવનમાં સુખની સાથે દુ:ખ પણ હોવું જરૂરી છે. જો સંસારમાં દુ:ખ ન હોય તો પછી સુખની કશી કિંમત નથી. માટે હે ભાઈ, તમે ધીરજ રાખી આ દુ:ખનો સમય પસાર કરો. એક દિવસ જરુર સુખનો સુરજ ઉગશે.' સંતના પુનિત વચનો સાંભળી પેલા ભાઈને અપૂર્વ શાંતિ થઈ અને સંતને વંદન કરી વિદાય લીધી.



## -: જેવી જેની વૃત્તિ :-

એક શહેરમાં બે વેપારીઓ રહેતા હતા. બંને પ્રતિષ્ઠિત અને શ્રધ્ધાળુ હતા તેઓ વેપાર ધંધો કરતા, પૈસે ટકે સુખી હતા અને આનંદમાં દિવસો પસાર કરતા. આ બંને વેપારીઓમાં ઘણી રીતે સામ્ય હતું. જ્યારે કેટલીક બાબતોમાં તેઓના વિચારોમાં ભિન્નતા પણ હતી.

એકવાર શહેરની ધર્મશાળામાં એક સંત પધાર્યા. પહેલો વેપારી એમના દર્શને ગયો. યથાશક્તિ ભેટ અર્પણ કરી તેણે પૂછયું, 'મહારાજ, મોક્ષને માટે શું ઘર છોડવું જ પડે ?' સંતે જવાબ દીધો, નારે ના, જનક રાજાએ રાજ મહલમાં રહીને મોક્ષ મેળવ્યો હતો તે તને ખબર નથી. મોક્ષ માટે ઘર છોડીને તારે કયાંય જવાની જરૂર નથી. સંતના જવાબ થી સંતોષ પામી એ વેપારી ઘર તરફ ચાલી નીકળ્યો.

થોડીવારે બીજો વેપારી સંત પાસે આવ્યો. તેણે પૂછયું, 'મહારાજ, મોક્ષ માટે ઘર છોડીને અરણ્યમાં જવાની જરૂર ખરી કે ?' સંત બોલ્યા, 'હાસ્તો, એમ ઘરમાં બેઠે બેઠે સહજમાં મોક્ષ મળી જતો હોય તો શુકદેવ વગેરે ઘર છોડત જ નહિ '

એકાદ કલાક પછી બંને વેપારી મળ્યા અને મોક્ષ સંબંધમાં સંતે આપેલી સલાહ અંગે તેઓની વચ્ચે ઝગડો પડયો



બ ને ફરીથી સંત પાસે આવ્યા અને એકને એક અને બીજાને બીજી સલાહ આપવાનું કારણ પૂછયું.

સંતે ખુલાસો કરતાં જણાવ્યું કે, જેવી જેની વૃત્તિ તેવો તેને માટે માર્ગ અને જેવો જેનો પ્રશ્ન તેવો તેને ઉત્તર આપવામા આવેલ છે ઘર છોડવાની જરૂર છે એ પણ ખરૂં છે....અને ઘર છોડવાની જરૂર નથી એ પણ ખરૂં છે. જિતેન્દ્રિય જ્યાં વસે છે ત્યાં જ તેનો આશ્રમ અને અરણ્ય છે.



# -: સાચો સાધુ :-

માહારાષ્ટ્ર રાજ્યમાં દરિયા કિનારા ઉપર એક નાનુ સુંદર ગામ હતું. ત્યાં એક ધનવાન માણસની તળાવડીમાંથી એક માછીમાર માછલી ચોરી જવા નિયમિત આવતો. એક દિવસે તળાવડીના માલિકને ખબર પડી ગઇ. તેણે પોતાના સેવકોને મોકલીને બહાર નિકળવાના રસ્તા ઉપર કડક પહેરો બેસાડી દીધો. બાદ મશાલ સળગાવીને ચોરને શોધવા વ ડીમાં ફર્યા. માછીમારને પણ આ વાતની ખબર પડી ગઇ હતી તેથી તેણે આખા શરીરે રાખોડી લગાવીને સાધુનો વેશ લીધો, અને એક ઝાડ નીચે શાંતિથી બેસી ગયો. માલિક અને તેના સેવકોએ ચોરને ખૂબ શોધ્યો પણ કોઇનો પત્તો લાગ્યો નહિ. માત્ર શરીરે ભસ્મ લગાવી ઝાડ નીચે ધ્યાનસ્થ બેઠેલા એક સાધુને જોયો.

બીજે દિવસે સવારે ગામમાં વાત પ્રસરી કે પ્રેમચંદભાઇની વાડીમાં કોઈ મહાત્મા (સાધુ) પધાર્યા છે. લોકો તો દર્શન કરવાને આવવા લાગ્યા. કોઇ ફૂલ લાવે, કોઇ ફળ લાવે. કોઇ મેવા મીઠાઇ લાવે અને મહારાજને સાષ્ટાંગ પ્રણામ કરે. સાધુ પાસે પૈસાનો એક નાનો સરખો ઢગલો થઇ ગયો.

આ જોઇને માછીમાર વિચાર કરવા લાગ્યો કે આ કેવું અજાયબ જેવું છે ? હું ખરેખરો (સાચો) સાધુ તો છું જ નહિ, માત્ર મેં વેશ સાધુનો લીધો છે. તો પણ લોકો મારી આટલી સેવા કરે છે. જો હું ખરેખરો સાધુ થાઉં તો જરૂર મને ઇશ્વર પ્રાપ્તિ થાય.

આમ તેના હૃદયમાં સાચી ભાવના ઉદય પામી, અને તેણે સાચા સાધુ બનવાનો નિશ્ચય કર્યો.



## -: ખંડિત મૂર્તિ :-

કલકત્તાની ઉત્તરે ચારેક માઇલ દૂરના સ્થળે દક્ષિણેશ્વરની વિશાળ જગ્યા આવેલી છે તેમા રાણી રાસમણીએ અઢળક ધન ખર્ચી ભવ્ય મ દિર બધાવ્યુ છે આ મ દિરનો વહિવટ રાણીના જમાઈ મથુરબાબુ કરતા અને પુજારીની કામગીરી ગદાધાર અને બીજાઓ સ ભાળતા

અગાઉ ત્યા એવો રિવાજ હતો કે માત્ર દર્શનના સમયે જ રાધાગોવિંદની મૂર્તિઓ મ દિરમા રાખવામા આવતી, પણ દર્શનનો સમય વીતી ગયા પછી મૂર્તિઓને ત્યાથી ઉપાડી બીજા ઓરડામા મૂકી દેવામા આવતી

એકવાર એક પુજારી શ્રીકૃષ્ણની મૂર્તિને બીજા ઓરડામા મૂકવા જતો હતો ત્યારે ફરસબ ધી પર એનો પગ લપસી જતા મૂર્તિનો પગ ભાગી ગયો આ બનાવથી મ દિરમા ભારે હોહા મચી ગઇ અને બેદરકારીથી કામ કરવા માટે પુજારીને રૂખસદ અપાઈ

ખ ડિત મૂર્તિ સ બ ધમા પ ડિતોએ અભિપ્રાય દર્શાવ્યો કે "આ મૂર્તિને ગ ગાજીમા પધરાવી દેવી અને તેને બદલે નવી મૂર્તિની સ્થાપના કરવી"

પ ડિતોનો અભિપ્રાય સાભળી વહિવટકર્તાઓને દુ ખ થયુ તેઓ શ્રીકૃષ્ણની ખ ડિત મૂર્તિને ગ ગાજીમા પધરાવવા માગતા ન હતા આખરે તેઓએ ખ ડિત મૂર્તિ સ બ ધમા ગદાધરનો અભિપ્રાય જાણવા પેરવી કરી

પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતા ગદાધર બોલ્યા, 'રાણી રાસમણીના જમાઇનો પગ ભાગે તો તેને બદલે તે બીજો નવો જમાઈ કરે ? શુ તેનો પગ સ ધાય એવા પગલા તે ન લે ? મારા મત પ્રમાણે તો ખ ડિત મૂર્તિનો પગ સાધી દેવો અને તેની જ પૂજા કરવાનુ ચાલુ રાખવુ "

આ ગદાધર પુજારી પાછળથી પુજારી મટી શ્રી રામકૃષ્ણ પરમહ સના નામથી સૌના પૂજ્ય બન્યા



## -: ધુપ–છાંવ :-

પ્રભાતનો સોનેરી સમય હતો ઉદિત થતા સૂરજના સોનલ કિરણોની આભા સર્વત્ર ચમકી રહી હતી

નગરનાં ભવ્ય મહાલય "શીશ મહેલ"ના મનોરમ ઉદ્યાનમાં વૃધ્ધ માળી બિહારી, છોડાને પાણી પાઇ રહ્યો હતો. એનાં મુખ પર ગૌરવ હતું, સંતોષ હતો.

મહાલયનાં માલિક લાખોપતિ શેઠ બિહારીલાલની આ કરુણ, કંગાળ હાલત નિરખી મહાલયની ઉંચી ઉંચી અટારિઓ પર સૂર્યનાં પ્રકાશમાં ચમકતી ભૂતકાલિન ભવ્યતા વ્યંગમાં હસી પડી.

"અરે તારી આ હાલત ! એક સમય હતો, તારા આ મહાલયમાં સુખ-વૈભવની છોળો ઉડતી, મેવા-મીઠાઇ ખવાતાં, સંગીતની મધુર રાગિણીઓ વાગતી, નૃત્યનાં નૂપુર રણકતાં, શરાબની પ્યાલીઓ પીવાતી, પણ તેં સટ્ટામાં બધું ગુમાવ્યું. અને કાળના વિરાટ પ્રવાહમાં તારૂં કુટુંબ પણ તણાઇ ગયું. આજે આ કપરા દિવસો જોવા કેવળ તું રહ્યો છે."

ભવ્યતાના આ વ્યંગનો ઉન્નત મસ્તકે, ગૌરવપૂર્વક પ્રત્યુત્તર આપતા બિહારીએ કહ્યું,

"માનવીનું જીવન એટલે "ધૂપ-છાવ." તેજ તિમિરની સંતાકુકડી, આજે પ્રકાશ, કાલે અંધકાર.

"જીવન એટલે સુખ-દુઃખની સીડી. કોઇ ચડે, કોઈ ઉતરે. જે ગુમાવ્યું એનો રંજ શા માટે ? માનવીએ જીવન જીવતાં શીખવું જોઇએ, સંતોષ અને ગૌરવ હોય તો ઝૂંપડી પણ મહેલ બની શકે. આજે ગરીબીમાં પણ હું ખૂબ સુખી છું."

ભવ્યતાનું મસ્તક શરમથી ઝૂકી ગયું.



## -: સજ્જનતા :-

ગ્રીસ દેશના જાણીતા ફિલસૂફ સોક્રેટીસ. લોકો વચ્ચે જઇને તેઓને સારી સારી વાતો કહેતા હતા. તેમની બોધદાયક વાતો કેટલાક લોકોને તેમજ તેમના વિરોધીઓને બહુ ગમતી નહિ.

તેઓ સોક્રેટીસનું ઘણીવાર અપમાન કરતાં. એકવાર સોક્રેટીસ બજાર વચ્ચે લોકો સાથે વાદવિવાદ કરતાં હતાં. આથી તેમનો એક વિરોધી ચિડાઇ ગયો. અને તેણે બધાની વચ્ચે સોક્રેટીસને જોરથી થપ્પડ મારી પણ સોક્રેટીસ તો પહેલાના જેટલીજ સ્વસ્થાથી પોતાની વાત સમજાવી રહ્યા હતા.

વાત પુરી થયા પછી તે પોતાને ઘેર ગયા. હવે આ બનાવની ખબર તેમના એક મિત્રને પડી એટલે તે સોક્રેટીસને ત્યાં આવ્યો, અને કહેવા લાગ્યો, "સોક્રેટીસ! તમે વધારે પડતાં સહનશીલ બની જાઓ છો. આવા લોકોને તો તેજ ઘડીએ સીધા દોર કરી દેવા જોઇએ જેથી બીજીવાર આપણું નામ લેવા ભૂલી જાય"

આ સાંભળી સોક્રેટીસ હસતા હસતા બોલ્યા, "દોસ્ત, ધારો કે કોઈ ગધેડાએ લાત મારી હોય તો હું સામેથી એના જેવું વર્તન કરૂં એમ તમે ઇચ્છો ખરા?"



## -: જ્ઞાન :-

એક સંત પ્રાતઃ કાળમાં ઉઠીને ગંગાજીમાં સ્નાન કરવા જતા.

પ્રાતઃ કર્મથી પરવારી તેઓ સદ્ગ્રંથોનું અધ્યયન કરતા, બપોરે ઔષધિ તરીકે થોડો પ્રસાદ લીધા પછી તેઓ આરામ કરતા.

નમતા પહોરે જાપ-હરિસ્મરણ કરતાં અથવા કેઇ જીજ્ઞાસુઓ આવ્યા હોય તો તેઓને સદ્બોધ તેમજ આધ્યાત્મિક માર્ગદર્શન આપતા. આમ તેઓ પ્રભુ પરાયણ રહી આનંદમાં દિવસો પસાર કરતા.

એક સવારે તેઓ પંચદશીના અધ્યયનમાં બેઠા હતા, ત્યારે એક જીજ્ઞાસુએ કહ્યુ, "મહારાજ, આપના જેવા પૂર્ણ કોટીએ પહોચેલા જ્ઞાનીને ગ્રંથ સેવનની કડકુટમા શા માટે પડવું જોઇએ?"

નજીકમાં પડેલો ચળકાટ મારતો પિત્તળનો એક કળશ્યો બતાવી સંતે પૂછ્યું, "આ પાત્રને રોજ સારી રીતે સાફ કરવામાં ન આવે તો અને તે જેમ છે તેમ દિવસો સુધી પડ્યું રહે તો શું પરિણામ આવે?"

જીજ્ઞાસુએ જવાબ આપ્યો, "મહારાજ એ ક્લોટાઇને ઝાંખુ પડી જાય અને વખત જતાં તેની ઉપર એવો કાટ લાગે કે ઘડીકમાં સાફ પણ ન થઇ શકે."

સંતે કહ્યું, "જ્ઞાનનું પણ આમ જ છે. સ્વાધ્યાય છોડી દઇએ તો જ્ઞાન પણ ક્લોટાઇને ઝાંખુ પડી જાય.



## —: સ્વાશ્રયી :—

એક મનુષ્ય ઘોડા ઉપર બેસીને પરગામ જતો હતો. માર્ગમાં ઘોડાને ફટકારવા જતાં તેના હાથમાથી ચાબુક સરકીને જમીન ઉપર પડી ગયો. તરતજ તે મનુષ્યે લગામ ખેંચીને ઘોડાને થંભાવ્યો અને નીચે ઉતરી ચાબુક લઇ લીધો.

આ જોઇ ત્યાંથી પસાર થતા એક વટેમાર્ગુએ તે મનુષ્યને કહ્યું. "ભાઈ, તારે ઘોડા ઉપરથી નીચે ઉતરવાની જરાયે જરૂર ન હતી. મને કહ્યું હોત તો તમારો ચાબુક હું તમને આપી દેત."

ઘોડેસ્વારે જવાબ દીધો, 'ભાઇ, આ કામમાં તમારી મદદ લેવાનો મને શો હક્ક છે ? તમારી મદદ લઉં તો મારા ઉપર તમારો ઉપકાર ચડે ઈશ્વરની એવી આજ્ઞા છે કે કોઇ આપણા ઉપર જરા જેટલો ઉપકાર કરે તો આપણે તેનો બદલો અવશ્ય વાળી દેવો જોઇએ. આપણે વટેમાર્ગુ છીયે, આજે મળ્યા, અને પાછા જીવનમાં ન પણ મળીએ એ સંભવિત છે એવા સંજોગોમાં તમારા ઉપકારનો બોજ કાયમ માટે મારા પર રહી જાય. બીજાઓની નાની મોટી બાબતોમા મદદ લેનાર મનુષ્ય નું આત્મ બળ ઘટતું જાય છે.

વળી નાની મોટી બાબતોમા બીજાની મદદ લેવાની ટેવ પડતાં આપણે દિન પ્રતિ દિન પરાધીન બનતાં જઇએ છીએ.

એક સંસ્કૃત વિદ્વાને કહ્યું છે કે પરાધિન મનુષ્યને સ્વપ્નામાં પણ સુખ મળતું નથી તેથી સ્વાશ્રયી બનવાનું. એટલે કે મારા તમામ કાર્યો હું નીતેજ કરવાનું પ્રસન્ન કરૂં છું.



## -: દાન :-

એકવાર એક લક્ષાધિપતિ શેઠ રાત્રે સૂતા હતા ત્યારે સ્વપ્નામાં લક્ષ્મી દેવી એ તેને કહ્યું, 'શેઠ ઘણા સમય સુધી હું તારે ઘર રહી, હવે હું બરાબર આજથી સાતમે દિવસે તારા ઘરમાથી વિદાય લઇશ' આટલુ કહેતાં દેવી અંતર્ધ્યાન થઇ ગયાં. સવાર પડતાં શેઠને સ્વપ્નની યાદ આવી. શેઠે વિચાર્યું, આમે સાતમે દિવસે લક્ષ્મી ચાલી જવાની છે તો પછી

હું જાતે જ સત્કાર્યોમાં લક્ષ્મીનો સદ્વ્યય કેમ ન કરૂં ? બસ શેઠશ્રીએ પોતાનો આ વિચાર અમલમાં મૂકયો. તેમણે પોતાની તિજોરીના દ્વાર ખૂલ્લા કરી નાખ્યા ને છૂટે હાથે દાન દેવા લાગ્યા. ગરીબોને અન્ન-વસ્ત્રદાન દઈ તેમની આશિષ મેળવી. સામાજિક સંસ્થાઓ, હોસ્પિટલ, અનાથાશ્રમ, પાંજરાપોળ, ધર્મસ્થાનો આદિ ઘણા સ્થળોએ તેમણે ઉદાર સખાવતો કરી. આવી રીતે સાત દિવસમાં તો શેઠજીએ તિજોરીનું તળિયું સાફ કરી નાખ્યું. બરાબર સાતમા દિવસ બાદ રાત્રે શેઠજીને સ્વપ્નમાં લક્ષ્મીદેવીના દર્શન થયા. શેઠજીએ કહ્યું, "કેમ માતાજી વિદાય લેવા પધાર્યા ?" લક્ષ્મીજી હસીને બોલ્યા, "નારે શેઠ, આ તો ઉલ્ટું તેં મને બાંધી લીધી. મારા સદ્વ્યયથી તેં મહાન પુણ્ય ઉપાર્જન કર્યું જેથી મારે અહીં ટકવું જ પડશે." આમ કહી દેવી અદશ્ય થઈ ગયાં. શેઠજીની તિજોરી પાછી તર થઈ ગઈ. દાન દેવાથી પુણ્ય બંધાય છે જેને લીધે લક્ષ્મી વધે છે માટે દરેક મનુષ્યે સુખી થવા યથાશક્તિ દાન દેવું જોઇએ.



## -: શ્રેષ્ઠ દાન :-

શેઠ શ્યામ સુંદર નગરના લાખોપતિ શ્રીમંત હતા તેઓ મહાન દાનવીર તરીકે જાણીતા હતા.

મંદિરોમાં આરતી પૂજામાં તેઓ હજારોનું દાન કરતાં હોસ્પીટલો, અનાથાશ્રમોમાં દાતાઓની યાદીમા તેમનું નામ મોખરે રહેતું. અખબારોમાં તેમની દાનવીરતાના ગુણ ગવાતા.

રામનવમીનો પવિત્ર દિવસ હતો. રામમંદિરમાં અપૂર્વ ઉત્સાહ છવાઈ ગયો હતો. રૂપીઆ એક હજારનું દાન કરી શેઠ આજે શ્રીરામની આરતી ઉતારવાના હતા. પવિત્ર દિવ્ય અવસર હતો

હર્ષ ઉલ્લાસ વચ્ચે શેઠે શ્રીરામની આરતી ઉતારી ભક્તજનોમાં ભક્તિ દાન વીરતાના ગુણગાન ગવાણા.

અપૂર્વ માનવભીડ વચ્ચે એક ભિખારી છોકરો શેઠ પાસે આવી કરગરવા લાગ્યો. "શેઠજી પ્રસાદ !" આવા શુભ પ્રસંગે ભિખારી છોકરાને શ્રી રામની મૂર્તિ સુધી જોઈ શેઠ ક્રોધિત થઇ કહ્યું, "સાલા ચોર, અહિં સુધી કેવી રીતે આવ્યો ? એ બહાને તારે અહિં ચોરી કરવી છે ? ચાલ્યો જા ! પ્રસાદ નહિ મળે !" શેઠનો ક્રોધ જોઇ બધાએ છોકરાને ધમકાવી કાઢી મુકયો.

કોઇ ભક્તજનના હાથમાંથી પડી ગયેલા પ્રસાદની મીઠાઇનો ટુકડો મળતાં ભિખારી છોકરો આનંદિત થઈ દોડી ગયો.

દૂર દૂર વૃક્ષ નીચે બેસી છોકરાએ મીઠાઇનો ટુકડો ખાવા કાઢયો, આ વખતે એક કૂતરો યાચના ભરી નજરે તેને નિરખી રહ્યો. હસી પડતા છોકરાએ મીઠાઇનો ટુકડો કૂતરાને આપતા કહ્યું, "લે મોતીયા, રામજીનો પ્રસાદ." છોકરો આનંદિત થઈ કૂતરાને પ્રભુનો પ્રસાદ ખાતો નિરખી રહ્યો.

ઇશ્વરની નોંધપોથીમાં આ દાન શ્રેષ્ઠ દાન તરીકે નોંધાયું,



## -: જન સેવા :-

એકનાથ મહારાજ પાસે એક માણસ આવ્યો અને બોલ્યો, "મહારાજ આપનું જીવન શાંત અને મધુર છે, પરંતુ મારૂં જીવન અશાંત કેમ છે?"

મહારાજે કહ્યું, "ભાઈ તું આ બધી વાતો મૂકી દે અને તારૂં મૃત્યુ આજથી આઠમે દિવસે થવાનું છે તેનો વિચાર કર."

આ સાંભળીને પેલો માણસ ગભરાઇને ઘરે આવ્યો. અને પોતાના સર્વ કુટુંબીજનોની ક્ષમા માગવા લાગ્યો. ત્યાર પછી પોતાના દિવસો ધર્મ માર્ગે પસાર કરવા લાગ્યો.

આઠ દિવસ પછી એકનાથ તેમના ઘરે આવ્યા. ત્યારે તેમને પૂછયુ, "મારા મૃત્યુને કેટલી વાર છે?" એકનાથજીએ કહ્યું, 'તે તો ઇશ્વર જાણે, પરંતુ આ અઠવાડિયું કેવું તે તો કહો" તો તે માણસે કહ્યું, "મારી સામે મૃત્યુ નાચી ર હતું, તેથી આ દિવસોમાં કોઈ ખરાબ કામ નથી કર્યું."

એકનાથ મહારાજે કહ્યું, "ભાઈ જેવી રીતે આઠ દિવસ દરમીયાન તારી નજર આગળ મોત ઘુમતું રહ્યું, અને તેં ખરાબ કામ કર્યું નહીં, તેવી રીતે મહાપુરૂષોની સમક્ષ દરેક ક્ષણે મૃત્યુ ઉભેલું જ જણાય છે, તેથી તે હંમેશા શાંત જ રહે છે."

તાત્પર્ય એટલું જ કે એક દિવસ મૃત્યુ થવાનું જ છે, એટલો ખ્યાલ માણસને રહે તો તે હંમેશા સારા જ કામો કરતો રહેશે.



# અન્ય પુરાણો અને ભાગવત મહાપુરાણની સર્વોપરિતા—

## ( એક ચિંતન )

લેખક : ડૉ. હરિપ્રસાદ ગે. શાસ્ત્રી, એમ. એ. પીએચ. ડી.

પૌરાણિક ધર્મ કેવળ પરિસ્થિતિની જરૂર પૂરી પાડી બનેલો ત્યાગ અને સંગ્રહ સાથેનો ધર્મ, વૈદિક ધર્મ છે. યજ્ઞમાર્ગનો પરિહાર, ભક્તિનો આદર અને અન્ય વૈદિક દેવોને સ્થાને પંચ દેવોપાસનાને મહત્વ આપ્યું છે. વેદની ભાષા દુરૂહ અને દ્વિજેત્તરોને અધિકાર ન હોવાથી માનવજીવનને ઉર્ધ્વગામી બનાવવા પુરાણો છે. એ સિદ્ધિ સરળ માધ્યમ કથાશૈલી દ્વારા સહજ અને સુલભ બની અને એમાં ભારત અને અન્ય દેશો પણ આપ્લાવિત બન્યા.

ભારતીય વાઙમયમાં પુરાણોનું એક વિશિષ્ટ સ્થાન છે. એમાં દેશ, રાષ્ટ્ર, સંસ્કૃતિ અને અનેક કલ્પોનો ઇતિહાસ ભર્યો છે. ઉપલબ્ધ પુરાણોએ દ્વાપર યુગમાં સ્વયંભુ આદિ વ્યાસે વેદવેદાંગ સંકલન પૂર્વક જગતને ધરેલું શાસ્ત્રોનો સુલભ માર્ગનું દોહન છે. આ સુલભ સ્વરૂપ વર્તમાન પ્રાપ્ત ગ્રંથોનું બીજ હતું. શાસ્ત્ર સંકલન સાથે તત્કાલ પ્રવર્તિત અને પ્રાક્તન સમાધિ દર્શન, ઐતિહાસિક, પૌરાણિક સામગ્રીનું દોહન ગ્રંથાકારે મૂકવામાં આવ્યું છે.

પૌરાણિક સિદ્ધાંત એમ બતાવે છે કે પ્રત્યેક (કલ્પના) દ્વાપરના અંતે અને કલિના પ્રારંભે વ્યાસ અવતાર રુપે પ્રકટ થઇને કાળધર્મથી વિશૃંખલ બનેલાં શાસ્ત્રોને ક્રમબદ્ધ બનાવે છે. પુરાણો સમય જતાં દુરુહ બનતાં બ્રહ્માજી વ્યાસરૂપે આવી અને ચાર લાખ શ્લોકયુક્ત પુરાણોની રચના કરે. આમ ૧૮ પુરાણોના રૂપમાં આ ભૂલોકમાં પ્રકાશિત થાય છે. (પદ્મસૃષ્ટિ ખંડ શ્લોક ૧-અ ૫૧ અને ૫૨). આમ આ ગણના ધ્યાનમાં લેતાં વીતેલા દ્વાપર સંખ્યા પ્રમાણે પહેલા ૨૮ વ્યાસ થયા છે અને છેલ્લા કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ પ્રવર્તમાન પુરાણોના રચયિતા છે. આગળના ૨૯માં વ્યાસ શ્રી અશ્વત્થામાં વ્યાસ હશે એમ પણ ઉલ્લેખ મળે છે. વ્યાસનું વર્ણન પ્રત્યેક પુરાણમાં મળે છે. સંક્ષેપમાં વ્યાસનો પરિચય આ પ્રમાણે છે; "વ્યાસ કોઇ એક વ્યક્તિ નથી પણ પ્રત્યેક દ્વાપરમાં નવા વ્યાસ થયા કરે છે, વ્યાસ નામ નથી પણ પદવી છે. જેટલા વ્યાસ થયા તે વેદ અને પુરાણ તત્વના વેત્તા થયા છે."

એક શંકા ઉદ્ભવે કે પુરાણ નામ હોવા છતાં વેદશાસ્ત્રો પછી રચના થાય તો એ 'પુરાણ' કેમ કહેવાય ? એ સંગતિ માટે નિરૂક્ત ઉત્તર આપે છે. પુરા ભવં (નવ) પુરાણમ્ ૩-૧૯ નિરૂકત. ભલે એ પુરાણ છે છતાં નૂતન છે. અમરકોષ પુરાણ પંચ લક્ષણય ૧-૬-૫ અને તે પંચ લક્ષણ-સર્ગ, પ્રતિસર્ગ, વંશ મન્વંતર, વંશાનુચરિત એમ બ્રહ્મવૈવર્ત્ત અનુસાર બતાવ્યો છે.

ટુંકમાં પુરાણ આદિકાળની કૃતિ છે અને એના સર્વપ્રથમ પ્રકાશક બ્રહ્માજી છે. એમના દ્વારા મુનિઓએ સાંભળ્યાં અને દરેક કલ્પમાં દેવતા, મુનિ અને ઋષિઓ દ્વારા પૃથક્ પૃથક્ સંહિતાનું નિર્માણ થયું. વ્યાસે આ સંહિતાઓનું યથાવત સંકલન કર્યું, સંપાદન કાર્ય કર્યું અને આવશ્યકતા અનુસાર તેતે વિશિષ્ટ પ્રસંગની પૂર્તિ સાથે પુરાણ રચના કરી. એમાં કયાંક કથા ભેદ કે ભાષા ભેદ લાગે તો કલ્પ ભેદથી આ સર્વથા બુધ્ધિગ્રાહ્ય સમાધેય છે. એક જ ચરિત્રમાં પણ ભિન્ન કથા એ પણ કલ્પ અને મન્વંતર ભેદથી સમાધાન થઇ શકે છે. પુરાણ સંહિતા શ્રી વેદવ્યાસે ૧૮ વિભાગમાં સંગ્રહી અને સૂત વિ. શિષ્યોને આપી. એ શિષ્યો દ્વારા પણ એમાં કેટલાંક સંસ્કાર થયા છે.

નીચેના વર્તમાન પ્રતિષ્ઠિત પ્રચલિત પુરાણો મળે છે :

મ દ્વયં લદ્વયં ચૈવ વ્રત્રયં વ ચતુષ્ટયમ્ ।

અ ના પ લિંગ કુરૂ-કર્મન પુરાણાનિ પૃથક્ પૃથક્ ।

મ કારાદિબે મત્સ્ય, માર્કંડેય, ભ કારાદિબે ભવિષ્ય ભાગવત ।

બ ૩—બ્રહ્મ, બ્રહ્મવૈવર્ત્ત, બ્રહ્માંડ, વકાર ૪—વાયુ, વિષ્ણુ, વામન, વરાહ.

ઉપરાંત અગ્નિ, નારદ, પદ્મ, લિંગ, ગરુડ, કૂર્મ, સ્કંદ આમ અઢાર પુરાણો છે.

વર્તમાન વિચારક વિદ્વાનોએ પુરાણોનું વાસ્તવિક સ્વરૂપ સ્પષ્ટ ન જણાતાં કારણ, લક્ષણ, સમન્વય, વિવેચન દૃષ્ટિથી આ પ્રમાણે ભેદ પાડયા છે.

(૧) પૂર્ણ પુરાણ. (૨) સંભાવ્ય. (૩) અપૂર્ણ. (૪) અધિક પાઠયુકત. (૫) પુરાણાન્તર પાઠયુકત. (૬) ચિંત્ય પાઠયુકત.

ઉપરના ભેદ વિચારણા પણ પ્રસ્તુત ભાગવત પુરાણ પૂર્ણ પુરાણ કોટિમાં આવે છે.

મહાપુરાણ અને પૂર્ણપુરાણના લક્ષણો ભાગવત પોતે જ આપે છે અને એ લક્ષણાનુસાર એની ચરિતાર્થતા પણ ઉપલબ્ધ છે. અત્ર સર્ગો વિસર્ગશ્ચ ભા ૨-૧૦-૧ પંચ લક્ષણયુક્ત પુરાણને ઉપપુરાણની કોટિમા મૂક્યું છે, મહાપુરાણ માટે તો દશ લક્ષણ લક્ષિત હોવું આવશ્યક છે દશભિર્લક્ષણૈર્યુક્તં ભા ૧૨-૭-૯ અને ૧૦ આ લક્ષણાનુસાર સંગતિ આ પ્રમાણે થઇ શકે છે પ્રથમ અને દ્વિતીય સ્કંધ અધિકાર અને જ્ઞાન અને તૃતીયથી દ્વાદશ સુધી સર્ગ, વિસર્ગ વિગેરે દશવિધ લક્ષણનું નિરૂપણ થાય છે

અન્ય પુરાણોને શ્રીમદ્ ભાગવત માટે આદર—પદ્મપુરાણમા શ્રીમદ્ ભાગવતને પુરાણતિલક એમ કહ્યું છે અને શ્રીમદ્ ભાગવતના પ્રત્યેક અધ્યાયોને શ્રીમદ્ ભાગવતે મહાપુરાણે—એમ ઉલ્લેખ કરવામા આવે છે

શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર છે અને સંહિતા પણ છે (કૃત સંચોદિત કૃષ્ણ (૧, ૪ ૩-ભાગવત), ઇદં ભાગવતે નામ પુરાણં બ્રહ્મ સંમતમ્ ભા ૧-૩-૪૦) આ વચનો સ્પષ્ટ રીતે સંહિતાનુ સમર્થન કરે છે

વિદ્વાનો ભાગવતને પરમહંસ સંહિતા જ માને છે અને સર્વદર્શનો શાસ્ત્રો, વેદોનું તાત્પર્ય, શ્રીમદ્ ભાગવતમા મળે છે માનવ આનંદની શોધમા છે, ઇશ્વર મેળવવો છે અને શ્રધ્ધા સેવે છે આ સ્થિતિમા જ્ઞાન, કર્મ, યોગ, ભક્તિ વિવિધ શાસ્ત્રો દ્વારા તર્કશીલને પણ ઇશ્વર નિષ્ઠ બનાવવાનું ભાગવત સામર્થ્ય ધરાવે છે હવે થોડા શાસ્ત્રોનું ભાગવતમાથી સંક્ષેપમા અવગાહન કરીએ

વેદ :- ભાગવતમા પ્રવચન મંગલાચરણ શ્લોકમા જન્માદ્યસ્ય યત – એ વાક્યમા યતો વા ઇમાનિ ભૂતાનિ એ શ્રુતિનો ધ્વનિ છે અને સત્યં પરં ધીમહિ એ સત્યં જ્ઞાનં અનન્તં બ્રહ્મ દર્શાવે છે સંક્ષેપમા પ્રથમ મંગલાચરણ સંપૂર્ણ ગાયત્રી મંત્રના અર્થ સાથે સંગત છે શ્રોતવ્ય કીર્તિતવ્યશ્ચ એ આત્માવા અરે શ્રોતવ્ય એ શ્રુતિનો પુનરુચ્ચાર છે

દર્શન – સશ્વર અનીશ્વર દ્વૈત અદ્વૈત અનેક દર્શનોની વિસંગતતાઓ, કેવળ ભગવત્પ્રેમ એજ પ્રધાન છે એ રીતે વર્ણવીને સ્તુતિ દ્વારા વ્યાખ્યાનોમા અને ઉપદેશોમા વ્યાસજીએ ગુથ્યા છે

પુરાણ :- અન્ય પુરાણ તરફ દૃષ્ટિ પાત કરતા કરતા પણ ત્યા વર્ણિત વિષયો પછી ભલે ઇતિહાસ, ભૂગોળ, ખગોળજ્યોતિષ, ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર હોય આ બધાજ ભાગવતે

સંગ્રહીત કર્યાં છે અને અન્ય પુરાણોના આ વિષય માટેના અધ્યયનમાં ભાગવત અધ્યયનથી સમાધાન મળે એવું સુલભ કર્યું છે. પુરાણો પુરુષાર્થની ચાટ એજ લક્ષ રાખે છે. ભાગવત પણ એમાં અપવાદ નથી. કેવળ માર્ગ કિંચિત ભિન્ન હોય છે.

ધર્મ :— ધર્મનું ફળ ભગવત્પ્રાપ્તિ ; એને અર્થ કામ સુધી સીમિત ન કરવો એનાં પ્રમાણો અનેક મળે છે. સર્વનો સાર એજ કે શ્રીમદ્ ભાગવતનો ભગવત્સેવા તરફ ઝોક છે.

અર્થ :— અર્થ પણ ભગવાનને જ સમજી મેળવવા. કામ હરિદર્શન અને હરિસેવા એ કામ. પુરુષાર્થ, ભૌતિક, ઐહિક અને સ્વર્ગીય વાસનાઓ છોડીને ભગવાનને મળવું અને એની સેવા એ કામ. મોક્ષ પણ ઇશ્વરાનુરક્તિ–પરાસેવા એજ મુક્તિ. મુક્તિ અને ભક્તિ આ બે શબ્દો એક બીજાના શબ્દાર્થ જેવા બની જાય છે.

હવે શ્રીમદ્ ભાગવતની સ્કંધશઃ સત્યં પરં ધીમહિ આ મંગલાચરણની પ્રતિજ્ઞા તરફ પરમ સત્યની પ્રાપ્તિ કરીને તે જોઇએ.

પ્રથમ અને દ્વિતિય સ્કંધ એ બે અધિકાર અને જ્ઞાન એમ બે ઉપોદ્ઘાત્ સ્કંધ છે. તૃતીય સ્કંધ સર્ગ છે, સર્ગ એટલે સર્જન છે, આ સ્કંધ ૩૩ અધ્યાય યુક્ત છે. ચતુર્થ–વિસર્ગ એટલે ઇશ્વરકૃત સૃષ્ટિમાં વર્ણઆશ્રમ ધર્મની બ્રહ્માજી દ્વારા કરેલી વ્યવસ્થા. અધ્યાય ૩૧ છે. પંચમ સ્કંધ - સ્થિતિ - સૃષ્ટિમાં પ્રાણીઓને આધાર આપ્યો. કાર્યક્ષેત્ર મળ્યું એટલે કોઇપણ પ્રદેશમાં રહીને ભલે ભૂતળ કે પાતાલ હોય પણ જીવ પરમાત્મ સ્વરૂપ પામી શકે છે. આ સ્કંધના અધ્યાય ૨૫ છે. આઠ સ્કંધ–પુષ્ટિ પુષ્ટિ એટલે પોષણ ( પોષણં તદનુગ્રહઃ ) ભગવાનની કૃપાનું સ્વરૂપ છે. કર્તવ્યશીલને પ્રભુ પોષે છે, અજામિલ જેવો પણ તરે છે. ભગવન્નામ શ્રવણ, કીર્તન સ્મરણ, કરતાં ચિત્ત શુધ્ધ થાય એ ભગવાનનો અનુગ્રહ ( અધ્યાય ૧૯ ) સપ્તમ–ઊતિ. ઊતિ એટલે વાસના. વ્યક્તિ કૃપા મેળવીને શુદ્ર હોય તો કુપાત્ર બને છે ધન, યૌવન જ્ઞાન પણ કુસંગે, કુછંદે, કુપાત્ર બનાવે છે. પણ સુસંગે અને ભગવત્કૃપાએ સુપાત્ર બનાવે છે. અધ્યાય ૧૫ છે.

અષ્ટમ સ્કંધ–મન્વતર. સદ્ધર્મ–વાસનાઓમાંથી મુક્તિ દેનાર સંતોના ધર્મ કહયા અને ધર્મ પણ ચાર રીતે સમજાવ્યો છે. આપત્તિમાં, વિપત્તિમાં, સંપત્તિમાં અને પ્રપત્તિમાં. આ ધર્મનું સંચાલન મનુઓ, રાજાઓ, ઋષિઓ કરે માટે મન્વંતર ચરિત્રો, આ સ્કંધમાં મૂકયા છે. [અધ્યાય ૨૪ છે]. નવમ સ્કંધમાં ઇશની કથા. ધર્મથી હૃદય

શુધ્ધ બનતાં સંતોના જીવન ચરિત્રો સાંભળવા પાત્રતા થાય અને એ ભગવાનનો ભક્ત બને છે. સંત ચરિત્રોનાં ખાનમાં શ્રી રામ અને અન્ય કથાઓ આવી [ અધ્યાય ૨૪ ]. દશમ—નિરોધ–હૃદય અને જીવન બન્નેની વિશુધ્ધિ થતાં ભગવત્પ્રેમનો અધિકાર મળે છે. ભગવદાશ્રય કરાવનારાં અન્ય સાધનો જેવા કે યોગ, જ્ઞાન, કર્મ, ધ્યાન વિ. છે. પણ આ બધાની સમજ અને શક્તિ માટે, પંગુ જનસમૂહ માટે ભગવાનનાં ચરિત્રો અને લીલાઓ દ્વારા પોતાને ભગવાનના હૃદયમાં કેદ બનાવે એ નિરોધ લીલા છે. અધ્યાય સંખ્યા ૯૦ છે. એકાદશ—મુક્તિ—ભગવત્સેવામાં નિરોધ પામેલા જીવની મુક્તિ સ્વતઃસિદ્ધ થાય છે. પ્રપંચોમાંથી ઉપરામ બની પરમતત્વમાં રસવૃત્તિ સ્થિર કરી દેવી તેનું નામ મુક્તિ. જીવને સચ્ચિદાનંદનો પૂર્ણ લાભ થયો એટલે તે મુક્ત બન્યો. અધ્યાય સંખ્યા ૩૧ છે. દ્વાદશ આશ્રય શ્રીમદ ભાગવત અને ભગવાન બન્ને એક જ છે. પૂર્ણાનંદ ભગવાનનો માધુર્યરસ અને એનું અવલંબન લેનાર ભગવદ્રુપમાં નિમગ્ન બને આ એની આશ્રય સિદ્ધિ છે. [અધ્યાય ૧૩]. આમ પરમસત્ય તરફ દોરતું આ વાઙમય મહાપુરાણના લક્ષણોની લક્ષણ સામગ્રી પ્રમાણે તાત્વિક રીતે વિચારતાં પણ ભાગવત, મહાપુરાણની યોગ્યતામાં સાંગોપાંગ પાર ઉતરે છે.

ભાગવત માત્ર એક મહાપુરાણના લક્ષણાન્વિત ગ્રંથ ન રહેતાં ભક્તિવૃત્તિ દ્વારા મુક્તિ તરફ માર્ગ ચીંધનારૂં દિવ્ય સાધન હોવાથી સમૃદ્ધિપૂર્ણ વાઙમય છે, અને એમાં અન્ય શાસ્ત્રો અને આગમોનો પણ યોજનાપૂર્વકનો સંગ્રહ અને સમન્વય કર્યો છે, અને સ્વસિદ્ધિની પુષ્ટિમાં તેમને ગુંથી લીધા છે.

**સાંખ્ય :**—કાપિલ સાંખ્ય એ નિરીશ્વર સાંખ્ય દર્શનમાંથી સેશ્વર સાંખ્ય શાસ્ત્ર, સાંખ્યયોગનો સંગ્રહ છે.

**અન્ય શાસ્ત્રો :**—જેવાં કે ધર્મશાસ્ત્ર તો તે પણ પ્રથમ, એકાદશ સપ્તમ સ્કંધોમાં ખુબ વિસ્તાર અને સંક્ષેપ પ્રસંગોચિત સંઘર્યા છે. વરાહ અવતાર, કૂર્મ અને મત્સ્ય આ અવતારોની સમજ માટે મીમાંસા સહાયક બને છે (૩, ૧૪, ૨૪). મુક્તિયુક્ત રીતે જ્યોતિષનો ઉપયોગ ઘણો સુચક છે, પરીક્ષિતનું ફલિત કર્મ, કૃષ્ણજન્મ પ્રસંગે ગ્રહો, કલિયુગનો પ્રારંભનો સમયનો નિર્દેશ આ જ્યોતિષશાસ્ત્રના ઉદાહરણો છે. યુગગણના, ભૂગોળ, ખગોળ ભવાટવી–વર્ણન આ ગણિત અને ફલિત બન્ને પ્રશ્નોનાં સૂચક છે. આશ્રમોના વર્ણનો, ભગવદ્ ધામના વર્ણનોમાં, જલવાયુ, વિવિધ વનસ્પતિ, પુષ્પફળ એ સર્વ વિજ્ઞાનની સિદ્ધિ સૂચક પામું છે. માંધાતાનો જન્મ અને હરિશ્ચંદ્રના જલોદરનો

વિશ્વામિત્ર દ્વારા વનસ્પતિથી ઉપચાર આ આયુર્વેદની સિદ્ધિના પ્રસંગો છે. વિવિધ યુદ્ધ સામગ્રી અસ્ત્ર, શસ્ત્ર, કર્દમનું કામગ વિમાન, ભગવાન કૃષ્ણનું ચક્ર આ ભૌતિક વિજ્ઞાનની સિદ્ધિઓ છે.

અનેક સ્થળોએ ભગવાન શ્રી કૃષ્ણની વ્યવહાર નીતિની ઉંડી સમજ-રાજસૂય પ્રસંગ દશમ સ્કંધ અધ્યાય ૭૯ – આ ઉત્તમ ઉદાહરણ છે. સત્રાજિતના સમાધાન માટે સ્યમંતક રાજસભામાં જાહેર કરવો એ નિષ્કલંક ચરિત રાજશાસકનું રાજનીતિનું ઉદાહરણ છે. સાહિત્યપક્ષે પણ ૩૫થી વધુ છંદો ભાગવતમાં પ્રયોજ્યા છે. પ્રસંગને અનુકૂળ છંદ કૌશલ્ય એ વ્યાસજીએ ભાગવતમાં પૂર્ણપણે બતાવ્યું છે. સમૂહ સ્તુતિઓના પ્રસંગોએ છન્દ વૈવિધ્ય એ ભિન્ન ભિન્ન માનવ મસ્તિષ્કની અવસ્થા દ્યોતક છે. એમાં મુખ્યતઃ અનુષ્ટુપ, ઇન્દ્રવજ્રા ઉપેન્દ્રવજ્રા, વંશસ્થ વસંતતિલકા છે.

આમ સર્વ શાસ્ત્રો અને વેદાંગોનો ખૂબ સુલભ સમન્વય શ્રીમદ્ ભાગવતમાં નજરે પડે છે.

સર્વ સંપ્રદાયો અને આચાર્યો, વિદ્વાનો અને જનસમૂહનો ભગવચ્ચરણ પ્રેમ તરફનો આદર એને વધારીને પુષ્ટ કરીને જીવન સાફલ્ય બનાવતું ભાગવત એ પુરાણ તિલક છે. પ્રભુને પ્રાપ્ત કરાવનારૂં અપૂર્વ વાઙ્મય છે—અરે, પ્રભુનું સ્વરૂપ છે. એનાં અવ–ગાહનથી પાવન બનીને પ્રભુપ્રેમના ભાગી બનીએ.



# -: શ્લોક અને પુણ્ય શ્લોક :-

લેખક : શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રી

નામસંકીર્તનં યસ્ય સર્વપાપપ્રણાશનમ્ ।
પ્રણામો દુઃખશમનસ્તં નમામિ હરિં પરમ્ ॥

શ્લોક અને પુણ્યશ્લોક ચતુર્દશ લોકની લોકોત્તર લક્ષ્મી છે. લક્ષ્યનિષ્ઠ થવું, લક્ષ્યબિંદુ ન ચૂકવું એ જીવનની લક્ષ્મી. શ્લોકના કીર્તને, શ્રવણે અને પુણ્યશ્લોકના દર્શને, સ્પર્શને લક્ષ્યનિષ્ઠ થવાય.

શ્લોક એ દર્શનશાસ્ત્રનું અક્ષર સ્વરૂપ અને પુણ્યશ્લોક દર્શનશાસ્ત્રનું અનુભવ સ્વરૂપ મૂર્ત–સ્વરૂપ. બન્નેના ચરણના એકાદ રજકણની ઉપાસનામાં કે પ્રાપ્તિમાં, રજોમય માનવ જીવન તેજોમય, શોકમય જીવન અભય અને આનંદમય બની જાય.

બન્ને સ્વરૂપ માનવને દૃષ્ટિ આપે અતિસંચિત પુણ્યયોગે કવચિત્ પુણ્યશ્લોક સાંપડે ત્યારે સતત સ્વાધ્યાય, પાઠમાં શ્લોકોના રટણથી વિચારશીલ શ્રદ્ધાશીલ બનેલી મતિને, વિવેકશીલ, નિશ્ચલ ને કર્તવ્યશીલ બનાવે.

ઉભય ભગવાનનાં જ પ્રતિબિંબ. બિંબની બધીજ ખૂબીઓ પ્રતિબિંબમાં ખૂબ ખૂબ વ્યક્ત દેખાય. ભક્તને તે અવ્યક્ત બ્રહ્મ કે ઇશ્વરનો સાક્ષાત્કાર એ બે પ્રતિબિંબોમાં થાય.

કાવ્ય અને કાર્યનામનાં બે દર્પણોમાં એ એકજ સ્વરૂપ ભગવાનના પ્રતિબિંબ પડયાં. એકનું નામ શ્લોક અને બીજાનું નામ પુણ્યશ્લોક. અપારદર્શી એ બે દર્પણોમાં પ્રભુની પ્રભુતાના, મૃદુતાના, સરલતાના, રસાલતાનાં, દયાલુતાનાં, વિશાલતાનાં સર્વજ્ઞાતાનાં, સુખરૂપતાનાં ભાન થયાં

સત્–ચિત્ અને આનન્દની મધુર અને મંગલ ઝાંખી કરાવી, જીવનને શાંતિ આપી માર્ગદર્શન આપ્યુ.

ક્ષણે ક્ષણે રસનામાં વસીને શ્લોકે, અને હૃદયમાં વસીને પુણ્યશ્લોકે મનુષ્યને પ્રેરણા આપી, ઉત્સાહ આપી "સ્વરૂપસ્થ" બનાવ્યો. "સ્વરૂપસ્થો યદા જીવઃ કૃતાર્થઃ સઃ

નિગદતે." જીવ સ્વરૂપસ્થ બને ત્યારે કૃતાર્થ કહેવાય. કોઇનું કોઇપણ ન હોય ત્યારે પુણ્યશ્લોક અને શ્લોક એનું ધન, સાધન બની જાય.

એ શ્લોક એટલે શ્રીમદ્ ભાગવત, અને પુણ્યશ્લોક એટલે વ્યાસ, શુક, નારદ વગેરે પુરૂષો. ચતુર્દશ લોકમાં બ્રહ્મએ યાત્રા આદરી માનવ માત્રની જીવનયાત્રા રસાલ બનાવી એવા શ્રીમદ્ ભાગવતની સમાપ્તિનાં ફલશ્રુતિને સમજાવતો આ છેલ્લો શ્લોક.



## —: શ્રીમદ્ભાગવત અને માનવ ધર્મ :—

લેખક : આચાર્ય ભાઇશંકર પુરોહિત

શ્રીમદ્ ભાગવત મહાપુરાણોમાં અતિપ્રસિદ્ધ અને સર્વવિદિત છે. ભક્ત, જ્ઞાની કે કર્મયોગી સૌનો એ ભોમિયો છે. ભક્તોનું તો એ કલ્પવૃક્ષ છે. ભાગવત તત્ત્વદર્શી ગ્રંથ છે. સંકુચિત સાંપ્રદાયિકતા એમાં ક્યાંય જોવા જડતી નથી. મુખ્યત્વે ભગવાન વિષ્ણુ અને એના અવતારોનો પ્રશંસક ગ્રંથ હોવા છતાં શ્રદ્ધાવાન ઉદારચરિત ભક્તે સ્વીકારેલી કોઇપણ દિવ્યતત્ત્વની ઉપાસનાનો એ સમાન આદર અને સ્વીકાર કરે છે. બધાંએ દૈવી સ્વરુપો સત્યનાં પ્રકટરૂપો છે. ભાગવતની આ તત્ત્વલક્ષી દૃષ્ટિ એના મંગલશ્લોકમાં સ્પષ્ટ થાય છે. પરમાત્માને એ "સત્યં પરં ધીમહિ" વાક્યથી સત્યસ્વરૂપે ધ્યાન કરવાનું ઉપદેશ છે. પરમાત્માના અવતારનું પ્રયોજન પણ મુખ્યત્વે સત્યરક્ષા અને સત્યપ્રતિષ્ઠા છે. ગીતા ધર્મગ્લાનિને પરહરી ધર્મપ્રતિષ્ઠાને ઇશ્વરાવતારનું પ્રયોજન કહે છે ત્યારે 'ધર્મ' શબ્દ મુખ્યત્વે સત્યનો જ સૂચક છે. 'સત્યે સર્વં પ્રતિષ્ઠિતમ્' એમ રામાયણે નિરૂપ્યું છે. સમગ્ર ભાગવતના અવલોકનથી સ્પષ્ટ થાય છે કે સત્ય પ્રકટ કરતું, સત્યની આરાધનાને જ જીવનનું સાધ્ય બનાવતું અને તે માટે જ વિવિધ ક્રિયાકલાપો વિસ્તારતું જીવન પરમાત્માનું જ પ્રગટરુપ છે. રામકૃષ્ણ કે અન્ય જગદુદ્ધારક ઉદારચરિત્રો સત્ય અર્થાત ધર્મની રક્ષા અને પ્રતિષ્ઠા માટે જીવનભર ઝઝૂમ્યાં માટે જ એમને આપણે પરમાત્માના અવતાર માનીએ છીએ અને પૂજીએ છીએ.

સત્ય પ્રતિષ્ઠિત સદાચાર જ ધર્મ છે. ધર્મના ચાર પાયા : તપ. જ્ઞાન, યજ્ઞ અને દાન. સત્યપ્રતિષ્ઠિત બનીને જ ધર્મ શબ્દને પાત્ર બને છે તેમજ પરમાત્મ પ્રાપ્તિનાં સાધન થઇ શકે છે.

પ્રાચીન શાસ્ત્રો શબ્દથી કહે છે તે કરતાં વધુ સૂચવે છે. પરમાત્માની ઉપાસના કે ભક્તિ યમ નિયમોના પાલન વિના પ્રાણવતી બની શકતી નથી. આ બાબતમાં ગીતા અને ભાગવત અસંદિગ્ધ તેમજ સ્પષ્ટ છે. ભાગવતધર્મ સદાચારમૂલક ધર્મ છે. સત્ય, અહિંસા, સંયમ, અપરિગ્રહ અને અસ્તેય, આ પાંચ યમો તથા શૌચ સંતોષ તપ અને ઇશ્વરારાધન, આ ચાર નિયમોની ઉપેક્ષા કરનાર સાચો ભાગવત થઈ શકે નહિ. યમ નિયમો હૃદયની શુદ્ધિ માટે અપરિહાર્ય છે. શુદ્ધ હૃદયમાં જ પરમાત્માનું સર્વાન્તર્યામી રૂપ—વિષ્ણુસ્વરૂપ પ્રગટ થાય છે. જીવન રાગદ્વેષના કૂડાકચરાથી ભરપૂર હોય, સ્વાર્થ અને સંકુચિતતા છૂટતાં ન હોય તો જપ તપ કે ભજનકીર્તન બાહ્ય આડંબર માત્ર બની રહે છે. અન્તર્યામી એથી રીઝતો નથી. હૃદય નિર્મળ થયા વિના પરમાત્મા માટે સાચો પ્રેમ સાચી તાલાવેલી જાગે નહિં અને પ્રેમશૂન્ય મલિન હૃદયમાં પ્રભુનો પ્રકાશ પ્રગટે નહિ, એ વાત ભાગવતે અનેક દ્રષ્ટાન્તોથી સ્પષ્ટ કરી છે.

ધર્મ અને સદાચારની જેમ ભક્તિ અને સર્વમાં ઇશ્વરભાવનો સંબંધ અતૂટ છે. આ તત્ત્વદૃષ્ટિને જીવનમાં પ્રતિષ્ઠિત કર્યા વગર નવધા ભક્તિની ચર્ચા નિરર્થક બની જાય છે.

સત્યની જેમ પ્રેમ પણ પરમાત્માનું જ રૂપ છે. જેમ જેમ પરમાત્મભાવ નિર્મળ અને દૃઢ થાય તેમ તેમ પ્રાણી માત્ર પ્રત્યે પ્રેમ સહજ રીતે વહેવા માંડે. પ્રેમ એ આનંદનું જ બીજું નામ છે. દુન્યવી પદાર્થો કે સુખનાં સાધનરૂપ મનાતાં સ્વજનો પ્રત્યેનો પ્રેમ વાસ્તવિક પ્રેમ નથી પણ મોહ છે. અહૈતુક સ્વયંભૂ અને પ્રાણીમાત્રને આવરી લેતો પ્રેમ જ યથાર્થ પ્રેમ છે. આવો નિર્મળ પ્રેમ પરમાત્માના આનંદરૂપના અનુસંધાનમાંથી જ પ્રગટે છે, અને તેનાં હાલતા ચાલતાં રૂપો અર્થાત પ્રાણીમાત્ર તરફ સ્વભાવથી જ વહેવા માંડે છે. આવા પ્રેમની પરિપક્વતામાં પ્રભુની શક્તિ તેમજ જ્યોતિ ભક્તના જીવનને ભરી દે છે.

બ્રહ્માની સંકલ્પસિદ્ધિનું મૂળ શામાં છે એ જિજ્ઞાસાથી પ્રરાઇ નારદે બ્રહ્માને પૂછયું ત્યારે બ્રહ્માજીએ આપેલો ઉત્તર આજ વાતનું સમર્થન કરે છે :—

"વત્સ, મારૂં વચન કદિ મિથ્યા થતું નથી, મારૂં મન કયાંય નિરર્થક ભટકતું નથી, મારી ઇન્દ્રિયો કુમાર્ગે જતી નથી; કારણ કે મેં ઉત્કણ્ઠાપૂર્વક હૃદયથી હરિને ધારણ કર્યા છે."

---

ઈશ્વર માટેની અનન્ય ભક્તિ, અનન્ય પ્રીતિ, સત્ય અને સંયમથી જીવનને ભરી ન દે, જીવનને સર્વાંગ સુંદર ન કરે, તો એમાં ક્યાંક કાંઈ ખામી હોવી જોઈએ.

પરાભક્તિથી સંપન્ન સન્તોનાં ચરિત્રો આજ વાતની સાક્ષી પૂરે છે. પુરાણપ્રસિદ્ધ અંબરીષ અને રંતિદેવ જેવા ભક્તો કે મધ્યકાલીન કબીર, તુકારામ અને મીરાં વગેરે ભક્તકવિઓ પ્રાણીમાત્ર વિષે પ્રેમ અને કરૂણાનાં મૂર્ત રૂપો હતાં. પ્રાણીમાત્રને પ્રભુનાં ચલ રૂપો સમજી સમભાવ અને સમવેદના ધરવી એ ભક્તનું મુખ્ય લક્ષણ છે. ગીતાના બારમા અધ્યાયમાં "અદ્વેષ્ટા સર્વભૂતાનામ્" થી આરંભી અંત સુધીના આઠ શ્લોકો આવા ભક્તના સાચા લૌકિક સ્વરૂપનું હૃદયંગમ નિરુપણ કરે છે. શ્રીમદ્ ભાગવત પણ ભક્તને લોકકલ્યાણમાં નિરંતર પ્રવૃત્ત પરમાત્મનિષ્ઠ વ્યક્ત તરીકે નિરુપે છે :—

એતાવાનવ્યયો ધર્મઃ પુણ્યશ્લોકૈરુદાહૃતઃ ।
યો ભૂતશોકહર્ષાભ્યામ્ આત્મા શોચતિ હૃષ્યતિ ॥ અ. ૬–૧૦–૯

પ્રાણીઓના શોક તેમજ હર્ષથી પોતે પણ શોક અને હર્ષનો અનુભવ કરવો એનેજ પુણ્યપુરુષો અવ્યય ધર્મ તરીકે ઓળખાવે છે.

જ્ઞાની પણ જ્ઞાનની ખુમારીમાં દુનિયાનાં દુઃખો પ્રત્યે આંખ મીંચામણાં કરે તો એ જ્ઞાની નહિ પણ ડોળઘાલુ દંભી બની રહે એમ કઠોર વચનો કહેતાં ભાગવત અચકાતું નથી :—

બ્રાહ્મણઃ સમદૃક્ શાન્તો દીનાનાં સમુપેક્ષકઃ ।
સ્રવતે બ્રહ્મ તસ્યાપિ ભિન્નભાણ્ડાત્ પયો યથા ॥ અ. ૪–૧૪–૪૧

બ્રહ્મજ્ઞાની સમદૃષ્ટિ અને શાન્ત હોય પણ જો તે ગરીબોની ઉપેક્ષા કરે તો ફૂટેલા વાસણ-માંથી પાણીની જેમ એનું બ્રહ્મજ્ઞાન વહી જાય છે અર્થાત તેનું જ્ઞાન ટકતું નથી.

માનવના સંતાપને પરહરવો એ જ્ઞાની તેમજ ભક્તને માટે પ્રભુકાર્યજ છે. આ વાત મર્મસ્પર્શી શબ્દોમાં કહી છે :—

તપ્યન્તે લોકતાપેન સાધવઃ પ્રાયશો જનાઃ ।
પરમારાધનં તદ્ધિ પુરુષસ્યાખિલાત્મનઃ ॥ ૮–૭ ૪૪

---

મોટે ભાગે સાધુજનો લોકોના સંતાપે સંતપ્ત થાય છે. સર્વમાં આત્મરૂપે વસતા પરમાત્માનું એજ પરમ આરાધન છે.

પ્રાણીસેવામાં અને સમદર્શનમાં અનુપમ સુખ મળે છે, એટલે જ બાહ્યજીવનમાં અનેક આપત્તિઓ આવે તોયે સાધુજનો, પરમાત્માના લાડિલાઓ, મસ્તરામ થઇને હરિના ગુણ ગાયા કરે છે :—

યદા ના કુરુતે ભાવં સર્વભૂતેષ્વમંગલમ્ ।
સમદૃષ્ટેસ્તથા પુંસઃ સર્વાઃ સુખમયાઃ દિશઃ ॥

જે માણસ પ્રાણીમાત્ર પ્રત્યે જરાયે અમંગલ ભાવ રાખતો નથી તે સમદષ્ટિ પુરુષ માટે બધી દિશાઓ સુખમય બને છે.

પરમાત્માને પ્રાપ્ત કરવાનું અનન્ય સાધન પ્રાણીસેવા અથવા માનવધર્મ છે એ વાત શ્રીકૃષ્ણ સ્વયં ગીતામાં ચોટદાર રીતે જણાવે છે.

જે પરમાત્મામાથી સમગ્ર ચરાચર વિશ્વ પ્રકટે છે અને જે અણુઅણુમા વ્યાપ્ત છે તે પરમાત્માને પોતાના શુભકર્મોથી પૂજનાર માનવ જ સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

મહાભારત કહે છે :—

ન માનુષાત પરો ધર્મઃ ।
માનવતાથી મોટો કોઇ ધર્મ નથી.

આ બધાનું તાત્પર્ય એ છે કે ભારતીય શાસ્ત્રો અને હિંદુ ધર્મે માનવતાને, તેમજ માનવને ઉત્તમ બનાવનાર ગુણોને, ભક્તિ જ્ઞાન કે કર્મયોગ એ સૌમાં પ્રાધાન્ય આપ્યું છે. ધર્મ પણ સાધુતાનું જ બીજું નામ છે.

卐

卐 卐

---

# -: પુષ્ટિમાર્ગ-પરિચય :-

લેખક : નવનીતપ્રિય જેઠાલાલ શાસ્ત્રી, વલ્લભ વેદાન્તાચાર્ય, કાવ્યતીર્થ.

માનવ માત્ર મથે છે—મનગમતું મેળવવા, અણગમતું અટકાવવા; પણ સૌને મનગમતું મળતું નથી, અણગમતું અટકતું નથી; પરિણામે અનેકવિધ અકળામણ અને અથડામણ અનુભવાય છે. આમાં કલ્યાણની કામના તો કોને સંભવે ? કોઇક સદ્‌ભાગીને ધર્મમાં યથાર્થ અભિરુચિ થાય છે, તે મથે છે—મોક્ષ માટે. લોકો તો મોટે ભાગે, મૂઝવણમાંથી માર્ગ મળે, તેને જ મોક્ષતુલ્ય માનીને મોહમગ્ન રહે છે. તેનાં તો ધર્મ વગેરે કલ્યાણ-કાર્યો પણ, કામનાઓ પૂરી કરવાનાં સાધન જ બની રહે છે. કીર્તિ અને કમાણીમાં કલ્યાણ તો કચડાતું દેખાય છે. કલ્યાણ કામના તો કોઈકને થાય છે, સામાન્ય. મોક્ષકામના થાય તે મધ્યમ. કૃષ્ણકામના થાય તે ઉત્તમ.

કલ્યાણ પણ કોઇને કપોલકલ્પિત રીતે ન મળે. ભગવાને ઉદ્ધવજીને તેનો ઉપાય સ્પષ્ટ કહ્યો છે,—"યોગાસ્રયો મયા પ્રોક્તા નૃણાં શ્રેયો વિવિધત્સયા ।।" માનવમાત્રનું કલ્યાણ કરવાની કામનાથી કૃષ્ણે ત્રણ યોગ કહ્યા છે. ૧. જ્ઞાનયોગ—તેમાં અધિકાર વૈરાગ્યવાળાનો. ૨. કર્મયોગ—તેમાં અધિકાર કામનાવાળાનો, આસક્તનો. ૩ ભક્તિયોગ—તેમાં અધિકાર છે—થોડા વૈરાગ્ય અને થોડી આસક્તિવાળાનો. વૈરાગ્ય કે કથામા શ્રદ્ધા ન થાય, ત્યાં સુધી આસક્તિવાળાએ કર્મ કરવાનાં. કૃષ્ણજ્ઞાન કે કૃષ્ણભક્તિ મળે તો કૃતાર્થ થવાય. શરીરને સુખશોધ કે સુખભોગમાં વેડફી ન દેવું; મોક્ષ કે મોક્ષદાતા મુકુન્દને મેળવવા મથે નહિ, તે માનવ નહિ. મિલકત મેળવવામાં, મોજ-શોખ માણવામાં મગ્ન રહે, તે અજ્ઞ. તેનું જીવન વન જેવું અને મરણ આત્મઘાત જેવું. શરીર સાચવવું તો સૌને ગમે. સુખ ભોગવવા શરીર સાચવે—સંસારી સુખ ભગવાનને દેવા—સેવા માટે—શરીર સાચવે—સાધુપુરૂષ, ભક્ત. ભક્તને તો સર્વ સુખ સુલભ છે તેનાં તો શરીરનાં સાધારણ કાર્ય મલત્યાગ કે ભોજન પણ, શરીર સેવાનું સાધન હોવાથી, પરંપરારૂપે સેવાનાં જ અંગભૂત થઇ જાય. જ્ઞાનીઓ બ્રહ્મભાવના અંતે પણ ભક્તિરસ માણવા ઝંખે છે બ્રહ્મભાવના અંતે કૃષ્ણકૃપાથી પ્રાયઃ ભક્તિ મળે છે. શાસ્ત્રમાં કહેલી ભક્તિ મર્યાદારૂપા. શાસ્ત્રોક્ત સાધન પરંપરાથી પણ તે મળે. કેવલ કૃષ્ણકૃપાથી મળતી પ્રેમલક્ષણાભક્તિ—સ્વતંત્ર. કૃપા વિના કોઇ સાધનથી તે ન મળે. "કલૌ ભક્ત્યાદિમાર્ગા હિ દુઃસાધ્યા ઇતિ મે મતિઃ । અને "ભક્તિઃ શુદ્ધા સ્વતંત્રા ચ દુર્લભેતિ ન સોચ્યતે ।।"—કહીને, શ્રીમદ્ વલ્લભાચાર્યજી

તો કર્મ–જ્ઞાન અને મર્યાદાભક્તિમાર્ગ; તથા સ્વતંત્ર ભક્તિમાર્ગની કલિયુગમાં દુઃસાધ્યતા અને દુર્લભતા સ્પષ્ટ કહે છે.'

ભગવાન કૃષ્ણે ગીતાજીમાં પ્રિય સખા અર્જુનને અને ભાગવતમાં પ્રિય સખા ઉદ્ધવજીને, મર્યાદા અને પુષ્ટિના અધિકાર પ્રમાણે, ભક્તિના સ્થાને અનુકલ્પરૂપે ઉપાય બતાવ્યો છે—સર્વત્યાગપૂર્વક શરણાગતિ. અર્જુન અને ઉદ્ધવ, બંને પ્રભુના પ્રિય, બંને સખા, બંનેને ભગવાને ઉપદેશ આપ્યો છે. ગુહ્ય અને ઉત્તમ રહસ્ય તો તેમને કહે ને ! સરલ, સફલ, સ્પષ્ટ, સંમાર્ગ છે—કૃષ્ણની શરણાગતિ. ગીતાજીમાં, સર્વધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ॥"—સ્પષ્ટ છે. "એક"—કૃષ્ણ સિવાય બીજા કોઈને શરણે જવાથી કૃતાર્થ ન થવાય. અનન્ય અને દૃઢ રીતે કૃષ્ણનું શરણ જ લેવાય. ભાગવતજીમાં, "તસ્માત્ત્વમુદ્ધવોત્સૃજ્ય ચોદનાં પ્રતિચોદનામ્ । પ્રવૃત્તં ચ નિવૃત્તં ચ શ્રોતવ્યં શ્રુતમેવ ચ ॥ મામેકમેવ શરણમાત્માનં સર્વદેહિનામ્ । યાહિ સર્વાત્મભાવેન મયા સ્યા હ્યકુતોભયઃ ॥" વિધિ–નિષેધ, પ્રવૃત્તિધર્મો–નિવૃત્તિધર્મો, શ્રોતવ્ય–શ્રુત; આ સર્વ છોડીને, સર્વપ્રાણીઓના આત્મારૂપ ભગવાન કૃષ્ણને શરણે સર્વાત્મભાવે જઈને, અભય મેળવવાનો આદેશ છે. તેમાં પણ, "મામેકમેવ" સ્પષ્ટ છે. પોતાના વિના અન્ય કોઈને શરણે જવાનું કૃષ્ણ કહેતા નથી. કેવલ કૃષ્ણની જ અનન્ય–દૃઢ–શરણાગતિથી કૃતાર્થ થવાય. અનન્યતા એ આગ્રહથી ઉભી કરેલી કોઈની કલ્પના નથી, માત્ર ભક્તોની મનોભાવના નથી, શાસ્ત્રમાં સ્પષ્ટ કહેલી અનિવાર્યતા છે. "અનન્યાશ્ચિન્તયન્તો માં—।" "ભક્ત્યા ત્વનન્યયા—।" વગેરે વાક્યોમાં ભગવાન પોતે સ્પષ્ટ કહે છે, અનન્યતાનો આદર છે. અનન્યતામાં અન્યની અવજ્ઞા નથી, કોઈની પણ અપેક્ષા કે ઉપેક્ષા વગર, કાર્યમાત્રમાં કૃષ્ણની જ કામના—તે છે અનન્યતા. ભક્તિમાર્ગમા તો સુદૃઢ સ્નેહની આ સ્વાભાવિકતા છે, શરણાગત–પરિપાલન તો ભગવાનનું વ્રત છે. મર્યાદામાં શ્રીરામે,—"પ્રપન્નોઽહં તવાસ્મીતિ યઃ સકૃદભિયાચતે । અભયં સર્વભૂતેભ્યો દદામ્યેતદ્વ્રતં મમઃ ॥" પોતાનું વ્રત કહ્યું. "શરણાગત છું", "તમારો છું" —એમ જે એક વખત અંતઃકરણની આતુરતા પૂર્વક પ્રાર્થે, તે સર્વપ્રાણીને અભય દઉં છું;—આ વ્રત છે મારૂં શરણાગત રક્ષણ કરે છે રામ. આપે છે અભય પુષ્ટિમાં સ્પષ્ટ બોલે છે કૃષ્ણ,—"તસ્માત મચ્છરણં ગોષ્ઠં મન્નાથં મત્પરિગ્રહમ । ગોપાયે સ્વાત્મયોગેન સોઽયં મે વ્રત આહિતઃ ॥" શરણાગત, અનન્ય અને અંગીકૃત વ્રજની રક્ષા આત્મયોગથી ભગવાન કૃષ્ણ કરે છે. "ગોપાયે"—આત્મનેપદ છે. શરણાગત–પરિપાલનમાં તો ફલલાભ પ્રભુને પોતાને લાગ્યો છે ! વ્રત છે ને ! કોઈપણ અધિકાર કે સાધન વગર, સરલતાથી સફલતા મળે છે—સુદૃઢ શરણાગતિથી. કૃતાર્થ કરે છે—કેવલ કૃપા.

કૃપા તો ભગવાનમાં ગુઢરીતે રહેલો અસાધારણ ધર્મ છે. મૂલ રૂપ ભગવાનનો આ ધર્મ, ભગવાને સર્જેલી આ સૃષ્ટિમાં પણ દેખાય છે. દેવામાં ડુબી જનાર, નાદારી નોંધાવે, તો અમુક ભાગની રકમ લેણદારોને દેવા છતાં, દેવામાંથી છુટયો ગણાય છે ને! આ કાયદેસરની કૃપા છે. સ્મૃતિ, પાપના પ્રમાણમાં પ્રાયશ્ચિત બતાવે છે; પણ અત્યંત પાપપરાયણને સામાન્ય પ્રાયશ્ચિત્તથી પાવન થવાનો ઉપાય બતાવે જ છે ને! આ પણ છે કૃપા. ભૂલ કરનારને ભીંસી નાખવાને બદલે, પાપ કરનારને પીસી નાખવાને બદલે, અપરાધ કરનારને ઉથલાવી નાખવાને બદલે, ઉદારતા પૂર્વક ઉન્નત બનાવી--ઉદ્ધાર કરવું, ભગવાનનું આ સામર્થ્ય--તે કૃપા. તેને શાસ્ત્રમાં અનુગ્રહ કે પુષ્ટિ પણ કહે છે. "પોષણં તદનુગ્રહઃ"-શુકદેવજીએ ભાગવતમાં તેનું લક્ષણ આપ્યું છે. છટ્ઠા સ્કન્ધની કથામાં તેનું કાર્ય દેખાય છે. નામ દ્વારા કૃપા લાભ દેખાયો અજામિલ પ્રસંગમાં. "નારાયણ"-નામ માત્રે પાપી પાવન થયો. રૂપ દ્વારા કૃપા લાભ દેખાયો ઇન્દ્ર પ્રસંગમાં. કર્મપરાયણ વિશ્વરૂપ જ્ઞાનનિરત દધીચિજી અને ભક્તિપૂર્ણ વૃત્રના દેહત્યાગમાં નિમિત્ત થયો ઇન્દ્ર; અપરાધી ત્રણેનો, છતાં ઉધ્ધાર થયો અનુગ્રહથી. અજામિલનો કાલ, ઇન્દ્રનાં કર્મ અને અંતે અસુર થનારા મરુતો સુર થતાં, તેમનો સ્વભાવ – કાંઈ ન કરી શકયાં કૃપાબલ સામે. કરાલ કાલ, કલુષિત કર્મ અને સુદૃઢ સ્વભાવનો પણ કોઈ પ્રભાવ કૃપા–પાત્ર પર ન રહે. માનવ–દેવ–દૈત્ય સૌને તેનો લાભ મળે છે. કૃપા તો જીવનું કલ્યાણ કરનારી છે, ભગવાનને ઉપયોગી બનાય છે તો ભક્તિથી. વિવિધ રૂપમાં કૃષ્ણ કૃપા જ સર્વત્ર કાર્ય કરે છે. કૃપા વિના કાંઇ કાર્ય સંભવી શકે નહિ. "કાલાદિની વર્તકોઽનુગ્રહાપરનામા વીર્યવિશેષરૂપો ભગવદ્ધર્મઃ પુષ્ટિઃ ।" કાલ–કર્મ–સ્વભાવ વગેરેને દૂર કરનાર, અનુગ્રહ નામનો, વિશેષ પ્રકારના 'સામર્થ્ય' રૂપ, ભગવદ્ધર્મ પુષ્ટિ છે. આ કૃપા પુષ્ટિમાં પણ બે ભેદ,—૧ મર્યાદા. ૨ પુષ્ટિ. વિશ્વરૂપમાં મર્યાદા કૃપા દેખાય છે, મર્યાદાપુષ્ટિ વૃત્રાસુરમાં પુષ્ટિ–કૃપા દેખાય છે. પુષ્ટિ પુષ્ટિ સામાન્યરીતે, પંચમ સ્કંધમાં મર્યાદા સ્થાન રૂપ સ્થિતિલીલા પછી દશમાં આ પુષ્ટિલીલા હોવાથી મર્યાદાપુષ્ટિ છે. કેવળ પુષ્ટિ તો દશમમાં દેખાય છે. સામાન્યરીતે તે લોકો – સંપત્તિ, સત્તા, સંતતિ, સુખ, શાંતિ મળે તેને જ કૃપા સમજે છે. વૃત્રાસુરે તો, "ત્રૈવર્ગિકાયાસ—" માં કૃપાની સમજ જુદી જ દીધી છે. ધર્મ, અર્થ અને કામ – પુરુષાર્થ સંબંધી પ્રયાસો ભગવાન્ સફલ ન થવા દે, સરલ તે કોઇ કાર્ય ન રહે, છતાં વિકલ થયા વિના શરણાગતિમાં સુદૃઢ રહેવાય, કૃપાનું અનુમાન તેથી થઇ શકે. વૃત્રે તો પુષ્ટિમાર્ગના પુરુષાર્થો પણ સ્પષ્ટ સમજાવી દીધા છે. "અહં હરે તવ—।" એ ચાર શ્લોકોમાં.

૧. કૃષ્ણનું દાસ્ય એ ધર્મ. ૨. કૃષ્ણ પોતે જ અર્થ. ૩. કૃષ્ણ દર્શનકામના તે કામ, અને ૪. કૃષ્ણના બની જવું તે મોક્ષ.

કૃષ્ણ તો કોઇને પણ પોતાના બનાવીને કૃતાર્થ કરી શકે છે. જેને પોતાનો બનાવવા ઇચ્છે, તેનું ભગવાન "વરણ" કરે છે.--"યમેવૈષ વૃણુતે તેન લભ્યઃ ।" જેનું વરણ કરે, તેને વિભુ મળે. જેમ વર કે કન્યા મનપસંદને વરે, તેમ ભગવાન પોતે ઇચ્છે તેને સ્વતઃ મળે. તેમાં કાંઇ અધિકાર [યોગ્યતા] કે સાધનની જરૂર ન પડે. આવા વિશેષ અનુગ્રહથી ભગવત્સ્વરૂપ જેનું ફલ છે તેવી ભક્તિ પ્રાપ્ત થાય. આ પુષ્ટિ-કૃપાથી થયેલી નિરુપધિ, નિરવધિ ભક્તિ-પુષ્ટિભક્તિ. તેની ઉપાય-પરંપરા-પુષ્ટિમાર્ગ. તેમાં હોય કેવલ કૃષ્ણકામના જ્યાં દેવદુર્લભ કૃષ્ણ સ્વયં સુલભ બને, ત્યાં કલ્યાણ કે કૈવલ્યની કામના પણ ક્યાંથી રહે ? ભગવાન દે તો પણ ભક્તો ન લે. આવી ભક્તિથી કે માર્ગરુચિથી અનુગ્રહનું અનુમાન થઈ શકે. ભગવાન જેનો પુષ્ટિમાર્ગ અંગીકાર કરવા ઈચ્છે, તેને સાચો સત્સંગ કૃષ્ણકૃપાથી મળે. સત્સંગ થતાં શ્રવણસેવન અનુભવથી ચિત્ત-શુદ્ધિ થાય, ભગવદ્ધર્મમાં અભિરુચિ થાય, અભિવૃદ્ધિ થાય. પુષ્ટિમાર્ગાનુકૂલ રુચિથી શ્રવણાદિ થતાં ચિત્તમાં ભગવાનનો આવેશ થાય. વિષય-વાસના વગેરે સંપૂર્ણ વિદાય થઇ જાય. પુષ્ટિમાર્ગ એટલે તનને પુષ્ટ કરવાનો માર્ગ નથી. મનને ભાવથી પુષ્ટ કરવાનું છે તેમાં તો ! પ્રમોદ અને પ્રમાદ પુષ્ટિમાર્ગમાં ન હોય, પુષ્ટિમાર્ગમાં પ્રભુ-પ્રાપ્તિનો પરિતાપ પ્રતિપલ હોય જીવનનું પ્રત્યેક કાર્ય પ્રભુની જ પ્રસન્નતાને લક્ષ્યમાં રાખીને થાય, સેવા રૂપ જીવન-વ્યવહાર બની જાય. આમ વારંવાર—શ્રવણ વગેરેથી દૃઢ રુચિ થાય, ભગવાન ની લીલાનો સાક્ષાત અનુભવ ન હોવા છતાં, આ પરોક્ષરુચિ પાંગરતી રહે, વધતી રહે. આ તો પ્રાથમિક-કક્ષા છે. આ સુરુચિસહિતનાં શ્રવણાદિથી ભગવાને દીધેલો બીજાત્મકભાવ અંકુરિત થાય. ભગવાને સૃષ્ટિ કરવાની ઇચ્છાથી, પોતાનામાંથી અનેક જીવોને પ્રકટ કર્યા છે. તેમના બે પ્રકાર—૧. આસુરી--આસુર સંપદયુક્ત. સંસારમાં સરનારા, પ્રવાહજીવો. ૨. દૈવી--દૈવી સંપદવાળા. મોક્ષપ્રાપ્ત કરનારા. દૈવીના બે પ્રકાર – ૧. મર્યાદા – શાસ્ત્રાનુકૂલરીતે, સ્વકલ્યાણ કે સર્વકલ્યાણ માટે જીવનારા. ૨. પુષ્ટિ – કૃષ્ણાનુકૂલ રિતે, પ્રેમમગ્ન દશામાં પ્રભુને સુખ થાય તેમ, સેવા માટે જીવનારા. આવા જીવોને તો ભગવાને જીવભાવ દેતી વખતે જ, પુષ્ટિમાર્ગીય ફલલાભ દેવા માટે, સૂક્ષ્મરીતે બીજભાવ રૂપે ભક્તિનું દાન કરેલું હોય છે, તે ત્યાગ-શ્રવણ-કીર્તન વગેરેથી વૃદ્ધિ પામે છે, અંકુરિત થાય છે. હૃદયમાં તેનાથી પ્રભુનો પ્રકાશ થાય છે, અંતરમાં અનુભવ મળે છે. તેનાથી વિશેષ રૂચિ થાય છે. આ છે – અપરોક્ષ-રુચિ તેનાથી શ્રવણ-સેવન વગેરે થતાં

બીજભાવ-પ્રેમાત્મક બને છે. આ સ્નેહ તો કૃષ્ણ સંબંધ સિવાયનાં સર્વમાંથી જીવના મનનો અનુરાગ દૂર કરી દે છે. "સ્નેહાદ્રાગવિનાશઃ સ્યાત્ ।" શ્રી મહાપ્રભુએ આ સ્નેહનું કાર્ય બતાવ્યું છે.

આ સ્નેહ, સેવા-શ્રવણ વગેરેથી વધતાં આસક્તિરૂપ બને છે. તેનાથી કૃષ્ણ સંબંધ વગરનાં સૌમાં અરુચિ ઉત્પન્ન થાય, કાંઈ જ રુચે નહિ. બાધક સૌ લાગે, આત્મીય કોઈ ન લાગે. આસક્તિ અભિવૃદ્ધિ પામતાં વ્યસન પ્રાપ્ત થાય. દેહાદિ-સર્વધર્મો સ્વાભાવિક રીતે નિવૃત્ત-વિસ્મૃત થઈ જાય. મન સ્વાભાવિકરીતે જ ભગવત્સ્વરૂપ કે લીલામાં નિમગ્ન રહે. માનસી-સેવા આ દશામાં સિદ્ધ થાય. વ્યસન પર્યન્ત આમ સાધનપરંપરા થાય, પછી સ્વરૂપાનન્દનો અનુભવ – ફલ તો ભગવાન સ્વેચ્છાથી સ્વયં આપે. શ્રી ગોપીજનને રાસલીલા રૂપે મળ્યું છે ને ! "આસક્ત્યા સ્યાદ્ ગૃહાડરુચિઃ ।" અને "યદા સ્યાદ્વ્યસનં કૃષ્ણે કૃતાર્થઃ સ્યાત્તદૈવ હિ ।" – શ્રી મહાપ્રભુજીએ બંને કક્ષા કહી છે. વ્યસનદશા પછી ભજનાનન્દ મળે. સર્વત્ર પુરુષોત્તમ શ્રીકૃષ્ણના સ્વાનુભવથી, ઉત્કટ સ્નેહથી, શૃંગારરસ પ્રગાઢ સર્વાત્મભાવ ભગવાનમાં થાય. તેનાથી અંદર અને બહાર નિરંતર પુરુષોત્તમનો અનુભવ મળે. શુદ્ધપુષ્ટિભક્તોનો આ ફલલાભ છે, – નિત્યલીલા-પ્રવેશ. શ્રીભાગવતમાં અવતારલીલા અને નિત્યલીલા બંનેનું નિરૂપણ છે, – કૃષ્ણલીલામાં. "સોડશ્નુતે સર્વાન્કમાન્ સહ બ્રહ્મણા વિપશ્ચિતા– ।" શ્રુતિમાં કહેલો સર્વકામાશન લાભ પુષ્ટિલીલામાં સ્પષ્ટ છે. તેમાં ભગવાન ગૌણ, ભક્ત મુખ્ય. સર્વસમર્થ, સર્વતંત્ર સ્વતંત્ર, સર્વને વશ કરનાર, ભગવાન પણ ભક્તોના પ્રેમમાં પરતંત્ર બને છે. લીલા, પ્રભુ પોતાની ઈચ્છાનુસાર જ નહિ, ભક્તેચ્છાનુસાર કરે છે. "ભક્તાભિલાષા ચરિતાનુસારી – ।" શ્રીમહાપ્રભુજી શ્રીવલ્લભાચાર્યજી સ્પષ્ટ ગાન કરે છે ને ! નિત્યલીલામાં ભગવદિચ્છાનુસાર ગો-પશુ-પક્ષી-વૃક્ષ-નદી-ગોપ-ગોપીજન વગેરે રૂપે સ્વરૂપાનન્દ લાભ મળે છે. આધુનિક પુષ્ટિમાર્ગીય ભક્તોને પણ, આવી વિશિષ્ટ કૃષ્ણકૃપા થતાં નિત્યલીલા પ્રવેશ મળે છે. આવા ભક્તોને તો મોક્ષકામના પણ ક્યાંથી હોય ? મોક્ષમાં તો મળે – ગણિતાનન્દ; લીલામાં તો અનુભવાય પ્રકટ પરમાનંદ – અગણિતાનંદ. મોક્ષમાં, – જ્ઞાનમાર્ગમાં ઇન્દ્રિયો અને ક્રિયાશક્તિ વ્યર્થ થાય. લીલા અને ભક્તિમાં તો તેનો વિનિયોગ ભગવાન માટે થતાં કૃતાર્થતા મળે. કૃષ્ણકૃપા થાય તો લૌકિક કે વૈદિક ફલ – સુખની અપેક્ષા પણ ન રહે. મુનીઓને પણ દુર્લભ છે આ પુષ્ટિભક્તિ. તેનાં પ્રવર્તક છે – શ્રીગોપીજન. પુષ્ટિમાર્ગમાં તે ગુરુરૂપ છે.

આ પુષ્ટિમાર્ગ વા ભક્તિના ચાર પ્રકાર. જે ભક્તોને આ ભક્તિ મળી હોય, તેની ઓળખ શ્રીમદાચાર્યજીએ આપી છે, "પુષ્ટયા વિમિશ્રાઃ સર્વજ્ઞાઃ પ્રવાહેણ ક્રિયારતા ।

મર્યાદયા ગુણજ્ઞાસ્તે શુધ્ધાઃ પ્રેમ્ણાતિદુર્લભાઃ ॥" ૧. પુષ્ટિપુષ્ટિ – ભગવત્કૃપાથી તેમને સેવા કે લીલોપયોગી સર્વ જ્ઞાન હોય ભગવાન, લીલા, પરિકર વગેરે સર્વનું યથાર્થ સ્વરૂપ જાણીને તે ભગવાનને ભજે છે. ૨. પ્રવાહપુષ્ટિ – અહંતા-મમતા રૂપ સંસાર પ્રવાહમાં પણ ભગવાનને ઉપયોગી ક્રિયાઓમાં રત તે હોય. ૩. મર્યાદાપુષ્ટિ – વિષયભોગ આસક્તિ વગેરે છોડીને, ભગવાનની કથાના શ્રવણ વગેરેમાં પ્રવૃત્ત. ગુણ ગોવિંદના જાણનારા આ ભકતો હોય. ૪. શુધ્ધપુષ્ટિ – કેવલ પ્રેમપ્રધાન, સેવાશ્રવણ વગેરે પ્રેમપ્રચુરતાથી કરનારા આ ભકતો તો અતિદુર્લભ, સર્વોત્કૃષ્ટ છે જીવે તો પુષ્ટિપુષ્ટિ ભકિત માટે પ્રયત્ન કરવાનો. ભગવદ્ભકિતમાં ઉપયોગી યથાર્થ જ્ઞાનપ્રાપ્ત કરીને કૃષ્ણસેવા કરવાની. શુદ્ધ પુષ્ટિ ભક્તિ તો માત્ર કૃષ્ણકૃપાથી જ મળે, ભગવાન વશ થાય. "કૃષ્ણાધીના તુ મર્યાદા સ્વાધીના પુષ્ટિરુચ્યતે ।" ભકતો કૃષ્ણને વશ રહે તે તો મર્યાદાભક્તિ; કૃષ્ણ ભકતોને વશ બને તે પુષ્ટિભકિત દામોદરલીલામાં ભગવાનના બંધનની કથા કરતાં પણ, શ્રીશુક જેવા જ્ઞાનીને અપરાધનો ભય છે. "યચેવ કિલ તં બદ્ધં—"માં 'કિલ'થી પ્રસિધ્ધિ કહી છે, તેવી તો પોતે ભાવના પણ કરતા નથી; અને મા યશોદાજી તો નિશંય પણે તે ભગવાનને બાંધવા તત્પર છે! ભગવાન સ્વબંધનમાં કૃપાથી બંધાય છે પણ ખરા! "પુષ્ટિ" શબ્દ કયારેક કૃપા અને કયારેક પુષ્ટિભકિત માટે વપરાય છે. પુષ્ટિભકિત રૂપ છે— પુષ્ટિમાર્ગ. શ્રી હરિરાયજીએ શુધ્ધપુષ્ટિ ભક્તિના ધર્મોનું નિરૂપણ—"પુષ્ટિમાર્ગ, સ કથ્યતે। એ વીસ કારિકાઓમાં કર્યું છે.

પુષ્ટિમાર્ગમાં મુખ્ય છે – કૃષ્ણસેવા. "કૃષ્ણસેવા સદા કાર્યા – ।" તનનો વિનિયોગ કૃષ્ણસુખસંપાદનમાં કરાવતાં, તેમા સાનુકૂલરીતે ધનનો વિનિયોગ સેવોપયોગી પદાર્થોના સંપાદનમાં થાય તન-ધનના વિનિયોગથી અહંતા-મમતા દૂર થાય. સંસાર દુઃખ અને આસકિતનું મૂલ જાય, પછી દુઃખ કયાંથી રહે. યથાર્થરીતે તન-ધનથી સેવા કરનારનું સંસાર દુઃખ દૂર થાય, ભગવાનનુ જ્ઞાન થાય. તનુજ-વિત્તજા સેવા જુદી પાડીને સેવા ન થાય બંને સંકળાએલી જ છે. 'તત્સિધ્ધયૈ તનુવિત્તજા ।" માત્ર દ્રવ્ય દઇને દૂર રહેવાથી તો અભિમાન આવે સેવામાં તો આ દુઃખનું દૂર થવું કે જ્ઞાન થવું તે તો ગાણ ફલ છે. મુખ્ય છે – માનસીસેવા. તન-ધન-મન ત્રણેનો વિનિયોગ સંગતરીતે કૃષ્ણ સેવામાં થવો જોઇએ.

આ સેવાનો અધિકાર મળે છે – 'બ્રહ્મસંબંધ" નામની સામ્પ્રદાયિક દીક્ષાથી તેના બે વિભાગ છે – ૧. નામનિવેદન કે શરણદીક્ષા. ૨. આત્મનિવેદન કે બ્રહ્મસંબંધ

શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ કેટલાકને માત્ર નામનિવેદન કરાવ્યું છે, કેટલાકને બ્રહ્મસંબંધ. જીવની યોગ્યતા પ્રમાણે દીક્ષા દેવાતી હતી. અત્યારે ભેદ પણ છે, સાથે પણ દેવાય છે. સ્વસુખ ઇચ્છનાર માટે છે – શરણ. કૃષ્ણસુખ ઇચ્છનાર, સ્નેહસભર ભક્તો માટે છે – સમર્પણ, આત્મનિવેદન. બ્રહ્મસંબંધ-દીક્ષામાં જીવ પોતાના માનેલા સર્વપદાર્થો પરથી માલિકી રૂપ આસક્તિ ઉઠાવી લઈ, સર્વકાંઇ ભગવાનનું જ હોવાથી, ભગવાન કૃષ્ણને સર્વનું સમર્પણ આત્મા સહિત કરે છે, પોતે કૃષ્ણનો દાસ બને છે. કૃષ્ણનો દાસ બને, તેને જીવનમાં ઉદાસ થવાનું ન રહે.

આવા ભક્તો માટે, લોકપ્રસિધ્ધ સેવકધર્માનુકૂલ જીવનવ્યવહાર ભગવાન સાથે રાખવાનો. "અસમર્પિતવસ્તૂનાં તસ્માદ્વર્જનમાચરેત્ ।" પ્રભુની પ્રસાદી ન હોય તેવી – અસમર્પિત-વસ્તુઓનો ત્યાગ કરવાનો. જીવનમાં ઉપયોગી બધી જ વસ્તુઓ યોગ્યરીતે પ્રસાદી જ હોવી જોઇએ તેવી નિર્દોષ વસ્તુઓથી નિર્દોષ રહેવાય, નહિ તો અનેક દોષો અનાયાસે આવે. પ્રસાદી મિશ્રી-ચરણામૃત વગેરે પધરાવીને બનાવી લેવું તે ગૌણ છે, ભગવાનને અંગીકાર કરાવવું મુખ્ય છે.

સેવા અને કથા પુષ્ટિમાર્ગનાં આવશ્યક કર્તવ્ય છે. શ્રીમહાપ્રભુજીએ "ષોડશગ્રંથો"માં આ સંબંધી સ્પષ્ટતા કરેલી છે. "ભગવદિચ્છા"—આ સર્વપરિસ્થિતિમાં પ્રસન્ન અને પ્રભુ પરાયણ રાખતો વિવેક છે. સર્વદુઃખો મરણ પર્યંત, સર્વતરફથી સહન કરવાં, સેવાકથારત રહેવું, આ ધૈર્ય છે. ભગવાનમાં અવિશ્વાસ ન કરવો, અન્યની અલ્પ પણ અપેક્ષા ન રાખવી, જીવનની સર્વ બાબતોમાં કૃષ્ણ પર જ આધાર રાખવો આ આશ્રય છે. વિવેક–ધૈર્ય–આશ્રય તો સર્વસ્થિતિમાં સૌને ઉપકારક છે. કૃષ્ણસેવામાં લૌકિક ભોગ, પ્રમાદ વગેરે દોષો અને લૌકિક ઉદ્વેગ પ્રતિબંધ રૂપ છે, તેનાથી દૂર રહેવું. અષ્ટાક્ષરનો સતત જપ કરવો, શ્રીભગવતસેવનરત રહેવું, વૈષ્ણવ વ્રત–એકાદશી, જયંતી કરવાં. ગ્રંથ-ગુરૂ–વૈષ્ણવ દ્વારા પોતાની પાત્રતા પ્રમાણે કૃષ્ણપરાયણ રહેવું પીસી નાખતી પ્રતિકૂલતામાં પણ પ્રસન્ન રાખે છે—પુષ્ટિમાર્ગ. તેનો સિધ્ધાન્તપક્ષ "બ્રહ્મવાદ" કે "શુદ્ધાદ્વૈત" નામે કહેવાય છે વેદ–ગીતા-બ્રહ્મસૂત્ર અને ભાગવત તેમાં પ્રમાણ છે. આ સર્વકાંઈ બ્રહ્મ છે. દેખાતું જગત બ્રહ્મ રૂપ સત્ય છે. તેમાં "અહંતા-મમતા" રૂપ સંસાર જીવે અવિદ્યાથી કલ્પેલો મિથ્યા છે. માયા ભગવાનની શક્તિ છે જીવ ભગવાનનો અંશ છે. માયાથી જીવને મોહ થતાં સંસારબંધનમાં ફસાય છે, ભક્તિથી મુક્તિ મળે છે. પુષ્ટિભક્તિથી તો ભગવાન સુલભ બને છે. ભગવાન શ્રીકૃષ્ણની જ શરણાગતિથી માયા તરી શકાય, અન્ય કોઇ જ ઉપાય તેમાં નથી. અનન્યરીતે કૃષ્ણને ભજે, તેને જીવનમાં કોઈ પ્રશ્ન ન રહે.

કૃતાર્થ તે સરલતાથી બને. સર્વકાંઇ મેળવવા મથતો માનવ, કૃષ્ણને મેળવવા મથે, તો મૂંઝવણ ન રહે, મોક્ષ માગવો ન પડે, મોક્ષદાતા મળે ને! કૃષ્ણકામના જ હોય પુષ્ટિમાર્ગમાં. કૃતાર્થ થવાય આ પુષ્ટિમાર્ગથી. વંદન એ પુષ્ટિભક્તિને, ભક્તોને, ભગવાનને, આચાર્ય-ચરણોને.



## —: વૃત્તિ-અન્વેષણ :—

લેખક : નરેન્દ્ર તાપીશંકર દવે, વેદાન્ત શાસ્ત્રી

વૃત્તિનું દર્શન, અન્વેષણ—એ તો મંગલપ્રગતિનું સોપાન છે. વૃત્તિથી જ માનવ પૂજનીય કે દંડનીય બને છે. વૃત્તિનાં ત્રણ વિકાર મુખ્ય છે. આવેગ (૧), અધીરાઇ (૨) અને અસંતોષ (૩). આવેગનું પરિણામ ઉદ્વેગ છે. અધીરાઇનું ફળ મુર્ખાઈ છે. અસંતોષનો પાક સંક્ષેપયુક્ત બને છે. પરિણામ બાદ પરિવર્તન લગભગ અશક્ય છે પરંતુ પરિણામપૂર્વે એટલે વિકારના પ્રારંભમાં જ તેનું નિરીક્ષણ કરી તેનાં શમનનો માર્ગ લેવો તે જરૂર મંગલમય જીવન બનાવે. આવેગનું બીજું નામ ક્રોધ છે. ક્રોધનાં કારણો તપાસવા અને તે કારણોથી દૂર રહેવું તે તપ છે. તપાસે તે તપસ્વી બને.

ક્રોધનાં આઠ કારણો છે. જે ગીતાજી; ભાગવતજી; વિગેરે ગ્રંથોમાં ચરિત્રસરિતામાં ગુંથાએલાં છે. તે ચરિત્ર—નાયકનું મનન કરનાર સ્વજીવન શાંતિયુક્ત કરે છે. તો હવે ક્રોધનાં કારણો ક્રમવાર જણાવું.

૧] કામનાની અતૃપ્તિ–તે ક્રોધની જનેતા. કામના નિવૃત્તિ–ભક્તિ, સેવા અને સંયમદ્વારા કરવી.
૨] માનવનો અહંભાવ ઘવાય ત્યારે ક્રોધ થાય. સત્સંગ અહંનો ચૂરો કરનારૂં રસાયણ છે.
૩] ધારેલા સમયમાં કાર્ય ન થાય તો ક્રોધ થાય. તેમાંથી રક્ષણ મેળવવા બે કાર્યની વચ્ચે સમય વધુ રાખવો.
૪] આપણું છિદ્ર ખુલતું થાય તો ક્રોધ થાય. સાવધાની નિશ્છિદ્ર બનાવે.
૫] વિવેક વગરનું તપ માનવને ક્રોધી બનાવે. સ્વભાવને અનુકુળ તપ કરવું.
૬] કોઇકને ન સમજાવી શકીએ ત્યારે ક્રોધ થાય. ધૈર્યથી અન્યને ગળે વાત ઉતારવી.
૭] સ્નેહીનો અન્યથામાર્ગ તે પણ ક્રોધ જગાવે. ઇશ્વરેચ્છાના અવલંબને શાંતિ રાખવી.
૮] નિર્દોષને થતી પીડા કે અપાતી પીડા જોઈ ક્રોધ થાય, તે અવસરે અનાચાર કરનારને વિખૂટો પાડવો.

આવી રીતે લોભ, કામના—તેના કારણો શોધી તે કારણથી દુર રહેનારના ઉરમાં પ્રભુપ્રેમ ભરપુર થાય છે.





# चौबीस अवतार

## अनुक्रमणिका



य एतद् देवदेवस्य विष्णोः कर्माणि जन्म च।
कीर्तयेच्छ्रद्धया मर्त्यः सर्वपापैः प्रमुच्यते॥

श्रीमद्भागवत ११।३१।२७

जो मनुष्य देवदेव भगवान् विष्णु के अलौकिक कर्मों और जन्म का श्रद्धापूर्वक कीर्तन करता है वह सब पाप से छूट जाता है।

